રસિક નવલકથામાળા — પુસ્તક ૧૨ મું

# પાટલીપુત્રની પડતી.

લેખક—
ગોવર્દ્ધનદાસ કહાનદાસ અમીન.
સિનોર

પ્રકાશક,
પુંજાલાલ ભગવાન પારેખ.
વઢવાણ સીટી

મુંબઇના એજન્ટ,
મોહનલાલ પિતાંબર-બૂકસેલર
કાલબાદેવી રોડ-મુંબઇ નં. ૨

આવૃત્તિ ૧ લી — પ્રત ૭૫૦
સંવત ૧૯૮૦ — સને ૧૯૨૪

વસન્ત મુદ્રણાલયમાં, ચીમનલાલ ઈશ્વરલાલ મહેતાએ છાપ્યું
સિવિલ હૉસ્પીતાલ સામે-અમદાવાદ

મૂલ્ય રૂ ૪-૮-૦

## આજ લેખકનાં અન્ય પુસ્તક.



| | |
|---|---|
| દા બૂકર ટી વૉશિંગ્ટન | ૧–૪–૦ |
| પ્રતિજ્ઞાપાલન | ૧–૦–૦ |
| અદ્‌ભુત આગબોટ | ૧–૦–૦ |
| દા દાદાભાઇ નવરોજી | ૦–૩–૦ |
| યૂરોપનો રણરંગ | ૨–૦–૦ |
| છત્રપતિ રાજારામ | ૨–૮–૦ |
| જર્મનીની ઉન્નતિ | ૨–૦–૦ |
| દક્ષિણનો વાઘ | ૩–૦–૦ |
| સુબોધ પુષ્પવાટિકા | ૧–૮–૦ |
| જગતનો મહાન પુરુષ | ૧–૪–૦ |
| જ્ઞાનેશ્વરી | ૩–૦–૦ |
| મહાત્મા ટૉલ્સ્ટૉય | ૨-૧૨-૦ |
| દુર્ભાગી દારા | ૩–૮–૦ |





# નિવેદન.

ઐતિહાસિક નવલકથા એટલે પ્રજાને પોતાના પ્રાચીનત્વનુ, પ્રાચીન સસ્કૃતિનુ, પ્રાચીન ગૌરવનુ અખડ સ્મરણ રખાવનાર શાસ્ત્ર-પુરાણ, એમ જ કહેવુ જોઇશે શાળાપાઠશાળાઓના ઇતિહાસ અને ભૂગોળના પુસ્તકો જેટલી તવારીખો ભણાવે છે, જે નિદર્શન ઉત્પન્ન કરે છે તે ક્ષણિક હોય છે જ્યારે ઐતિહાસિક નવલકથાઓ વાચનારના મસ્તિષ્કમા કાયમનુ સ્થાન મેળવે છે, એવો અનુભવ પ્રત્યેક વિચારકને થયા સિવાય રહ્યો નથી, અને તેથી એ દિશામા પ્રયત્ન થાય તો તે ઇચ્છવા જોગ છે, એવી માન્યતાને કેટલાક સસ્કારી મિત્રોએ ટેકો આપવાથી મે તેવા પ્રયત્નો કર્યા છે આ પુસ્તક પણ તેનુ જ પરિણામ છે

પાટલીપુત્ર એ પ્રાચીન ઐતિહાસિક નગર છે આજે તેને પટ્ણા-પટ્ના નામથી ઓળખવામા આવે છે એ ભૂમિએ કાળના અનેક ઝપાટા સહન કર્યા છે, પણ તે સર્વનુ જે ઐતિહાસિક આલેખન થયુ છે તેમા હિંદુ સામ્રાજ્યસત્તાની અવગણના કરવામા આવેલી છે આમ થવાનુ કારણ અન્ય કઇ નહિ પણ બૌદ્ધાનુયાયીઓએ મૂળભૂત હકીકત બહાર આવવા દીધી નથી તે તેમજ હિંદુઓની સત્યસશોધન વૃત્તિની અછત એ છે એ સબધના કેટલાક પુસ્તક નજરે પડયા છે, પણ તેમા છેલ્લા સમ્રાટ શશાકની પેટ ભરીને નિદા કરેલી દષ્ટિએ આવી છે ખરી સ્થિતિ એવી છે કે સમ્રાટ શશાંકે કોઇપણ જાતનો ધર્મદ્વેષ કે ભેદ રાખેલો નથી તેણે સામ્રાજ્યના સરક્ષણ માટે આત્મબલીદાન આપેલુ છે આ વસ્તુને સાચા સ્વરૂપમા મુકવાનુ માન સુપ્રસિદ્ધ બગ-લેખક શ્રીયુત રાખાલદાસ બેનરજી એમ એ એમને ઘટે છે એમની ઐતિહાસિક વાર્તાઓ મારા જોવામા આવી હતી અને તેને

ગુજરાતીમા ઉતરેલી જોવા હું ઇચ્છતો હતો તેટલામા દૈવયોગે શશાંક વિષે અન્ય એક પુસ્તકમા કેવળ કાળુચિત્ર આલેખાયેલુ જણાયુ, તેથી તત્કાળ આ પુસ્તક ગુજરાતી વાચક સમક્ષ મુકવાનો નિશ્ચય થયો. પ્રયત્ન શરુ કર્યો પણ બંગ ભાષાના કાચા અભ્યાસથી મુશ્કેલી પડવા લાગી કહ્યુ છે કે, સત્ય સંકલ્પનો દાતા શ્રીભગવાન છે તે પ્રમાણે તે અરસામા મગહીમા એ વાર્તા બહાર પડેલી જણાતા તેની મદદથી અનુવાદ પુરો થયો અને અંતે વાચક સમક્ષ આ પુસ્તક મુકી શક્યો છુ તે માટે સહાયક, શુભેચ્છકનો આભારી છુ

સિનોર-વડોદરા } ગો૦ ક૦ અમીન.



# અનુક્રમણિકા.

## પ્રથમખંડ.



## દ્વિતીયખંડ

નવીન રસપૂર્ણ ડીટેક્ટિવ નવલકથા

# સફેદ ઠગ.

(ભાગ ૧-૨-૩)

મુબઇનો બાહોશ ડિટેક્ટિવ યાકુમખાન, તેનો મદનીશ સોલી તથા વફાદાર શ્વાન જબુ પોતાના અગાધ બુદ્ધિબળ અને ચાલાકીથી બદમાશોના સરદારને તેમના કૃત્યોનો યોગ્ય બદલો આપે છે તેનો રસિક અને મનોવેધક ચિતાર આ નવલકથામા આપેલો છે મુબઇના બદમાશો પણ કાઇ ઓછા ચતુર નથી તેઓ ડિટેક્ટિવને હફાવવાને માટે કેવી કેવી યુક્તિઓ રચે છે તે જોવા યોગ્ય છે તેમા પણ એક મોટી બેકમા ધોળે દિવસે ધાડ પાડનાર રુસ્તમ પહેલવાનની અદ્ભુત શક્તિ ભલભલા ડિટેક્ટિવોને પણ આગળા કરડાવે છે લાલ બુરખો પણ કાઇ ઓછી ચાલાકી બતાવતો નથી અને રાજકુમારના વેશમા લાખોની ઇસકયામત લૂટી લેનાર કાલીપ્રદાનનુ કૌશલ્ય વાચકને આશ્ચર્યચકિત બનાવે છે આ વાર્તા ખાસ નવીન જ લખાવવામા આવી છે તેનુ એક પૃષ્ટ વાચતા બીજુ પૃષ્ટ વાચવાની આતુરતા વધે છે અને પૂરી કીધા સિવાય શાતિ મળતી નથી આજકાલ અનેક નવલકથાઓ લખાય છે અને છપાય છે પણ આવી ડિટેક્ટિવ નવલકથા તો ભાગ્યેજ પ્રકટ થાય છે

પાકુ સોનેરી મનોહર પુઠુ, સુદર છપાઇ, ઉંચા એન્ટિક ફેધરવેટ કાગળ, દળદાર મોટા કદના પૃષ્ટ લગભગ ૫૨૫ છતા મુલ્ય માત્ર રૂા ૪-૮-૦ મળવાનુ ઠેકાણુ —

**પુંજાલાલ ભગવાન પારેખ.**

વઢવાણ સીટી-

# પાટલીપુત્રની પડતી.

## પ્રથમ ખંડ.

### પ્રકરણ ૧લું.

#### બાલક્રીડા

**આ**જથી હજાર બારસો વર્ષ પર પાટલીપુત્ર નગરની નીચે શોણ નદીનો પ્રવાહ ભાગીરથી નદીમાં ભળી જતો હતો આ શોણ સંગમના કીનારાપર એક અતિશય ભવ્ય અને પથરથી બંધાયલું પ્રાચીન ભુવન હતું અનેક સદીઓ પર શોણ નદીના પ્રવાહની ગતી બદલાઈ ત્યારથી એ ભવ્યભુવનની બાકી તુટી નિશાનીરૂપે રહેલો–સર્વભાગ ગંગા નદીના ઉદરમાં ગુપ્ત થઈ ગયો છે

વર્ષાઋતુનો પ્રારંભકાળ હતો સંધ્યાસમય પહેલાં કેટલીક વારથી શોણનદીની સામેના રાજમહાલયની એક બારી આગળ એક બાલક અને એક વૃદ્ધ મનુષ્ય ઊભા રહેલા જણાતા હતા બાલકની કાન્તી ગૌરવર્ણી હોઈ તેના સુવર્ણમય રેશમ જેવા લાંબાલચ કેશ તેની પીઠપર ઝુલી રહ્યા હતા સાયંકાળનો વાયુદેવ પણ તે બાલકના કેશ મન્દ સાથે હાસ્ય કરતો રમત રમ્યા કરતો હતો

તે બાલક પાસે જે વૃદ્ધ મનુષ્ય ઊભો હતો, તેની તીક્ષ્ણ દૃષ્ટિ જોતાં જ તે અંગરક્ષક હોય એમ કોઈ પણ પ્રેક્ષકના ધ્યાનમાં આવ્યા-

વિક ગીને આવે તેમ હતુ તેના કેશ શુભ્ર હોઈ લાબા હતા તેપ० તેણે લીલાન્ગનો પટકો બાધેલો હતો તે પુષ ભવ્ય અને ઉચો હતો, તથા તેનો દૃઢ અને આકર્ષક દેહ બહુધા વસ્ત્રશૂન્યજ હતો તેનો કટીપ્રદેશ એક સાધારણ વસ્ત્રથી આચ્છાદાયલો હતો હસ્તમા ભાલો પકડી તે સ્નબ્ધ્નાથી બાલક પાસે ઉભો રહેલો હતો

પાટલીપુત્ર નગરની નીચે શોણનદીનો મલિન પ્રવાહ ગગાના પ્રવાહમા પ્રવેશ કરતો હોવાથી ત્યા તરગલહરીનો પ્રસવ થઈ મોટા ઉછળી રહ્યા હતા વૃષ્ટીજળથી ડોળાઈ ગયેલો ગગાનદીનો પ્રવાહ વેગપૂર્ણ ગતીથી રત્નાકર તરફ દોડી જતો હતો ગજસ્થાન-યની બારીમા ઉભેલો બાલક ગગાના જલપ્રવાહનુ એકાગ્ર ચિત્તથી નિરીક્ષણ કરતો હતો પશ્ચિમ તરફ ગયેલી નૌકાઓ ધીમે ધીમે કાઠા પ્રતિ પ્રમી આવતી હતી શોણ સગમના ઉભયતટે પુષ્કળ નૌકાઓ એકત્ર થઈ રહેતી હતી પરતુ સધ્યાસમય થતો જતો હોવાથી લુબ્ધ થઈ । જલપ્રવાહમા નૌકાને વહેતી મુકવાનુ સાહસ નાવિકો કરી શકતા નહતા, બાલક પાસે ઉભેલા પેલા વૃદ્ધ સૈનિકનુ લક્ષ કાઠાના તરફ આવતી એ નૌકાઓ તરફજ લાગી રહ્યુ હતુ

ભાગીરથી તરફ જોતા જોતા બાલકે કહ્યુ "દાદા—"

"હા કુમાર!"

"દાદા, આ નૌકાઓ આજે સામે તીર નહિ જાય?"

વૃદ્ધે ઉત્તર આપ્યો 'ના, કુમાર! અધકારના ભયથી નાવિકો નૌકાઓ કીનારા તરફ જ લાવે છે!"

બાલકનો ચહેરો સહજ ફીક્કો પડયો બારીમાથી પાછો ફરી તે દિવાનખાનામા ગયો તે વૃદ્ધ સૈનિક પણ બાલક પાછળ ધીમે ધીમે ત્યા ગયો

આ વખતે ચારે દિશાઓ અધકારથી વ્યાપ્ત થયેલી હતી શોણ સગમ વાદળી પડ થી ઢકાઈ ગયો હતો દૂર—છેટે નદીના કીનારા ઉપર લગર ફરી પડેલી નૌકાઓમા ચમકતા નાના નાના દીપકો આગીયા જેવા જણાતા હ।

મગ્ન થયેલો હતો તે સુવર્ણ ફડપર સુન્દર નકશી કામ કરેલું હોઇ તેમાં કંઇ શબ્દો પણ લખાયલા હતા બાલક એ શબ્દો વાચવાનો પ્રયત્ન કરી રહ્યો હતો ફડના શીરોભાગે એક સુન્દર અને ધારદાર ગરૂડ બેસાડેલો હોઇ ચોતરફની ભીંતિપરના શસ્ત્ર સમૂહો વચ્ચે તેની છાયાના બીજા ભિન્ન આકારના પ્રતિબિંબ દૃષ્ટિએ પડતા હતા

વચ્ચેજ વૃદ્ધ તરફ દૃષ્ટિ ફેરવી બાલકે કહ્યું 'દાદા, હું સારી રીતે વાચી શકું છું જુઓ આ ફડપર કેટલાક નામ લખેલા છે એ સર્વ શું આર્ય સમુદ્રગુપ્તેજ લખ્યું છે કે ?"

વૃદ્ધે કહ્યું "ગરુડધ્વજપર કંઇ લખેલું છે, એ વાત તો [illegible] કદી સાંભળી જ નથી

આ વખતે તે બાલક કંઇ બોલવાનો હતો પણ તે તેના મુખ માંથી નીકળે તે પૂર્વે જ એક બાલિકા વાયુવેગે ત્યાં દોડી આવી અને તે બાલકના ગળે સજ્જડ વળગી પડી હાફતી હાફતી બોલી ઉઠી – 'કુમાર, માધવ કહે છે કે હું તારી સાથે પરણીશ ! તેથી [illegible] તેની પાસેથી અહીં દોડી આવી જો જો, તે મને પકડવા આ તરફજ આવે છે !'

એટલું કહી બાલિકા કુમારના શરીરને સાથ ભીડી લપાઇ બેસવાના પ્રયત્ન કરવા લાગી તે [illegible] કુમાર અને વૃદ્ધ સૈનિક કૌતુકપૂર્વક મોટેથી હસવા લાગ્યા તેમનો તે હાસ્યધ્વની પત્થરના રાજ મહાલયની દીવાલે દીવાલપર અથડાઇ પ્રતિધ્વનીમાં પરિણત થઇ ચોતરફ ઘૂમવા લાગ્યો !

આ વખતે બીજો એક બાલક વેગપૂર્વક દોડતો ત્યાં આવતો હતો તે એ બન્નેનું ખડખડાટ હસવું સાંભળી દ્વારમાંજ સ્થિર થઈ અટકી રહ્યો બાલિકાએ જેને 'કુમાર' કહી સંબોધન કર્યું હતું તેને જોઇ આ બીજા બાલકનો ચહેરો તરતજ કરમાઇ ગયો આ દેખાવ કુમારના લક્ષમાં આવ્યા સિવાય રહ્યો નહિ તે પુનઃ મોટેથી

લગ્યો, તે સાથેજ તે બીજો બાલક દ્વાર પાછળ લપાવા લાગ્યો બાલિકા હજીપણ પોતાના આશ્રયદાતાના વક્ષસ્થલમા પોતાનુ મુખકમળ છુપાવી રહી હતી

આ બીજા બાલકનુ શરીર સાધારણ અને અશક્ત હોઇ તેનો બાંધો પણ ઠીંગણો હતો તે રંગે કાળો હતો તેના તરફ દૃષ્ટિ કરતા તેનુ વય પાચ વર્ષ કરતા વિશેષ જણાતુ ન હતુ પરતુ ખરુ કહીએ તો તેનુ વય દશ વર્ષ કરતા કઇક વધુ હતુ બાલિકા રૂપમા લાવણ્યવતી હતી તેનુ વય આઠ વર્ષ કરતા વધારે ન હતુ તેનો વર્ણ સુવર્ણસમાન કાન્તિમાન હોઇ બાંધો સારો સુઘટિત હતો અને અવયવો કોમળ માધુર્યપૂર્ણ હતા, તોપણ તેને 'રૂપાળી' વિશેષણ આપી શકાય તેમ હતુ તેના મસ્તિષ્કપરનો કેશકલાપ વિપુલ, લાબો અને રંગે કાળા ભ્રમર જેવો હતો

તે બન્નેએ દિવાનખાનામા પ્રવેશ કર્યા પછી પહેલા બાલકે બીજા બાલકને કહ્યુ " માધવ, ચિત્રા સાથે તુ લગ્ન કરવા ઇચ્છે છે ? ચિત્રાએ તો કટલાએ દિવસથી પતિની પસદગી કરી રાખી છે "

માધવ નીચુ મુખ કરી અચકાતો અચકાતો બોલ્યો ' હુ કાળો છુ તેથી ચિત્રા મારો તિરસ્કાર કરે છે કાળો છુ તો પણ હુ રાજ-પુત્ર જ છુ ને ? '

આ સાભળી વૃદ્ધ સૈનિક બોલ્યો ' માધવ, મને લાગે છે કે સુદર સ્ત્રીનુ દર્શન થયુ કે તેની સાથેજ લગ્ન કરવુ એવો નિશ્ચય તે કર્યો છે, નહિ વારૂ ? "

આ શબ્દો સાભળી કુમાર મોટેથી હસવા લાગ્યો માધવનુ મર્મસ્થાન તેથી ભેદાયુ હોય એવો કઇક ભાસ થયો તે ખિન્ન મુદ્રાએ ધીમે ધીમે ત્યાથી ચાલ્યો ગયો

૭ ની છઠ્ઠી સદીના છેવટના ભાગમા ગુપ્તવશનો મહાસેન ગુપ્ત મગધ દેશનો અધિપતિ હતો તે વખતે પ્રાચીન ગુપ્ત સામ્રાજ્યનો

ગૌરવસૂર્ય અસ્તાચળે પહોચ્યો હતો સમુદ્રગુપ્તનો આ વ શજ મમ્રાટ પદવી ધારણુ કરી મગધ અને બ ગ દેશપર સત્તા ચલાવતો હતો એ સત્ય હશે, તોપણુ સામ્રાજ્યનો ઘણો ભાગ તે વખતે અન્યની મત્તામા ગયેલો હતો આર્યાવર્તમા મૌખરી રાજાએ પોતાની નિષ્ક ટક મત્તા સ્થાપન કરી હતી બ્રહ્માવર્ત અને પચનદ દેશમા સ્થાન્વીશ્વરનો વૈશ્ય રાજવ શ ધીમે ધીમે પોતાનો અધિકાર વિસ્તૃત કરતો જતો હતો કામરૂપદેશે પુષ્કળ સમયપૂર્વે પોતાની સ્વત ત્રતા પ્રાપ્ત કરી લીધેલી હતી બ ગ અને સમતટ એ દેશો કદી કદી સામ્રાજ્યની મત્તા સ્વીકારતા પર તુ મધી મળતી કે સમ્રાટને ખ ડણી પહોચડાવા તરફ વિના હરકતે દુર્લક્ષ રાખી શક્તા હતા

અંતિમ સમ્રાટ મામ્રાજ્યની પુરાણી રાજધાની પાટલીપુત્રમાજ રહેતા હતા તે વખતે ભરતખ ડની એ પ્રાચીન રાજધાનીને ક્ષય લાગુ પડયો હતો—પાટલીપુત્ર તે વખતે પોતાની છેવટની સ્થિતિમા હતુ આ સમયે કાન્યકુબ્જનો ગૌરવ રવિ ધીમે ધીમે ઉદય પામતો જતો હતો આ પછી મગધની રાજધાનીએ સર્વ ભરતખ ડની રાજધાનીનુ કદીપણુ સ્થાન મેળવ્યુ નથી પાટલીપુત્રરૂપી ભાગી તટી રાજધાનીમા રહી ગુપ્તવ શના રાજાઓ સામ્રાજ્યને અભિનય અર્પતા હતા પર તુ આજુબાજુના રાજાઓના ભયથી તેમને હ મેશ શ કાશીલ સ્થિતિમાજ રહેવુ પડતુ હતુ કુમારગુપ્ત અને દામોદરગુપ્તે પ્રયત્નની પરાકાષ્ટાથી મૌખરી રાજ્યથી જેમ તેમ આત્મ રક્ષણુ કર્યુ હતુ અતિશય અલ્પ કાળમા મૌખરી રાજ્યને નષ્ટ કરી પશ્ચિમ પ્રદેશમા હૂણપ્રજાને પરાજય પમાડી મહાસેનગુપ્તનો ભાણેજ પ્રભાકરવર્ધન ઉત્તર તરફ મહાન બલાઢય અને પ્રતાપી રાજા થઇ બેઠો હતો પર તુ અદ્યાપિ મમ્રાટપદવી તેના મામાના વ શમા ટકી રહી હતી પાટલીપુત્રનગરનો સમ્રાટ મહામેનગુપ્ત પોતાના ભાણેજ—પ્રભાકરવર્ધનના ભયથી સર્વદા ચિ તામગ્ન રહેતો હતો તેની ખાત્રી થઇ ચુકી હતી કે, ગુપ્તવ શનો અધિકાર નામશેષ થઈ રહેશે !

સમ્રાટ મહાસેનગુપ્તને બે પુત્ર હતા આ પ્રકરણના પ્રારંભમા, શોણ નદીના પ્રવાહની તરંગાવલી તરફ જે કુમાર મુગ્ધ નેત્રે દૃષ્ટિ કરી રહેલો જણાયો હતો, તેજ મહાસેનગુપ્તનો વડીલ પુત્ર, ગુપ્ત સામ્રાજ્યનો ભવિષ્યનો સમ્રાટ અને સ્વામી હતો તેનુ નામ શશાંક હતુ ચિત્રાની પાછળ જે બીજો બાલક દોડી આવ્યો હતો તે શશાકનો કનિષ્ઠ બધુ હતો એ માધવ શશાકનો સગો બધુ નહતો, પણ સાવકો ભાઇ હતો વૃદ્ધ મહાસેનગુપ્તનો આ માધવપર અત્યત પ્રેમ હોઈ તેની ઇચ્છાઓ વિના વિલબે પૂર્ણ કરવામા આવતી હતી માધવને આવી રીતે લાડમા ઉછેરવાથી તે તોફાની, કૃતઘ્ન અને નિષ્ઠુર સ્વભાવનો બન્યો હતો કુમાર શશાક સ્વભાવે દૃઢ, પ્રશાન્ત, અત્યત ઉજ્વળ બુદ્ધિનો અને ઉદાર હતો, તે પ્રમાણે જ શરીરે પણ અતિ સુદર, બલિષ્ટ અને કાતિમાન હતો બાલ્યાવસ્થાથી જ યુવરાજ શશાક સૈનિકોને અતિ પ્રિય હતો બાલિકા ચિત્રા, સ્વર્ગસ્થ મડલદુર્ગાધિપતિ તક્ષદત્તની કન્યા અને શશાકના સુહૃદ નરસિહદત્તની ભગિની હતી તક્ષદત્તના અવસાન પછી મડલદુર્ગ પર જગલી લોકોએ હૂમલો કરવાથી તક્ષદત્તની વિધવા પત્ની પોતાના પુત્ર અને પુત્રીને લઈ પાટલીપુત્રમા આવી હતી અને ત્યા તેને આશ્રય મળ્યો હતો નરસિહદત્તનો વશપરપરાનો કિલ્લો અને ભૂમી પરહસ્તમા જવાથી સમ્રાટે પોતાનો સેનાપતિ મોકલી મડલદુર્ગ પોતાના હસ્તમા લીધો હતો તે સમયે મડન, ગૌડ, મગધ અને બગ પ્રદેશમા અત્યત દુર્જય કિલ્લાઓ શત્રુને ભય પમાડવા માટે અડગ ઉભા રહેલા હતા

તે વૃદ્ધ વીર અને કુમાર શશાક આયુધાલયમા બેસી કેટલીએ વાર સુધી જુદા જુદા પ્રકારની વાતો કરી રહ્યા હતા એટલામા સમીપના મહાલયમા એકાએક પુષ્કળ મનુષ્યોનો પાદધ્વની સભળાયો તે સાભળતા જ ચમકી હસ્તમાનો ભાલો દૃઢ કરી વૃદ્ધ વીર દ્વારમા આવી ઉભો રહ્યો અને કુમાર પણ આશ્ચર્યચકિત થઈ તરતજ ગાદીપરથી ઉઠયો

દીપક તેજમાં મધની આગળ સફેદ વસ્ત્રથી પરિધાન થયેલી વૃદ્ધ ભટ્ટની મૂર્તિ દેખાવા લાગી તેની પાછળ પરિચારક અને પરિચારિકાઓનું ટોળું ચાલ્યું આવતું હતું કુમારનું દર્શન થતાં જ ભટ્ટે હર્ષાતિશયથી જયધ્વનિ કર્યો, અને નીમિષ માત્રમાં સર્વ સેવક મંડળ તે વિધાનખાનામાં આવી પહોચ્યું આજે મધ્યાહ્ન સમયથી કુમાર આયુધગૃહમાં આવી બેઠો હતો રાજભૂવનમાં તેનો કંઇ પત્તો ન હતો સર્વ મંડળ ચિંતાતુર થઈ તેની શોધમાં રોકાયું હતું તેમને માધવગુપ્ત અને ચિત્રાએ જણાવ્યું કે, સંધ્યા સમયે કુમાર અને કોલ-સેના નાયક વલ્લ એ બને અસ્ત્રાગારમાં હતા, તે પરથી એ સર્વ મંડળ આ વખતે અહીં આવ્યું હતું બપોરથી કુમાર નજર નહિ પડવાથી સમ્રાટ અને પટ્ટમહાદેવી અધીર અને ચિંતાતુર બની ગયા હતા મહાદેવીને તો લાગ્યું કે, આ અચપળ બાળક કૃષ્ટિધારાથી છલોમલ ભરાયલી શોણ નદીના ઉદરમાં કદાચ ગડપ થઈ ગયો હશે!

કુમાર દૃષ્ટિએ પડતાંજ ભટ્ટે દોડી જઇ તેને ઉચકી લીધો તે અસ્ત્રાગારમાંથી બહાર પડયો પરંતુ કુમાર ત્યાંથી નીકળવાને તૈયાર થયો નહિ વૃદ્ધ ભટ્ટ સાથે તેણે તો મલ્લયુદ્ધ જ શરૂ કર્યું! ભટ્ટે તેને કેટલુએ પટાવ્યો, કેટલીએ લાલચો આપી, કેટલાએ કાલાવાલા કર્યા અને કેટલાએ પ્રકારે સમજાવવા પ્રયત્ન કર્યો, પણ તે તો એકજ વાત કહેવા લાગ્યો કે "વલ્લના મુખથી આર્ય સમુદ્રગુપ્તની કથા સાંભળીશ ત્યારેજ જપીશ! હું હમણા અહીંથી ક્યાંઇ પણ જઇશ નહિ!"

વલ્લે પણ કુમારને શાંત કરવા પ્રયત્ન કર્યો, પરંતુ તેમાં તેને વિશેષ જય મળ્યો નહિ છેવટે 'કાલે સવારે હું સમુદ્રગુપ્તની કથા કહીશ" એવી ભટ્ટે કબુલાત આપી ત્યારે કુમાર કંઇક શાંત થયો ત્યારપછી ભટ્ટ અને દાસદાસીઓ કુમારને લઇ નીકળી ગયા અને તેમની પાછળ વૃદ્ધ વલ્લ પણ ત્યાંથી ધીમે ધીમે ચાલ્યો ગયો

કુમાર શસ્ત્રાગાર પાસે સહાયની સાંગીમાં જે વૃદ્ધ ઉભો હતો તે મગધ સૈન્ય માહેનો એક નાયક હોઇ, જંગલી કોલ જાતિની સેનાના

પથકનો પ્રમુખ હતો તે કાલ જાતિનો જ હતો તેનું નામ લલ્લ હતું અનેક યુદ્ધમાં આ લલ્લે પ્રાચીન સામ્રાજ્યની કીર્તિનું રક્ષણ કર્યું હતું વૃદ્ધાવસ્થામાં સમ્રાટ મહાસેનગુપ્તને પુત્ર પ્રાપ્તી થયા પછી આ વૃદ્ધ લલ્લને તેના અંગરક્ષક તરીકે નીમવામાં આવ્યો હતો તેણે પણ ક્રમપૂર્વક ભક્તિ પુરઃસર કુમારના પાલન પોષણનું કાર્ય સ્વીકાર્યું હતું શશાંકનો પણ તેના પર એવો દૃઢ પ્રેમ બંધાયો હતો કે તે તેને 'દાદા" એ માનનીય સંજ્ઞાથી સંબોધતો હતો!



## પ્રકરણ ૨ જું.

### ચંદ્રભટ્ટની ઇતિહાસ કથા

સૂર્યનારાયણના પ્રચંડ, તીવ્ર તાપથી જાણે કે પૃથ્વી બળી રહી હોય તેવો ભાસ થઈ ગયો હતો! એવા વખતે રાજમહાલયના છેક નીચેના ભાગમાં આવેલી એક અંધારી ઓરડીમાં ખુલ્લી જમીનપર પડી વૃદ્ધ ચંદ્રભટ્ટ ભોજન કર્યા પછી વિશ્રાંતી લેતો હતો

સમ્રાટના વૈભવની સ્થિતિના પરિવર્તન સાથે રાજમહાલયમાં પણ સ્થિત્યાંતર થયેલું હતું શોણ અને ગંગાના સંગમ સ્થાનપર પુષ્કળ વર્ષપૂર્વે પાટલીપુત્રના લિચ્છવી રાજાએ એક નાનો બગીચો તૈયાર કર્યો હતો ગુપ્તવંશની પ્રતિષ્ઠાપના થયા પછી શહેરના મધ્ય ભાગમાં આવેલું રાજભૂવન છોડી પહેલો ચંદ્રગુપ્ત નગરના અંતિમ ભાગમાં આવેલા બાગમાં આવી રહ્યો હતો અને તે વખતે રાજમહાલયનો આ ભાગ બંધાયો હતો મોટા મોટા ભવ્ય પત્થરથી બંધાયલી આ નાની ઓરડીઓનો ઉપયોગ ઘણા વર્ષો સુધી બાલકુલ થયો ન હતો મગધ રાજ્યને આર્યાવર્તનું કેંદ્રસ્થાન પ્રાપ્ત થયા પછી સમુદ્રગુપ્ત અને બીજા ચંદ્રગુપ્તની કારકીર્દિમાં પાણીની પેઠે ધનનો વ્યય કરી શોણ તટપર

પ્રચંડ રાજમહાલય બાંધવામાં આવ્યો હતો પહેલા કુમારગુપ્તે આ મહાલય છોડી દઈ પોતાની દ્વિતીય રાણીની હોસ પૂર્ણ કરવા માટે ગંગા કીનારે શુભ્ર સંગેમરમરી પત્થરનું એક નવીન નિવાસમંદિર બંધાવ્યું હતું ગુપ્તવંશની અવનતિના પ્રારંભ કાળમાં સમ્રાટ આ કુમારગુપ્તના મંદિરમાં જ રહેતા હતા આ મંદિરના બાકીના ભાગનો ઉપયોગ અધિકારીઓના કાર્યાલયમાં થતો હતો એક ગાઉ જેટલો પ્રદેશ રોકી રહેલા આ રાજભૂવનના બાગ અને પ્રશસ્ત ચોકને ભિન્ન ભિન્ન સ્થળે ભિન્ન ભિન્ન નામ અપાયા હતા જે ઓરડીમાં યદુભટ્ટ રહેતો હતો તે, 'પહેલા ચંદ્રગુપ્તની કોઠી' નામથી પ્રખ્યાત હતી એવીજ રીતે 'ધ્રૂવ સ્વામીનો બાગ,' 'સમુદ્રગુપ્તનો મહાલય,' 'ગોવિંદગુપ્તનું વિશ્રામભૂવન' વગેરે જુદા જુદા નામથી રાજમહાલયના ભાગ પાટલીપુત્રના નાગરિકોમાં પ્રસિદ્ધ હતા ગુપ્ત સામ્રાજ્યની પડતીના સમયમાં તે વિસ્તીર્ણ રાજમહાલયની એવી સ્થિતિ થઈ ગઈ કે, તેની મરામત કરી તેને સારી સ્થિતિમાં રાખવાનું સામર્થ્ય પણ છેવટના રાજામાં રહ્યું નહિ! સર્વ ભક્ષક કાલના પ્રભાવથી મોટી મોટી ગચ્ચીઓ, બુરજો, દિવાનખાના, ઓરડાઓ તદ્દન અધોગતિને પામી અયોગ્ય બની ગયા હતા તેથી પરીણામે મગધ રાજાના નોકર ચાકરો અને નીચા પ્રકૃતિના કામદારો આ સર્વ ભાગનો ઉપયોગ કરતા થયા હતા રાજમહાલયનું મોટું ઉદ્યાન અને પટાગણ ઘનઘોર જંગલની સ્થિતિમાં પ્રવેશી ચુક્યું હતું પાટલીપુત્રની પ્રજા રાત્રીના સમયે કુમારગુપ્તના મહાલય સિવાય અન્ય કોઈ પણ સ્થાને જવાની હિંમત કરી શકતી ન હતી કુમારગુપ્તનું સંગેમરમરી મંદિર છેવટના સમયમાં બંધાયેલું હોવાથી હજી સુધી તેના જેટલું પ્રાચીન બનેલું ન હતું મગધરાજ ગંગાતીરે આવેલા આ વિશાળ ભૂવનમાંજ રહેતો હતો લાલ પત્થરથી બંધાયલા સમુદ્ર ગુપ્તના વિસ્તૃત ભૂવનમાં સમ્રાટના સંરક્ષકો નિવાસ કરતા હતા પ્રસ્તુત કથાના આરંભમાં કુમાર શશાંક અને સેનાપતિ લલ્લની જે

સ્થાને પ્રિયવાચકોને ભેટ થઇ હતી, તે સ્થાન આ ભૂવનના એક ભાગમાજ આવેલુ હતુ

એકાએક યદુભટ્ટની ઓરડીમા કુમારનુ આગમન થયુ યદુભટ્ટ બેઠો થઇ ગયો તેણે ગઇ કાલે આપેલુ વચન પૂર્ણ કરવા ગુપ્ત-વશના ઉન્નત કાળની કથા શરૂ કરી તે શૂન્ય શાત સ્થાનમા તેના ગભીર કઠ સ્વરનો પ્રતિધ્વની થવા લાગ્યો

વૃદ્ધ યદુભટ્ટ કુમારને કહેતો હતો—" શકરાજ આજ સુદર પાટલીપુત્રમા રહેતા હતા પ્રાચીન મગધદેશ તેમના ચરણમા આળોટતો હતો, તીરભુક્તિના રાજા પાટલીપુત્રમા આવી શકરાજના પાદમા પોતાનુ મસ્તક અવનત કરતા હતા અને વર્ષોવર્ષ એક સામાન્ય બેડનની માફક ચુપકીથી કર આપે જતા હતા વૈશાલીના પ્રાચીન લિચ્છવિ રાજવશના મનુષ્યો દુર્દશાના દારૂણ વમળમા સપડાઇ પાટલીપુત્રના આશ્રયમા આવી રહ્યા હતા એટલુજ નહિ પણ સામાન્ય ખડુન પ્રમાણે શકરાજાનુ દાસત્વસ્વીકારી તે જેમ તેમ જીવન વ્યતીત કરતા હતા "

આટલુ સાભળતામા કુમારનુ મુખકમળ રક્તિમા પૂર્ણ બની ગયુ ક્રોધકપિત સ્વરે શશાકે કહ્યુ " ભટ્ટ, તે વખતે દેશમા માણસજ નહોતા ? સર્વ મગધ અને તીરભુક્તિના રાજા એ સર્વએ શકની સત્તા કેમ કબુલ કરી ? "

યદુભટ્ટ ડોસો બની ગયેલો હતો, તેના કર્ણમા પણ સ્વર પૂર્ણ રીતે જઇ શકતો ન હતો તેણે કુમારના ઉદ્દગાર બીલકુલ સાભળ્યા નહિ ને પોતાની કહાણીજ કહેવા લાગ્યો " શકના અત્યાચારથી સર્વ મગધદેશ તદ્દન જર્જર અને હાલ બે હાલ થઇ ગયો દેશ, દેવતા અને બ્રાહ્મણની અવસ્થા શોચનીય બની ગઇ શકરાજના વિલક્ષણ જુલમના ભયથી પ્રજા દેશત્યાગ કરી જવા લાગી મગધ અને તીરભુક્તિના બ્રાહ્મણ અનાથ, નિરાશ્રિત થઇ લિચ્છવીરાજના દ્વારમા આવી પડયા ! પરતુ તે વખતે વૈશાલીનો લિચ્છવીરાજ ઘોર દુર્દશાના

ચક્કરમા આવી પડેલો હતો તે વખતે તે કેવળ શકનો પગારદાર નોકર હતો બ્રાહ્મણોને આશ્રય આપવાનુ સાહસ લિચ્છવીરાજ કરી શકયો નહિ તે વખતે જો તેણે બ્રાહ્મણોને આશ્રય આપ્યો હોત તો તેને શકરાજ સાથે ખૂલ્લુ વેર બાધવુ પડયુ હોત પરતુ લિચ્છવી-રાજથી જે સાહસ થયુ નહિ તે તેના આધિનમા રહેતા એક સામા-ન્ય સામતે કરી બતલાવ્યુ ચદ્રગુપ્તે પ્રસન્ન ચિત્તે બ્રાહ્મણોને સ્વસ્થા-નમા બોલાવ્યા ”

ચદુભટ્ટ થોડીવાર અટકયો અને વળી પાછો વશપરપરાથી ચાલી આવેલી તે કથા અસ્ખલિત પ્રવાહથી કહેવા લાગ્યો તે બ્રહ્મવૃદને આ પ્રમાણે આશ્રય મળ્યા પછી પાટલીપુત્રમા ઘેર ઘેર તેઓએ દેવદ્રોહી બૌદ્ધ અને શકના અત્યાચારની કહાણી પહોચા-ડવાનો પ્રારભ કર્યો, શક રાજાના સૈન્યે મહારાજ ચદ્રગુપ્તના ભુવનને ઘેરો ઘાલ્યો, નગરના નાગરિકો ખળભળી ઉઠયા, તેઓએ બડ કરી શક રાજાનો સહાર કર્યો ! ચદ્રગુપ્તના નેતૃત્વ નીચે પાટલીપુત્રના પ્રજાએ શક પ્રજાને પવિત્ર મગધદેશમાથી હાકી મુકી, બડની જ્વાળા પાટલીપુત્ર શહેરમાથી મગધની ચોતરફ ત્રણે દૂર સુધી વિસ્તૃત થતની ગઈ તીરભુક્તિ અને મગધ બૌદ્ધની મજબૂત બેડીમાથી મુક્ત થયા ! પાટલીપુત્ર નગરમા પવિત્ર ગગાજલથી ચદ્રગુપ્તને મહાન ઉત્સવ–સમારભથી અભિષેક કરવામા આવ્યો લિચ્છવીરાજને પુત્ર નહતો તે પોતાની એકનીએક કન્યા કુમારદેવી મહારાજાધિરાજ ચદ્રગુપ્તને સમપણ કરી તીર્થપર્યટને નીકળી ગયો, દેશમા શાતિનુ સામ્રાજ્ય સ્થાપન થયુ વાસુદેવના ચક્રધ્વજ અને મહાદેવના ત્રિશૂલ-ધ્વજથી ભૂષિત થયેલા મદીરો ઝળકવા લાગ્યા, પુન આકાશમા ધર્મધ્વજ ફરફરવા લાગ્યા ! શકના જુલમથી ત્રાહી ત્રાહી પોકારતા દેશ છોડી ગયેલા પ્રજાજનો પાછા આવવા લાગ્યા, મગધ અને તીરભુક્તિ ધન ધાન્યાદિક સમૃદ્ધિથી પરીપૂર્ણ બની ગયા અને સામત મડલે ભક્તિ-પૂર્ણ હૃદયથી સેવેલા મહારાજાધિરાજ પરમભટ્ટારક ચદ્રગુપ્તના બાહુ-બળથી મગધની રાજ્યલક્ષ્મી ગુપ્તવશના આશ્રયમા આવી રહી ! ’

જ્યા સુધી ચદ્રભટ્ટે યુદ્ધ અને સમરક્ષેત્રની કથા કહી ત્યા સુધી કુમારે એકાગ્ર મનથી તેનુ શ્રવણ કર્યુ પણ ત્યાર પછી વૃદ્ધની કહાણીથી તેને ધીમેધીમે નિદ્રા આવવા લાગી રાજમહાલયના તે ઊડા ભૂભાગમા આવેલા આતરગૃહમાજ મગધ દેશનો યુવરાજ ધીમે ધીમે નિદ્રાવશ થઇ ગયો

શ્રોતા નિદ્રાધિન થઈ ગયો છે તે કઇ ચદ્રભટ્ટના લક્ષમા ગયુ ન હતુ તે પોતાની કહાણીને અસ્ખલિત વહેવરાવી રહ્યો હતો "યોગ્ય સમયે વયપૂર્ણ થયા પછી સમ્રાટ પહેલા ચદ્રગુપ્ત પરલોકવાસી થયા, મહારાણી લિચ્છવીરાજ કન્યા કુમારદેવી કુલાચાર પ્રમાણે સહગમન કરી ગયા અને ત્યાર પછી ગુપ્તવશના મહાપ્રતાપી રૂપ મહારાજાધિરાજ સમુદ્રગુપ્ત સિહાસનારૂઢ થયા "

નજીકના મહાલયમા એક પુરૂષ આમતેમ ફરતો હતો, તે આ વખતે એકદમ અદર આવ્યો ચદ્રભટ્ટ વૃદ્ધાવસ્થાથી બહેરો થયેલો હોવાથી તેનો પગરવ તેના કર્ણે સભળાયો નહિ અદર આવેલા પુરૂષની પદવી અતિ મોટી હોવી જોઇએ એમ અનુમાન થતુ હતુ તે પુરૂષે તદ્દન સાધારણ પોષાક પરિધાન કરેલો હોઇ તેના શરીરપર આભૂષણ ન હતુ પરતુ તેના પાદરક્ષક ચર્મ પગરખા ઉપર હીરા અને મોતી જડાયલા હતા!

મહાલયમા આવતાજ તે પુરૂષે જમીનપર સૂતેલા કુમાર અને પથારી પર બેઠેલા વૃદ્ધ તરફ દૃષ્ટિ ફેકી ત્યાર પછી તેણે ઉચ્ચસ્વરે ચદ્રભટ્ટને કહ્યુ "ચદ્રભટ્ટ, તુ એક પાગલ પ્રમાણે હમણા શુ લવતો હતો?"

તે પુરૂષનો શબ્દ ચદ્રભટ્ટના કર્ણે અથડાતા જ તે ઝટપટ ઉઠ્યો તે પુરૂષને જોઇ તેનો શુષ્ક ચહેરો અધિક ફીક્કો પડયો હવે શુ કરવુ તે ન સૂઝવાથી તે ગભરાટપૂર્ણ હૃદયે ઉભો રહ્યો

તે પુરૂષે કહ્યું "ચદ્રભટ્ટ, મે તને કેટલીએ વખત કહ્યુ છે કે, કુમારગુપ્ત અથવા ચદ્રગુપ્તનુ નામ કુમાર આગળ કદી પણ ઉચ્ચા-

રીશ નહિ શશાંકને તુ શુ કહેતો હતો ? મે હમણા જ તારા મુખથી કુમારગુપ્તનુ નામ ત્રણ ચાર વાર સાંભળ્યુ છે ”

યદુભટ્ટના મુખમાંથી શબ્દ પણ નીકળ્યો નહિ ! જાણે કે ભયથી દીવાલને ચોંટી ગયો હોયની ! તે પુરુષના ભવ્ય અવાજથી શશાંકની નિદ્રામા ભંગ પડ્યો તેને જોઇ તે પણ ઉતાવળથી ઉઠી ઉભો થઇ ગયો તે પુરૂષે તેને પુછ્યુ, ‘ કુમાર ! મહાલયના આ ઘૃણાપાત્ર ભાગમા તુ શુ કરતો હતો ? ’

કુમાર કંઇપણ પ્રત્યુત્તર ન આપતા માત્ર મસ્તક અવનત કરી ઉભો રહ્યો

તે પુરૂષ પુનઃ પુનઃ યદુભટ્ટને ઉદ્દેશી કહેવા લાગ્યો, “ યદુ, તુ તદ્દન વૃદ્ધ થયો છુ—તને હવે શુ કરવુ અને શુ ન કરવુ તેનુ પણ ભાન રહ્યુ નથી એમ લાગે છે મારી આજ્ઞાની તદ્દન વિરુદ્ધ મારી પરવાહ ન રાખતા તુ કુમારને આગમ શિક્ષણ આપે છે ! ભટ્ટ, હવે જો પુનઃ કદી તને હુ સમુદ્રગુપ્તનુ નામ ઉચ્ચારતો જોઇશ તો અવળે ગધેડે બેસાડી પાટલીપુત્રમાંથી કાઢી મુકીશ તે ચોક્કસ લક્ષમા રાખજે ! કુમાર, મહાલયના આ ભાગ તરફ તુ કદી પણ આવીશ જ૮ંશ નહિ હવે યદુ વૃદ્ધ થઇ ગયો છે સર્પ કે વ્યાઘ્રના તડાકામાંથી તારૂ રક્ષણ કરવાની શક્તિ એનામા નથી રહી હવે ! ”

બાલકના તેજપૂંજ વિસ્તીર્ણ ચક્ષુ જલથી ભરાઇ આવ્યા મસ્તક નીચુ રાખી કુમાર ધીમે ધીમે તે ઓરડીમાંથી નીકળી ગયો લક્ષ દૂરની એક ઓરડીમા ગાઢ જઇ ઉભો રહ્યો હતો કુમારને પોતાના હસ્તપર ઉચકી લઇ તે ત્યાંથી ચાલ્યો ગયો પણ વૃદ્ધના વક્ષસ્થળનુ વિરામાસન મળતા કુમાર અશ્રુપ્રવાહ વહેવડાવી મુકયો

કેટલીક ખરાબ વાત કર્ણપર આવવાથી સમ્રાટ મહાસેનગુપ્ત અસ્વસ્થ ચિત્તે મહાલયના પટાંગણમા આમ તેમ ફરતા હતા ત્યારપછી ધીમે ધીમે નૂતન મહાલય છોડી આ અંતરગૃહે પહોચ્યા

ઉજ્જડ ભાગ તરફ તે સહજ વળ્યા યદુભટ્ટ આ ભાગમા રહેતો હતો–તે તરફ સમ્રાટ અથવા કોઇપણ મોટી પદવીનો મનુષ્ય કદી પણ આવતો ન હતો આવી સ્થિતિ હોવાથી યદુભટ્ટ નિશ્ચિંત ચિત્તે કુમારને આ નિષિદ્ધ વાત ખુશીથી સભળાવી રહ્યો હતો

પ્રિય વાચકોને કહેવાની આવશ્યકતા નથી કે ત્યા આવેલ પુરૂષ તે ખૂદ સમ્રાટ મહાસેનગુપ્ત પોતેજ હતા પુષ્કળ દિવસ પૂર્વ સમ્રાટે મધ્ય દેશના એક જ્યોતિષીના મુખે સાભળ્યુ હતુ કે, 'શશાકના હસ્તે રાજ્ય નષ્ટ થશે અને તેની ફોઇના વશજ પાટલી-પુત્રપર સત્તા સ્થાપશે !' તે દિવસથી ભયભીત બની મહાસેનગુપ્તે કુમારને ગુપ્તવશના લુપ્ત થયેલા ગૌરવની કથા, અને ચદ્રગુપ્ત તથા સમુદ્રગુપ્તની વાત કદીપણ ન કહેવા માટે યદુભટ્ટ અને ચારણાદિને સ્પષ્ટ કહી રાખ્યુ હતુ

કુમાર ગયા પછી સમ્રાટનુ ચિતન ફરી શરૂ થયુ ધીમે ધીમે તે યદુભટ્ટની ખોલીમાથી બહાર નીકળ્યા અને આમતેમ ફેરા મારવા લાગ્યા

સમ્રાટ નીકળી જતાજ એકાદ વજ્રઘાત થયેલા મનુષ્ય પ્રમાણે વૃદ્ધ યદુ જમીનપર પડયો !



## પ્રકરણ ૩ જું



## પાટલીપુત્રનો રાજમાર્ગ

બપોરે મેઘવૃષ્ટિ અતિ સખત થયેલી હતી હમણા જોકે વૃષ્ટિ બધ રહી હતી, પરતુ આકાશ કાંઇ અદ્યાપિ તદ્દન સ્વચ્છ થયેલુ ન હતુ સધ્યાકાળપૂર્વે થોડા વખત પરતો અતિ અસહ્ય ગરમી થતી હતી પાટલીપુત્રની નજીકજ, વારાણસીના નિર્જન માર્ગપર, અધકાર પોતાની સત્તાનો વિસ્તાર ધીમે ધીમે, પણ દૃઢતાથી વધારતો જતો હતો પર્વતોના અતિ ઉચ્ચ શીખરોપર કીંવા વૃક્ષની ટોચો ઉપર થોડાજ સમયમા નષ્ટ થનાર સૂર્યના લાલ અને પીળા કીરણો ન

વખતે પણ કોઇ કોઇ સ્થાને ચળકતા હતા, પરતુ આકાશના પૂર્વ ભાગમા કાળા ઘોર રગના વાદળા ઘટ્ટ જામી ગયેલા દેખાવા લાગ્યા હતા મધ્યાહ્ન કાળના પ્રચડ વરસાદથી તે વિસ્તીર્ણ રાજમાર્ગે આ વખતે એક નાની નદી–ખાડીનુ જ સ્વરૂપ ધારણ કર્યું હતુ !

આવા સમયે તે રસ્તે ચાર પ્રાણી પાટલીપુત્ર તરફ ધીમે ધીમે આવતા હતા સર્વની આગળ એક વૃદ્ધ માણસ હતો તેના હસ્તમા એક મોટી લાકડી હતી તેની પાછળ એક બાર વર્ષની બાલા ચાલતી હતી એ બન્નેની પાછળ એક ઘરડો ગધેડો ચાલતો હોઇ તેની પીઠ પર એક નાનો છોકરો બેઠેલો હતો સર્વથી આગળ ચાલતો ડોસો તદ્દન થાકી ગયા જેવો જણાતો હતો તો પણ તે મુગો મુગો જેમ તેમ રસ્તો કાપતો હતો પણ તેની પાછળ આવતી બાલા ચાલતા ચાલતા અતિશય શ્રમથી લોથ બની ગયેલી હતી ક્ષણે ક્ષણે તે વિશ્રાતિની ઇચ્છા પ્રકટ કરતી હતી

ચાલતા ચાલતા ડોસાએ કહ્યુ "આપણે હવે થોડુ ચાલીશુ તો કોઇનુ ઘર, ઝુપડી કે એકાદ ગામ મળી આવશે પણ રસ્તામા જ જો આપણે આવી રીતે વિલબ કરીશુ તો અધકારમા આપણે ચાલી પણ શકીશુ નહિ"

તે બાલા ક્ષીણ સ્વરે બોલી "બાપુજી હુ હવે તદ્દન થાકી ગઇ છુ ' હવે હુ બીલકુલ ચાલી ન શકાય તેવી સ્થિતિમા આવી છુ મારા પગમા કયા કયા ચીરાડા પડયા છે તે હુ પોતે જ સમજી શકતી નથી હું સહજ બેસુ છુ, બાપુ !"

બાલાના આ કરૂણાજનક ઉદ્દગાર સાભળી ગધેડાપર બેઠેલો બાલક બોલ્યો "બહેન, હવે તુ આ વાહન પર બેસ ! હવે હું ચાલી શકીશ !"

તે છોકરાના મુખથી આ શબ્દ નીકળતા જ ડોસાને અને બાલાને આવી સ્થિતિમા પણ હસવુ આવ્યા સિવાય રહ્યુ નહિ. તે હાસ્યથી બાલક શરમાઇને ચૂપ થઇ ગયો થોડે દૂર ગયા પછી બાલા તદ્દન નિરૂપાય બની નીચે બેસી ગઇ ક્ષણ વાર પછી

ત્યાથી ઉઠી રસ્તા પાસેની એક ઉચી અણુભીંજી જગ્યાએ જઇ તેણે પડાવ નાખ્યો

તે જોઇ વૃદ્ધ બોલ્યો " બેટા, છેવટે બેઠો જ ? " પરતુ ઉત્તરની વાટ ન જોતા તે પણ પાછો ફરી ધીમે ધીમે બાળા પાસે આવી બેઠો પાછળ આવતો ગર્દભરાજ પણ બાલકને પીઠપર લઇ તેની પાછળ આવી ઉભો રહ્યો અધકાર ક્ષણે ક્ષણે આ મડળીને ચોતરફથી ઘેરી લેવા લાગ્યો હતો

આ પ્રમાણે કેટલોક વખત ગયા પછી કાન માડી તે છોકરો બોલ્યો " બાપુ, ઘોડાઓના ડાબલાનો અવાજ સભળાય છે ! "

ડોસો એકદમ ચમકી ઉભો થયો તે રાજમાર્ગની પાસે આવેલા ખેતરમા એક આમાના વૃક્ષ નીચે અધકારે પોતાનુ સર્વ બળ વાપરેલુ જણાતુ હતુ બન્નેને લઇ તે ડોસો અધારામા જઇ લપાઇ બેઠો. ઘોડાઓનો પાદધ્વની વિશેષ નજીક આવવા લાગ્યો, અને થોડીજ ક્ષણોમા તે અધકારમાથી સેકડો ઘોડેસ્વાર પાટલીપુત્ર તરફ ત્વરિત ગતિથી જતા હોવાનુ જણાયુ કદી કદી આકાશમા વિદ્યુતના ચમકારા થતા, ત્યારે તેના પ્રકાશમા સ્વારોની આકૃતિ વળી ભયકરતામા વિશેષ વધારો કરી દેતી હતી !

આવી સ્થિતિમાજ બીચારો આપણો વૃદ્ધ પ્રવાસી બન્ને છોકરાને હૃદય સાથે દાબી આમ્ર વૃક્ષ પાછળ ઉભો રહી સ્વારોની દૃષ્ટિએ ન પડવા પ્રયત્ન કરતો હતો લગભગ અર્ધા કલાક સુધી તે સ્વારોની હાર આમાના વૃક્ષ પાસેથી ચાલુ રહી હતી

ઘોડેસ્વારનુ સૈન્ય ઘણે દૂર નીકળી ગયા પછી પણ ડોસો રસ્તા ઉપર આવવાનુ ધૈર્ય કરી શક્યો નહિ ધીમે ધીમે વૃષ્ટિની પણ શરૂઆત થઇ. સર્વ આકાશ કાળા વાદળાથી ભરાઇ ગયુ બન્ને બાલકોને ઝાડના આશ્રયમા રાખી ડોસો પોતે પણ તે વૃક્ષ નીચે બેસી પ્રચડ ધારાથી પડતી વૃષ્ટિમા ભીંજાતો હતો

આ પ્રમાણે એક પ્રહર રાત્રી વહી ગઇ પુન આપણી આ પ્રવાસી મંડળીને કાને ઘોડાઓના ડાબલા સભળાવા લાગ્યા ડોસો અતિશય ભયભીત બની ચક્ષુ ફાડી રસ્તા તરફ જોવા લાગ્યો

અલ્પસમયમા ચાર પાચ સ્વાર કર્મધર્મ સયોગે તેજ આમ્રવૃક્ષ સામે આવી ઉભા રહ્યા તેમાનો એક જણ બોલ્યો "થાક્યા હવે તો ! વરસાદનુ જોર વધતુ જ જાય છે ચાલો પેલા ઝાડ નીચે જરાને ઉભા રહીએ "

તે સ્વારની આ સૂચના અન્ય સર્વને માન્ય થઈ હોય તેમ લાગ્યુ સર્વ સ્વારોએ તરત જ રસ્તો છોડી સામેના ખેતરમા પ્રવેશ કર્યો. ખરેખર આપણા પ્રવાસીપર દુર્દૈવ તૂટી પડયુ તેજ વખતે આકાશમા વીજળીનો એક વિસ્તિર્ણ ચમકારો થતા અચાનક વૃદ્ધની ઉચી મૂર્તિ સ્વારોની દૃષ્ટિએ પડી !

ડોસાની આકૃતિ નજરે પડતા જ સવથી આગળ જે સ્વાર હતો તે બૂમ પાડી બોલી ઉઠયો "અરે વૃક્ષ નીચે હસ્તમા ભાલો પકડી કોઈ ઉભો છે, જોયો કે ?"

આ શબ્દ સાભળતા જ સર્વ સ્વાર તે ઝાડ તરફ વળ્યા આ અવકાશમા ડોસો ઝાડ નીચેથી નીકળી ખેતરના મધ્ય ભાગમા આવ્યો હતો એક સ્વારે તેને આગળ ન જવા માટે જોરથી આજ્ઞા કરી, પરતુ તેનુ વાકય પૂર્ણ થતા પૂર્વે જ પાછળથી પૂર્ણ બળથી ફેકાયલા એક ભાલાએ ડોસાની છાતી વીંધી નાખી, અને તેનો પ્રાણ શૂન્ય દેહ તે પાણીથી તરબોળ બનેલા ખેતરમા ધબ દઇને એક અવાજ કરી શૂન્ય થઇ પડયો ! તે જ ક્ષણે ઝાડ નીચે બેઠેલી બાલિકાએ એક ચીસ પાડી, અને તે સાથે જ ગધેડો ભયથી ભડકી નાશી છૂટયો તેની પીઠપર બેઠેલો બાલક માત્ર તેની ગરદન પરના કેસ મજબૂત પકડી જેમનેમ બેસી રહ્યો હતો

સ્વારે પાસે આવી જોયુ તો શું દીઠુ ? મૃત્યુ પામેલો મનુષ્ય વૃદ્ધ હોઈ તેના હસ્તમા શસ્ત્રાસ્ત્ર જેવુ કઇ ન હતુ ! ડોસાના હાથની

લાકડી ભાલા રૂપ લાગી હતી ! તેથી જેણે ડોસાપર ભાલો ફેંકવાનું શૌર્ય બતલાવ્યું હતું, તેની સર્વ મશ્કરી કરવા લાગ્યા પરંતુ બાલિકાની અસ્ફુટ ચીસ તેણે જ સાભળી હતી પોતાના સાથીઓની તીક્ષ્ણતાયુક્ત મશ્કરી સહન કરીને પણ તે ચુપચૂપ પેલા આમ્ર વૃક્ષ તરફ ચાલ્યો ગયો.

વિદ્યુતના ચમકારાની સહાયથી ઝાડના થડની ખોલમા બેઠેલી બાલા આપણા આ બહાદુર (!) વીરની દૃષ્ટિએ પડી તેણે અપૂર્વ ઉત્સાહથી પોતાના સોબતીઓને ઉદ્દેશી બૂમ પાડી કહ્યું "અરે, તમે સર્વ મારી નિર્ભર્ત્સના કરતા હતા કેમ ? પણ ડોસાને મારીને મે શુ મેળવ્યુ છે તે તો જરા જૂઓ ! પણ, કોઇને પણ આ લૂટમા ભાગ મળશે નહિ, પહેલેથી જ કહી દઉં છુ કે તેમા તમારો કોઇનો હક્ક નથી !"

સર્વ ત્વરાપૂર્વક ત્યા આવ્યા પેલી બાલિકા તેમની દૃષ્ટિએ પડતા જ સર્વ બોલી ઉઠયા "વાહ ભાઇ વાહ ! કેવી મઝા છે ! ચદ્રેશ્વરને એક રત્ન જ મળ્યુ, એમ કહેવુ જોઇએ !"

બિચારી બાલિકા ભયથી વ્યાકુળ બની ગભરાઇ જઇ શોક કરતી હતી બાલાપર જે સ્વારનો હક્ક હતો તે અશ્વપર આરૂઢ થયો અને બાલાને પણ તે પર ખેચી લીધી વૃષ્ટિનુ બળ સહજ ઘટ્યા પછી સર્વ સ્વાર પુન માર્ગક્રમણ કરવા લાગ્યા.

બાલકને પીઠપર રાખી ઉભેલુ ગર્દભ જે ભડકયુ હતુ તે કંઇ વિશેષ દૂર ગયુ ન હતુ, તે અર્ધો એક ગાઉ જતા તાડવૃક્ષોની એક પક્તિ હતી ત્યા જઈ ઉભુ રહ્યુ બનેલા અકલ્પિત બનાવથી બાલક બ્હી જઇને ઘણા વખત સુધી અશ્રુધારા વરસાવી રહ્યો હતો પણ તેનુ અરણ્યરૂદન સાભળનાર ક્યાથી મળે ? કેટલીકવારે છેવટે તે બીચારો થાકી ગયો અને ગર્દભની પીઠપરજ નિદ્રાવશ થયો !

બીજા દિવસે સૂર્યોદયના સુમારે બાલકનો કર્ણધ્વનિ એક તેલીના સાભળવામા આવ્યો ત્યાથી જતા નજીકના એક નગરને તે પોતાનો

માલ વેચવા માટે શહેર તરફ જતો હતો બાલકને આ કરૂણાસ્પદ સ્થિતિમા જોતા જ તેલી–ઘાચીને દયા આવી, તેથી તેને તથા ગર્દભ-ગજને લઈ તે નગર તરફ ગયો.

બીજો પ્રહર વ્યતીત થઈ ગયો હતો નગરના તોરણદ્વારપર મગલવાદ્ય વાગી રહ્યા હતા તે વખતે બાલકને લઈ તેલી પાટલી-પુત્રના પશ્ચિમ તોરણદ્વારે આવી અટક્યો

તોરણનો બહારનો દરવાજો ઉઘાડો રાખી પ્રતીહારો–દ્વારપાલો–શાતિરક્ષક મનુષ્યો બીજાદ્વારની પાસે જ ઉંઘમા પડયા હતા તેમને બોલાવવાનુ સાહસ તેલી કરી શક્યો નહિ થોડેક છેટે તે બાલક સાથે બેસી રહ્યો પહેરેગીરોએ તો બીચારા તરફ આખ પણ કરી નહિ! ત્રીજો પ્રહર વહી ગયા પછી રથચક્રોના શબ્દથી ઘણાની નિદ્રા ઉડી ગઇ એક રથ ખડખડાટ કરતો આવી અદરના દરવાજા આગળ આવી અટક્યો, અને અદરથી એક વ્યક્તિએ જાણે કે અતિશય ત્રાસી ગયો હોય તેમ કર્કશસ્વરે દરવાજો ઉઘાડવા હુકમ કર્યો તેજ ક્ષણે દ્વારપાલો પથારીમાથી કુદકો મારી ઉભા થઇ ગયા એક પહેરેગીર અદ્યાપિ પણ ઉંઘમા જ પડી રહ્યો હતો, તેની પીઠપર બીજાએ જોરથી લત્તાપ્રહાર કર્યો પહેલો પહેરેગીર ગુસ્સે થઇ તેને મારવા જતો હતો તેટલામા ત્રીજા પહેરેગીરે તેને બીછાના સહીત ખેચી તોરણદ્વાર પાસેની એક ઓરડીમા ધકેલી મુક્યો! એક જણ નિદ્રા પૂર્ણ થયા પછી લીંમડાના દાતણનો કટકો લઈ દાત સ્વચ્છ કરવાના કાર્યમા પડયો હતો, તેણે મોટેથી બખાળા કરતા કરતા પુછ્યુ "અરે, કોણ આવ્યુ છે?"

બીજા એક દ્વારપાલે તેને જવાબ આપ્યો "આવ્યો છે તારો બાપ!"

"અરે બાપ! મારો બાપ તો ક્યારનોએ પહોચી ગયો છે!" એમ કહી પેલો માણસ પુન શાન્તિપૂર્વક દતધાવન કરવાનુ કા[illegible] [illegible]નત્ ચલાવવા લાગ્યો તે [illegible] એક સીપાઇએ તેનુ

તે દાતણુ ખેચી લઇ પાસે પડેલા પાણીના લોટાસહ ખાઇમા પધરાવી દીધુ તે જોઇ ખાઇના પીત્તવર્ણી જળમાથી પોતાનો લોટો કાઢવા માટે તે માણસ નાશી છૂટયો આટલા અવકાશમા અદરના ભાગમા પડેલા બીછાના વગેરે પ્રતીહારોએ દૂર કરી દીધા હતા.

નગર તરફના ભાગમાંથી જેણે દ્વાર ખોલવાનો હુકમ કર્યો હતો, તેણે તો અધીર બની જઇ દરવાજાપર લાતો મારવાનો સપાટો ચલાવ્યો હતો. છેવટે દ્વારપાલોએ એકત્ર થઇ દરવાજાના ચારે આગળા ( ભોગળો ) મહા મુશીબતે ખેચી કાઢયા

દેવદારૂના લાકડાનો તે જડ અને પ્રચડ તોરણુનો દરવાજો ઉઘ-ડ્યો, અને તોરણુની દિવાલો સાથે તેના બે ભાગ સ્થિર થયા પ્રતી-હાર અને દ્વારપાલોએ ભયભીત ચિત્તે ધીમે રહી જોયું તો કાળા રગનો, કૃશ અને ઠીંગણુા બાધાનો એક વૃદ્ધ મનુષ્ય અતિશય ક્રોધિત બની સમક્ષ ઉભેલો દૃષ્ટિએ પડ્યો તેને જોતા જ, જેમને માથે પાઘ-ડીના આટા નાખવાનો સમય મળ્યો ન હતો, તેમણે પાછુ પણ ન જોતા પોબારા ગણ્યા બીજા રહેલા પ્રતીહાર અને દ્વારપાલો ઘૂટ-ણીએ પડી રહ્યા, પરતુ તેમની પ્રાર્થના તરફ લેશ માત્ર લક્ષ ન આપતા તે વૃદ્ધે તેમને ચાબૂકથી ફટકારવા માડયા ત્યાર પછી ચાર અશ્વોથી ખેચાતો એક રથ ગડગડાટ શબ્દ કરતો તોરણુ દ્વારમાથી બહાર નીકળી ગયો

એ પછી આપણુો તેલી બળદ, ગર્દભ અને બાલકને સાથે લઇ નગરમા જવાના ઉદ્દેશથી સજ્જ થયો તેને જોતા જ દ્વારપાલોને શૌર્ય, ધૈર્ય, અવસાન વગેરે પુન પ્રાપ્ત થયા. સર્વએ મળી ગરીબ બિચારા તેલીને કાયગ કરવાનો આરભ કર્યો. છેવટે કઈ ઉપાય રહેલો ન જોઈ પોતાના માલમાથી થોડોક તે લોકોને બક્ષીસ–લાચ તરીકે આપી તેણે એક વખત જેમ તેમ કરી છુટકો મેળવી લીધો.

તેલી બાલકને લઈ નગરમા પેઠો તો ખરો, પણ રાજમાર્ગ બહુધા શૂન્ય રૂપ હોઇ, બજારો બધ થઇ ગયેલા હતા! જે કઇ થોડા ઘણા મનુષ્યો રસ્તાપર જતા આવતા હતા, તે શકિત હૃદયે ચાલતા હતા અને તક મળતા જ રાજમાર્ગ છોડી વાકી-ચુકી ગલીઓનો આશ્રય લેતા હતા વચ્ચે વચ્ચે પરદેશી સૈનિકોના ટોળા કોલાહલ કરતા રાજમાર્ગપર ફરતા હતા તેમને જોઈ પાટલીપુત્રની પ્રજા દૂર ભાગી જતી હતી! તે ટોળા નજરે પડતા જ ગૃહમદિ-રોના ખૂલ્લા દ્વાર અને બારીઓ ધડો ધડ બધ થઇ જતા હતા! દુકાનદારો પોતાની દુકાનો છોડી ટપોટપ પોબારા ગણી જતા હતા!

શહેરની આવી ચમત્કારિક સ્થિતિ જોઇ ધાચી મનમા અતિશય ગભરાઇ ગયો તરત જ તે રાજમાર્ગ છોડી એક આડા રસ્તે ચાલ્યો. અધકારમય રસ્તે કેટલીક વાર ચાલ્યા પછી એક જીર્ણ ઝુપડી પાસે આવી ઉભા રહી તેણે ધીમેથી દ્વાર ઠોક્યુ ઘણો વખત ગયો પણ કોઇએ બારણુ ઉઘાડયુ નહિ, ત્યારે પુન તેણે દ્વાર ઠોકવા માડયુ

આ પ્રમાણે સુમારે બેએક ઘડી નીકળી ગઇ બિચારો બાલક તદ્દન ગલિત થઈ ગર્દભની પીઠપર ઉઘી ગયો હતો શહેરમા ધીમે ધીમે નિસ્તબ્ધતા પ્રસરતી જતી હતી સૂર્યાસ્ત થઇ જવાથી દિવસે પણ અધકારમા લીન રહેતો તે રસ્તો ગાઢ અધકારથી ભયાનક થતો જતો હતો. હવે બીજો કઈ ઉપાય રહેલો ન જણાતા તેલીએ જોરથી દ્વાર ધકેલવા માડયા હવે દ્વાર ધડાક લઇને ગબડી પડશે એમ લાગ્યુ ઝુપડીમાથી એક સ્ત્રીનો રૂદનમય ડુસ્કાનો ધ્વની સભળાવા લાગ્યો તે રૂદનની ભાષા અને સ્વરનુ યથાર્થ વર્ણન થવુ શક્ય નથી, પરતુ તેનો ભાવાર્થ એ હતો કે "અરે પ્રભુ! મારા ઘરમા મારા રડયા લૂટારા પ્રવેશ કરે છે! કોઈ નજીકમા હોય તો બાપ, દોડી આવો, ધાવ! અને મારૂ રક્ષણ કરો! રાજાના ભાણેજ સાથે ઠાણેશ્વરથી

જે મૂઆ, જંગલી સૈનિકો આવ્યા છે, તેમણે મારા જેવી અનાથ, અસહાય, ગરીબ, રાંડીરાંડ ઉપર જૂલમ કરવા માંડયો છે! તમે બધા દોડી આવી તેને કાઢી મૂકો—નહિ તો હું મરી ગઇ, બાપ મરી ગઇ રે! મારી જાત, લાજ લજ્જા મારા રોયાઓ લુંટવા બેઠા છે રે!" વગેરે વગેરે

પ્રથમ પ્રથમ તો તે સ્ત્રીની શોકમય ચીસો સાંભળી એક બે પડોશીઓ ઉપરના માળપરથી એકાદ બારી ધીમે રહી ઉઘાડી શું ચાલે છે તે જોવા લાગ્યા એક બે જણાએ તો મહજ બે શબ્દ બોલી તેને આશ્વાસન પણ આપ્યું પરંતુ નજીકના એક ઘરમાંથી એક જણે ધાયીનો બળદ તેમજ બાલકને તથા ગર્દભને જ્યારે જોયા ત્યારે તેણે મોટેથી કહ્યું "અરે, તું શું કરે છે? રસ્તામાં તો ઘોડાઓની હારોની હારો જણાય છે! દાણેશ્વરના ઘોડેસ્વારનું સૈન્ય ખરેખર આ તરફ ચાલ્યું આવે છે!"

તે માણસના મુખથી ઉક્ત શબ્દો બહાર પડયા ન પડયા તેટલામાં તો પાટલીપુત્રના વીર નાગરિકોએ ધડાધડ બારણાં, બારીઓ બંધ કરી ઘરના છેક ખૂણામાં સ્થાન મેળવી લીધું! તે સ્ત્રીનો શોક-સ્વર ધીમે ધીમે વધવા લાગ્યો રસ્તાપર હવે દૃષ્ટિ પહોંચવી પણ શક્ય નથી સમજી તેલીએ બળપૂર્વક લાતો મારી બારણાનો ભાગ્યો તૂટયો આગળો તોડી પાડયો પોતે અંદર પેઠો તે વખતે તે સ્ત્રીએ જે ચીસાચીસ કરી મુકી હતી તેનું વર્ણન થઇ શકે તેમ નથી છેવટે તે મૂર્ચ્છા ખાઇને પડી હતી કે શું તે કંઇ અમે જાણી શકયા નથી કારણ કે, ધાયીએ ગર્દભરાજ, બળદ અને બાલક અંદર આવતાની સાથે જ બારણું બંધ કરી દીધું હતું પણ એટલું તો ખરૂં હતું કે ત્યારપછી કોઇએ પણ તે સ્ત્રીના રૂદનનો સ્વર સાંભળ્યો ન હતો

—⁂—

# પ્રકરણ ૪ મું.



## શશાંકનુ સ્વાભિમાન.

આજે અરૂણોદય પૂર્વેજ રાજમહાલયનો દરબાર મંડપ સાફ-સુફ થવા લાગ્યો હતો. કાળીનિબિડ પ્રસ્તરશીલાથી બંધાયલો તે પ્રશસ્ત સભામંડપ ચોરસ હોઇ તેની છત એકસો આઠ સ્તંભ ઉપર બાંધવામાં આવી હતી. મંડપના તળીયાની જગ્યો ચોરસ, સુંદર અને મૃદુ કાળા પત્થરથી તૈયાર કરેલી હતી. સભાનું પટાંગણુ-ચોકની ચારે બાજુએ લીલા રંગના પત્થરના, અતિશય જાડા પણ નહિ અને વિશેષ બારિક પણ નહિ એવા સ્તંભ ઉપર રૂપેરી છજુ હતું. છજાપર અત્યંત કૌશલ્યથી તૈયાર કરેલા પાષાણી ચિત્રો હતા. આ ચિત્રો મહાભારત અને રામાયણના ભિન્ન ભિન્ન પ્રસંગોના હતા. છજાની પાછળ સભામંડપના સ્તંભ હતા. સભામંડપની ચોતરફ પત્થરનો કોટ હતો. પ્રાચીન સમ્રાટની કારકીર્દીમાં આ કોટપર દસ હજાર ઘોડેસ્વાર શસ્ત્રાસ્ત્રાદિથી સજ્જ થઇ હારબંધી ઉભા રહેતા હતા, એવી એક દંતકથા પાટલીપુત્રની પ્રજામાં પ્રચલિત થયેલી હતી. સભામંડપમાં લગભગ એક હજાર હસ્તીદંતી આસનો ગોઠવાયલા હતા, પરંતુ તે અતિ જુના હોવા ઉપરાંત તે તરફ કોઇએ વિશેષ લક્ષ રાખેલું નહિ હોવાથી, તેના અસલ દૂધ સમા સફેદ હસ્તીદંત અતિશય મલિન થઇ ગયા હતા. આ આસનોપર રાજ્યના અધિકારી અને મોટા મોટા સન્માન્ય નાગરિકો બેસતા હતા. અત્યાર સુધી આર્યાવર્તમાં યવન પ્રથા પ્રમાણે રાજસભામાં સર્વએ ઉભા રહેવાની રીત પ્રચલિત થઇ ન હતી. સભાગૃહમાં રાજા આવતા જ સર્વ પોતાના સ્થાનો પરથી ઊભા થતા અને રાજાની આજ્ઞા મળતા જ સર્વ સ્વસ્થાને બેસી જતા હતા. છજાપર બે પ્રકારના રૂપેરી સુખાસન સજ્જ કરી રાખવામાં આવતા હતા. આ આસનોપર રાજકુટુંબીજન અને

યૂવરાજપાદીય* અને કુમારપાદીય× અમાત્ય મંડળ બેસતુ હતુ અભિજાત વર્ગમા પ્રવેશ થયા સિવાય કોઇને પણ આ છજાપર સ્થાન મળતુ ન હતુ

મત્સ્યદેશથી પ્રાપ્ત કરેલા બહુમૂલ્ય શુભ્ર સંગેમરમરી પત્થરની ઉચ્ચ વેદીપર સમ્રાટનુ સિંહાસન ગોઠવવામા આવ્યુ હતુ આ વેદી સભામંડપની જમીનથી બે હાથ ઉચી હોઇ તેની ચોતરફ પગથીયા રાખેલા હતા વેદીપર સુવર્ણમય ચાર સ્તંભ હતા અને તેનાપર રૂપાનો ચંદરવો હતો

સેવકો સર્વ દરબાર મંડપ સ્વચ્છ કરી સંગેમરમરી પાષાણની વેદી ધોઇ સાફ કરી પારસ્ય દેશમાથી મંગાવેલા અમૂલ્ય આચ્છાદન વસ્ત્ર બીછાવી તેપર સુવર્ણના બે સિંહાસન યથાસ્થિત ગોઠવવાનો પ્રયત્ન કરતા હતા કેટલાક પરિચારકો ઉપરના ચંદરવાને મોતીની ઝાલરથી વિભૂષિત બનાવતા હતા, કેટલાક સિંહાસનપર રૂપાનુ સફેદ છત્ર બેસાડતા હતા વેદીના એક ખુણાપર એક લાકડાના આસનપર બેસી એક અધિકારી સેવકોને આજ્ઞા આપતો હતો અને તેમના કાર્યપર નજર રાખતો હતો

કેટલાક દિવસપર શોણ અને ગંગાના સંગમપર જુના રાજમહાલયની બારીમા ઉભો રહી જે સુવર્ણ કેશવાળો બાલક પાણીના પ્રવાહના તરંગ તરફ જોતો હતો, તે આ વખતે સભામંડપમા અહીથી તહીં અને તહીંથી અહીં ફરતો હતો ફરતા ફરતા ધીમે

---

* જે આમાત્ય કે રાજ્યના અધિકારના પ્રમાણમા સામ્રાજ્યના ભાવી અધિકારી ( યૂવરાજના ) સમાન હોતા, તેમને ' યૂવરાજપાદીય ' કહેવામા આવતા

× જે આમાત્ય અથવા અધિકારના પ્રમાણમા યુવરાજ સિવાય અન્ય રાજ્યપુત્રોની બરાબરીના હોતા તેમને ' કુમારપાદીય ' એવી સંજ્ઞા હતી.

ધીમે તે વેદી સામે આવી ઉભો રહ્યો તેને જોતા જ સેવકોએ પોતાના કામ જેમના તેમ પડતા મુકી ઉભા થઇ સલામી આપી

બાલકે પુછ્યુ "આ બીજુ સિહાસન કોના માટે મુકયુ છે?"

એક પરિચારકે કહ્યુ "દાણેશ્વરના સમ્રાટ માટે"

તેના મુખના આ શબ્દો કાને પડતા જ બાલક ચમકયો, તેના સુદર મુખમડલપર તતક્ષણે ક્રોધની લાલી તરી આવી તેણે પાસેનુ એક હસ્તીદંતી આસન દૃઢતાથી પકડયુ જાણે કે હમણા જ તેના બલવાન હસ્તમા સપડાયલા આસનના તે ભાગનો ચૂરો થઈ જશે એવો ભાસ થયો! આ દશ્ય જોઇ સેવકવર્ગ ભયથી બે હાથ પાછો હઠી ગયો!

શશાકે ક્રોધોચિત કપિત સ્વરે કહ્યું "શુ કહ્યુ?"

કોઇએ કઇ જ ઉત્તર આપ્યો નહિ જે સેવકવર્ગપર દેખરેખ રાખતો હતો તે નજીક આવ્યો અને યુવરાજને અભિવાદન કરી તેની સન્મૂખ ઉભો રહ્યો

યૂવરાજે ગુસ્સામાં જ તેને પુછ્યુ "કોના હુકમથી તમે વેદીપર આ નવુ સિહાસન ગોઠવ્યુ છે?"

યૂવરાજને શો ઉત્તર આપવો તે વિચારમા જ તે અધિકારી ગુચાયો. કેટલીક વારે તે અસ્પષ્ટ સ્વરે બોલ્યો "મે સાભળ્યુ છે કે—"

તેના મુખથી નીકળતુ વાકય પૂર્ણ થતા પહેલા જ યૂવરાજ એકજ કૂદકો મારી વેદીપર ચઢયો, અને જોરથી લાત મારી તેણે નવીન સિહાસન દસ હાથ દૂર ફેકી દીધુ! પ્રચડ અવાજ થઇ મડપના કાળા પત્થરપર સિહાસનના ટૂકડા થઇ પડયા!

આ વિલક્ષણ પ્રકાર જોઇ સેવકો ત્યાથી ભયના માર્યા નાશી ગયા પેલો કામદાર પણ યૂવરાજનુ નૃસિહ સ્વરૂપ જોઇ ત્યાથી વેગથી ખસી જવાની તૈયારીમા હતો, એટલામા સભામડપની પાછળનો પડદો ખસ્યો અને વીરવેષમા આચ્છાદાયલો એક ઉચો પુરૂષ અને એક જીર્ણ શરીરની વૃદ્ધ સ્ત્રી કેટલાક પરદેશી સૈનિકોસહ સભાગૃહમા પ્રવેશ્યા

વૃદ્ધ સ્ત્રીએ પુછ્યું "હમણાં શેનો અવાજ થયો હતો?"

તેને કોઇએ ઉત્તર આપ્યો નહિ કુમાર–અમાત્ય અને યુવરાજ શશાંક એ બન્ને સિવાય ઉત્તર આપવા માટે આ વખતે મંડપમાં કોઇ રહ્યું ન હતું આ આવેલા નવીન પુરૂષ અને સ્ત્રીને જોઇ અમાત્ય તો એટલો ગભરાઇ ગયો હતો કે, તે વૃદ્ધ સ્ત્રીને ઉત્તર આપવાનું સામર્થ્ય જ તેનામાં રહ્યું ન હતું શશાંકે તો ઇરાદા-પૂર્વક જ તેને કંઇ ઉત્તર આપ્યો નહિ તે તે બન્ને તરફ પીઠ કરી ઉભો રહેલો હતો

અધિકારીએ ઉત્તર આપવા પ્રયત્ન કર્યો, પરંતુ તેના મુખમાંથી કેટલાક અસ્પષ્ટ શબ્દો મહા મુશીબતે બહાર પડયા

ત્યારે શશાંકે મુખ ફેરવી અવજ્ઞાયુક્ત સ્વરથી ઉત્તર આપ્યો "પિતાજીના સિંહાસન પાસે વેદીપર સ્થાણ્વીશ્વરના રાજાનું સિંહાસન આ નોકર લોકોએ ગોઠવ્યું હતું, તેથી તેનો મે લત્તા પ્રહારથી ચૂરો કર્યો છે!"

યુવરાજના આ શબ્દો સભામંડપની કઠિન દીવાલોપર અફળાઇ તેનો પ્રતિધ્વનિ થવા લાગ્યો તે કર્ણે પડતા જ વૃદ્ધ સ્ત્રી સાથેના તે પ્રૌઢ વીરનો ચહેરો ક્રોધાગ્નિથી લાલચોળ બની ગયો તે જ ક્ષણે સાથેના સૈનિકોની મ્યાનાચ્છાદિત તલવારોનો ખણખણાટ પણ સંભળાયો શશાંક સાથે જે કામદાર ઉભો હતો તે તો તે શબ્દ સાંભળતાની સાથે જ જીવ લઇને સભા મંડપમાંથી નાશી ગયો!

વૃદ્ધ સ્ત્રી ધીમે ધીમે વેદી પાસે આવી, અને શશાંકનો હસ્ત પોતાના હસ્તમાં પકડી તેણે તેને વેદીપરથી નીચે આણ્યો તેની સાથેનો પ્રૌઢ વીર તે વખતે મ્યાનમાંથી અસિ ખેંચતો હતો પણ તેની અર્ધ નગ્ન થયેલી અસિ મ્યાનમાં જ રહી એટલામાં શુભ્ર વસ્ત્રોથી પરિધાન થયેલો અને ઉઘાડા ચરણવાળો એક વૃદ્ધ પુરૂષ ત્યાં આવ્યો, તેને જોતા જ તે પરદેશી સૈનિકોએ નીચે નમી તેનું અભિવાદન કર્યું. પ્રિય વાચક! આપણે આ વૃદ્ધ પુરૂષને પ્રથમ એકવાર જોયો છે ગુપ્તવંશના પ્રસ્તુત સમ્રાટ મહાસેનગુપ્ત જ હતા!

સમ્રાટને જોતા જ તે વૃદ્ધ સ્ત્રી કિંચિત હસી–તે પ્રૌઢ વીરનુ પણ મસ્તક સહજ નમ્ર થયુ પરતુ સમ્રાટ તદ્દન દયા પાત્ર કરૂણા-જનક દૃષ્ટિથી તે વૃદ્ધ સ્ત્રી તરફ જોતા હતા. તેમની તે દૃષ્ટિ પરથી કોઇને પણ લાગ્યુ હોત કે, તે પ્રૌઢ વીર અને વૃદ્ધ સ્ત્રી પાસે શશાકના અપરાધ બદલ સમ્રાટ નમ્રતાથી ક્ષમા યાચે છે માત્ર એટલુ જ હતુ કે, સેકડો વર્ષનો સામ્રાજ્યનો ગર્વ તેમના મુખમાથી શબ્દ બહાર પડવા દેતો ન હતો !

સમ્રાટ તરફ જોઈ હાસ્ય કરી વૃદ્ધ સ્ત્રી બોલી "ભાઈ, શશાક વિષે મને કઈ કહેવાની જરૂર નથી ! બાલકના એકાદ ઉચ્છૃખલ કૃત્યથી મારો પ્રભાકર સમતોલતા ગુમાવી બેસે તેમ નથી ! એ કાઇ એવો ગાડો નથી કે અજ્ઞાનતામા થયેલા કૃત્યને અપરાધ માને !" -

પેલો પ્રૌઢવીર નીચુ મુખ કરી હજીપણ દ્વેષથી ઓષ્ટ ચાવતો ઉભો રહ્યો હતો

વૃદ્ધ સ્ત્રીનો પોષાક જોતા તે પચનદદેશ નિવાસી હોવાનુ અનુમાન થતુ હતુ હજી પણ પજાબી સ્ત્રીઓ તે પ્રાચીન પોષાક જ ધારણ કરે છે કપિશા અને ગાધાર દેશની સ્ત્રીઓના પોષાક પ્રમાણે આ પોષાકમા પણ સ્ત્રીઓમા સહજ એવી કોમલતાનો અભાવ જ જણાઇ આવે છે કેટલાક અતરપરથી જોતાં તો પુરૂષ અને સ્ત્રીને પોષાકપરથી ઓળખવાનુ પણ અશક્ય બને છે, પરતુ મોટા પહાડ પર્વતોથી વેષ્ટિત થયેલા ડુગરી પ્રદેશમા રહેતી સ્ત્રીઓને આ કરતા યોગ્ય અને ઉપયુક્ત પોષાક મળવાનુ કઠિન જ હોય છે તે સ્ત્રીનો કેશ સમૂહ સફેદ બની ગયેલો હતો ગાલપર કરચલીયો પડી ગઈ હતી તેણે કરચલીઓવાળો પાયજામો પહેરેલો હોઇ અગરખુ પહેરી માથે ધોળો પટકો બાધ્યો હતો તેની પીઠપર તેના લાબા ધોળા કેસ લટકતા હતા અને તેના કોમલ પગમા જોડા પણ હતા

આ વૃદ્ધ સ્ત્રી સમ્રાટ મહાસેનગુપ્તની સગી બ્હેન હોઈ ઠાણેશ્વરાધિપતિ આદિત્યવર્ધનની વિધવા પત્ની હતી તેનુ નામ મહાસેનગુપ્તા હતુ તેની સાથે ઉભેલો પ્રૌઢવીર તે મહારાજ આદિત્યવર્ધનનો જ્યેષ્ઠ પુત્ર અને ઠાણેશ્વરના રાજ્યવંશનો પહેલો સમ્રાટ-પ્રભાકરવર્ધન હતો આદિત્યવર્ધનના જીવનકાળથી જ મહાસેનગુપ્તા પોતાના પતિના નામથી ઠાણેશ્વરનો રાજ્યકાર્યભાર ચલાવતી હતી પ્રભાકરવર્ધન જ્યારે ઠાણેશ્વરના સિંહાસનપર બેઠો ત્યારે પણ સિંહાસનની પાછળ પડદામા રહી મહાદેવી લોહદંડ હસ્તમા પકડી રાજ્યકાર્યભાર તરફ લક્ષ રાખતી હતી તેની ઉમર એંસી વર્ષ જેટલી થઇ હતી, તોપણ ઠાણેશ્વરમા મહાદેવીની સત્તા અપ્રતિહત ચાલ્યા કરતી હતી સર્વ આર્યાવર્ત જાણતુ હતુ કે, સિંહાસનાધિષ્ઠ થયેલો, સમ્રાટ પદવી ધારણ કરનારો, પંચનદ દેશનો ઉદ્ધાર કરનારો, હૂણ, આભીર અને ગુર્જરોને પ્રત્યક્ષ યમરૂપ ભાસતો પ્રભાકરવર્ધન મહાદેવીના હાથનુ કેવળ રમકડુ હતો મહાદેવીની જ સહાયથી ઠાણેશ્વરનુ અને તે સાથે જ ઉત્તર તરફના પ્રદેશોનુ રાજ્યચક્ર ફરતુ હતુ

એક હાથમા ભત્રીજાનો હસ્ત અને બીજામા પુત્રનો હસ્ત પકડી મહાદેવી સભાગૃહમાથી હસતી હસતી ચાલી ગઇ તેની પાછળ નીચુ મુખ રાખી સમ્રાટ પણ ત્યાથી ચાલ્યા ગયા ત્યાર પછી નાશી ગયેલા સેવકો ધીમે ધીમે પાછા આવવા લાગ્યા ભગ્ન થયેલુ સિંહાસન તેઓએ ઉચકી લીધુ, અને તે ફરી સજ્જ કરવાના કામે લાગ્યા. પણ હવે બંદીપર સમ્રાટ સિવાય અન્ય કોઇનુપણ સિંહાસન ગોઠવાયુ નહિ

—※—

# પ્રકરણ ૫ મું.

## મિલન.

દુકાનમા બેસી એક અતિશય કાળી મેશ જેવા વર્ણની, વયે પહોચેલી સ્ત્રી દાળ, ચોખા, મીઠુ, તેલ, ઘી વગેરે વસ્તુઓ સાથે સ્વહાસ્યની પણ વિક્રી કરી રહી હતી મનુષ્યોથી ઉભરાઈ ગયેલા પાટલીપુત્રમા દાળ, ચોખા વગેરે પદાર્થો પ્રમાણે તેના હાસ્યના ગ્રાહકોનો પણ તોટો ન હતો । દુકાનની અદર આપણો પરીચિત ઘાચી પણ બેઠેલો હોઇ વેચાતા હાસ્યની ગણત્રી કરતો તે સપૂર્ણ કરડી દૃષ્ટિથી જોઈ રહ્યો હતો ધાચીભાઇએ સાથે આણેલો પેલો છોકરો દુકાન સામેના રાજમાર્ગપર ધૂળથી શરીર રગદોળતો, કાળી શાહી જેવા રગના છોકરા સાથે નાના પ્રકારની રમતો રમવામા મશગૂલ બની ગયો હતો

એટલામા એક ઉંચો, લાબો પહોળો, ગૌરવર્ણનો પુરુષ ચોખા અને ઘી લેવા માટે તે દૂકાનમા આવ્યો ચોખા અને ઘી સાથે જ બીજી પુષ્કળ વસ્તુઓ તે દુકાનદાર સ્ત્રીએ તેના ગળામા નાખી જ । ખરીદી પૂર્ણ કરી તે માણસે જ્યારે પોતાના વસ્ત્રમા દાળ, ચોખા, મીઠુ વગેરે પદાર્થો બાધી લીધા ત્યારે તેને જણાયુ કે વજન વધેલુ હોઇ તે એક માણસથી ઉપડી શકે તેમ નથી તેની આ હરકત પેલી બાઇના લક્ષમા આવી, અને તેના કોમલ હૃદયને તેની દયા આવવાથી મદદ આપવા તે પોતાની જગ્યા પરથી ઉઠી

ઘાચી આ દૃશ્ય સહન કરી શકે તેવો ન હતો । તે તરત જ અદરથી બહાર આવ્યો, અને તેણે ગ્રાહકને સ્પષ્ટ કહ્યુ "તમારો માલ લઈ આવવા હુ પોતે તૈયાર છુ, અગર જો જરૂર હોય તો હુ મારા છોકરાને તમારી સાથે મોકલુ છુ ગમે તેમ હોય, પણ હુ એક અપરીચિત માણસ સાથે મારી સ્ત્રીને ઘરથી દૂર મોકલવા

તૈયાર નથી !" થયુ, બન્ને વચ્ચે તે જ ક્ષણે વાદવિવાદનો આરભ થયો, છેવટે મલ્લ યુદ્ધનો પ્રસગ આવે તેમ જણાવા લાગ્યુ, પરતુ પેલી સ્ત્રીએ ઉભય વચ્ચે પડી તેમની તકરાર બધ પાડી દીધી છેવટે તે ગ્રાહકનો માલ છોકરાએ લઈ જવો એમ ઠર્યું

પેલો ગરીબ બીચારો છોકરો ગ્રાહકે આપેલો બોજો લઇ પાછળ પાછળ ચાલવા લાગ્યો તે માણસ લાબ ટાગી હોવાથી ઝટપટ અને લાબા પગલા ભરતો હતો વચ્ચે વચ્ચે પાછુ ભાળી છોકરો કેટલે દૂર છે તે જોતો હતો એકાદ વખત છોકરો જણાતો નહિ કે, શોધવા માટે તેને પાછુ પણ ફરવુ પડતુ હતુ !

જે રસ્તે તે માણસ ચાલ્યો જતો હતો તે રસ્તો ક્રમે ક્રમે શહેર છોડી નદી કીનારે થઇ આગળ જતા વિશેષ વિસ્તૃત થતો જતો હતો માર્ગની ઉભય બાજુએ મોટા મોટા વૃક્ષ હોઈ તેની છાયાથી તે તદ્દન ઢકાઇ ગયેલો હતો. તેની એક બાજુએ ગગાનો વિશાળ રેતાળ ભૂમિપ્રદેશ હોઇ બીજી બાજુએ લીલાછમ તૃણાકુરોથી આચ્છાદિત થયેલુ પ્રશસ્ત મેદાન હતુ દૂર–ઘણે દૂર–લાબા અતરપર રેતીની બાજુની સીમાપર ગગાના જલપ્રવાહની છેક ઝીણી રેષા દેખાતી હતી અન્ય પ્રસગે તે રસ્તાપર સવાર કે સાજ જનસમાજનો વિશેષ અવર જવર જણાતો ન હતો, પરતુ આજે કઇ વિશેષ કારણ પરત્વે તે રસ્તાપર લોકોની વિલક્ષણ ભીડ જણાતી હતી

તે ભીડમા ઘાચીનો છોકરો વારવાર અદૃશ્ય થતો અને દાળ-ચોખાનો માલીક તેને મહા કષ્ટે શોધી કાઢતો રસ્તામા જમણી બાજુએ પુષ્કળ મનુષ્યો એકત્ર થયા હતા તે લોકો તરફ જોતા સહજ સમજાતુ હતુ કે તે સૈન્ય પૈકીના હતા તે વિશાળ મેદાનમા છાવણી પડેલી હોઇ છાવણી સામે સૈનિકો ભિન્ન ભિન્ન કાર્યોમા પ્રવૃત થયેલા જણાતા હતા તેમાના ઘણા ખરા રસોઇ કે ભોજન અગરતો પેટપાણીના કાર્યમા લિન થયેલા હોઇ, કેટલાક પોતાના

નિત્યકર્મ આટોપી વૃક્ષોની છાયા નીચે સૂતા હતા, અને કેટલાક સુખપૂર્વક લાબા થયા હતા રસ્તાની ડાબી બાજુએ વૃક્ષોની છાયા નીચે ઉત્તમ ઉત્તમ એવા કેટલાક ઉમદા ઘોડા ઉભા હતા તેની સામે ઘોડાનો સામાન, ભાલા, તલવારો, ધનુષ્યબાણ વગેરેના ગશીના રાશી–ઢગના ઢગ પડેલા હોઇ, તે પરથી તે ઘોડેસ્વારોનો વ્યવસાય શો હતો તે સ્પષ્ટ સમજાતુ હતુ રસ્તાની બન્ને બાજુએ સમાન અતરપર શસ્ત્રાસ્ત્રોથી સજ્જ થયેલા પરદેશી વીર ઉભા રહી શાતિ રક્ષકનુ કાર્ય કરતા હતા સૈનિકોના ટોળેટોળા નદીપર સ્નાન કરી આવતા હતા ગધેડાની પીઠપર લાખડી તબડા નાખી ગધેડાવાળાઓ સ્વારોને જરૂરનુ પીવા માટેનુ પાણી લાવી આપતા હતા રથ અને ગાડાની ગર્દીને લીધે પગે ચાલનારાઓ બરોબર ચાલી પણ શકતા નહતા શહેરમાથી ગાડાના ગાડા ભરી સ્વાર અને ઘોડા માટે ખાદ્ય પદાર્થો આવતા હતા નીર્મિત સ્થાને તે સરસામાન નાખી ગાડા પાછા શહેર તરફ વળતા હતા વચ્ચે વચ્ચે ઘોડેસ્વારથી ઘેરાયલી રસ્તે જતા પ્રવાસીઓની ગાડીઓ શિબીરમા આવતી અને અદરનો માલ ઉતારી પાડી પાછી જતી હતી

શહેરથી એક ગાઉ જેટલે દુર એક ઘટાદાર વટવૃક્ષની છાયામાં કેટલાક મનુષ્યો ટોળટપ્પા હાકવામા મગ્ન બની ગયા હતા. તેમની સામે એક મોટો ભાલાઓનો જથ્થો જમીનપર ઉભેલો જણાતો હતો એક બાજુએ કેવળ પૃથ્વીપર એક બાલિકા—તેને બાલ્યપણાના અતમા અને તારૂણ્યવસ્થાનો આરભ હોવાથી રમણી સજ્ઞા જ ધટી શકશે–પડી હતી તેના બન્ને હાથ ચર્મપટ્ટીથી સજ્જડ બધાયલા હતા તેજ પ્રમાણે તેના ચરણ પણ ચર્મપટ્ટીથી બધાયલા હોઇ જમીનમા ઠોકાયલી એક મેખલાને તે ચર્મપટી બાધી રાખેલી હતી વચ્ચે વચ્ચે તે મસ્તક ઉચુ કરી લોકો તરફ દૃષ્ટિ ફેકતી અને કેટલીક ક્ષણે હતાશ થઇ પુન જમીનપર પડી જતી હતી જે લોકો ઝાડ નીચે બેઠા હતા, તેમના તરફ જોતા જ તે

પરદેશી હોઈ પંજાબ નિવાસી હોય તેમ જણાતું હતું તેમાંનો એક જણ કેદી કરી ચમપાત્રમાંથી મદ્ય પીતો અને પોતાના સોબતીઓમાં પણ ઉદારતાથી તેની વહેંચણી કરતો હતો પરંતુ તેમાંનો એક મનુષ્ય તે બાલા તરફ દૃષ્ટિ પણ કરતો ન હતો !

દુકાનમાંથી દાળ, ચોખા વગેરે વસ્તુઓનો બોજો મસ્તકપર લઈ તેલીનો છોકરો તેજ ઝાડ નીચે આવી ઉભો રહ્યો ચાલી ચાલીને અતિશય થાકી જવાથી માથાપરનો બોજો નીચે ઉતારી વિશ્રાંતી લેવાના ઉદ્દેશથી તે નીચે બેઠો, અને બાલ્યોચિત ચપળતાથી આમ તેમ જોવા લાગ્યો તે વખતે બાલિકા એક નજરખી નજરથી રસ્તા તરફ જોઈ રહી હતી જુદા જુદા રંગના વસ્ત્રો પહેરી વાદ્યોના ગંભીર સ્વરમાં મગધ દેશનું પાયદળ તે વખતે માર્ગક્રમણ કરી રહ્યું હતું

છોકરાનો બોજો ત્યાંનો ત્યાં પડી રહ્યો તે ઉઠીને ધીમે ધીમે બાલિકા તરફ જવા લાગ્યો નજીક જતાં જ તેના તરફ જોઈ તે આશ્ચર્યથી એકદમ બોલી ઉઠયો "કોણ ? બહેન ! મારી બહેન !"

તેના તે ઉદ્‌ગારથી આશ્ચર્યચકિત થઈ તે બાલાએ પણ મુખ ફેરવ્યું બાલક તેજ વખતે તેની કેડે વળગી પડ્યા ! આવી સ્થિતિમાં તે ભાઈ બહેને કેટલીકવાર સુધી સ્તબ્ધપણે અશ્રુ ગાળ્યા કર્યા.

કેટલીક વારે તે પરદેશી સૈનિકોનું લક્ષ તે તરફ ગયું આશ્ચર્યથી તે સામે જુએ છે તો, એક કેદીને બદલે બે કેદી થયેલા જણાયા ત્યાર દારૂની બેગાન કરનારો માણસ તે બાલિકા પાસે આવ્યો અને ક્ષણવાર ગભરાયેલા જેવો બની તે ભાઈ બહેન તરફ જોતો ઉભો રહ્યો ત્યાર પછી તણે તેને કહ્યું ' અરે ! આ વળી શું છે ? આ ક્યાંથી તને આવીને વળગી પડ્યો ?"

બાલિકાએ ડુસકાં ભરતાં ભરતાં ઉત્તર આપ્યો ' એ મારો ભાઈ—"

પેલો પરદેશી સૈનિક તેનાપર તરત જ ચીડાઇને બોલ્યો "ચાલ, ચાલ, ક્યાથી વળી આવ્યો તારો ભાઇને બાઈ ! અહીં ભઇ બઇ કંઈ ચાલશે નહિ ! એને હમણા ને હમણા અહીંથી દૂર કર !"

તેની આ નિષ્ઠુર આજ્ઞા સંભળાતા જ બાલિકા રડતા ના મોટેથી પોકાર કરવા લાગી તેનો ભાઇ પણ તેના સૂરમા સૂર ગાવી રડવા લાગ્યો તે જોઇ પેલો પરદેશી સૈનિક ઘણો ખીજવાયો અને તે બાલકનો હાથ પકડી તેને ખેચવા લાગ્યો તેમ તેમ તે પણ મોટેથી ચીસો પાડવા લાગ્યો "ઓ બહેન ! ના બહેન, હવે બહેન હુ કદીપણ તને છોડીને જઇશ નહિ !"

આ ગડમડાટ ચાલતો સાભળી ચોતરફના લોકો ત્યા આવી એકત્ર થવા લાગ્યા તેમાના એકે પુછ્યુ અરે શુ છે—થયુ છે શુ ?"

બીજા એકે પ્રશ્ન કર્યો "આ બાળકોને તમે કેમ હેરાન કરવા માડ્યા છે ?"

ત્રીજા એકે ચોથાને કહ્યુ "જુઓ જુઓ ! એ છોકરીને આ લોકોએ કેવી ક્રમીને બાધી દીધી છે !"

ભીડ વધતા વધતા એક શાતિરક્ષક સૈનિક ત્યા આવી પહોચ્યો અને તેણે પુછ્યુ "શુ છે ? શેની ગડમડ ચાલે છે અહીં ?"

તરત જ એકદમ દશબાર માણસોએ તેના પ્રશ્નનો ઉત્તર આપવાનો આરભ કર્યો "આ પરદેશીઓ દારૂ પીને આ છોકરીને મારતા હતા ત્યારે તેનો ભાઇ આવીને તેને છોડાવવા લાગ્યો પણ—!"

બહેનને મુક્ત કરવા ઇચ્છતા તે વીર બન્ધુની આકૃતિ જોઇ તે શાતિરક્ષક ખડખડ હસવા લાગ્યો

શાન્તિરક્ષકે તે સૈનિકને પુછતા તેણે કહ્યુ "આ છોકરી મારી કેદી છે રસ્તામાથી તે મને મળી આવી છે અને ત્યારથી મારી ...થે જ છે આ છોકરો કોણ છે તે હુ જાણતો નથી, અને મે કોઇને મારહાણુ કરી નથી."

એટલામા આપણા પ્રસગમા આવેલો કાળ ચોખાવાળો પોતાના

મજૂરને વણીવાર સુધી શોધના શોધતા, વડના ઝાડ નીચે ભીડ થયેલી જોઈ ત્યા આવ્યો ભીડની ચોતરફ તે કેટલીક વાર સુધી ફર્યો, પરતુ જ્યારે તેને અંદરનો બનાવ જણાયો નહિ, ત્યારે ત ધીમે ધીમે તે ગર્દીમાથી આડો અવળો રસ્તો કાઢી અંદર જઇ ઉભો રહ્યો ત્યા આવતા જ તેણે પોતાનો માલ જમીનપર પડેલો જોયો આથી તે સહજ આગળ વધી જોવા લાગ્યો તો ધાચીનો છોકરો એક સુદર બાલાના અંગપર પડેલો હોઇ રૂદન કરતો જણાયો

તેણે છોકરાને પુછ્યુ ' અરે આ શુ છે ' તુ અહીં કેમ બેસી રહ્યો છે ?"

બાલક તેને જોતા જ પુન મોટેથી રોવા લાગ્યો અને અસ્પષ્ટ સ્વરે બોલ્યો "હવે હુ મારી બહેનને છોડીને એક ડગલુએ નથી ખસવાનો ! ગમે તેમ કરો ! નહિ ખસુ તે નહિ જ ખસુ !"

આ સાભળી બોજાનો માલીક આશ્ચર્યચકિત થઇ ગયો. તેની ચોતરફ જે લોકો ઉભા હતા તેમણે તેનાપર ભિન્નભિન્ન પ્રશ્નોનો ભડીમાર ચલાવ્યો

છેવટે તે ધીમે ધીમે પોતાની હકીકત કહેવા લાગ્યો "હુ પણ રાણેશ્વરના સૈન્યમાનો એક સૈનિક છુ કાલે આખી રાત સુધી રાજભુવનપર પહેરો ભરવાનુ કામ મને સોપાયલુ હોવાથી હુ ત્યા હતો સવારે રજા મળતા જ રાહેરમા ખાદ્યાદિ વસ્તુઓ લેવા હુ ગયો. મે લીધેલો માલ વજનદાર થવાથી દુકાનવાળાએ પોતાના આ છોકરાને બોજો પહોચાડવા મારી સાથે મોકલ્યો છે આ છોકરીને મે મારી જીદગીમા કદીપણ જોઇ નથી—"

જે સૈનિક તે છોકરીને પકડી લાવ્યો હતો, તેણે પણ પ્રતિજ્ઞાપૂર કહ્યુ કે તે પાટલીપુત્રની નથી

જોતજોતામા ત્યા જનસખ્યા વધવા લાગી છાવણીમાથી શાતિરક્ષકો પણ ત્યા આવી પહોચ્યા. પરતુ પુષ્કળ પ્રયત્ન કરવા છતા ત્યાનો કોલાહલ અટકાવી શકાયો નહિ, અને ક્ષણે ક્ષણે વધતી જતી ગર્દી પણ ખસી નહિ ! પ્રચડ દણે નાગરિકોની સખ્યા વધતી ચાલી

અને તેમનો પક્ષ બળવાન થતો ગયો વખતના વહેવા સાથે જ ઉભય પક્ષના ટટાને વિશેષ ગર્ભીર સ્વરૂપ પ્રાપ્ત થવા લાગ્યું વાદવિવાદ, ગાળાગાળીથી બનાવનો આરંભ થયો અને ધીમે ધીમે હાથો હાથ સુધી વાત આવી પહોચી ! બિચારા ગણ્યા ગાંઠ્યા રાતિરક્ષકોથી ઉભયપક્ષની તકરાર બંધ ન પાડી શકાયાથી તેમને ત્યાંથી ખસી જવું પડયું !

થોડાજ વખતમાં ઉભયપક્ષની મારામારીને નાના યુદ્ધનું સ્વરૂપ મળ્યું ઠાણેશ્વરનું સૈન્ય પ્રથમથી તોફાન માટે તૈયાર થઇને આવેલું હતું, એટલે તેમના શસ્ત્રાસ્ત્રો સજ્જ હતા પરંતુ પાટલીપુત્રના નાગરિકો કંઇ યુદ્ધની તૈયારી કરી આવ્યા નહના તેમાના કેટલાક તો ગાડીવાળા અને ગધેડાવાળા હતા કેટલાક હમાલ હોઇ કેટલાક જળ-વાહકો હતા પરંતુ પાટલીપુત્રના પક્ષના મનુષ્યોની સખ્યા પરદેશી સૈનિકો કરતા લગભગ ત્રણ ગણી હતી !

ઠાણેશ્વરનું સૈન્ય પ્રથમથી તૈયાર નહિ હોવાથી પહેલા તો સપાટા સાથે તેઓ બેચાર પગલા પાછા હઠયા, પરંતુ તરત જ તે સૈનિકોની તીક્ષ્ણ તલવારોના ઝબકારાથી પાટલીપુત્રના નાગરિકો ઝપાટાબંધ પાછા હઠવા લાગ્યા કોઇનું માથું ફૂટયું તો કોઇના હાથપગ કપાયા, કોઇ જન્મ માટે લુલા પાંગળા બન્યા તો કોઇ અંધ બન્યા ! પરંતુ કોઇ મરણ શરણ થયું ન હતું ! રક્તપાતનો આરંભ થતા જ નગર નિવાસીઓએ પાછા હઠવાનો આરંભ કર્યો પણ ના-ભાગ કરી નહિ રાવટીઓ અને વૃક્ષ સમૂહની પાછળ લપાઇ લપા-ને તેઓ શત્રુસૈન્યપર મોટા મોટા પત્થર ફેંકી તેમને સમીપમા આવવા દેતા નહતા

તે વખતે ગંગાતીરે થઇ જતા રાજમાર્ગે પાટલીપુત્રના સૈન્યની એક ટુકડી શહેર તરફથી છાવણી તરફ આવતી હતી પરંતુ તે સૈનિકોને જોઇ નાગરિકોને કંઇ ઉત્સાહ આવ્યા બના એમ કઇ ન હતું ઉલટા તેમાના એક એક, બબ્બે ત્યાંથી દૂર થઇ જવા લાગ્યા

કારણ, તેમની ચોક્કસ માન્યતા એવી હતી કે, તકરારની વાત સાંભળી આપણા સૈનિકો આપણને મળી જશે નહિ, કિન્તુ તકરાર કરવા માટે આપણને કેવળ દોષ આપવા તત્પર થશે !

આજ વખતે નદી કીનારાના રસ્તે એક રથ અત્યંત ત્વરિત ગતીથી નગર તરફ જતો હતો તે રથ આ મારામારીના સ્થાન પાસે આવતાજ સારથીના માથાપર એક મોટો પત્થર આવી પડયો, અને તેજ ક્ષણે તે જખમી થઇ રથ ઉપરથી પટાક લઇને નીચે પડયો ! સારથીના પડવાથી થયેલા શબ્દધ્વનીથી રથના બન્ને ઘોડા ચમક્યા અને ગમે તે માર્ગે દોડવા લાગ્યા આ વિલક્ષણ પ્રકાર જોઇ રથમા બેઠેલી વ્યક્તિએ ઝડપથી નીચે કૂદકો માર્યો પણ રથતો શહેર તરફ જ પૂર્ણ વેગથી દોડી ગયો

રથમાથી બહાર આવેલો પુરૂષ પ્રથમ સારથી પાસે ગયો, તેણે તેને બરોબર નીહાળ્યો તે કાળ શરણ થયો ન હતો—તે જીવતો હતો ખરો, પરંતુ તેનુ મસ્તક છુંદાઇ ગયુ હતુ તેની આવી શોચનીય સ્થિતિ જોઇ તે વીરાત્માનો ચહેરો ક્રોધથી લાલચોળ બની ગયો ! આજ સંધીમા પાટલીપુત્રના નાગરિકોએ ફેંકેલો એક મોટો પત્થર તેના કર્ણ આગળથી સૂ સૂ કરતો પસાર થયો અને રસ્તાની બીજી બાજુએ જઇ એક રાવટીપર પછડાયો તે રાવટી જમીનપર તૂટી પડી ! આ બનાવ જોઇ તે વીરપુત્ર આશ્ચર્યથી દિંગમૂઢ બની ગયો અને તલવાર ખેંચી જે ઝાડ તરફથી પત્થર આવતા હતા, તે તરફ ઝપાટાથી જવા લાગ્યો જેમણે પત્થરની ગોલદાજી કરવાનુ કાર્ય ચલાવ્યુ હતુ, તેઓ વૃક્ષની પાછળ રહી મુખ બહાર કાઢી જોવા લાગ્યા તે વખતે ગોલદાજીનો વેગ ઓછો થતો જતો હતો, અને સૈન્ય પાસે આવતુ જતુ હતુ હવે આપણા નાગરિકો, જેમ ફાવ્યુ તેમ જ્યા રસ્તો મળ્યો ત્યા નાશી જવા લાગ્યા !

આપણા વીરને ઝાડ તરફ આવતો જોઇ ત્યા જે લોકો ઉભા હતા, તેમણે પણ નાશભાગ કરવા માંડી ! એટલામા તેમાંનો એક જણ બોલી ઉઠયો "અરે, એતો આપણા યૂવરાજ છે !"

બીજો તિરસ્કાર યુક્ત સ્વરે તેને કહેવા લાગ્યો " તને કઇ ગાડપણુ તો નથી થયુને ? આપણા યૂવરાજ ! તે વળી આ વખતે અહીં શા માટે આવે ? "

" કેમ ? યૂવરાજ અહી ફરવા આવે એ સભવિત નથી શુ ? "

" શાબાશ છે તને ! આખા પાટલીપુત્રમા ફરવાની જગ્યા નહિ મળવાથી, આ મધ્યાહ્નકાળના સખ્ત તાપમા પ્રખર અગ્નિ જેવા મેદાનમા યૂવરાજ ફરવા આવે ? "

"અરે, તને ખબર નથી ! આપણા યૂવરાજને કદી કદી લહેર આવે છે લહેર ! "

" ત્યારે તો તુજ જઇને યૂવરાજના દર્શન કરી લે ! હુ તો ભલા મારો રસ્તો જ પકડીશ ! "

પેલા માણુસે ઝાડની બાજુમાથી બહાર આવી ' યૂવરાજનો જય થાવ, યૂવરાજનો જય થાવ ! ' એમ પોકારી તે રથપરની વ્યક્તિને પ્રણામ કર્યા તે પુરૂષ વીરસ્મિત નેત્રે તેના તરફ જોઈ રહ્યો આ વખતે બીજા માણુસે ઝાડ પાસેથી પોબારા ગણવાનો આરભ કર્યો હતો તેને હાક મારી તે પુરૂષે તેને અટકવા કહ્યુ તેજ વખતે તેનો કઠસ્વર સાભળી તે માણુસ ચમકીને અટકયો અને પોકારી ઉઠયો " યૂવરાજનો જય થાવ ! "

તે વખતે આજુબાજુ જે નાગરિકો લપાઈ રહ્યા હતા, તેમને ધૈર્ય મળ્યુ તેઓ પણ ધીમે ધીમે બહાર આવવા લાગ્યા જોતજોતામાં તે ઝાડ નીચે ટોળુ એકત્ર થઈ ગયુ ! પાટલીપુત્રના લોકો લડાઇમાથી પાછળ હઠી ગયેલા છે, એમ જોઈ ઠાણેશ્વરનુ સૈન્ય હમણા નિશ્ચિત થયુ હતુ, પરતુ વૃક્ષની નીચે થયેલી ગર્દી જોઇ પુન તેમણે પત્થર અને માટીના રોડા ફેકવાનો આરભ કર્યો એક ઇટનો કકડો યુવરાજના શીરસ્રાણુને સ્પર્ષ કરી ગયો ! તે જોઇ નાગરિકો પુન ખળભળી ઉઠયા !

આજ અગ્સામા સૈન્યની ટુકડી આ મારામારીના સ્થળપર આવી પહોચી, અને ભીડ થયેલી જોઇ અધિનાયકની આજ્ઞાથી તે અટકી ગઇ તે પરથી રથમાથી ઉતરેલો પુરૂષ તેમની પાસે ગયો, અને તેણે અધિનાયકને પુછ્યુ ‘ તમે મને ઓળખો છે ? ”

અધિનાયકે ઉત્તર આપ્યો “ ના ”

તેજ વખતે તે પુરૂષે મસ્તકપરનુ શીરસ્રાણ, દૂર કર્યું સૂવર્ણમય, ચકચકિત કેશ તેના ખભાપર થઇ પીઠપર લટકવા લાગ્યા તરત જ સેના નાયકે તેના ચહેરા તરફ એક વખત લક્ષ પૂર્વક જોઇ તેને અભિવાદન કર્યું

આ દૃશ્ય જોઇ મગધ સૈન્યે જયધ્વની કર્યો, અને નાગરિકોએ પણ તેમના તે ધ્વનીમા પોતાના જયવોષનુ બલ પ્રેર્યું તે પુરૂષ તે શશાક પોતે જ હતો તેના શરીરપર લોખડી બખતર હોવાથી તે ચઉદ વર્ષનો કુમાર એક ઠીંગણા બાધાના વીર જેવો જણાતો હતો !

કુમારે પુછ્યુ “ હકીકત શી છે ? ”

નાગરિકો એક સાથે બોલી ઉઠયા “ આ પરદેશી સૈનિકો એક બાલિકાને પકડી લઇ જતા હતા, તેથી અમે તેમને તેને છોડી દેવા કહ્યુ ત્યારે તેઓએ એકદમ ચીડાઇ જઇ અમારાપર હૂમલો કર્યો ! ”

જેઓ જખમી થયા હતા તેઓએ પોતાના શરીરપર શસ્ત્રના પડેલા જખમો ખૂલ્લા કરી યૂવરાજને બતલાવ્યા શસ્ત્રહિન વ્યક્તિઓના શરીરપર શસ્ત્રાઘાત થયેલા જોઇ પાટલીપુત્રની સેના ક્રોધથી કુપિત થઇ ગઇ, અને જ્યારે યૂવરાજના સારથીનુ શબ તેમણે જોયુ ત્યારે તો તેમને શાત રાખવાનુ તદ્દન અસભવિત થઇ પડયુ

કુમારની આજ્ઞાથી સેનાનાયક જ્યારે ઠાણેશ્વરની છાવણી તરફ જવા લાગ્યો, ત્યારે રાવટીઓની આડે રહી તે સૈનિકોએ તેના તરફ પત્થર ફેકવા માડયા, જેથી તેને પાછા ફરવાની જરૂર પડી. આથી છેવટે યુવરાજની આજ્ઞાથી મગધ સેનાએ રાવટીઓપર હલ્લો કર્યો. ઠાણેશ્વરના ઘણા સૈનિકો સુરાપાન કરી નિશામા ચકચૂર બની ગયા

હતા, તેથી સહેલાઇથી તેમનો પરાભવ થયો જેઓ શુદ્ધિમા હતા તેઓએ નાશી જઇ પ્રાણ બચાવ્યા, જેઓ બેહોપ થઇ ગયા હતા તેઓએ તેમના તેમ જમીન ઉપર પડી રહી બેસુમાર માર ખાધો ! અને બેચારને પકડી બાધી લઇ જવામા આવ્યા

કુમાર શશાકની આજ્ઞાથી આપણા પરીચયમા આવેલા બાલક બાલિકાને બધનમુક્ત કરતા તે બન્ને રસ્તાપર આવ્યા તેમને પોતાના રથમા બેસાડી કુમાર નગર તરફ ચાલ્યો ગયો, અને ત્યાર પછી સૈન્ય પણ જતુ રહ્યુ

તે વખતે સધ્યાદેવી પોતાની સત્તા સ્થાપવાનો પ્રારભ કરવાની તૈયારીમા હતી તેટલામા ઉપર કહેલી મારામારીના સમાચાર નગરમા પણ ચોતરફ પ્રસરી ગયા હતા દુષ્ટ અને કલહપ્રિય લોકોના ટોળેટોળા નગરમાથી આવતા જતા હતા અને નાગરિકોની સખ્યા વૃદ્ધિ પામવા લાગી હતી મુઠ્ઠીભર શાતિરક્ષકો તેમનુ નિવારણ કરવાને અશક્ત બની ગયા હતા છેવટે નાગરિકોએ તેમને માર મારી હાકી પણ મુક્યા છાવણીમા લૂટ ચલાવવાનો આરભ થયો અને છેવટે તેને અગ્નિદેવતાને સ્વાધિન પણ કરવામા આવી જ્યારે ગવટીઓ સળગવા લાગી અને આકાશ પર્યત પહોચેલી અગ્નિ જ્વાળા દાણેશ્વરના સેનાપતિની દૃષ્ટિએ પડી ત્યારે તેણે જાણ્યુ કે છાવણીપર કોઇપણ જાતનુ પ્રચડ સકટ આવી પડ્યુ છે

નગરમા હજાર બારસો અગરક્ષકો જઇ રહેલા હતા, તેમને લઇ સેના નાયક છાવણી તરફ દોડી આવ્યો તે વખતે સર્વ કઇ રક્ષામય થઇ ગયુ હતુ અને આગ પણ ઘણા ભાગમા શાત થઇ ગઇ હતી તેને જણાયુ કે નાગરિકોએ દારૂથી બેહોશ બનેલા સૈનિકો અને કેદીઓની નિર્દયતાથી કતલ કરી છાવણીમા અગ્નિ મુકી સર્વ નષ્ટ ભ્રષ્ટ કરી નાખ્યુ છે પણ હવે તે લાચાર હતો !



# પ્રકરણ ૬ ઠું.

## દુર્ગસ્વામિનીનાં વલય.

આર્યાવર્તના ઇતિહાસમા રોહિતાશ્વનો કિલ્લો પ્રાચીન કાળથી અતિ પ્રખ્યાત છે દક્ષિણ મગધ અને કરૂષ દેશની* દક્ષિણ તરફની મર્યાદા ઉપર રોહિતાશ્વદુર્ગ અચળ ઉભેલો હોઈ અરણ્યથી ઘીચ બનેલા આ જગલી પ્રદેશનુ તે એકજ પ્રવેશદ્વાર છે ઇતિહાસના પ્રારભથી તે પ્રસ્તુત કાલ સુધી રોહિતાશ્વદુર્ગનો અધિપતિ તેજ અરણ્યવાસી જગલી જાતોનો નેતા મનાતો હતો મુસલમાન વિજય પછી રોહિતાશ્વનુ 'રોહતાસ' નામ પડ્યુ છે પઠાણ અને મોગલ રાજાઓના સમયમા રોહિતાશ્વના કિલ્લેદાર સુબા બિહારની દક્ષિણની સીમાના રક્ષક હતા શેરશાહ, માનસિંહ, ઇસ્લામખા, શાયસ્તખાન વગેરે ઇતિહાસ પ્રસિદ્ધ વ્યક્તિઓના નામ રોહતાસદુગના સારા પરિચયમા આવેલા છે એ સર્વ પુરૂષો એ પ્રાચીન દુર્ગના અવશેષ ભાગમા પોતાના કઇને કઇ સ્મૃતિ ચિહ્નો મુકી ગયેલા છે

અતિ પ્રાચીન સમયે કે જે કાલની વાતો ઇતિહાસમા ઉપલબ્ધ નથી, તેવા સમયે આ રોહિતાશ્વદુર્ગ બધાયો હતો પર્વતનો જે ભાગ નદીની અદરના પ્રદેશ સુધી પ્રસરેલો હતો, તે ભાગના અત્યત ઉચ્ચ શીખરપર રોહિતાશ્વદુર્ગ બાધવામા આવ્યો હતો તે ઉચુ શીખર જોતા જાણે કે શોણ નદીના ગર્ભમાથી તે ઉચે ઉપસી આવ્યો હોયની, એવો ભાસ થતો હતો

આ પછી તેરમી સદીનો દીર્ઘકાલ ઉલટાઇ ગયેલો હોઇ, હજાર બારસો વર્ષમા શોણ નદીએ પોતાની ગતી બદલી નાખેલી છે હવે શોણનો પ્રવાહ પાટલીપુત્ર પાસે થઇ વહી જતો નથી તેમ તે રોહિતાશ્વદુર્ગ નીચે પણ નથી. એક હજાર વર્ષ પૂર્વે શોણ નદીનો પ્રવાહ જ્યાથી જતો હતો, ત્યા હમણા લીલાછમ તૃણાકુરોના ક્ષેત્રો

* કરૂષદેશ—હાલનો 'આરા' અને 'સાસારામ

અને વૃક્ષોની હારથી ઘેરાયલા અનેક ગામ માત્ર દૃષ્ટિએ પડે છે! વિન્ધ્ય પર્વતની તળેટી હમણા નદીથી અતિ દૂર છે

આ રોહિતાશ્વદુર્ગ પર્વતની ટોચે બંધાયલો હતો કિલ્લાના બે ભાગ પડેલા હતા. પ્રચંડ અને વિશાલ પર્વત શીખરને પાષાણથી બાંધી તેને મજબૂત કોટથી ઘેરી લઇ નીચેનો ફીલ્લો બાંધવામા આવ્યો હતો પાણીની માફક દ્રવ્યનો વ્યય કરી ખડકમય પર્વતના મસ્તકપરનો પ્રદેશ સપાટ કરી કિલ્લાનો બીજો ભાગ બાંધ્યો હતો કિલ્લાના આ ભાગની લંબાઇ પહોળાઇ સો હાથ કરતા વધુ ન હતી પરંતુ આ ભાગ સુધી ચઢવાનુ લગભગ અસંભવિત હોવાથી આ કિલ્લો અજીત જ હતો એમ કહીશુ તો ચાલશે રોહિતાશ્વદુર્ગના સર્વ ઇતિહાસમા કિલ્લાનો આ ભાગ શત્રુના હસ્તમા બે વખત કરતા વિશેષ વખત ગયો નથી!

રોહિતાશ્વદુર્ગના ઉત્તર ભાગના તોરણ નીચે એક સ્થુલ કાય વૃદ્ધ પુરૂષ બેઠો બેઠો દાતણનો કડકો લઇ દાત ઘસી રહ્યો હતો

વૃધ્ધે કેટલીએવાર સુધી એ પ્રમાણે દાત ઘસ્યા કર્યો તેનો પ્રાત વિધિ પૂર્ણ થતા પહેલા જ કિલ્લાના દરવાજાના રસ્તે કોઇનો પગરવ સંભળાયો

થોડી જ વારમા એક બાલિકા ત્વરાથી બહાર આવી તે અપૂર્વ સુંદર હતી અને તેના ચકચકતા કેશ ખૂલ્લા ઝૂલ્યા કરતા હતા વૃદ્ધને ત્યા બેઠેલો જોઈ તે પોતાની ગતી એકદમ અટકાવવાનો પ્રયત્ન કરતા ખડખચડા પત્થરપર પડી!

તે જોઇ પેલો વૃદ્ધ અને તેનો નોકર ત્યા દોડી ગયા સુદૈવે તેને કંઈ વાગ્યુ ન હતુ બાલિકા ઉઠતા જ શ્વાસ લેતી લેતી બોલી "દાદા! નાનીયા કહે છે કે ઘરમા આજે ચપટી પણ લોટ નથી આજે દાદાજી, આપણે શુ ખાઇશુ?"

પૌત્રીના માથાપર હાથ ફેરવતા ફેરવતા વૃધ્ધે સહજ હાસ્ય કરી કહ્યું "એટલી શા માટે ડરે છે? ઘરમા ઘણી છે ને? તે દળીને હમણા રહ્યુ લોટ લાવી આપશે!"

"અરે દાદા! નાનીયા તો ક્યારની રડયા કરે છે! તે કહે છે કે, ઘરમા ધર્ણનો એક કણ પણ નથી!"

પૌત્રીના મુખના શબ્દ સાભળી વૃદ્ધના મુખમંડલપર ગભીરતાની છાયા પ્રકટી આવી કેટલીકવારે તે બોલ્યો "ઠીક બેટા, હુ હમણા કઇ શિકાર કરી લાવુ છુ? અરે રઘુ, રઘુ, મારા ધનુષ્ય બાણ લાવ તો જલદી!"

રઘુ કિલ્લામા ચાલ્યો ગયો બાલિકા ડોસાને ગળે વળગી પડી અને ગદગદિત સ્વરે બોલી "પણ દાદા! પક્ષી કે હરીણનુ માસ મારાથી ખવાતુ નથી! મને તેનો એવો કઇ ખરાબ વાસ આવે છે કે દાદા—!"

આ શબ્દ સાભળી વૃદ્ધ ચિંતામગ્ન થઇ સ્તબ્ધપણે ઉભો રહ્યો આ તરફ રઘુ ધનુષ્યબાણુ લઈ આવી ઉભો હતો, તેના તરફ તેનુ લક્ષ પણ ગયુ નહિ બાલા વિસ્મિત થઇ દાદાના મુખ તરફ ટકટક જોતી જ રહી

ઘણો વખત ગયા પછી વૃદ્ધની તદ્રાનો ભગ થયો તેના નેત્રમાથી એક બે અશ્રુબિંદુ નીકળી ચીમળાઇ ગયેલા ગાલપર થઇ તેની ધોળી મુછોપર પડયા તેણે નોકરને કહ્યુ "ધનુષ્યબાણુ મુકી આવ અને પછી મારી પાછળ જરા અદર આવ"

એટલુ કહી પૌત્રીને સાથે લઈ વૃદ્ધ કિલ્લામા ગયો ઘાસ અને જગલી વેલાઓથી આચ્છાદાયલુ કિલ્લાનુ પટાગણુ ધીમે ધીમે ઓળગી કિલ્લાના ભોયતળીએ આવેલી એક ઓરડીમા તે પેઠો તેની સાથેની જ ઓરડીમા, ઘરમા ધર્ણનો એકપણુ દાણો નહિ હોવાથી ઘરડી દાસી નાનીયા રડતી બેઠી હતી. તે વૃદ્ધને જોઇ અશ્રુલુછી ભયથી ચૂપ થઇ ગઇ

તે ઓરડીના ખુણાના એક ગોખમા અતિ જુની જીર્ણ થયેલી એક નાની સરખી લોખડી પેટી મુકેલી હતી નોકરની સહાયથી વૃદ્ધે તે પેટી અતિ કષ્ટથી ઉચાડી તેમાથી એક ડાબડી બહાર કાઢી.

તે ડાબડી એક જુના પુરાણા વસ્ત્રમા બાંધેલી હતી તેની ચોતરફ સૂકાયલા પુષ્પોની એક માળા વીંટાયલી હતી ઉપરનુ વસ્ત્ર છોડી ડાબડી ઉઘાડતાજ તેમાથી તેજપુજ હીરા જડિત એક સૂવર્ણ વલય બહાર પડ્યુ

તે રત્નજડિત વલય નોકરના હસ્તમા આપી વૃદ્ધે તેને કહ્યુ "આ વલય લઇને તુ ગામમા જા। ધનસુખ સોનીને ત્યા જઇ એને વેચી દે। એની જે કીંમત આવે તે લઈ તે પૈસાથી વગી અને લોટ ખરીદી લાવજે।"

તે પ્રાચીન રત્ન વલય નોકરના હસ્તમા મુકતા મુકતા વૃદ્ધનો હસ્ત થરથર કપતો હતો લાબા વખતથી આશ્રયમા રહેતા સ્વામીભક્ત સેવકના લક્ષમા એ દર્દનુ કારણ આવ્યા સિવાય રહ્યુ નહિ કેવી રીતે રહે? તેના નેત્ર પણ અશ્રુથી ભરાઇ આવ્યા, પરતુ કઇ પણ ન બોલતા સ્વામીની આજ્ઞાનુ પાલન કરવા તે ત્યાથી જટ પગલે ચાલ્યો ગયો

ડોસો કમર ભાગી ગઇ હોય તેમ એકદમ નીચે બેસી પડ્યો। તેના ચક્ષુમાથી અશ્રુપ્રવાહ જોરથી વહેવા લાગ્યો। ઓરડીના બારણા સાથે ઉભી રહી સ્તભિત થયેલી બાલિકા દાદાની આ કરૂણાસ્પદ સ્થિતિ જોતી હતી

અમે જે સમયની વાત કરીએ છીએ, તે સમયે પ્રાચીન ગુપ્ત સામ્રાજ્ય તદ્દન હિન સ્થિતિમા હતુ મગધ, અગ અને ગાડ દેશો સિવાય અન્ય સર્વ પ્રદેશ ગુપ્તસમ્રાટના હસ્તમાથી જતો રહેલો હતો તીરભુક્તિ* પ્રદેશપર જે અધિકારી હતા, તે સામ્રાજ્યની સત્તા માત્ર નામનીજ કબુલ કરતા હતા તે ત્યાના ઉત્પન્નમાથ પાઇ પણ રાજધાનીમા મોકલતા ન હતા તેઓએ ખૂલ્લી રીતે માત્ર સ્વતત્રતા પ્રકટ કરી ન હતી એટલુજ। ગુપ્ત સામ્રાજ્યની સ્થાપનાના વખતથી જે નવીન સરદાર સામતોનો વર્ગ ઉત્પન્ન થયો હતો,

* તીરભુક્તિ—હાલનો 'ત્રિહુત'

તેમાના ઘણાખરા મગધ અને ગોડ દેશના વતની હતા ગુપ્તવંશનો સૂર્ય જ્યારે મધ્યાહ્નમા હતો ત્યારે જીતાયલા પ્રદેશોમાથી તેમને બીક્ષસ તરીકે સારી સારી જાગીરો મળી હતી આ ભૂમિ આદિનુ ર ણુ કરવા માટે તેમાના ઘણાઓએ જન્મભૂમી છોડી પરદેશમાજ નિવાસ ક્યા હતો તેમાના કેટલાકને મગધમા રહેવાની પણ ફરજ પડતી હતી કારણકે સામ્રાજ્યના કેટલાક હક્ક તેમને વંશપર પરા માટે અપાયલા હતા, તેથી સમ્રાટ પાસેથી તે દૂર થઇ શકતા નહતા ગુપ્ત સામ્રાજ્યના વિનાશકાલે આ મગધસામતાદિ અભિજાત વર્ગની સ્થિતિ અત્યત શોચનીય બની ગઇ હતી ! પરદેશમ થી તેમની સત્તા ધીમે ધીમે નષ્ટ થતી થતી હસ્તમાથી જવા લાગી હતી ગૌડ અને બગ દેશમા જેમની સત્તા હતી તેમને કેટલાક વખત સુધી દારિદ્રનુ વિશેષ દુ ખ લાગુ પડયુ ન હતુ છેવટે, સમ્રાટ મહાસેનગુપ્તના પિતા દામોદરગુપ્તના વખતે તેમના અધિકાર પણ નષ્ટ ભ્રષ્ટ થઈ ગયા. જેમને એ વખતના ભોજનના પણ ફાંફા પડતા હતા તેવા અભિજાત વર્ગના અભિમાની જુના અમાત્ય વંશના લોકોથી પાટલીપુત્ર નગર અને સર્વ મગધ દેશ ભરાઇ ગયો ! પ્રથમથી જ પડતીમા આવેલા મગધ સામ્રાજ્યની સ્થિતિ આ ગ નગરના સામંતોથી વિશેષ જ શોચનીય થઇ પડી ગુપ્ત સામ્રાજ્યની ઉન્નતિના સમયે રોહિતાશ્વદુર્ગના સ્વામી અતિશય પરાક્રમી હતા દક્ષિણ તરફના પ્રદેશનુ રક્ષણ કરવાના કાર્યમાટે તેમને સમ્રાટ ત રફથી અતિ સન્માન મળતુ હતુ દેશ ઉપર દેશ જીતાઇને જેમ જેમ સામ્રાજ્યમા એકત્ર થતા ગયા તેમ તેમ રોહિતાશ્વના અધિપતિને માલવ અને બગદેશમા પુષ્કળ ભૂમિ વગેરે મળતુ ગયુ સામ્રાજ્યના વિનાશકાળના આરભમા તેમના સ્વામિત્વ નીચેનો માલવ દેશનો પ્રદેશ તેમના હસ્તમાથી જતો રહ્યો હતો જ્યાસુધી બગ દેશની ભૂમિ વગેરે સ્વાધિનમા હતુ, ત્યાસુધી તે દુર્દશાના વમળમા વિશેષ સપડાયા ન હતા સમ્રાટ દામોદરગુપ્તના વખતે બગ દેશના ન્યાયાધિકારીઓ રાજાનુ ઉલ્લ ઘન કરી સમ્રાટ તરફ ન મોકલતા દબાવી

પડવા લાગ્યા હતા, પરંતુ એ પછી પણ કેટલાક વખત સુધી રોહિતાશ્વદુર્ગના અધિપતિને બંગદેશમાંથી કર મળતો રહ્યો હતો ધીમે ધીમે તે ઉત્પન્ન પણ આવતું અટક્યું દુર્ગની ચોતરફનો ડુંગરાળ પ્રદેશ દુર્ગાધિપતિની માલીકીનો હતો, તેના ઉત્પન્નના છઠ્ઠા ભાગમાંથી દુર્ગાધિપતિનો સંસાર મહા કષ્ટથી જેમ તેમ ચાલતો હતો

જે વૃદ્ધ મનુષ્ય પ્રાતઃકાળે તોરણ નીચે બેસી દાન ધર્મી રહ્યો હતો, તે રોહિતાશ્વદુર્ગના પ્રસ્તુત કાળના સ્વામી યશોધવલ હતા તેમનો જન્મ અતિ પ્રાચીન કુલમાં થયો હતો તેમના પૂર્વજોને વંશપરંપરાથી 'મહાનાયક'ની પદવી મળેલી હતી. ગુપ્ત સામ્રાજ્યમાં તેમને રાજકુમારની પદવીના ગણવામાં આવતા હતા

યશોધવલદેવનું વય સીત્તેર વર્ષ કરતાં થોડું વધારે હતું સમ્રાટ દામોદરગુપ્તના સમયમાં તેમણે અનેક યુદ્ધમાં વિજયમાળાઓ ધારણ કરી હતી મહાસેનગુપ્તના વખતમાં પણ મૌખરી રાજને પરાજય પમાડી યશોધવલદેવે દક્ષિણ મગધનો બંડાગ્નિ ઓલવી નાખ્યો હતો

યશોધવલદેવના એકના એક પુત્રનું નામ કીર્તિધવલ હતું, કીર્તિધવલ પોતાના પિતાની કીર્તિ જાળવે તેવોજ પુત્ર હોઇ તેણે પણ યશ મેળવ્યો હતો દારિદ્રની યાતના સહન ન થવાથી, પોતાના પૂર્વજોના સમયની બંગદેશની સત્તા પુનઃ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પિતાની સંમતિ ન લેતાં જ કીર્તિધવલ તે તરફ ચાલ્યો ગયો, પણ દૈવેચ્છાથી નદીથી ઘેરાયલા સમતટ દેશના તુમલ યુદ્ધમાં તે માર્યો ગયો પતિના મૃત્યુના સમાચાર સાંભળી કીર્તિધવલની પત્ની ચિતાગ્નિમાં પ્રવેશ કરી પતિના દર્શન માટે આ જગત્માંથી ચાલી ગઇ હતી ત્યારથી વૃદ્ધ યશોધવલદેવ ભગ્ન હૃદયી બની પોતાની બાલક પૌત્રીને લઈ કિલ્લામાં રહેવા લાગ્યા હતા પુત્રના મૃત્યુકાળથી જ તેમની દીન સ્થિતિનો જન્મ થયો તેમની પ્રજા તેમને નિયમિત કર આપતી અટકી ગઈ વેતન ન મળવાથી દુર્ગના નોકરો અને અધિકારીઓ

એક પછી એક કામ છોડી ચાલ્યા ગયા છેવટે વૃદ્ધ સેવક રઘુ અને દાસી નાનીયા સિવાય યશોધવલના નિવાસ મંદિરમા કોઇપણ રહ્યુ નહિ તે વખતે પણ જો દુર્ગાધિપતિના સ્વામીત્વની ભૂમિનો કર અથવા ઉત્પન્ન થયેલુ ધાન્ય પૂર્વ પ્રમાણે તેમને મળ્યુ હોત, તો રોહિતાશ્વદુર્ગના માલીકને ભૂખમરો વેઠવાની સ્થિતિ આવી નહોત પરંતુ કોઈ પણ નોકર ચાકર નહિ હોવાથી ધાન્ય પણ આવતુ બંધ થયુ, કોઈ કર ઉઘરાવવા ન આવ્યાથી પ્રજા પણ કર આપવા તત્પર રહી નહિ છેવટે, યુવરાજ ભટ્ટારકપાદીય મહાનાયક યશોધવલદેવને અન્નનો એક કણ પણ નહિ મળવાથી પોતાની મૃત પત્નીના અલંકાર વેચવાનો વખત આવ્યો !

બાલિકા ઓરડીના બારણા પાસે ઉભી રહી ઘણા વખતથી દાદાની કરૂણાસ્પદ સ્થિતિ જોઈ રહી હતી તેમની તે અવસ્થા જોઇ તેના બન્ને નયન અશ્રુમય થઇ ગયા એટલામા નાનીયા આવી અને તેને ઉંચકી લઇ અંદર ચાલી ગઈ

ધીમે ધીમે બે પહોર દિવસ વ્યતીત થઇ ગયા પછી એક મોટી ગાંઠડી ખભાપર નાખી રઘુ પગલા ભરતો ભરતો ત્યા આવ્યો તેનુ શરીર પ્રસ્વેદથી તરબોળ બની ગયુ હતુ. તેને જોઇ યશોધવલ શુદ્ધિપર આવ્યા તેમણે એક નિશ્વાસ નાખી તે વૃદ્ધ નોકરના મુખ તરફ દૃષ્ટિ ફેરવી. રઘુએ પોતાના વસ્ત્રોમાથી દસ સુવર્ણ મુદ્રા બહાર કાઢી કહ્યુ, “ ધનસુખ સોનીએ આપને પ્રણામપૂર્વક કહેવડાવ્યુ છે કે, કંકણનુ સર્વ મૂલ્ય હમણા આપી શકાય તેમ નથી સંધ્યા સમય પહેલા બાકીની સુવર્ણ મુદ્રા લઇ હુ સ્વામીના દર્શનાર્થે આવીશ.”

તે દિવસે દુર્ગાધિપતિએ બીલકુલ ભોજન લીધુ ન હતુ, તે રઘુ અને નાનીયાના લક્ષમા આવ્યા સિવાય રહ્યુ નહિ

મધ્યાહ્નકાળ પહેલા થોડા જ વખતપર કરચલીયોથી યુક્ત ઢીલી ચામડીવાળો એક ડોસો ન..ન મંદ ગતીથી પગલા ભરતો ભરતો કિલ્લામા આવી પહોચ્યો તે આશ્ચર્યચકિત થઇ આમતેમ જોતો

હતો કિલ્લાની દુર્દશા જોઇ તે સ્તબ્ધ બની ગયો તોરણદ્વારપર એક પણ દરવાન ન હતો ! તે મહાન દ્વારના આગળા અને લાકડા નષ્ટ ભ્રષ્ટ થઇ ગયેલા હોઇ લોખડી માકળો અને ભોગળો ભાગી તૂટી દરવાજા સામે જમીનપર આમતેમ વીખરાયલી સ્થિતિમા પડી હતી દુર્ગમા પ્રવેશ કરવાનો માર્ગ કટકમય બન્યો હતો દુર્ગમાનુ મેદાન ઘાસ અને જગલી વેલાઓથી ભરાઈ ગયુ હતુ, અને વડ, પીપળા વગેરે પ્રકારના કેટલાક વૃક્ષોનો વિસ્તાર વધી ગયો હતો દુર્ગાધિપતિનુ નિવાસ્થાન અને અન્ય ગૃહો ભાગી તટી ગબડી પડેલા હોઇ તેમાના સાહિત્યની કોઇએ કાળજી નહિ રાખ્યાથી તે તદ્દન મલીન અને ગદા બની ગયા હતા કિલ્લાની અદરનો ભાગ જોતા સહજ અનુમાન થતુ હતુ કે ત્યા કોઇપણ મનુષ્યની વસ્તી નહિ હોય !

કિલ્લા નીચે એક નાના મકાન મામે એક બહુ મૂલ્ય, જુના ગાલિચાપર વૃદ્ધ યશોધવલદેવ બેઠા હતા ધનસુખે–વાચકોએ જાણ્યુ જ હશે કે તે ધનસુખ સોની હતો—તેમને જોતા જ ભૂમિ સુધી નીચા વળી નમન કર્યુ યશોધવલદેવે તેને નીચે બેસવા કહ્યુ, પરતુ ધનસુખ બેઠો નહિ, એક કોથળીમાથી કેટલીક સુવર્ણ મુદ્રા કાઢી તેણે દુર્ગાધિપતિ સમક્ષ મુકી કહ્યુ "આપના વલયની કીંમત કેટલી થશે તે હમણા કહી શકાય તેમ નથી મારી પાસે એક હજાર મુદ્રાઓ હતી તે માત્ર લઇને આવ્યો છુ બાકીની થોડા જ દિવસમા પાટલી-પુત્રથી મગાવી આપને આપીશ "

"શુ ? વલયની કીંમત એટલી બધી થશે ?"

"આ સેવકમા જે કઇ અલ્પસ્વલ્પ વિદ્યા છે તે પરથી એવુ લાગે છે કે, વલયનુ મૂલ્ય જરૂર દશ હજાર સુવર્ણ મુદ્રાથી ઓછુ તો નહિ જ આવે !"

"એટલી બધી કીંમત તુ આપી શકીશ કે, ધનસુખ ?"

"મારા પુત્રને મે પાટલીપુત્ર મોકલ્યો છે તે પાછો આવશે કે તરત બધી રકમ આપી જઇશ "

યશોવવલદેવ નિશ્ચિત થયા હોય તેમ લાગ્યુ, પણ ધનસુખ ત્યાથી ખસ્યો નહિ તે પ્રથમ પ્રમાણે જ તેને તેજ સ્થાને ઉભા હતો કેટલીક વારે વૃદ્ધે પુન પુછ્યુ ' ધનસુખ, જાપિલગ્રામમા ભાગ સેનાધિપતિ મહેન્દ્રસિંહ રહેતા હતા તે હજી જીવે છે કે ? "

" મહારાજ, મહેન્દ્રને સ્વર્ગસ્થ થયે ઘણા વર્ષ થયા છે તેમનો પુત્ર વીરેન્દ્રસિંહ ખેતીનો ધ ંધો કરે છે પરતુ જાપિલગ્રામમા આપના જુના સેવક સેનાનાયક હરિદત્ત, અક્ષપટલિક વિધુસેન અને ડુ ંગરી પ્રદેશવાળા સિંહદત્ત હજી છે, મહારાજ ! "

વૃદ્ધ યશોવવલદેવના નેત્રો અચાનક તેજ પુજ જણાવા લાગ્યા. તે કઇક કપિત સ્વરે બોલ્યા ' ધનસુખ, તુ આવ્યો ને ઠીક થયુ મે પાટલીપુત્ર જવાનો વિચાર કર્યો છે તુ એ બધાને એક વખત મારી પાસે મોકલીશ કે ? "

વૃદ્ધ ધનસુખે ઘૂટણીએ પડી હસ્ત જોડી કહ્યુ " મહારાજ, આપના જુના સેવકાના આગ્રહથી જ આ મુશ્કેલપૂર્ણ કઠિન ડુગર ચઢીને હુ આપની પાસે આવ્યો છુ દશ વર્ષથી આપનું કોઇને દર્શન થયુ નથી ! જેઓ બગ દેશના રણાગણમાથી પાછા ફર્યા છે તેઓ લજ્જાથી પોતાનુ મુખ બતાવવા હિંમત કરી શકતા નથી ! પરતુ આપનુ દર્શન નહિ થવાથી સર્વ અધીરા બની ગયા છે એ સર્વની આવની કાલ સવાર આપના દર્શન માટે દુર્ગપર આવવાની ઇચ્છા છે !

યશોધવલદેવના નયન પાણીથી ભરાઇ આવ્યા ને ગદ્ગદ કઠે બોલ્યા " ધનસુખ, જેમને આવવુ હોય તેમને ખુશીથી આવવા દે તેમને જોઇ મને આનદ થશે પરતુ તેમને કહેજે કે, મારામાં હવે પૂર્વ જેવુ સામર્થ્ય રહ્યુ નથી—મારી પાસે દ્રવ્યબલ નથી—લોક બલ પણ નથી ! તેમને એક નામ જેટલુ અન્ન આપવાની પણ મારામા શક્તિ નથી ધનસુખ તુ એ જાણીજ ગયો હોઇશ કે,

જો મારી સુસ્થિતિ હોત તો મારી ધર્મપત્નીના કંકણ, વેચવા માટે મે તારી પાસે મોકલ્યા ન હોત!"

દુર્ગાધિપતિના મુખના શબ્દ સાંભળતા સાંભળતા ધનસુખ મુંગો મુંગો અશ્રુવૃષ્ટિ કરી રહ્યો હતો તેના મુખમાંથી શબ્દધ્વનીજ નીકળતો નહતો! તેણે પુનઃ જમીન સુધી નમી યથાયોગ્યદેવી પ્રણામ કર્યા અને પછી તે ધીમે ધીમે ત્યાંથી ચાલ્યો ગયો



## પ્રકરણ ૭ મું.

### મહાદેવીનો ન્યાય

સંધ્યા સમય વીતી ગયાને બે ઘડી થઈ હતી પાટલીપુત્રના જુના રાજભુવનની અંદરના ભાગમા આવેલા એક નાના મહાલયમા બે વ્યક્તિઓ બેઠી હતી

તે મહાલયમા વાદળી રંગના પડદા લટકાવી દીધા હતા નીચે જમીનપર અત્યંત મૃદુ અને બહુમૂલ્ય ગાલિચો બીછાવેલો હતો તે પર ગોઠવેલા એક નાના હાથીદાંતના સિંહાસનપર વૃદ્ધ મહાદેવી બેઠા હતા તેમની સામે સુવર્ણાસનપર સ્થાણ્વીશ્વરાધિપતિ પ્રભાકરવર્ધન બેઠો હતો તેણે પીળા રંગનો પોષાક ધારણ કર્યો હતો એક ખૂણામા એક સુગંધી દીપક પ્રકાશતો હતો અને વાદળી રંગના સ્વચ્છ પડદા પાછળથી તેનો આછો પ્રકાશ આવી કેટલાક ભાગને કંઇક પ્રકાશવાન કરતો હતો અંધકારમા સિંહાસનપર બેઠેલી તે વ્યક્તિઓના મુખ પણ સ્પષ્ટ જણાતા ન હતા તે માતા પુત્ર અતિ મૃદુ સ્વરમા વાર્તાલાપ કરી રહ્યા હતા

મહાદેવીએ બોલતા બોલતા કહ્યું "પ્રભાકર, આવી અધીરાઇ તને ન ઘટે! એ ઉમ્મર વહી ગઈ છે! હવે તો તે તારૂણ્યની મર્યાદા ઓળંગી દીધી છે મગધ એ તારા મામાનું રાજ છે આ મહા-

લય તારા મામાના પૂર્વજોનો છે, તુ આ પાટલીપુત્રનો અતિથી થઇને આવ્યો છુ તે ભૂલી જાય છે! તારા મામાનુ કુટુમ્બ અતિ પ્રાચીન છે આ આર્યાવર્તમા એ કુટુબ મહાન સન્માન્ય ગણાય છે હજી પણ ઉત્તર દેશમા તો તારા પૂર્વજોના કુટુબ કરતા તારી માતાના જ કુટુબને વિશેષ માન મળે છે કાલના પ્રભાવથી મારા વડીલોના વશજો દુર્દશાને પ્રાપ્ત થયા છે, અને ભાગ્યચક્ર ફરવાથી તારા વડીલોના કુટુમ્બની પ્રગતી થઇ છે, એટલા પરથી મામાને ઘેર અતિથી બની આવેલા તારા જેવા સમ્રાટ પદવી ધારણ કરનાર દાણેશ્વરનો રાજેશ્વર મામાનુ અપમાન કરે એ કોઇ પણ રીતે યોગ્ય નથી ”

મહાદેવી અતિ મદ સ્વરે બોલતા હતા તેમનો આ વખતનો કઠસ્વર એટલો મૃદુ હતો કે, મહાલયની બહાર રહી જો કોઇ વ્યક્તિ પ્રયત્નની પરાકાષ્ઠા કરે તો પણ તે સાંભળી શકે કે કેમ તેની શકા જ હતી!

પ્રભાકર ઉત્તેજીત સ્વરે બોલ્યો “માતાજી! પ્રથમ મારી તકરાર તો—”

તેને અટકાવી મહાસેનગુપ્તાએ કહ્યુ “પ્રભાકર, હુ તારી માતા છુ તુ શુ બોલવાનો છે તે હુ પ્રથમથી જ જાણુ છુ. હુ એમ નથી કહેતી કે, પાટલીપુત્રના ઉચ્છૃખલ નાગરિકો નિર્દોષપૂર્ણ છે તો પણ એ વાત કઇ ખોટી નથી કે, તેઓએ દાણેશ્વરના સૈનિકોના અત્યાચારથી કંટાળીને જ આપણી છાવણીપર હૂમલો કર્યો હતો ”

પોતાનો વિચાર પ્રદર્શિત કરવામા વચ્ચે જ વ્યત્યય આવવાથી દાણેશ્વરનો સમ્રાટ ક્રોધથી કપવા લાગ્યો અત્યત કષ્ટપૂર્વક પોતાના મનની ભાવના ગુપ્ત રાખી તે બોલ્યો “આપની ઇચ્છા પ્રમાણે થવા દો ત્યારે!”

મહાદેવીએ શાતિપૂર્વક કહ્યુ “કાલે જે બનાવ બન્યો છે તેનો તપાસ તેના નેતાઓને બોલાવી તારી સમક્ષ જ કરૂ છુ તુ

એક અક્ષર પણ વચ્ચે બોલીને નહિ જો જરૂર જણાય તો પડદામાં આવી ત્યારે જે કહેવુ હોય તે મને કહેજે તારા અધિકારીઓએ તને શુ કહ્યુ છે ?"

" માગ સૈનિકોએ રસ્તામા એક દાસી વેચાતી લીધી હતી, તે શહેરના લોકોની નજરે પડતા જ તેઓ 'એ પાટલીપુત્રના એક વ્યાપારીની છોકરી છે !' એમ કહેવા લાગ્યા એ દાસીના સ્વામિત્વ વિષે નાગરિકો અને માગ સૈનિકો વચ્ચ વાદવિવાદ ગાઢ થયો તેટલામા નશાક ત્યા આવ્યો અને મગધ સેનાની ગેટ ટુકડીની સહાયથી ગણેશ્વરના નિ શસ્ત્ર સૈનિકોનો વધ કરી છાવણી બાળી મુકી નગરની બીજી બાજુથી મારૂ સૈન્ય ત્યા જઈ પહોચ્યુ તે પહેલા જ આ સર્વ બની ગયુ હતુ !"

મહાદેવીએ કહ્યુ "તારા અધિકારીઓએ તને જે કહ્યુ છે તે તદ્દન અસત્ય છે કોની હકીકત ખરી છે તે હુ તારા સમક્ષ જ નિશ્ચિત કરી આપુ છુ"

મહાદેવીએ તાળી પાડી તત્કાલ પડદા પાછળથી એક વૃદ્ધ સેવક ત્યા આવ્યો મહાદેવીએ તેને કહ્યુ "મહાપ્રતીહાર* વિનયસેનને બોલાવી લાવ !"

બે વખત નમન કરી પ્રતીહાર પડદા પાછળ ચાલ્યો ગયો કેટલોક વારે પડદો ઉચકી તે અંદર આવ્યો અને બાજુએ ઉભો રહ્યો. ઝળહળતા લોખડી બખ્તરથી વેષ્ટિત થયેલા એક પુરૂષે દ્વારમા ઉભા રહી દેવીને પ્રણામ કર્યા વાચક ! એ જ મહાપ્રતીહાર વિનયસેન હતો

મહાદેવીએ તેને પુછ્યુ "વિનયસેન, પાટલીપુત્રના રસ્તાપર જે સીપાઈએ દાસી ખરીદી હતી તેનુ નામ શુ ?"

" ચંદ્રેશ્વર તે જાનધરનો એક ગોરેગાર છે "

" તેને અહીં લઈ આવતો !"

---

*મહાપ્રતીહાર—નગરપાલ

બે વખત પ્રણામ કરી મહાપ્રતીહાર ત્યાથી નીકળી ગયો કેટ લીક વારે પડદો ઉચો કરી મહાપ્રતીહાર ચદ્રેશ્વરને લઇ અદર આવ્યો

કિચિત્ હાસ્ય કરી મહાદેવીએ તેને પુછ્યુ "તારૂ નામ શુ ?"

"ચદ્રેશ્વરસિહ"

"તુ કયાનો રહીશ છુ ?"

"જાલધરનો"

"મને લાગે છે કે, તુ કાણેશ્વરનો સૈનિક છે ?"

ચદ્રેશ્વરે મસ્તક અવનત કરી મહાદેવીને પ્રણામ કર્યા તેમણ તેને પુન પુછ્યુ 'વારાણશીથી પાટલીપુત્ર આવતા તે રસ્તામા એકાદ દાસી ખરીદી હતી કે ?"

"હા—પણ પાટલીપુત્રના નાગરિકો મારી પાસેથી તેને પડાવી લઇ ગયા છે !"

"તે તેને કોની પાસેથી ખરીદી હતી ?"

"રસ્તામા એક વ્યાપારી પાસેથી"

"તેની તે કેટલી કીમત આપી હતી ?"

"દસ દિનાર*"

"જા, હવે તારી જરૂર નથી વિનયસેન ! જે છોકરીને નાગરિકો લઈ ગયા છે તેને લઇ આવ !"

ચદ્રેશ્વર અને વિનયસેન એ ઉભય દેવીને બે વાર પ્રણામ કરી ત્યાથી ચાલ્યા ગયા

એટલામા પડદામાથી એક સેવકે આવી દેવીને અભિવાદન કરી કહ્યુ "દ્વારમા સમ્રાટ પધારેલા છે"

આ શબ્દો સાભળ્યા છતા પ્રભાકરવર્ધન જેમનો તેમ બેસી રહ્યો તે જોઇ મહાદેવીએ ગુસ્સે થઇ કહ્યુ "પ્રભાકર, તારી બુદ્ધિ આજે કયા જતી રહી છે ? દ્વારમા તારા મામા ઉભા રહ્યા છે, તે

* ગુપ્તસામ્રાજ્યની સુવર્ણ મુદ્રાનુ નામ.

તુ સાભળે છે, છતા તને તે સબધી કંઇ વિચારજ થતો નથી જા, ઉઠ અને મામાને સન્માનપૂર્વક લઇ આવ "

માતાના આ શબ્દોથી જાણે કે પ્રભાકરના અગમા એકાએક ચૈતન્ય સ્ફૂરણા થઇ હોય, તેમ તે ઝટપટ સિહાસનપરથી ઉઠયો અને મહાલયના દ્વારમા જઈ તેણે મામાને અદર પધારવા નમ્ર વિનંતિ કરી આટલા અવકાશમા સેવકે ત્યા એક આસન લાવી મુક્યુ હતુ બન્ને અદર આવ્યા અને સ્વસ્થાને સ્થિત થયા

મહાદેવી પોતાના બન્ધુને કહેવા લાગ્યા " ભાઇ, હમણા તમે ગમે તે આશયથી આવ્યા હો તોપણ એક શબ્દ સુદ્ધા બોલશો નહિ ! હુ તપાસ કરવા બેઠી છુ અહીં શુ થાય છે તે માત્ર ચૂપ-કીથી સાભળ્યા કરજો "

મહાપ્રતીહાર વિનયસેન પ્રિય વાચકોના પરિચયમા આવેલી બાલિકાને લઈ મહાલયમા આવ્યો તેની સૂચનાપરથી બાલિકાએ ત્રણે જણને પ્રણામ કર્યા

મહાદેવીએ બાલિકા તરફ દૃષ્ટિ કરી પુછ્યુ " તારૂ નામ શુ, બેટા ?"

" ગગા "

" તુ કઇ જ્ઞાતિની છે, બહેન ?"

" ક્ષત્રીય "

" તારા પિતાનુ નામ શુ ?"

મહાદેવીનો આ પ્રશ્ન સાભળી બાલિકાના નેત્ર અશ્રુથી તરબોળ બની ગયા તેણે નીચુ મુખ કરી ગદ્દગદ સ્વરે ઉત્તર આપ્યો " મારા પિતાનુ નામ યજ્ઞવર્મા "

પોતાના પ્રશ્નથી બાલિકાની આવી સ્થિતિ થયેલી જોઇ મહા-દેવીનુ હૃદય દયાથી ભરાઇ આવ્યુ તેને આશ્વાસન આપવાના આશયથી દયાર્દ્ર સ્વરે મહાદેવી બોલ્યા " બેટા, લેશ માત્ર ડરીશ નહિ ! તને કોઇ કઇ નહિ કરે બહેન, તુ કયા રહેતી હતી ?"

મહાદેવીના આ ભાષણથી બાલિકાના ચક્ષુમાંથી અશ્રુબિદુ

ગાલપર સરી નીચે પડવા લાગ્યા તે કરૂણ સ્વરે બોલી "અમે ચરણાદ્રિદુર્ગમા રહેતા હતા "

મહાસેનગુપ્ત અહીં આવ્યા હતા ત્યારથી પાષાણવત્ બની સિંહાસનપર નિશ્ચલ બેસી રહ્યા હતા અહીં જે પ્રશ્નોત્તર થઇ ગયા હતા તેમાના કેટલા શબ્દોએ તેમના કર્ણમા પ્રવેશ કર્યો હતો તે કહી શકાય તેમ નથી ઘણુ કરીને તેમણે કઇ જ સાભળ્યુ ન હતુ એમ કહીશુ તો ચાલશે પરતુ બાલિકાના મુખથી 'યજ્ઞવર્મા' અને 'ચરણાદ્રિદુર્ગ' એ શબ્દો પ્રકટ થતા જ સમ્રાટ એકદમ ચમક્યા ! તેમણે તેજ ક્ષણે બાલિકાને પુછ્યુ "શુ કહ્યુ તે ? 'ચરણાદ્રિદુર્ગ' ? તારા પિતાનુ નામ યજ્ઞવર્મા ? કયો યજ્ઞવર્મા ? મૌખરીનાયક શાર્દુલવર્માનો પુત્ર યજ્ઞવર્મા, તેજ તારો પિતા ?"

બાલિકાએ રડતા રડતા કહ્યુ "હા "

સમ્રાટ વિશેષ કઇ બોલવા જતા હતા, એટલામા મહાદેવીએ તેમને અટકાવી મુખ્ય મહલ્લિકાને બોલાવવા પ્રતીહારને આજ્ઞા કરી.

નમન કરી વિનયસેન ત્યાથી ચાલ્યો ગયો અને કેટલીક ક્ષણ પછી મહલ્લિકાને લઈ પાછો આવ્યો

મહાદેવીએ તેને કહ્યુ "આ બાલાને લઇ જા અને બે ત્રણ આશ્વાસન મળે તેવી વાતો કહી શાત પાડી લઈ આવ." ત્યારપછી સમ્રાટ તરફ-વળી તેમણે કહ્યુ "તમે યજ્ઞવર્મા સબધી શુ કહેતા હતા ?"

સમ્રાટે એક નિશ્વાસ નાખી ધીમે ધીમે કહેવા માડયુ "દેવી, હુ જે કહુ છુ તે ઘણા દિવસ પહેલાની વાત છે તે વખતે સામ્રાજ્ય ઉન્નતિના શીખરે હતુ મારા આ બાહુ તે વખતે હાલની માફક દુર્બલ બનેલા ન હતા તે વખતે યજ્ઞવર્માના નામ સ્મરણથી જ ઉત્તર તરફનો સર્વ પ્રદેશ થરથર કપતો હતો ! જે કાળનુ સ્મરણ પણ નથી તે કાળથી મૌખરીવશની એક શાખાને ચરણાદ્રિદુર્ગના રક્ષણનુ કાર્ય વશપરપરા માટે સોપવામા આવ્યુ હતુ.

મહારાજાધિરાજ સમુદ્રગુપ્તે ચરણાદ્રિદુર્ગના રક્ષણનુ કામ તેમને સોપ્યુ હતુ, એમ મે ભાટ ચારણોના મુખે સાભળ્યુ છે પછીના કુમારગુપ્ત અને સ્કન્દગુપ્તના વખતે નદીના અપૂર્વ પ્રવાહ પ્રમાણે હૂણ સેનાથી ઉત્તર તરફનો સર્વ પ્રદેશ ભરાઇ ગયો હતો, ત્યાર સામ્રાજ્યપર આવી પડેના તે મહાન સકટ વખતે મૌખરીવશના દુર્ગાધિપતિએ કિલ્લાનુ રક્ષણ કવા પ્રકારે કર્યુ તે બે ચારણ લોક હજુ પણ કવિત કર્યા કરે છે ! ભગિને, બાલ્યકાલનુ સ્મરણ તારા સ્મૃતિપટમાથી નષ્ટ થયુ છે કે શુ ? વૃદ્ધ યદુભટ્ટ હજુ પણ જીવન છે તારૂ લગ્ન થતા પહેલા ગગા કીનારે રેતીમા બેસી આપણે યદુભટ્ટના ગીત સાભળતા હતા ત્યારે આપણે દેહભાન પણ વિસરી જતા હતા તે તુ ભૂલી ગઈ કે શુ ?"

આટલુ બોલી સમ્રાટ સિહાસનપરથી ઉભા થઈ ગયા અને કહેવા લાગ્યા "મૌખરી નરવર્માએ દુર્ગનુ રક્ષણ કેવી રીતે કર્યુ તે બહેન, તુ ભુલી ગઇ કે ? હજી પણ યદુભટ્ટનો સ્વર મારા કર્ણમા સ્પષ્ટ રીતે ઘૂમી રહ્યો છે ! જે વખતે અન્ન અને પાણીનો દુષ્કાળ પડવાથી સર્વ સૈન્ય હતાશ બની ગયુ હતુ, તે વખતે પણ વીર નરવર્મા તલમાત્ર પણ ડર્યો ન હતો તેના નાના બાલકોએ પાણીના અભાવે પ્રાણ છોડયા હતા તદપિ નરવર્માના હૃદયમા ચલવિચલતાને અણુ જેટલુ પણ સ્થાન મળ્યુ ન હતુ વીરાત્માઓ ! તે મૌખરી વીરે તે વખતે શુ કહ્યુ હતુ તે સાભળો 'મૌખરી વશની પ્રતિષ્ઠાપના સમુદ્રગુપ્તે કરી છે, સમુદ્રગુપ્તના વશજ સિવાય દુર્ગમા પ્રવેશ કરવાનો કોઇને હક્ક નથી જ્યા સુધી મૌખરી વશના એક પણ દેહમા પ્રાણ હશે ત્યા સુધી સમ્રાટ સિવાય સૈન્યસહ કોઇ પણ દુર્ગમા પ્રવેશ કરી શકશે નહિ ! વીરબન્ધુઓ, તે મૌખરી વીરે જે કર્યું તે કઇ આ આર્યાવર્તમા નવાઇ ભર્યુ નહતુ સેકડો દુર્ગમા, સેકડો યુદ્ધમા પરદેશીય સૈનિકોએ, વિસ્મિત થઇ આવા દશ્યો જોયા છે જુઓ, જુઓ, બરાબર જુઓ ! મૌખરીવશની કુલાગનાના રક્તથી

દુર્ગનું મેદાન રંગાઇ ગયું છે! જેમના મસ્તકો ધડથી દૂર થઈગયા છે એવા શરીરો નાના નાના વૃક્ષોની ડાળીઓ પરથી ચુંટેલા મૃદુ પુષ્પો પ્રમાણે કઠિન વજ્ર જેવા પત્થરની ફરસબંદીપર પડી રહ્યા છે! મૌખરી વીરો ક્યાં છે? તેઓ પોતાની સ્ત્રીઓ પોતાની ભગિનીઓ અને માતાઓ માટે વિલાપ કરે છે કે? જુઓ જુઓ સ્થિર દૃષ્ટિથી જુઓ! દુર્ગના તટપર ગરૂડ ચિહ્નાંકિત ધ્વજ ઉંચે હવામાં ફરફરે છે! મૌખરી વીરો લાલ અગ્નિ જેવાં વસ્ત્રો ધારણ કરી અતિ ઉત્સાહથી જયધ્વની કરે છે! ગળામાં લાલ-રક્તવર્ણના પુષ્પોની માળા ધારણ કરી, રક્તચંદનથી શરીર વિભૂષિત કરી વીરશ્રેષ્ઠ નરવર્મા પોતે હસ્તમાં ગરૂડ ધ્વજ પકડી સૈન્યને સમયોચિત આજ્ઞાઓ કરે છે! તેનો પ્રચંડ જયઘોષ સાંભળી હજાર હાથ જેટલે દૂર ઉભેલા હૂણ સૈનિકો થરથર કંપે છે! યુદ્ધનો ભયંકર કોલાહલ સાંભળી પશુ પક્ષી તે પર્વતમય પ્રદેશ છોડી દઇ પીઠ બતલાવી રહ્યા છે! વીરશ્રેષ્ઠ નરવર્મા આ વખતે નિશ્ચિત થઈ ગયેલો છે, કુટુંબીજનો વિષેની ચિંતા તેના હૃદયમાંથી ચિરકાળને માટે નષ્ટ થઇ ગઇ છે! મનુષ્ય પ્રાણી જે કંઈ કરવાને શક્તિવાન છે તે સર્વ નરવર્માએ કર્યું છે માત્ર મનુષ્યના હસ્તે જે કાર્ય અસાધ્ય છે તેજ તેણે કર્યું નથી જોતજોતામાં હૂણ સેના કિલ્લાના તટપર ચઢી આવી, પરંતુ જ્યાંસુધી એક મૌખરી વીરના દેહમાં પ્રાણ રહ્યો ત્યાંસુધી તો તે દુર્ગમાં પ્રવેશ કરી શકી નહિ જ! વીરપુંગવ નરવર્મા અને તેના શૂર સહચરો દુર્ગના તટપર જ્યારે ચિરનિદ્રામાં નિમગ્ન થયા, ત્યારે જ હૂણ સેનાના હસ્તમાં કિલ્લો ગયો હતો.' દેવી, તું શાર્દુલવર્માને વિસરી ગઈ? પિતાજીના સિંહાસન પાસે હસ્તમાં ફરશી લઇ જે પ્રચંડ શરીરવાળો યોદ્ધો ઉભો રહેતો હતો તેનું તને સ્મરણ છે કે 'યજ્ઞવર્માનું મને વિસ્મરણ થવું પણ સંભવિત નથી તેના હસ્તમાં જો તલવાર ન હોત, તો બ્રહ્મપુત્રાના તીરપર સુસ્થિતવર્માના હસ્તે મારૂં મૃત્યુ થયા સિવાય રહ્યું ન હોત! હાય! તેજ યજ્ઞવર્માની કન્યા—"

એટલુ કહી વાયુના તોફાનથી જેમ કદલી સ્તભો આડા પડી જાય છે, તેમ સમ્રાટ મૂર્ચ્છિત થઇ જમીનપર પડયા તેટલામા ચપળતાથી જો પ્રભાકરવર્ધને તેમને ઉચકી લીધા ન હોત તો વિશેષ જ આઘાત થયો હોત! મહાદેવીની બૂમાબૂમથી મહાલયના નોકરો ત્વરાથી દોડી આવ્યા અને સર્વ સમ્રાટને શુદ્ધિપર લાવવા પ્રયત્નશીલ થયા

કેટલીક વારે મહાસેનગુપ્ત શુદ્ધિપર આવ્યા મહાદેવી તરફ જોઇ તે કઇક હસ્યા અને બોલ્યા "દેવી, તપાસમા હું વિઘ્ન ઉપસ્થિત કરવા ઇચ્છતો નથી હું હવે વૃદ્ધ થયો છુ, મારા કેશ ધોળા થયા છે અને મારી શારીરિક શક્તિ નષ્ટ થઈ છે, તેજ પ્રમાણે મારી માનસિક શક્તિ પણ લુપ્ત થઇ છે મારો અપરાધ ક્ષમા કરજે"

મહાદેવી સમ્રાટને સ્નેહાર્દ્ર સ્વરે કહેવા લાગ્યા "ભાઇ, તમારી પ્રકૃતિ ઠીક નથી મહાલયમા જઇ સહજ વિશ્રાતી લો હુ એકલી જ આ તપાસનુ કાર્ય પૂર્ણ કરીશ"

સમ્રાટે કહ્યુ "દેવી, સામ્રાજ્ય માટે મૌખરી વીરોએ અનેક યુદ્ધમા આત્માર્પણ કરેલા છે, સ્વત યજ્ઞવર્માએ અનેક યુદ્ધમા મારા પ્રાણ બચાવ્યા છે અને અનેક આક્રમણોમા મસ્તક નીચે તલવાર મુકી અમે રાત્રીની રાત્રીઓ એકજ સ્થળે કાઢી છે એવા મહા સન્માન્ય મૌખરી મહાનાયકની કન્યા એક સામાન્ય સૈનિકની દાસી કેવી રીતે થઇ એ દૈવચક્રની ગતી અવલોકવાની મારી ઉત્કઠા વધી પડી છે!"

મહાદેવીએ પોતાના બન્ધુને કઇ જ ઉત્તર આપ્યો નહિ. તેમણે એકવાર તેમના મુખ તરફ જોયુ અને મહાપ્રતીહારને કહ્યુ "વિનય, પૃથુદકના પાયદળ સૈન્યના નાયક રત્નસિહને બોલાવી લાવ અને તેની સાથે તે બાલિકાના બન્ધુને પણ લઇ આવ!"

થોડીજ વારમા રત્નસિહ અને બાલકને લઈ વિનયસેન આવ્યો. મહાદેવીએ રત્નસિહને પુછ્યુ "તારૂ નામ રત્નસિહ કે?"

"જી હા!"

"તુ શુ કામ કરે છે?"

"હુ પૃથુદકના પાયદળનો નાનક છુ"

"કાલ સવારે નગરમા કોઈ દુકાને ભોજન સામગ્રી લેવા માટે તુ ગયો હતો?"

"હાજી, મારી સત્તા નીચેની સેનાની વ્યવસ્થા જોઇ ગૌલ્મિકની* આજ્ઞાપરથી આ છોકરાના બાપની દુકાને દાળ, ચોખા વગેરે લેવા હુ ગયો હતો"

"તે દુકાનદાર જ એ છોકરાનો બાપ છે એમ તે શા પરથી જાણ્યુ?"

"તે દુકાનમાથી મે જે માલ ખરીદ કર્યો તેનુ વજન એટલુ બધુ થયુ કે જે મારાથી ઉચકી શકાયુ નહિ! ત્યારે દુકાનદારે કહ્યુ આ મારો છોકરો તમારી સાથે આવી માલ પહોચાડી જશે"

"તે પહેલા કદી એ લોકોને જોયા હતા?"

"નાજી"

"જા, પાછળ જઇ ઉભો રહે વિનયસેન, તે દુકાનદાર હાજર છે કે?"

"નાજી, તે માલ ખરીદ કરવા અગદેશ તરફ ગયો છે—"

"ત્યારે તેની દુકાનમા કોણ છે?"

"તેની ઉપપત્ની છે!"

"ઠીક, તેને જલદી લઇ આવ"

વિનયસેન ગયા પછી મહાદેવીએ બાલકને પુછ્યુ "ભાઈ, તારુ નામ શુ?"

"અનન્તવર્મા"

"મૌખરીવશનો યજ્ઞવર્મા તેજ તારો પિતા કે?"

* ગૌલ્મિક—એક ગુલ્મનો અધિનાયક, સો, બસો અથવા તે કરતા પણ અધિક સૈનિકોના પથકનુ નામ 'ગુલ્મ'

મસ્તક અવનત કરી બાલકે કહ્યુ ' હા "

" તમે સર્વ ચરણાદ્રિદુર્ગમા રહેના હતા કે ? "

" હા, પણ થોડા દિવસનો મારા કાકાના પુત્ર અવન્તીવર્માએ અમને ત્યાથી કાઢી મુકયા છે "

મહાસેનગુપ્ત આ વખત તદ્દન શાતિપૂર્વક આ પ્રશ્નોત્તર સાભળી રહ્યા હતા બાલકના આ શબ્દોથી તે પુન ચમકયા તેમણે તને પુછ્યુ ' દુર્ગના સૈનિકોએ તારા પિતા સામે બડફ્ડ કર્યું હતુ ? ' '

અનન્તવર્માએ સમ્રાટ તરફ ફરી કહ્યુ " ના જી, પિતા કહેના હતા કે, કાણેશ્વરના રાજાએ જો ગુપ્ત રીતે અવન્તીવર્માને સહાય આપી ન હોત તો તે અમને કદી પણ દુર્ગમાથી કાઢી શક્ત નહિ પિતાજીએ મદદ માટે પાટલીપુત્ર તરફ દૂત મોકલ્યો હતો, પ તુ સમ્રાટે અમને કઇજ સહાય કરી નહિ '

બાલકના આ શબ્દોએ પ્રભાકરવર્ધનનુ મુખ લાલચોળ કરી નાખ્યુ લજ્જાથી મહાસેનગુપ્તે પણ મુખ નીચુ ઘાલ્યુ !

મહાદેવીએ પુન પુછ્યુ "અવન્તીવર્માના હસ્તમા તમારો કિલ્લો ગયા પછી તમે શુ કર્યું "

અનન્તવર્માએ કહ્યુ " મને અને બહેનને લઇ પિતાજી મદદ માટે સમ્રાટ પાસે આવવા નીકળ્યા હતા, તેટલામા રસ્તામા જ—"

બાલકના મુખમાથી શબ્દ નીકળ્યો નહિ ! તેનો કઠ રુધાઇ ગયો તેના કાળા નેત્ર અશ્રુથી છલમલ થઇ ગયા મહાદેવીનુ હૃદય ખળભળ્યુ તેમણે તેને ખેચી ખોળામા લીધો બાલક પણ મહાદેવીના વક્ષ સ્થલમા મુખ લપાવી ડુસકા ભરતો અશ્રુવૃષ્ટિ કરવા લાગ્યો

આટલા વખતમા વિનયસેન પેલી દુકાનવાળી સ્ત્રીને લઈ આવી પહોચ્યો મહાલયમા પગ મુકતા સુધી તે બાઇ ભ્રમરના મૃદુ ગુજારવ પ્રમાણે મનમા જ કઇ ગણગણતી હતી પરતુ હવે મહાલયમા પગ પડતા જ તેણે તીણા સ્વરે રૂદન કરવાની શરૂઆત કરી પણ તેટલામા એક પ્રતીહારે પાછળથી તેને સહજ ફટકો લગાવ્યો તે

સાથે જ એનામ સ્વર સહજ નીચે ઉતર્યો અને આની ત્યારથી જ ‘ મે કઇ અપરાધ કર્યો નથી મને વિના અપરાધે નિરર્થક અહી ખેચી લાવ્યા છે ” એટલા જ શબ્દોનો તે પાઠ કર્યા કરતી હતી ! તેનો શોકવેગ ઉત્તરોત્તર ઓછો ન થતા વધતો જતો જોઈ વિનયસેને તેને ધમકાવીને ચૂપ રહેવા કહ્યુ

મહાદેવીએ તેને પુછ્યુ બાઈ તારૂ નામ શુ ?”

“ મારૂ નામ મલ્લિકા, મારી માનુ નામ—”

તરત જ વિનયસેને તેને કહ્યુ “ અરે, ભલી બાઇ ! જે પ્રશ્ન પુછવામા આવે તેટલાનો જ ઉત્તર આપ !”

નીરૂપાયે તે બાઈ ચૂપ રહી. પ્રભાકરવધને તેને પુછ્યુ “ આ તારો છોકરો છે કે ?”

તે સ્રીને લાગ્યુ કે, આ એક સરસ તક મળી છે ! તે મોટેથી રડતી રડતી બોલી “ મારા કુટુબમા ચઉદ પેઢીથી કોઈ છોકરો જ નથી મૂઆ અભાગીયાને ક્યાથી છોકરો—”

પુન પ્રતીહારે તેને ફટકો લગાવ્યો ત્યાર પાછી તે સરલ બની ! તેની હકીકત સાભળી મહાદેવી મુખે રૂમાલ આડો રાખી હસ્યા કરતા હતા તેમણે પુછ્યુ “ મૂઆ અભાગીયા, એમ તેં કોને કહ્યુ ? તારા ધણીને કે ?”

મલ્લિકા આવેગથી બોલી “ અરે, પ્રભુ, પ્રભુ ! મારો શાનો ધણી ? મારા ધણીને મરી ગયે તો કેટલાએ વર્ષ થયા ! અભાગીયાને અને મારે ઘણા દિવસનુ ઓળખાણ છે એટલુ જ ! ગામડામાથી દાણાદુણી લાવી તે મને ખાવાનો આપે છે, અને નગરમા કદી આવે છે તો મારે ઘેર ઉતરે છે ’

મહાદેવીએ હસીને કહ્યુ ‘ સમજાયુ બધુ ! તુ જા હવે”

આ ભાવતી આજ્ઞા મળતા જ તે બાઈએ ... નેમ કઇ ન જોતા ... ચાલી ગઈ ...

ત્યારપછી મહાદેવીએ બાલકને ખોળામાં બેસાડી પુછ્યુ કેમ બેટા? તમે પગે ચાલીને જ ચગણાદ્રદુર્ગથી અહીં આવતા હતા?"

બાલકે માથુ હલાવી કહ્યુ 'હા શુ કરવુ ત્યારે? અવન્તી-વર્માએ અમારૂ સર્વસ્વ લૂટવી લીધુ! પિતાજીના એક વૃદ્ધ સેવકે અમને એક ગર્દભ આપ્યો હતો અવન્તીવર્માના ભયથી અમે કિલ્લામાથી છાનામાના નીકળી ગયા હુ ગર્દભપર બેઠો હતો, પિતાજી અને બહેન પગેજ ચાલતા હતા!"

"ઠીક, પછી શુ બન્યુ?"

"એક દિવસે રસ્તામા જ જેમબેર વરસાદ પડવા લાગ્યો અને કોઈ ગામમા જઈ પહોચીએ ને પહેલાજ સધ્યાકાળ થઈ ગઈ અમને બન્નેને લઇ પિતાજી એક આંબાના ઝાડ નીચે આવી ઉભા રહ્યા એટલામા તે રસ્તે પુષ્કળ ઘોડેસ્વાર આવવા લાગ્યા તેમાના કેટલાક અમે ઉભા હતા તે ઝાડ તરફ આવતા હતા, તેટલામા જ તેમાના એકે ભાલાથી પિતાજીને પ્રાણહિન કરી નાખ્યા!" બાલક આગળ બોલી શક્યો નહિ તે ડુસ્કા ભરતો રડવા લાગ્યો

વિનયસેનને ઉદ્દેશી મહાદેવીએ કહ્યુ 'નાયક રત્નસિંહ હવે જશે તો હરકત નથી"

રત્નસિંહ ત્રણ વાર નમન કરી ચાલ્યો ગયો

કેટલીકવારે બાલક શાંત થયા પછી મહાદેવીએ તેને પુછ્યુ "બેટા, પછી શુ થયુ?"

તે સ્વારો બહેનને લઇને ચાલ્યા ગયા ગર્દભતો ચમકીને મને લઇ કઇનો કઇ નાશી છૂટયો' ત્યારે હુ એક વ્યાપારીની દૃષ્ટિએ પડયો અને તે મને નગરમા લઇ આવ્યો હમણા જ જે સૈનિક અહીંથી ગયો તે તેની દુકાનમા ચાખા વગેરે અનાજ લેવા આવ્યો હતો. તે માથાપર લઇ હુ તેની સાથે છાવણી તરફ જતો હતો જતા જતા રસ્તામા એક દેકાણે ... તે

પાસે જઇ તેને વળગી પડયો ત્યાર પછી એક ભલા માણસે અમને અહીં આણ્યા ”

સમ્રાટ મહાસેનગુપ્તે સિંહાસનપરથી ઉઠી કહ્યું “ દેવી, યજ્ઞવર્માનો એ પુત્ર છે ! મારા સિવાય એનું પાલન પોષણ કોણ કરશે ? અનંત ! તારે હવે કંઈ ચિંતા કરવાની નથી, સમજ્યોને ? હું પોતે તારું રક્ષણ કરવા તત્પર છું ”

સમ્રાટના મુખ તરફ જોતા અનંતવર્માએ કહ્યું “ પિતાજી મને હમેશ કહેતા હતા કે, ‘ હું જો મરણ પામું તો તું સમ્રાટ મહાસેનગુપ્તના આશ્રય નીચે જજે એ સિવાય અન્ય કોઇનો આશ્રય ગ્રહણ કરીશ નહિ. ’ આપ કોણ છો તે હું જાણતો નથી હું મારા સમ્રાટ તરફ જ જઇશ ”

તે સરલ હૃદયી બાલકના મુખના આ શબ્દો સાંભળી સમ્રાટનું અંતઃકરણ ગદગદિત થઇ ગયું અને તેમના ગાલપરથી અશ્રુબિંદુની પરંપરા વહેવા લાગી કેટલીક વાર સ્તબ્ધ રહી અંતે તેમણે કંપિત સ્વરે કહ્યું ‘ બેટા, મારો પ્રાણ બચાવનાર જે વીરાત્મા હતો તે જીવનદાતાને હું વીસરી ગયો હતો ! પરંતુ યજ્ઞવર્મા મને ભૂલ્યો નથી ભાઇ, હું જ તે સમ્રાટ મહાસેનગુપ્ત છું ! ”

બાલકે તેજ ક્ષણે સમ્રાટના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યાં તરત જ મહાસેનગુપ્તે તેને ઉંચકી લીધો અને પછી તે ત્યાંથી ધીમે પગલે ચાલ્યા ગયા

પ્રભાકરને ઉદ્દેશી મહાદેવી બોલ્યા “ પ્રભાકર, મારી તપાસ પૂર્ણ થઇ છે કહે, તારે કંઇ કહેવાનું છે ? ”

સમ્રાટ પ્રભાકરે લજ્જિત બની મસ્તક નમાવ્યું અને અસ્ફૂટ સ્વરે કહ્યું “ માજી, મારીજ ભૂલ હતી મને ક્ષમા કરો ! હું હમણા જ જઇને ચંદ્રેશ્વરને શિક્ષા કરૂં છું ”



## પ્રકરણ ૮ મું.

### દુર્ગાધિપતિ.

રોહિતાશ્વદુર્ગના ખંડિત તટપર બેસીને કાગડા કાવકાવ કરવા લાગ્યા હતા કિલ્લાના મનુષ્યો હજુ પણ નિદ્રાવશ પડેલા હતા પરંતુ કાગડાના કર્ણકઠોર કળકળાટથી છેવટે રઘુની નિદ્રા ઉડી ગઇ

રઘુએ ઉઠીને જોયું તો નાનીયા હજી ઘોરતીજ પડી હતી ! તેણે તેને ઢંઢોળી કહ્યું 'રાંડના કાગડાની કકળાટથી મને લાગે છે કે, મહારાજ પણ ઉઠયા હશે. નાનીયા, તારી બુદ્ધિ ઠેકાણે છે કે નહિ ? ચાલ, અરે, કેટલો દિવસ ચઢયો છે તે તો જો !"

છેવટે, નિદ્રા ગઇ ! ડોસી આંખો ચોળતી ઉઠી, અને રઘુ તરફ જોઈ પોતાનું દંત રહિત મુખ પહોળું કરી હસતી હસતી બોલી "રઘુ, તું જેમ જેમ ઘરડો થતો જાય છેકને, તેમ તેમ તારો સ્વભાવ વધારેને વધારે મશ્કરો બનતો જાય છે ! મૂઆ, આવી વેદાંતની વાતો કરે છે, પણ તું ... હમણાં જ ઉઠે છેને ? તે કેમ આ મુઆ કાગડાઓને હાંકી મુકી મહારાજને સ્વસ્થતાથી ઉંઘવા દીધા નહિ ?"

આલસ્માને ગાવમા હસી રઘુએ કહ્યું "શાબાશરે ડોસી ! હજુ પણ ઉંઘમા પડી રહેવાની ઇચ્છા છે ? સહેજા ત્યારે ફરીથી ! હું તારા એ ગડયાઓને કાઢી મુકું છું "

એમ કહી ડોસો બહાર જવા લાગ્યો પણ ઉતાવળમાં જતા જતા એક મોટા કાથળાને અથડાઈ ધબ લઇ ને નીચે પડયો, તે જોઇ નાનીયા બીના બીના 'હા હા ' એ શું ?' એવી બૂમ પાડી ઉઠી રઘુ જમીનપરથી ઉઠે તે પહેલા જ તે કાથળો ઉંધો થઇ ગયો અને તે ઓરડીના ખૂણામા કેટલાક માટીના ઘડાનો થર હતો, તે ગબડી ડોસાના માથાપર તૂટી પડ્યો ! તે જોઇ ડોસી ને 'હાય હાય !' કહી મોટે ી બૂમો પાડવા લાગી '

રઘુને ઘણું વાગ્યું. વૃદ્ધાવસ્થામાં કંઇ વાગે છે તો તેની વેદના લાંબા વખત સુધી ચાલે છે એ અનુભવ સિદ્ધ છે. ફૂટી ગએલા ઘડાઓના ઢગલામાં ઉભો રહી તે પોતાના માથા ઉપર અને બગડાપર હાથ ફેરવવા લાગ્યો.

ડોશીએ પુછ્યું "કેમ, શું તને બહુ વાગ્યું છે?"

ડોસાએ તેને કંઇજ ઉત્તર આપ્યો નહિ. ત્યારે તેણે પોતાની લાગણી પ્રદર્શિત કરવા પુનઃ તેજ પ્રશ્ન પુછ્યો.

આથી ડોસો ખીજવાયો અને બોલ્યો "નકામો પ્રેમ બતલાવવાની કંઈ જરૂર નથી ડોસી, ખરૂં કહું છું તને! અરેરે, મારૂં માથું કેટલું ફુટી ગયું છે તેનું તને ભાન છે? તું થઈ છે ડોસી—આંખોએ હવે તને બરાબર જણાતું નથી! ક્યાં શું ગોઠવે છે, તેનું તને સ્મરણ પણ હવે રહેતું નથી!"

ડોસી આશ્ચર્યથી બોલી "અરે, પણ નકામું એટલું માથું શું કરવા ભમાવે છે? હું આ ઓરડીમાં આટલાં વાસણ શા માટે મુકું? હમેશ તો હું કોઠારમાં મુકું છું. હું પણ એજ વિચાર કરૂં છું કે, આ ઓરડીમાં આટલાં નવાં માટલાં, હાંડલાં અને ઘેલાં આવ્યાં ક્યાંથી."

ડોસો આ શબ્દોથી અધિક જ ચીડાયો અને ક્રોધિત થઇ કહેવા લાગ્યો "ત્યારે તો રાક્ષસના રાજાએ તારા આ સુંદર મધુર રૂપપર મોહિત થઇ જઇને તારા માટે એક રાતમાં આ સામાન અહીં લાવી મુક્યો છે કેમ? બડબડાટ છોડી દઇને તું થોડું પાણી લઇ આવ! જો, જો, મારા બગડામાંથી એક સરખી રક્તની નદી વહી રહી છે! હરે રામ, રક્તથી મારું ધોતીયું પણ જો કેવું લચબચ થવા લાગ્યું છે!"

એના આગ્રહથી તેની તરફ તાકી તાકીને જોવા લાગી. રઘુના મસ્તક માંથી એક ધોળા રંગનો નાનકડો પદાર્થ બહાર પડી બગડા પરથી

વહેવા લાગ્યો છે, અને તેથી તેના વસ્ત્ર ભીંજાઇ ગયા છે, એમ તેને જણાયું ડોસીએ ઉંચે જોયું તો ઘડાની સર્વ હાર તૂટી પડેલી ન હતી તેમાથી ચાર હાંડના હજી ખૂણામા જેમને તેમ પડેના જણાયા! ઉપરના હાંડલામા કાણું પડી તેમાથી ધોળા રંગના એક પ્રવાહી પદાર્થની ધારા હજી પણ તે ડોસાના મસ્તકપર પડતી હતી! નાનીયાએ જરા આગળ વધી બારીક દૃષ્ટિ કરી જોયુ તો માટલા, ઘડા પડયા હતા તેમાથી કેટલાક લાડુ અને મીઠાઈ બહાર પડી જમીન ઉપર આમતેમ વીખરાઇ પડયા હતા એક માટલીમાથી બહાર પડેલા મગજથી ડોસાનુ શરીર કાદવ માફક ખરડાઈ ગયુ હતુ! તેમાથી સાકરપાક જમીનપર પથરાઇ આખી ઓરડીમા જ્યા ત્યા કાદવના લોચા માફક પડયો હતો!

આ વિલક્ષણ દેખાવ જોઈ ડોસીનુ હસવુ રોકાઇ રહ્યું નહિ! એક પણ દંતને સ્થાન નહિ આપનારૂં મુખ પહોળુ કરી તે મોટેથી ખડખડાટ હસવા લાગી તે એટલે સુધી હસી કે આખુ ઘર તેના ધ્વની પ્રતિધ્વનીથી ઘોરમય થઇ ગયુ! પરંતુ ડોસીના તે પ્રચંડ હાસ્યથી ડોસાના ક્રોધની સીમા રહી નહિ તેણે ચીડાઇને ડોસી પર ગાળોની વૃષ્ટિ કરવા માડી!

હાસ્યનો વેગ કેટલીક વારે અટકયા પછી નાનીયા બોલી "અરે રઘુ, એક વખત જો તો ખરો કે, તારા શરીરપર અને માથાપર શુ ચોટી રહ્યુ છે? તને તો લાગે છે કે માથુ ફૂટીને એક મોટો ઘા પડયો છે! અને તેમાથી રક્ત પ્રવાહ વહી રહ્યો છે!"

રઘુએ ભયથી પુછ્યુ "ત્યારે શુ વળગ્યુ છે?"

ડોસી મોટેથી હસતી હસતી બોલી "લાડુ, મીઠાઈ અને સાકરપાક!"

ડોસાએ પોતાના શરીર તરફ નજર કરી જોયુ અને તે અતિશય ગભરાયો તદ્દન ગભરાટ ભરેલી મુદ્રાથી તે બોલ્યો "અરે બાપરે! આ બધુ આવ્યુ કયાથી? હે દૈત્યરાજ! મે હમણા તારી

અવગણના કરી ને એક મહાન અપરાધ કર્યો છે પ્રભુ, ક્ષમાકર, ક્ષમાકર, હું ભુલ્યો છું ' કાલે સવારે તારા ઝાડ નીચે તને એક મરઘાનો ભોગ આપીશ જો ડોમી જો, મારી તો ખાત્રી થઈ છે કે, આ બધી ભૂતાવળીની રમત હોવી જોઇએ ! આજ દસ વર્ષથી કિલ્લામા મેવામીઠાઇ કે પકવાન્નનો એક કણ પણ કોઇ લાવ્યુ નથી, અને આજ એકાએક કોણે આવીને મીઠાઇનો વરસાદ વરસાવ્યો ?"

ડોસાના આ ભાષણથી ડોમી પણ ગભરાઈ ! તે બોલી "હોય બા, તુ કહે છે તે ખરૂ હશે !"

એટલામા દરવાજામા કોઈ માણસનો પડછાયો જણાયો ારા- જામા ઉભા રહી ધનસુખે પુછ્યુ "રઘુ ઉઠયો છે કે ?"

ઓરડીમા બનેલો બનાવ જોઇ ધનસુખ સહજ આશ્ચર્યચકિત થયો તે દુખમય સ્વરે બોલ્યો ' અરે, હાય હાય ! આ બધા મટકા ફોડી નાખ્યા લાગે છે ! જાપિલગ્રામના મીઠાઇવાળાએ મહારાજને માટે આ બધી મીઠાઇ મોકલી હતી !"

રઘુ બોખાણ કરતો હસીને બોલ્યો ' વાહ વાહ ' ત્યારે તો આ ભૂતાવળીની રમત નથી એમજ ને ' જો આગળથી જ મે તે જાણ્યુ હોત તો કેવી મજા આવત —આ ! ' એમ કહી જમીનપરથી એક લાડુ ઉચકી તેણે મુખમા નાખ્યો અને તે ખાતા ખાતા બોબડા સ્વરે બોલ્યો " અરે ! નાનીયા ' કેટલાએ વર્ષથી મે આવો લાડુ ખાધો ન હતો ! જો, જો, તુ એક ખાઇ તો જો ! '

વળી તેણે લાડુપર લાડુ અને મીઠાઇપર મીઠાઇ મુખમા નાખવાનો આરંભ કર્યો શરીરપર જે મગજ અને સાકરપાક ચોટ્યો હતો તે પણ ઉખેડી ઉખેડીને યોગ્ય સ્થળે પહોંચા- ડવા લાગ્યો !

ડોસાનો આ કાર્યભાર જોઇ ડોમી મુખપર છેડો રાખી ખૂબ હસી રહી હતી ધનસુખ ગંભીરતાથી દરવાજા પાસે ઉભો ઉભો આ

દૃશ્ય જોતો હતો સર્વ કારભાર પૂર્ણ થયા પછી રઘુ નાનીયાને કહેવા લાગ્યો "ઉપરના માટલામા શુ છે તે જો તો ડોસી !"

ડોસી હસીને બોલી "હવે તારી નજર હાંડલાપર નાખ નહિ આ મેવા મીઠાઇ તો માલીકને માટે આવ્યા છે ! અને જો તુ તેમાથી લેશ માત્ર લઇશ તો જરૂર તારૂ પેટ ફાટી જશે અને આજે જ તુ યમરાજાને ત્યા પહોચ્યા સિવાય નહિ રહે ! ઉઠ, હવે ઉઠ !"

ધનસુખ મુખમાને મુખમા હસી બોલ્યો "રઘુ ! કિલ્લાના મેદાનમા પુષ્કળ મનુષ્યો મહારાજના દર્શન કરવાની આશામા રાહ જોતા બેઠા છે મહારાજને એ હકીકત કહી આવ તો ખરો !"

રઘુએ ઉઠી ધીમે ધીમે પોતાનુ શરીર ધોઇને સ્વચ્છ કર્યું ત્યારપછી એક જુની પુરાણી પાઘડી માથાપર મુકી તે દુર્ગાધિપતિના શયનગૃહમા ગયો

નાનીયાએ ધનસુખને પુછ્યુ "ધનસુખ, આટલા મેવા મીઠાઈ અને આ બીજા પદાર્થો આજે આવ્યા કયાથી ?"

ધનસુખે કહ્યુ "એ સર્વ રોહિતાશ્વદુર્ગના પ્રજાજનો લઈ આવ્યા છે હજી તો કેટલીએ વસ્તુઓ બહાર પડી છે અમે તમારો કોઠાર ખાળી વળ્યા પણ જડયો નહિ તેથી સર્વ વસ્તુઓ તમારી આ ઓરડીમા ગોઠવી દીધી બાકીનુ હજી બહાર જ પડયુ છે !"

"ત્યારે સહજ શાતિથી બેસો હુ પ્રથમ જમીન વાળીઝુડી સ્વચ્છ કરી નાખુ છુ"

એમ કહી હાથમા સાવરણી લઈ ડોસી ફુટેલા ઘડાદિના કટકા વગેરે કાઢી જમીન સાફ કરવાનો પ્રયત્ન કરવા લાગી ધનસુખ ત્યાથી ચાલ્યો ગયો. નાનીયાએ બહાર આવી જોયુ તો તેને જણાયુ કે, કિલ્લાનું વિસ્તીર્ણ મેદાન લોકોથી ભરાઈ ગયુ છે ત્યા હજારો મનુષ્યો એકત્ર થઈ ગયા છે તેમના આગળ ખાદ્ય પદાર્થોના ઢગીના ઢગી પડયા છે લોટ, તેલ, ઘી ચોખા આદિના સેકડો [illegible] અને વાસણોની મેદાનના એક ભાગમા એક મોટી દીવાલ જ બની

હતી ! ડોસી નાનીયાને જેઓ ઓળખતા ન હતા તેઓ તેને કિલ્લાની સ્વામિની સમજી પ્રણામ કરવા જતા હતા, પરતુ તેને ઓળખનારાઓએ તેવી ભૂલ થતી અટકાવી જ્યારે નાનીયાએ જોયુ કે ત્યા પડેલા પદાર્થ પોતે કોઠારમા લઈ જવાને અશક્ત છે ત્યારે તે ઘરમા જતી રહી

દુર્ગાધિપતિ યશોધવલદેવ હમણા જ જાગ્રત થઈ પર્યંકપર બેઠા હતા તેમના વસ્ત્ર વગેરે લઈ રઘુ તેમની સામે ઉભો હતો તેટલામા પીઠપર લટકતા કેશ ઉડાવતી ઉડાવતી હાસ્ય કરતી લતિકા ત્યા આવી અને દાદાના ગળે હસ્ત નાખી બોલી " દાદા, ઉઠોને હવે ! તમારા માટે કેટલાએ લોકો આવીને બહાર બેસી રહ્યા છે ! "

યશોધવલ હસીને બોલ્યા " બેટા, હુ હવે ઉઠુ જ છુ "

સ્વામીના હસ્તમા વસ્ત્રો આપી રઘુ ત્યાથી ચાલ્યો ગયો કિલ્લાના મેદાનની એક બાજુએ દૂર મત્સ્યદેશથી આણેલા સફેદ પત્થરથી બાધેલુ એક દરબાર ભૂવન હતુ તે બધાયાને પુષ્કળ વર્ષો થયેલા હોવાથી અને વચમા તેની દુરસ્તી વિશેષત કદી થયેલી નહિ હોવાથી તે તૂટી પડવાની સ્થિતિમા આવેલુ હતુ તેનો એક બાજુનો ભાગ તૂટી પડેલો હતો, અને ત્યા એક પીપળ વૃક્ષ પૂર્ણ વિસ્તારથી વિકાસ પામેલુ હતુ તે દરબાર ભૂવનની શુભ્ર પત્થરથી બધાયલી તકતપોષીપર એક દ્વાદશકોણ બ્રહ્મશીલાનુ સિંહાસન ગોઠવેલુ હતુ આ સિંહાસન અને રોહિતાશ્વદુર્ગ એક જ સમયે જન્મ પામ્યા હતા આ જ ભૂવનમા આ જ સિંહાસનપર બેસી દુર્ગાધિપતિ હમેશ પ્રજાજનની હકીકત સાભળી તેમને ન્યાય આપતા હતા ધવલવશના મહાનાયકે મહામૂલ્ય કલાકૌશલ્યથી યુક્ત એવા ધોળા અને કાળા પત્થરથી તે ભૂવનની ભીંતો અને સ્તભો સુશોભિત બનાવવામા બાકી રાખી ન હતી જ્યારે દુર્ગાધિપતિ આ ભૂવનમા ન્યાય કરવા બેસતા ત્યારે કિલ્લાનુ રક્ષણ કરનાર સૈનિકો મેદાનમા હારબધ ઉભા રહેતા હતા મહાનાયકના ખાસ સેનાનાયકો અને નાના નાના જમીનદારોને મહા-

નાયકની સામે જ આસન મળતું હતુ બીજા મનુષ્યો ખૂલ્લા પગે ઉભા રહેતા હતા તે કાળા પત્થરના આસનપર બીજુ એક સૂવર્ણાસન મુકવામા આવતુ હતુ તેનાપર સૂવર્ણ, રત્નો અને મોતીથી ભરચક વારાણશીનુ રેશમી આવરણ વસ્ત્ર પાથરવામા આવતુ હતુ, રોહિતાશ્વદુર્ગના અધિપતિ તેપર બેસતા હતા દુર્ગના અધિપતિની ભાગ્ય લક્ષ્મી સાથે જ તે ઉન્નત કાળના ચિહ્નો પણ નષ્ટ થયાને ઘણો કાળ વહી ગયો હતો માત્ર એ બે સિહાસનો હજુ તે કાળનુ સ્મરણ કરાવતા હતા જો કે આ સૂવર્ણ સિંહાસન અત્યત મૂલ્યવાન હતુ, પરતુ દુર્દશા અને દુષ્કાળના ચક્રમા સપડાઇ જવાથી મહાનાયકના અભિમાન અને લજ્જાને લીધે તે વ્યાપારી વૈશ્ય જાતિના હસ્તમા પડ્યુ ન હતુ। તેને પત્થરના એક ચૌરગપર જેમનુ તેમ રાખવામા આવ્યુ હતુ

યશોધવલદેવ પોતાના એકના એક પુત્રના મૃત્યુપૂર્વે વારવાર પ્રજાજનને દર્શન આપતા હતા, અને આવશ્યક કાર્ય કરવા માટે કીર્તિધવલ પણ હમેશ આ ભૂવનમા બેસતો હતો તેના મૃત્યુ પછી અદ્યાપિ સુધી અહીં કોઇ બેઠુ ન હતુ। ઉપર કહ્યા પ્રમાણે ત્યા એક પીપલવૃક્ષ માત્ર ફાલીને અધિષ્ઠિત થયુ હતુ।

રઘુ દુર્ગાધિપતિના શયનગૃહમાથી નીકળી દરબાર ભૂવનમા આવ્યો, અને ધનસુખને કહી તેણે કેટલાક યુવકોને પોતાની સાથે લીધા તે તરૂણોની સહાયથી તેણે ભૂવન નીચેના ખડિત પત્થરો દૂર કરી નાખ્યા ત્યાર પછી ધનસુખની સહાયથી પત્થરના ચૌરગપરનુ આચ્છાદાનવસ્ત્ર દૂર કરી રઘુએ સિંહાસન કાઢયુ બન્નેએ મળી તે સિંહાસન કાળી બ્રહ્મશીલાના સિહાસનપર બરોબર ગોઠવ્યુ સુવર્ણસિહાસનપરનુ કલા કૌશલ્ય અત્યત સુદર અને અપ્રતિમ હતુ તે જોવા માટે ચોતરફથી જનસમાજની ગર્દી થવા લાગી। તેમાના વૃદ્ધજનો સિવાય કોઇએ પ્રથમ તે સિહાસન દીઠેલુ ન હતુ. સોનાના ચાર સિહોની પીઠપર

એક ઉત્કૃષ્ઠ વિકસેલુ સૂવર્ણકમલ ગોઠવેલુ હોઇ, તેપર રત્નો અને મોતીથી ભરેલા અત્યત મૂલ્યવાન વસ્રોથી ઢંકાયલુ એક સુખાસન હતુ પુષ્કળ વર્ષથી કોઇએ કાળજી નહિ રાખ્યાથી તેપરનુ આવરણુ વસ્ત્ર તદ્દન જીર્ણ થઇ જઈ આસનમાથી રૂ બહાર નીકળતુ હતુ, સોનાપર પણ સ્થળે સ્થળે કાળા ડાઘ પડી ગયા હતા, તોપણ એકદૃગે તે સિહાસન અતિ સુદર અને મનોહર જણાતુ હતુ

સિહાસન જોવા માટે સર્વએ ત્યા આગળ એકત્ર થઈ ગડબડાટ કરવા માડયો, તેટલામા રઘુએ મોટેથી પોકાર કર્યો "દુર્ગાધિપતિ મહાનાયક યૂવરાજ ભટ્ટારકપાદીય યશોધવલદેવ પધારે છે।" તેનો આ પોકાર સભળાતા જ સર્વ લોકો પાછા હઠયા, અને યોદ્ધાઓનો પોષાક પહેરી આવેલા કેટલાક વૃદ્ધજનો આગળ આવી લોકોની સામે ઉભા રહ્યા

ધોળા સ્વચ્છ વસ્રો પરિધાન કરી પોતાના ધવલ કેશને ધવલ પાઘડીમા સકલિત કરી લઇ હસ્તમા તલવાર ધારણ કરી યશોધવલદેવ સિહાસનપર વિરાજમાન થયા કોઇ એક ખૂણેથી કેટલાક કાળથી ધૂળમા રગદોળાયલો લાલ પટકો ખેચી કાઢી, માથે જેમ તેમ વીંટી રઘુ પણ ત્યા આગળ આવી ઉભો રહ્યો

સર્વથી પ્રથમ દતહિન, સ્વચ્છ સફેદ કેશવાળા એક વૃદ્ધે આગળ આવી મ્યાનમાથી તલવાર બહાર કાઢી તેના અગ્રભાગને પોતાના મસ્તકે લગાડયો તેજ ક્ષણે રઘુએ તેમનો પરિચય આપતા પોકાર કર્યો "સેનાનાયક હરિદત્ત।"

હરિદત્તે યશોધવલદેવના પાદમા તલવાર અને એક સૂવર્ણમુદ્રા સમર્પણ કર્યા દુર્ગાધિપતિએ તલવાર ઉચકી તેમને પાછી આપી અને તે યશોધવલદેવને પુન અભિવાદન કરી પાછે પગલે સ્વસ્થાને ગયા

ત્યારપછી એક ઉચ્ચ અને શસ્રાસ્રયુક્ત બીજા વૃદ્ધ પુરૂષે જનસમૂહમાથી બહાર નીકળી દુર્ગાધિપતિને નમન કર્યું રઘુએ મોટેથી પોકાર કરતા જાહેર કર્યું "સેનાનાયક સિહદત્ત।"

હરિદત્તની માફક સિંહદત્તે પણ પોતાની તલવાર અને એક સુવર્ણ મુદ્રા યશોધવલદેવ આગળ મૂકયા મહાનાયકે પણ તે તલવાર ઉઠાવી તેમને પાછી આપી

સિંહદત્તના ગયા પછી ધીમેધીમે એક અતિશય વૃદ્ધ પુરૂષ બે યુવકની સહાયથી આગળ આવી ઉભા રહ્યા તેમને જોતા જ યશોધવલે તરત જ સિંહાસનપરથી ઉભા થઇ કહ્યુ ' કોણ 'વિધુસેન ' "

દુર્ગાધિપતિના મુખમાથી શબ્દ બહાર પડયા ન પડયા તેટલામા જ વૃદ્ધે તેમના ચરણમા સાષ્ટાંગ પ્રણામ કર્યા, અને તે મોટેથી રડવા લાગ્યા, યશોધવલદેવે તેમને ઉઠાડયા. તેમના ચક્ષુ પણ જળથી પૂર્ણ થઈ ગયા ! તેમણે કંપિત સ્વરે પુછ્યુ "વિધુસેન ! કીર્તિધવલને ગયે પુષ્કળ દિવસ થઈ ગયા છે એટલા સમયમા તમે દુર્ગપર કેમ આવ્યા નહિ ?"

વિધુસેને ડુસકા ખાતા કહ્યુ "મહારાજ, કોની સાથે આપની પાસે આવુ ? આપને હુ કેવી રીતે મુખ બતલાવુ ' મારૂ સર્વ કાઇ હુ મેઘનાદના કીનારાપર મુકીને આવ્યો છુ ! કેવળ કીર્તિધવલને જ ત્યા મુકીને આવ્યો છુ એમ કઇ નથી ! મહારાજ, મારા બન્ને પુત્રોને પણ હુ ત્યા જ મુકી આવ્યો છુ તે રુગણ ભૂમિમા કેટલા પુત્રને, કેટલા પિતાને, કેટલા બધુને, હુ ત્યા મુકી આવ્યો છુ તેની ગણત્રી થાય તેમ નથી ! દેવ, આ બે પુત્ર સિવાય આ જગતમા મારૂ કહેવાને કોઇ નથી ! જયસેનના મૃત્યુ સમાચાર સાભળી આ બેઉ બાલકોને મારા ખોળામા મુકી તેની માતાએ અગ્નિપ્રવેશ કર્યો તે દિવસથી રાજકાય અને યુદ્ધવ્યવસાયનો ત્યાગ કરી આઠ વર્ષ એમના પાલનમાજ પૂર્ણ કર્યા છે " આટલુ કહી અક્ષપટલિક* વિધુસેને એક બાલક પ્રમાણે મુક્તકંઠે રૂદન કરવા માડયુ !

* અક્ષપટલિક—રાજ્યના ઉત્પન્ન વિભાગપરનો અધિકારી

મહાકષ્ટે વિધુસેનનુ સાંત્વન કરી યશોધવલે કહ્યુ " વિધુસેન, તમે એકવાર જો દુર્ગપર આવ્યા હોત, તો પેટને બે ગ્રાસ અન્ન મળત અને મારી પત્નીના વલય વેચવાનો પ્રસગ આવ્યો નહોત ! "

દુર્ગાધિપતિના મુખના આ શબ્દો સાભળતા જ વિધુસેન પુન તેમના ચરણમા ઢળી પડયા અને રડતા રડતા બોલ્યા " દેવ, હમણા જ એ વાત ધનસુખના મુખે મે સાભળી છે મને એવી કલ્પના પણ ન હતી કે મારા નહિ આવવાથી સ્વામીની આવી શોચનીય સ્થિતિ થશે ! "

એટલુ કહી વિધુસેન પુનરપિ મોટેથી રૂદન કરવા લાગ્યા યશોધવલદેવે તેમને શાત કરી બેસાડયા કેટલીકવારે દુ ખાવેગ શાત પડયા પછી પોતાના બન્ને પુત્રને લઇ વૃદ્ધ દુર્ગાધિપતિ સામે આવ્યા તેમણે પણ પોતાની તલવાર અને સુવર્ણમુદ્રા દુર્ગાધિપતિ સમક્ષ મુકીને અભિવાદન કર્યુ

ત્યારપછી સો સવાસો વૃદ્ધ સૈનિકો પોતાના પુત્ર પૌત્રાદિકોને લઇ દુર્ગાધિપતિને અભિવાદન કરવા ક્રમે ક્રમે આવ્યા રીત પ્રમાણે પોતાની તલવાર અને રૌપ્યમુદ્રા અગર તો તામ્રમુદ્રા રાખી સર્વ એ નમન કર્યા દુર્ગાધિપતિએ પણ તેમના નમનોનો યથોચિત સત્કાર કરી તેમની તલવારો તેમને પાછી આપી ત્યારપછી નાના નાના જમીનદારો અને ખેડુતોએ પોતાની પરિસ્થિતિ પ્રમાણે સુવર્ણ કે રૌપ્યમુદ્રાઓ મુકી શોધવલને નમન કર્યુ જોતજોતામા સિહાસન આગળ સોના અને રૂપાનો ઢગ થઇ ગયો

છેવટે એક યુદ્ધ વેષધારી બલિષ્ઠ તરૂણને સાથે લઇ ધનસુખ તે તરફ આવ્યો તરૂણે રીવાજ પ્રમાણે યશોધવલ દેવને અભિવાદન કર્યા પછી ધનસુખે કહ્યુ " પ્રભુ, આ તરૂણ તે આપના જુના સેવક મહેંદ્રસિહનો પુત્ર છે એનુ નામ વીરેન્દ્રસિહ છે "

યશોધવલદેવે સ્નેહાર્દ્ર સ્વરથી વીરેન્દ્રસિહને કહ્યુ " વત્સ, તારા પિતાએ અનેક યુદ્ધમા મારી સાથેને સાથે રહી પ્રચડ પરાક્રમ

પ્રદર્શિત કર્યું છે તારા પિતાની આ તલવાર હુ તને પાછી આપુ છુ મારી ખાત્રી છે કે આ અસિના યશનુ તુ રક્ષણ કરીશ "

દુર્ગાધિપતિએ આપેલી તલવાર લઇ વીરેન્દ્રસિહે ભૂમિપર્યંત નમ્ર બની નમન કર્યું વૃદ્ધ અક્ષપટલિક હજી પણ ત્યા જ બેસી હતા સર્વનુ અભિવાદન પૂર્ણ થયા પછી તે ઉઠીને બોલ્યા "મહારાજ, બગદેશના યુદ્ધ પછી આપની પ્રજાએ નિયમિત રીતે કર ભર્યો નથી હુ, વીરેન્દ્રસિહ અને ધનસુખ એ ત્રણે જણાએ ગામેગામ લોકોને મોકલી કર ભરવાની કબુલતો લીધી છે તેમાના સર્વ મનુષ્યો અહી આવેલા છે આપની આજ્ઞા થતા જ તે સર્વને આપની સમક્ષ લાવવા તૈયાર છુ "

દુર્ગાધિપતિની અનુમતિ મળતા જ વિધુમેન એક પછી એક પ્રજાજન અને પટેલોને બોલાવવા લાગ્યા, અને તેઓ પણ સિહાસન સમક્ષ આવી વીરેન્દ્રસિહની માગણી પ્રમાણે તેમના સમક્ષ કર મુકી પાછા જવા લાગ્યા. ધનસુખે સુવર્ણ અને રૌપ્યમુદ્રાદિ પ્રકારના નાણા ભિન્ન ભિન્ન પાડી ગણવાનુ કામ કરવા માડયુ

આ પ્રમાણે બે પ્રહર દિવસ વહી ગયો સર્વ ધનની ગણત્રી કરી એક હજાર બસો અઢાર સુવર્ણમુદ્રા, છસો પચાસ રૌપ્યમુદ્રા અને સો કરતા થોડી વધારે તામ્રમુદ્રા જમા થયાનુ ધનસુખે જણાવ્યુ

ત્યાર પછી સિંહાસન સામે ઢૂંટણીએ પડી ધનસુખે વસ્ત્રમાથી દુર્ગસ્વામિનીના વલય બહાર કાઢયા અને તે સિહાસન આગળ મુકી હાથ જોડી તેણે કહ્યુ "પ્રભુ, આ અમૂલ્ય કકણની વીક્રિ કરવાનુ સામર્થ્ય મારામા નથી એની કીંમત પચાસ હજાર સુવર્ણ મુદ્રા કરતા પણ વધારે છે !"

યશોધવલે સિંહાસન પરથી ઉભા થઇ ધનસુખને આલિગન આપી ગદ્દગદ સ્વરે કહ્યુ "ધનસુખ ! તારૂ કાર્ય મારા લક્ષમા આવ્યુ છે ! તમારા સર્વના અનુગ્રહથી આ વખતે મારી પત્નીના વલય વેચાયા નથી એ ખરૂ છે, પરતુ મારી ખાત્રી છે કે તેનુ

સંરક્ષણ કરવાને હુ સર્વ રીતે અપાત્ર છુ! આજે ઘણા દિવસથી રોહિતાશ્વદુર્ગના ખજાનચીની જગ્યો ખાલી છે ધનસુખ! દુર્ગ-સ્વામિનીના આ વલય અને આ પૈસાનુ તુ જ રક્ષણ કર તારો પગાર તેમાથી તુ કાપી લેજે 'મારા પૌત્ર અગર પૌત્રીના લગ્નના સમયે મારા સ્મરણ ચિહ્ન તરીકે આ વલય તેમને આપજો' એમ મારી મૃત પત્નીએ મને કહ્યુ હતુ જ્યારે કીર્ત્તિધવલની પુત્રીનુ લગ્ન થાય ત્યારે તેને દાદીના સ્મરણ ચિહ્ન તરીકે આ કંકણ આપજે"

આ વાત કરતા કરતા જ યશોધવલનો કંઠસ્વર ગભીર થતો જતો હતો અને આ વખતે તો તે તદ્દન અટકી પડ્યો! ત્યારપછી તે થોડી વારે વિધુસેન પ્રત્યે બોલ્યા "વિધુસેન, આ સર્વ પ્રજાના ભોજનનો પ્રબધ કેવી રીતે થશે? આ જગલમા પૈસા આપવા છતા પદાર્થ મેળવવાની મારામાર છે!"

ધનસુખે કહ્યુ "મહારાજ, અક્ષપટલિક અને વીરેન્દ્રસિંહે તેની સર્વ વ્યવસ્થા પ્રથમથી કરી રાખી છે"

સર્વએ ભોજન કર્યા પછી યશોધવલદેવે વિધુસેન, સિહદત્ત, હરિદત્ત, વીરેન્દ્રસિહ અને ધનસુખને પોતાના શયનગૃહમા બોલાવ્યા સર્વ સ્થિર થયા પછી તેમણે કહ્યુ "જે દિવસથી મે કીર્તિધવલના મૃત્યુ સમાચાર સાભળ્યા તે દિવસથી કાલ સાજ સુધી મે એક ઉન્માદગ્રસ્ત મનુષ્ય પ્રમાણે કાળ વીતાવ્યો છે! ગઇ કાલે જ મારા નેત્રપડલ તૂટી ગયા અને હુ શુદ્ધિપર આવ્યો! દુર્ગની ચોતરફની મારી ભૂમિ એવી છે કે, તેના લોભથી કોઇ ઉચ્ચ અને સન્માન્ય કુલનો યુવક મારી પૌત્રીની સાથે લગ્ન કરી આ જગલી પ્રદેશમા આવી રહે તે મને સભવનીય લાગતુ નથી જ્યાસુધી મારા દેહમા પ્રાણ છે ત્યા સુધી હુ પણ એક સાધારણ મનુષ્યના હસ્તમા મારી લતિકાને મુકીશ નહિ! કોઇ પણ ઉપાયથી મારે બગ દેશની મારી સપત્તિ પુન પ્રાપ્ત કરવી જોઇએ મે હવે જાતેજ પાટલીપુત્ર

જઇને સમ્રાટની ભેટ લેવાનો નિશ્ચય કર્યો છે તમે સર્વ મળીને એ માટે કોઇ પણ યોગ્ય વ્યવસ્થા કરો

છેવટે એવુ ઠર્યું કે, વિધુસેને દુર્ગમા રહી ત્યાની સવ વ્યવસ્થા જોવી, ધનસુખે કોષ વગેરેનો કાર્યભાર સ્વીકારવો અને વીરેન્દ્રે યશોધવલ સાથે પાટલીપુત્ર જવુ

સાયકાલપૂર્વે અસ્તાચલે જતા સૂર્યના આરક્ત કીરણ જયારે દુર્ગના ઉચ્ચ ભાગને રગવા લાગ્યા, ત્યારે યશોધવલદેવની રજા લઇ સર્વ પ્રજાજન પોતપોતાના ગૃહ તરફ વળ્યા સર્વના ગયા પછી રઘુએ નાનીયાને કહ્યુ "આ રાક્ષસની ફોજે આવીને આપણુ સર્વ સાફ જ કરી દીધુ ને! જ્યારે તેમણે આટલા બધા ખાદ્ય પદાર્થ અહીં મોકલ્યા, ત્યારે તેમને પોતાને જ તેનો આહાર કરી જવાના તસ્દી લેવાનું શુ કારણ હતુ ? પોતાને ઘેર જ બેસીને એ સર્વ પદાથનો ફડચો તે ન લાવી શકયા હોત કે ?"



## પ્રકરણ ૯ મુ.



### ભવિષ્ય

વૈશાખ મહીનો ચાલતો હતો દિવસને પહેલો પ્રહર પૂર્ણ થતો ન થતો તેટલામા તો સૂર્યના પ્રખર કીરણો અસહ્ય થઇ જતા હતા ભાગીરથીનુ વિશાલ વક્ષસ્થલ સફેદ વાલુકાની રાશીથી પરીપૂર્ણ બની ગયુ હતુ ! તેના મધ્યભાગમા સેકડો નાના નાના વાદળા સુય કીરણમા પ્રતિબિબિત થતા હતા વાલુકાની એક બાજુએ હિમગીરીસુતા સાગર તરફ વહી જતી હતી તેનો પ્રવાહ અત્યત ક્ષીણ, પરતુ પાણી અતિ સ્વચ્છ હતુ. તે નાના પ્રવાહની ઉભય બાજુએ રેતીનો પલળેલો ભાગ રગે કાળાશ પડતો હોવાથી સ્વચ્છ અને શુભ્ર રેતીમા

આ કાળી રેખા સફેદ સ્વચ્છ વસ્ત્રપર પડેલી શાહીની રેખા જેવી દેખાતી હતી

તેવા પ્રખર તાપમા પણ નદી પ્રવાહની બાજુએ પલળેલી રેતીમા બેસીને બે બાલક અને એક બાલિકા રમી રહ્યા હતા તે બાલકોમા જે વયે મોટો હતો, તે પોતાના પલળેલા વસ્ત્રસહ પાણીના પ્રવાહમા પગ બોળી બેઠેલો હોઇ કીનારાપર લીલી રેતીથી એક મહેલ બનાવતો હતો ! તેની પાસે નજીકમા જ બીજો બાલક બેઠો હતો, અને તે પણ રેતીનુ ઘર બાધવામા મગ્ન બની ગયો હતો મોટા બાલકે ત્વરાપૂર્વક કિલ્લો, કોટ, બુરૂજ, ખાઇ વગેરે તૈયાર કરી દીધુ તે હમણા કિલ્લામા રાજભૂવન બાધવામા લીન થઇ ગયો હતો પલળેલી રેતી લઇ તે રાજભૂવનનુ શીખર ઉતાવળથી તૈયાર કરતો હતો તેની આગળીઓમાથી ભીની રેતી મ દીરપર પડીને શીખર મોટુ મોટુ બનતુ જતુ હતુ, પણ કેટલીક વારે ભાર વધારે થતો કે, તે શીખર આપોઆપ તૂટી પડતુ હતુ બાલિકા એકાગ્ર દૃષ્ટિથી આ સર્વ પ્રકાર જોઇ રહી હતી કદી મોટા બાલકના મ દિરનુ શીખર ઉચુ થતુ તો કદી નાનાના મ દિરનુ શીખર મોટુ થતુ હતુ ! જેનુ મ દિર ઉચુ થતુ તે બાલિકાને બોલાવી પોતાની હુશીયારીનુ મગરૂરી પૂર્વક કૌતુક દર્શાવતો

સૂર્યનો તાપ ધીમે ધીમે તદ્દન અસહ્ય થતો જતો હતો, પણ તે તરફ આ ત્રીપુટીનુ બીલકુલ લક્ષ ન હતુ એમ જણાતુ હતુ તે ત્રણેના અ ત કરણ રમતમા લીન બની ગયાં હતા નદીના પ્રવાહની ધારે જુના ફાટયા તૂટયા વસ્ત્રોથી પરિધાન થયેલો એક વૃદ્ધ મનુષ્ય ધીમે ધીમે તેમની પાસે આવતો હતો, તે તરફ તેમનુ સહજ પણ લક્ષ ન હતુ તે જ્યારે તેમની પાસે આવી ઉભો રહ્યો ત્યારે તેના છાયા જોઇ બાલિકા એકદમ ચમકી અને મોટા બાલક પાસે જઇ ઉભી રહી તેના પગના ધમકાથી મોટા છોકરાનો કિલ્લો અને મ દિર તૂટી ગયા ! તે જોઈ નાનો બાલક વિજયાનદથી ખડ ખડ હસવા લાગ્યો !

તે બુઢ્ઢો મોટા છોકરાને ઉદ્દેશી બોલ્યો "કુમાર, તુ નિરાશ થઇશ નહિ આ જન્મમા નિરાશ થવાનો તને સમય જ મળશે નહિ! કાળના દારૂણ વજ્રાઘાતથી તને પ્રિય એવા કેટલા આશા મન્દિરોનો ચૂરો થઇ જવાનો છે તેની ગણત્રી થાય તેમ નથી!"

તે ત્રણે અત્યત વિસ્મિત બની બુઢ્ઢાના મુખ તરફ જોતા જ રહ્યા પોતાના જીર્ણ વસ્ત્રનો એક ભાગ નીચે પહોળો કરી તે ડોસો તેની પર બેઠો, કેટલીક વારે તેને મોટા છોકરાએ પુછ્યુ "તમે મને કેવી રીતે ઓળખ્યો?"

બુઢ્ઢો હાસ્ય કરી બોલ્યો "કુમાર શશાક, એવો કોઈ ભાગ્યેજ હશે કે જે તને ન ઓળખતો હોય! તારા આ પીળા સુવર્ણ દૃશ્ય ઉત્પન્ન કરતા કેશ જ તારો પ્રત્યક્ષ પરિચય કરાવનાર છે! તારા કેશપરથી જ ઉત્તર પ્રાતના પુષ્કળ મનુષ્યો તને ઓળખી શકશે રણાગણમા શત્રુઓ તારા કેશપર જ નિશાન માડશે તને ઓળખવો એ કઇ મુશ્કેલ વાત નથી!"

આટલુ કહી બુઢ્ઢો એક ગાડાની માફક હસ્યો તે જોઇ બાળકો વિશેષ આશ્ચર્યચકિત થયા બાલિકા તો કુમારને વળગીને જ બેઠી બુઢ્ઢો એકદમ ઉભો થઇ ગયો અને તેણે પોતાના વસ્ત્રમાથી એક બસરી કાઢી પરતુ કઇ પણ વિચાર તેના હૃદયમા ઉપસ્થિત થવાથી તેણે તે લપાવી રાખી પછી તે બોલ્યો "કુમાર, આજે મારે તને કેટલીક વાતો કહેવાની છે તેથી હુ આવ્યો છુ પરતુ તે હુ તને અહીં કહીશ નહિ, મારી સાથે આવ"

જાદુથી મોહ પામી ગયા હોય તેમ તે ત્રણ બાલકો પેલા બુઢ્ઢાની પાછળ પાછળ ગયા અગ્નિસમુ તપ્ત થયેલુ રેતીનુ મેદાન ઓળગીને ડોસો જુના રાજમહાલયના એક ઘાટના તૂટેલા પગથીયાપર બેઠો તે બન્ને બાલકો અને બાલિકા પણ તેની નીચેના પગથીયાપર એકમેકને અડીને બેઠા ત્યારપછી વસ્ત્રમાથી બસરી-વાસળી બહાર કાઢી તે ડોસો વગાડવા લાગ્યો વૈશાખ મહીનાના તે અત્યત તાપ-

દાયક મધ્યાહ્નકાળે તેની બસરીનો કરૂણ સ્વર શાંત ભાગીરથીના પ્રવાહને ભેદી સામેનો કીનારો કંપાવવા લાગ્યો જાણે કે સૂર્યાગ્નિથી ભસ્મ થતું જગત્ તેની વાંસળીના સૂરથી શીતળ બન્યું ન હોય ! તે ત્રણ બાલકો મુગા રહી તે મધુર કરૂણ ગીત સાંભળી રહ્યા હતા

એટલામાં એકાએક વાંસળી અટકી ! તે જ ક્ષણે જાણે કે જગતની શાંતિનો ભંગ થયો હોય એમ સર્વને લાગ્યું બુઢ્ઢો ઉભો થઇ બોલવા લાગ્યો "કુમાર, ત્રણસો વર્ષપર ગુપ્તવંશમાં તારી માફક બીજો પણ એક પીળા કેશવાળો રાજપુત્ર જનમ્યો હતો ! તારી માફક તે પણ ઉદારહૃદયી, દયાશીલ અને વીર્યવાન હતો લુપ્ત થયેલા ગૌરવનું પુનઃજીવન કરવાના પ્રયત્નમાં તું જે પ્રમાણે તારો પ્રાણ આપવાનો છુ તે પ્રમાણે તેણે પણ કર્યું હતું તેનું નામ સ્કંદગુપ્ત હતું ઉત્તર પ્રદેશના ઘણા મનુષ્યો હવે તેનું નામ પણ ભૂલી ગયા છે ! આશ્ચર્ય પામવા જેવું કંઇ નથી, કારણ, પાટલીપુત્રના કૃતઘ્ન નાગરિકો સુદ્ધાં સ્કંદગુપ્તનું નામ ભૂલી ગયા છે પરંતુ એક દિવસે એજ સ્કંદગુપ્તે પાટલીપુત્ર માટે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું હતું !"

"કુમાર શશાંક ! સમુદ્રગુપ્તનું નામ તેં સાંભળ્યું છે કે ? સમુદ્રગુપ્તની આ સમુદ્રથી પેલા સમુદ્ર સુધીના દિગ્વિજયની કહાણી તેં સાંભળી છે ? કુમારગુપ્તની વાત કદી પણ તારા કર્ણ પર આવી છે ? સ્કંદગુપ્ત એ કુમારગુપ્તનો પુત્ર હતો તારા પિતાના નાના રાજ્યમાં, તારા સુવર્ણરંગી કેશ જોતાં જ જે પ્રમાણે સર્વ લોકો તને યુવરાજ તરીકે ઓળખે છે, તે પ્રમાણે જ સ્કંદગુપ્તના પિતાના સામ્રાજ્યમાં તેના પીળા કેશ જોઇ સમુદ્રથી સમુદ્ર પર્યંત અને હિમાલયથી કુમારિકા સુધી સર્વ તેને કુમાર તરીકે ઓળખતા હતા !"

"તારી ચોતરફ જે સંકટની જાળ અધિકાધિક ઘટ્ટ બની ઘેરો નાખતી જાય છે, તે કરતા પણ બળવાન એવી દુર્ભાગ્યની જાળનું

વેષ્ટન સ્કંદગુપ્તની ચોતરફ પડયુ હતુ તે તોડી નાખવા તેણે પ્રયત્ન કર્યો, તેમ તુ પણ પ્રયત્ન કરીશ દુર્ભાગ્ય તેની સાથે જ ફરતુ હતુ પરંતુ તેની તેને ખબર ન હતી જ્યારે તને મોહ ઘેરી લેશે ત્યારે તુ પણ તે જાણી શકીશ નહિ ! તેના ભાઇ, સેવક અને સ્વજાતીય જનોએ વિશ્વાસઘાત કર્યો હતો વિશ્વાસઘાતને લીધે જ તેની જીવન શાંતિ નષ્ટ થઇ—તારી શાંતિ તેવી જ રીતે નષ્ટ થશે ! સ્કંદ-ગુપ્તનુ દીર્ઘ જીવન યુદ્ધ વ્યવસાયમા જ વ્યતીત થયુ હતુ તેની સર્વ આશાઓ નષ્ટ થવાથી ભગ્નહૃદયી થઈ તે હમેશ યુદ્ધમા જ કાળ નિર્ગમન કરવા લાગ્યો હતો—કુમાર શશાંક ! તુ રાજા થઈશ, પરંતુ તારો માર્ગ હમેશ કંટકથી ભરાયલો રહેશે ! તુ કદી પણ સુખી થઇશ નહિ—તારો ભાઈ, તારી વાગદત્ત પત્ની, અમાત્ય અને પ્રજા એ સર્વ તારો ત્યાગ કરશે સર્વને અળખામણો થઇ તુ પણ સ્કંદગુપ્તની માફક રણાગણપર મૃત્યુને આધિન થઈશ સ્કંદગુપ્તે સ્વદેશમા પરદેશીઓ સાથે યુદ્ધ કરતા કરતા દેહ મુકયો હતો, પરંતુ તારૂ મૃત્યુ પરદેશમા સ્વદેશીઓ સાથે—સ્વજાતીય પુરૂષો સાથે લડતા લડતા થશે."

"કુમાર ! દુખ માનીશ નહિ તારો જન્મ મિહરાશીમા થયો છે તુ સિહના જેવો પરાક્રમી થઇશ ભાગ્યચક્ર આગળ મસ્તિષ્ક અવનત કરીશ નહિ. સર્વજીવન પર્યંત અદૃશ્ય સાથે થનારા કલહ માટે તૈયાર થા ! આ બુઢ્ઢાના મુખથી આ વાત સાભળી સ્ત્રીની માફક ડરી જઇશ નહિ, પુરૂષત્વને છાજે તેવા કાર્ય માટે આગળ પગલુ ભર ! શશાંક ! જગતમા કોઇનાપર વિશ્વાસ રાખીશ નહિ. સર્વ સ્વાર્થ માટે આવે જાય છે—પરાર્થ માટે કોઈ પણ આવતુ નથી, તે લક્ષમા રાખ. સ્ત્રી કે પુત્રનો લાભ તને કદીપણ થવાનો નથી—કેમ નહિ થાય તે મને પુછીશ નહિ તારા કાળાભાઇનો કદી પણ વિશ્વાસ રાખીશ નહિ ગૌરવર્ણના, પીઠપર ખૂધવાળા ડામરૂપના રાજપુત્રપર પણ કદી વિશ્વાસ કરીશ ના જો વિશ્વાસ રાખીશ તો અદૃષ્ટચક્રના દલનમાથી તુ કદી પણ મુક્ત થઇશ નહિ"

"પરતુ તારા હસ્તે તેમ બનવુ શક્ય નથી આ જગતમા જેમા કોઈ વિજય મેળવી શક્યુ નથી તેમા તુ કેમ ફાવી શકે? તારો બધુ તારૂ સિહાસન દબાવી પડશે તારી બાલ્યકાળની સખી, તારી સાથે લગ્ન કરવા માટે વાગ્નિશ્ચય થવા છતા, મોહના ફદામા ફસાઈ સ્વ તનુ અન્યને અર્પશે તદ્દન નજીવા લાભના લોભથી તારા વિશ્વાસુ સેવકો તને દગો દેશે તારા સ્વદેશ બન્ધુઓ તને દેશમાથી હાકી મુકશે અને ઉલટ પરદેશમા પરકીયજનો તને માનપૂર્વક બોલાવશે! જેઓ ખરેખરી રીતે તારા એકનિષ્ઠ અનુયાયી હશે, તેમને દુષ્ટ-ગ્રહના ઘેરામા સપડાવાથી તુ ઓળખી શકીશ નહિ! તુ તેમની ઉપેક્ષા કરીશ, છળ કરીશ તોપણ આ જન્મમા તો શુ પણ બીજા જન્મ-માએ તેઓ તારી પાછળ પાછળજ આવશે!"

તે વિલક્ષણ બુઢ્ઢાના આ વ્યાખ્યાનથી બાલિકા ભયભીત બની રડવા લાગી બીજો બાલક પણ ડરી ગયો તેનુ મુખ સુકાઈ ગયુ. પરતુ શશાકના હૃદયમા ભયનુ નામ પણ ન હતુ તેણે બુઢ્ઢાને પુછ્યુઃ 'તમે શુ કહો છો તે મને કઈ સમજાતુ નથી તમે કોણ છો?"

શશાકનો આ પ્રશ્ન સાભળી બુઢ્ઢો વિકાળ હાસ્ય કરીને એક પાગલ પ્રમાણે નાચવા લાગ્યો બાલિકા તો બ્હીકથી મુક્ત કઠે રૂદન કરવા લાગી માધવગુપ્તે પણ તેનુ જ અવલબન કર્યું હવે શશાક પણ ભયથી બે પગલા પાછો હઠયો!

ડોસો હાસ્ય કરતા કરતા બોલ્યો "હુ કોણ છુ તે લલ્લને પુછજે, વૃદ્ધ યશોધવલને પુછજે, તારા પિતાને પણ પુછજે! કહેજે કે કોઈ એક 'શત્રુસેન' આવુ આવુ કહીને ચાલ્યો ગયો! હું જે બોલ્યો છુ તે તુ કેવી રીતે સમજી શકે? જો તે તુ સમજ્યો હોત તો અદૃષ્ટને ભુલાવામા નાખવા તે પ્રયત્ન કર્યો હોત જ્યારે તુ મારુ કથન સમજી શકીશ ત્યારે હુ પુન તારી પાસે આવીશ!"

ડોસાએ પુન નૃત્ય કરવા માડ્યુ થોડાજ વખતમા તેણે પોતાના વસ્ત્રમાથી એક ચકચકતુ લોખડી શસ્ત્ર બહાર કાઢ્યુ તે જોઇ શશાક વળી પાછો બે ડગલા પાછળ હઠયો બુઢ્ઢો બોલ્યો “ શશાક! તુ મારો શત્રુ છે, મારા ધર્મનો શત્રુ છે મારી એવી ઉત્કટ ઇચ્છા છે કે, તારો હૃતપિડ કાપી કાઢી તારી છાતીમાનુ રક્ત પીઈ જાઉ ! પણ, તેમ હુ કેમ કરી શકતો નથી તે તુ જાણે છે ? જે ભાગ્ય-ચક્ર સાથે તુ ભમે છે, તેને જ હુ પણ બધાયલો છુ ! ’

એટલામા જ એક નાની નૌકા ઘાટ આગળ દૂર નદીના રેતાળ કીનારે આવી ઉભી. તે નૌકામાથી બે વૃદ્ધ, એક તરુણ અને એક બાલિકા એ પ્રમાણે ચાર મનુષ્ય ઉતર્યા શશાક અને તેની સાથેના બાલક બાલિકાએ પણ તેમને દીઠા નહિ, પરતુ બુઢ્ઢાએ તેમને જોયા હતા તેમને પાસે આવતા જોઇ બુઢ્ઢાએ કહ્યુ “ કુમાર ! હુ હવે જતો રહીશ હવે હું અહીં રહી શકુ તેમ નથી ઘણા માણસો આ તરફ આવે છે શશાક, ભવિષ્યમા તુ એક દિવસ ભયકર મર્મ-યાતનાથી ભેદાઇ રહ્યો હોઇશ તે વખતે હુ તને પુન દર્શન આપીશ!”

આટલુ બોલી બુઢ્ઢો પીપળાના વૃક્ષની એક ડાળી ભાગી તેનો ઘોડો કરી–તેપર સ્વાર થઈ તીવ્ર ગતીથી તે ત્રણેની દૃષ્ટિથી દૂર થઇ ગયો શશાક, માધવગુપ્ત અને ચિત્રા આશ્ચર્ય અને ભયથી સ્થભિત બની જડમૂર્તિ પ્રમાણ નિશ્ચલતાથી જ્યાના ત્યા ઉભા રહ્યા

નૌકામાથી ઉતરેલા માણસો ઘાટ આગળ આવી ઉભા રહ્યા. તેમાના એક વૃદ્ધે તરુણને કહ્યુ “ મને લાગે છે કે રાજભૂવનનો ઘાટ આજ હોવો જોઇએ પણ હું ગત વીસ વર્ષથી પાટલી પુત્રમા આવ્યો નથી ! વીરેન્દ્ર, આટલા તેટલામા કોઈ છે કે કેમ ? હોય તો જો અને રસ્તો પુછી જો ! ”

વીરેન્દ્રે આમતેમ જોઈ કહ્યુ ‘ દેવ, ઘાટપર તો કોઇ જણાતુ નથી ! ”

વૃદ્ધે પોતાની ક્ષીણ દૃષ્ટિથી ઉચે જોઇ કહ્યું "ઉપરના પગથીયાપર કોઇ ઉભુ હોય એમ તને નથી લાગતુ ?"

ઉપર આવતા જ ત્યા ઉભેલા ત્રણ બાલક વીરેન્દ્રની દૃષ્ટિએ પડયા તેમને તેણે પુછ્યું "રાજભૂવનનો ઘાટ આજ કે ?"

શશાંક જે રસ્તે પેલો પાગલ ભુઠ્ઠો ગયો હતો તે દિશા તરફ જોઈ રહ્યો હતો વીરેન્દ્રનો પ્રશ્ન સભળાતા જ તેણે પોતાની દૃષ્ટિ ફેરવી. પરતુ તેણે શુ પુછ્યુ તે શશાંકે બીલકુલ સાભળ્યુ ન હતુ તેથી તેણે પ્રશ્ન કર્યો "આપે શુ કહ્યુ ?"

વીરેન્દ્રે સહજ કટાક્ષ બતાવી કહ્યું "તું બહેરો તો નથી ને ? મે પુછ્યુ કે રાજભૂવનનો ઘાટ આજ કે ?"

પ્રશ્નનો ઉત્તર ન આપતા શશાંકે વીરેન્દ્રને ઉલટ પુછ્યુ "પણ આપ કોણ છો અને કયાથી આવો છો ?"

શશાંકના આ પ્રશ્નથી વીરેન્દ્ર અધિક ચીડાયો અને બોલ્યો "અરે બાપુ, તારા આ પ્રશ્નનો ઉત્તર આપવાને મને વખત નથી ! રાજભૂવનનો ઘાટ કયો તે મને કહે એટલે થયુ !"

શશાંકે કહ્યુ "રાજભૂવનનો ઘાટ આ જ છે, પણ સામાન્ય માણસ અહીથી જઈ શકશે નહિ."

"અરે ભાઇ, અહીથી જવા ન જવા વિષે મેં તારા આગળ એક અક્ષર પણ ઉચ્ચાર્યો હતો ?" એમ કહી વીરેન્દ્ર તે વૃદ્ધવીર પાસે પાછો આવ્યો અને બોલ્યો "પ્રભુ, આજ રાજભૂવનનો ઘાટ છે ઉપરના પગથીયાપર કેટલાક બાલકો ઉભાં છે તેમાંનો એકતો કેવળ રાજપુત્રની માફક બોલે છે ! તેણે કહ્યુ કે, અહીંથી સાધારણ મનુષ્યોને જવાની છુટ નથી"

યશોધવલદેવ હસીને કહ્યુ "વીરેન્દ્ર, તે બાલકોએ તને ખરી જ વાત કહી છે."

"ત્યારે શુ નૌકા પાછી ફેરવવાની છે ?"

યશોધવલે કહ્યુ "ના, હું આ જ રસ્તે જઇશ વિશિષ્ટ અમાત્ય અને સમ્રાટના કુટુંબવર્ગ સિવાય કોઇપણ ગંગાના રસ્તે આવી શકતુ નથી કારણ કે પડદામા રહેતી નગરવાસી સ્ત્રીઓ ગંગાસ્નાન માટે આ રસ્તે આવે છે આ કારણને લીધેજ મને લાગે છે કે તે બાલકે તને આ રસ્તે નહિ જવા કહ્યુ હશે ચાલ, આગળ થા મને કોઇ અટકાવશે નહિ "

સર્વ પગથીયા ચઢી આરાપર આવી ઉભા તે વખતે યશોધવલને જણાયુ કે એક બાલક તેમને અટકાવવાના ઉદ્દેશથી વચ્ચે આવી ઉભો રહ્યો છે બીજો એક બાલક અને બાલિકા પાસેજ બેસી રહ્યા હતા

બાલકે પુછ્યુ " આપ કોણ છો ? "

યશોધવલે હસીને કહ્યુ " હુ રોહિતાશ્વદુર્ગનો કિલ્લેદાર છુ. મારૂ નામ યશોધવલદેવ છે "

" આપ ક્યા જાવ છો ? "

યશોધવલદેવે કહ્યુ " સમ્રાટની ભેટ લેવા માટે રાજભૂવનમા જવાની ઇચ્છા છે "

શશાંકે કહ્યુ " આ રસ્તે સામાન્ય મનુષ્યો જઇ શકતા નથી તે શુ આપ જાણતા નથી ? આપ અહીથી પાછા ફરી દક્ષિણ તોરણ તરફ જાવ તે રસ્તે આપ રાજભૂવનમા જઇ શકશો

વીરેન્દ્ર કહેવા લાગ્યો " અમે જો આ જ રસ્તે જઇશુ તો શુ આપ નામદાર અમને અટકાવશો કે ? "

કુમારે હસી કહ્યુ " પણ તમે જઇ જઇને ક્યા સુધી જશો ? ગંગાદ્વારપર ઉભેલા દ્વારપાલો તમને અટકાવ્યા સિવાય નહિ રહે ! તે વખત તમારે આ જ વાટે આવીને નૌકા પાછી ફેરવી પડશે કારણ કે આ સ્થળેથી નદીના માર્ગ સિવાય નગર તરફ જવાનો બીજો રસ્તો જ નથી ! '

યશોધવલદેવે કહ્યુ “ ભાઇ, હુ કઇ મગધ સામ્રાજ્યનો સામાન્ય મનુષ્ય નથી સૈન્યમા મને ‘ મહાનાયક ’ ની પદવી મળેલી છે રાજકીય દરબારનો હુ યૂવરાજ—ભટ્ટારકપાદીય છુ તેથી માત્ર અન્ત પુર સિવાય રાજભૂવનમા બીજે કોઈ પણ સ્થળે જવા માટ માટે અટકાવ રહેલો નથી ”

શશાક ચકિત થઇ બોલ્યો “ આપ—આપ—મહાનાયક* ? યૂવરાજ ભટ્ટારક ! ”

યશોધવલદેવે ખિન્નતાથી હસી કહ્યુ “ બેટા, તેમા તને આશ્ચર્ય શાનુ લાગે છે ? ”

શશાકે કહ્યુ “ મારા જીવનમા અત્યાર સુધી કોઈ યૂવરાજ ભટ્ટારક કે મહાનાયકને આવી રીતે રાજભૂવનમા આવતો મે જોયો નથી ! તેઓ જ્યારે આવે છે ત્યારે સેકડો પાયદળ સૈનિકો અને ઘોડેસ્વારો તેમની સાથે રાખે છે ! તેઓ જે રસ્તે આવે છે તે રસ્તેથી નાગરિકો પલાયન કરી જાય છે ! સામ્રાજ્યના કોઇપણ યૂવરાજ ભટ્ટારકને મે કદી પગે ચાલતો જોયો નથી ”

યશોધવલદેવે પુછ્યુ “ તુ કોણ છે ? ”

શશાકે કહ્યુ “ હુ સમ્રાટનો વડીલ પુત્ર છુ. મારૂ નામ શશાક છે ”

શશાકના મુખમાથી આ શબ્દ બહાર પડતા જ વૃદ્ધ યશોધવલે મ્યાનમાથી તલવાર બહાર કાઢી ! તેમણે તે વખતની અભિવાદન પ્રણાલિકાને અનુસરી તલવારના અગ્રભાગને પોતાના શુભ્રકેશનો સ્પર્શ કરાવ્યો

અભિવાદન કરી યશોધવલે કહ્યુ “ યૂવરાજ, હુ કેટલાક વર્ષોથી પાટલીપુત્રમા આવ્યો નથી તેથી મે આપને ઓળખ્યા નહિ

---

*મહાનાયક—ઉચ્ચપદવીના સામત ( યૂરોપના Arch Duke કીંવા Grand Duke ની યોગ્યતા ) ની પદવી.

મારો અપરાધ લક્ષમા લેશો નહિ હુ જ્યારે રાજસભામા આવતો હતો ત્યારે આપનો જન્મ પણ થયો ન હતો તે વખતે આપના કાકાના પુત્ર દેવગુપ્તને જ અમે સામ્રાજ્યનો ભાવી સમ્રાટ સમજતા હતા યુવરાજ! સામ્રાજ્યના બીજા મહાનાયકો પાસે જે છે તે મારી પાસે નથી; તેથી જ હું સમ્રાટ પાસે જાઉંછુ"

શશાંક ચૂપકીથી વૃદ્ધ યશોધવલનુ મજબૂત અને ઉંચુ શરીર તથા તેપરનાં અસખ્ય શસ્ત્રાઘાતોના ચિહ્નો જોઇ રહ્યો હતો તેમનુ કથન પૂર્ણ થયા પછી તેણે કહ્યુ "ચાલો મારી સાથે પધારો"



## પ્રકરણ ૧૦ મુ.



### પ્રેમ-દૂતી

આપણી પ્રસ્તુત કથાના સમયે પાટલીપુત્રની બહાર પુષ્કળ વસ્તી હતી જુના શહેરની ચોતરફ કોટ હોઇ અદરની જગ્યા મર્યાદિત હોવાથી પુષ્કળ વર્ષથી ત્યા વસ્તીને માટે પૂર્ણ સ્થાન રહેલું ન હતુ જગ્યાના અભાવે નગરના દરિદ્રી કામદારો ઘણુખરૂ કોટની બહાર રહેતા હતા અનેક વર્ષોથી નગરના કોટની પૂર્વ અને દક્ષિણ સીમાપર નાના મોટા ગામો વસ્યા હતા પાટલીપુત્રના નાગરિકોએ એ સર્વને ઉપનગર નામ આપ્યુ હતુ નગરની ઉત્તર અને પશ્ચિમ બાજુએ ભાગીરથી અને શોણ નદીઓ વહેતી હતી, તોપણ નગરની સામી બાજુના કાંઠેએ ઓછી વસ્તી ન હતી પ્રાત કાળમા ઉઠી ત્યાના લોકો પોતાના કામધધા માટે શહેરમા આવતા અને સધ્યાકાળે પુન પોતાને ગામ પાછા જતા

દક્ષિણ તરફના એવા એક ઉપનગરમા એક જુના જીર્ણ મદિ-

રની સામે કેટલાક બૌદ્ધ ભિક્ષુ* એક ખેતરમા ઘાસપર બેસી ટોળ-ટપ્પા મારી રહ્યા હતા મદિરની પાછળની બાજુએ કેટલાક જગલી વૃક્ષથી પરિપૂર્ણ એવો ટેકરો હોઇ તેમા ઠેકાણે ઠેકાણે લાબા પહોળા અને ઉંચા આકારના પત્થરના સ્તભ નજરે પડતા હતા પ્રાચીનકાળે પત્થરથી બધાયલુ એક બૌદ્ધમદિર આ સ્થળે હતુ કાળના જડબામા તે ઝપટાઇ ગયુ અને ભિક્ષુ લોકોએ તેની સામે જ એક નાનુ મદિર બાધી તેમા મૂર્તિની સ્થાપના કરી ખેતરમા બેઠેલા સર્વ ભિક્ષુ યુવાન હતા અને એમ જ લાગતુ હતુ કે તેમણે થોડા દિવસથી જ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યો હોવો જોઇએ હજુ ગૃહદ્વારનો ત્યાગ કરનારા ભિક્ષુને ઉચિત એવી ગભીરતા તેમનામા દષ્ટિગોચર થતી ન હતી

આ તરૂણ ભિક્ષુઓમા એક પ્રૌઢ વયનો ભિક્ષુ બેઠો હતો અને વયમા મોટુ અતર હોવા છતા તે અન્ય ભિક્ષુઓ સાથે મશ્કરી તથા શૃગારયુક્ત હાસ્ય-પરિહાસ કરવામા લીન બની ગયો હતો! આ ભિક્ષુમડળથી થોડે દૂર બીજો એક તરૂણ ભિક્ષુ બેસી રહેલો હતો તે હમણા કઇ વિચારમા પડેલો હોય તેમ લાગતુ હતુ જાણે કે તેની પાસે બેઠેલા ભિક્ષુઓના હાસ્યનો પ્રચડ ધ્વની તેના કર્ણ પર્યત પહોચતો પણ ન હોયની! વચ્ચે વચ્ચે ભિક્ષુમડળ તેને ઉદ્દેશી આપસઆપસમા કઇ વાતો તથા ઉપહાસ કરીને પ્રચડ હાસ્ય ધ્વનિથી આકાશમડળ ગજાવી મુકતુ હતુ, પરતુ જેનાપર આ ઉપહાસ અને તિરસ્કારયુક્ત બાણોનો વરસાદ પડતો હતો, તેને આ પ્રચડ હાસ્યધ્વની સભળાતો પણ ન હતો!

આ ભિક્ષુમડળનો આવો કાર્યક્રમ ચાલી રહ્યો હતો તેટલામા એક તરૂણ સ્ત્રી મદિર સામે આવી ઉભી રહી તેને જોતા જ ભિક્ષુ-મડળનુ હાસ્ય વિરામ પામ્યુ એક ભિક્ષુએ તે પ્રૌઢ ભિક્ષુના શરીરને આગળીનો ગોદો મારી કહ્યુ "આચાર્ય, મને લાગે છે કે એ તરૂણી તમને જ શોધે છે!"

---

* ભિક્ષુ—બૌદ્ધ સન્યાસી

બીજા ભિક્ષુએ તેને અટકાવી વચ્ચે જ હસતા હસતાં કહ્યું " અરે, તને ગાંડપણ તો નથી લાગ્યુ ને ? આચાર્ય તો હવે થયા કે ડોસા ! તરૂણ સ્ત્રી પોતાની ખુશીથી કોઈ વૃદ્ધને શોધે એ સંભવિત પણ છે કે ? "

પહેલા ભિક્ષુનું ભાષણ સાભળી પ્રૌઢ ભિક્ષુને અતિશય આનંદ થયો હતો તેના ચ્હેરાપર સ્મિતની લાલી પ્રસરવા માડી હતી પણ તેટલામા બીજા ભિક્ષુના મુખના શબ્દો સાભળી તેના મુખપરની હાસ્ય રેષા જ્યા ને ત્યા નષ્ટ થઇ ગઇ ! તે ક્રોધથી બળવા લાગ્યો અને મોટેથી બોલી ઉઠયો " શુ ! તે મને બુઢ્ઢો કહ્યો, અને તે પણ એક સ્ત્રી સમક્ષ ! ઉભા રહે, અહીંને અહીં તને પુરો કરી નાખુ છુ ! "

આ ગર્જના સાભળી પહેલો ભિક્ષુ કિંચિત હસી તેને કહેવા લાગ્યો " આચાર્ય, હા અમારી મોટી ભૂલ થઈ ગઈ છે ! પરંતુ તે દિવસે સંઘસ્થવીર અમને કહેતા હતા કે, આચાર્ય દેશાનંદ હવે બુઢ્ઢા થયા છે તરૂણ ભિક્ષુઓને શિક્ષણ આપવા માટે એવા વૃદ્ધ જ ઉપયોગી છે ! ડોસા—"

વૃદ્ધ ભિક્ષુ વચ્ચેજ બૂમ પાડી ઉઠયો " ડોસો તારો બાપ ! ડોસો તારો દાદો ! આ એક ગાંડો જ મળ્યો છે ખરૂ ક ને ? ઉભા રહો, તમને બધાને હુ હમણાને હમણા ઠાર કરૂ છુ !—"

એટલુ કહી એકાદ ભયંકર પાગલ મનુષ્ય પ્રમાણે વૃદ્ધ ભિક્ષુ તે બન્ને તરૂણ ભિક્ષુપર ધસી ગયો, પરંતુ સર્વએ મળી તેને પકડી નીચે બેસાડવા પ્રયત્ન કર્યો પણ કઇ ટગતાએ તે બેઠો નહિ ! છેવટે તેને બેસાડયો, પણ તેનુ મસ્તિષ્ક ભ્રમિત બની ગયુ હતુ, તે બળપૂર્વક ઉઠવાનો પ્રયત્ન કરવા લાગ્યો કેટલીકવારે સર્વએ મળી તેને શાત કર્યો છેવટે સર્વ તરૂણ ભિક્ષુઓએ નિરાભિમાનપણે સ્વીકાર્યુ કે તેઓ પોતે વયમા મોટા છે ! અને આચાર્ય* દેશાનન્દ ખરેખર

* આચાર્ય—નવીન દિક્ષા મેળવનાર ભિક્ષુઓને શિક્ષણ આપનારને બૌદ્ધ ભિક્ષુ સંપ્રદાયમા ' આચાર્ય ' સંજ્ઞા હતી

યુવાન છે, તેમનો અધ્યયન સબંધીનો ઉદ્યોગ પરાકાષ્ટાએ પહોંચેલો હોવાથી માત્ર કેશ ધોળા થયા છે, એટલુજ !

જેના માટે ભિક્ષુ મંડળમા આટલી તકરાર ઉપસ્થિત થઇ હતી ને તરૂણી ખરેખર અતિ સુંદર હતી તેના વસ્ત્રો જોતા ને ઉચ્ચ જાતિની હોઇ ઘણુ કરીને કોઇ ધનાઢય નાગરિકની પરિચારીકા હોય એવુ સહેજ અનુમાન થઇ શકે તેમ હતુ ભિક્ષુમંડળનો વાદવિવાદ જોઇ તે દૂર જ ઉભી રહી હતી કેટલીક વારે તે મંડળ સ્થિર થયુ ત્યારે તે કોઇને કઇ પુછવાની ઇચ્છાથી આગળ આવી એટલામા આચાર્યે જ તેને અટકાવી પુછ્યુ "તુ મને જ શોધવા આવી છે કે ?"

તે તરૂણી કિંચિત હાસ્ય કરીને બોલી "નારે બાપ ! ભિક્ષુ જ્ઞાનાનંદ અહીં જ રહે છે કે ?"

તે સ્ત્રીનો આ ઉત્તર સાભળી આચાર્યની આશા ઉડી ગઇ તે તદ્દન હતાશ બની ગયો ! તરૂણીએ પુન તેને પ્રશ્ન કર્યો "ભિક્ષુ જ્ઞાનાનંદ અહીં છે કે ?"

આચાર્ય તરફથી ઉત્તર મળ્યો નહિ ! છેવટે સમીપમા બેઠેલો એક તરૂણ બોલ્યો "હા, છે"

આ ઉત્તરથી તે સ્ત્રીને આનંદ થયો હોય તેમ લાગ્યુ તેણે ઉત્કંઠાથી પુછ્યુ "મહારાજ, તેમને અહીં સહજ બોલાવશો ?"

"શા માટે ?"

તરૂણી કિંચિત અટકી બોલી "તેમનુ કંઇક જરૂરી કામ છે"

"શુ કામ છે તે મને કહેશો ?"

"હું તે આપને કહી શકુ તેમ નથી મારા માલીક બીજા કોઇને તેમાનો એક પણ અક્ષર ન કહેવા આજ્ઞા કરેલી છે"

"અમારા સઘારામમા* કોઇ પણ તરૂણ ભિક્ષુને કોઇ પણ તરૂણ સ્ત્રીની સાથે એકાતમા ભેટ લેવા છૂટ નથી તે માટે સખ્ત પ્રતિબધ રાખેલો છે !"

તે સ્ત્રી સહજ વિચારમા પડીને ક્ષણ વારે બોલી "પણ, મારે જ્ઞાનાનદને કઇ ગુપ્ત રીતે મળવાનુ નથી !"

"ત્યારે તમે તેને ગુપ્ત રીતે કહેવાનુ છે તે કેવી રીતે કહેશો ?"

"મારી પાસે એક પત્ર છે, તે—"

"મને આપો તે."

તરૂણી સહજ પાછી હઠી બોલી "ક્ષમા કરો, જ્ઞાનાનદ ભિક્ષુ સિવાય પત્ર બીજાના હસ્તમા નહિ મુકવા મારા માલીકે મને ખાસ કહેલુ છે"

ભિક્ષુ થોડુક હસી બોલ્યો "પણ સઘારામના આટલા ભિક્ષુ-ઓમા તમે જ્ઞાનાનદ અમુક જ છે એમ કેવી રીતે જાણશો ?"

"હુ તેમને સહેલાઇથી ઓળખીશ મારી પાસે કેટલાક સકેત ચિહ્ન છે."

એટલામા તે બન્નેની પાછળ ઉભેલો એક ભિક્ષુ બોલ્યો "અરે, જ્ઞાનાનદ ! એઇ જ્ઞાનાનદ ! તુ બહેરો થયો છે કે શુ ? જ્ઞાનાનદ, ઓ જ્ઞાનાનદ ! કેમ કઈ સમાધી બમાધી તો લાગી નથીને ?"

અન્ય સર્વથી દૂર રહી જે એક તરૂણ ભિક્ષુ તદ્દન એકાગ્રચિત્તે કઇક ચિતન કરી રહ્યો હતો તેણે હવે કઇક મસ્તક ઉચુ કરી નેત્ર ઉઘાડી જોયુ બીજા ભિક્ષુએ તેને કહ્યુ "આ તરૂણ યુવતી તને મળવા આવી છે તને બહેરો હોય એમ લાગે છે ! એના સબધી હમણા અહીં કેવો મઝાનો ખળભળાટ મચ્યો હતો !"

જ્ઞાનાનન્દે તે ભિક્ષુને કઈજ ઉત્તર આપ્યો નહિ તે યુવતીને જોતા જ તે ઉતાવળો ઉતાવળો તેની પાસે ગયો અને ઉત્સુકતાથી

---

* સઘારામ—બૌદ્ધ મઠ

બોલ્યો "તરલા, તુ અહીં ક્યારે આવી ? શા સમાચાર છે ? કહે, કહે !"

તે તરુણી કેટલીકવાર સુધી જીનાનન્દ તરફ એકી ટશે જોઈ રહી, પછી પ્રણામ કરી બોલી "મહારાજ, આ નૂતન વેષમા મે આપને ઓળખ્યા નહિ સમાચાર તો છે, પરંતુ આ બધા ભિક્ષુ બડા વિક્ષિપ્ત જણાય છે આપ જરી એક બાજુએ આવો" એમ કહી ને મદિરની પાછળની વૃક્ષ ઘટામા ગઈ પેલો તરુણ ભિક્ષુ પણ તેની પાછળ પાછળ ગયો

અત્યાર સુધી વૃદ્ધ દેશાનદ સ્તબ્ધ બેસી રહ્યો હતો જીનાનદ અને તરલા વૃક્ષઘટામા દેખાતા બધ થયા કે, તરત જ તે કુદકો મારી ઉઠયો અને તેમની પાછળ જવા લાગ્યો તેનુ આ વર્તન જોઇ કેટલાક ભિક્ષુ ખડખડ હસવા લાગ્યા, પરતુ તે તરફ તીવ્ર-દષ્ટિથી જોતો જોતો દેશાનદ બોલ્યો "અરે, ગમે તેવા પણ તમે હજી નાના બચ્ચા છો ! સ્ત્રીચારિત્રનુ મહાત્મ તમારા જેવા છોકરા ક્યાથી જાણે ? કુમાર્ગે જવા ઇચ્છતા ભિક્ષુને ઠેકાણે લાવવાના પ્રયત્ન માટે જ હુ તેની પાછળ પાછળ જાઉંછુ"

દેશાનન્દની આ વિલક્ષણ દલીલ સાભળી સર્વ ભિક્ષુઓ હસી હસીને આડા પડી ગયા ! પણ ડોસાએ તે તરફ લક્ષ આપ્યુ નહિ વાઘની માફક દમાતો દબાતો ઝાડની બાજુમા લપાતો છુપાતો તે આગળ ગયેલા તરુણ સ્ત્રી-પુરૂષની પાછળ ગયો

દેશાનદ દેખાતો બધ થયા પછી એક ભિક્ષુ બોલ્યો "એ જીનાનન્દ કોણ છે તે તમો કોઇ જાણો છો ?"

બીજો ભિક્ષુ બોલ્યો "દેખાવ તો કોઇ રાજપુત્રના જેવો છે ભલા ! એમા તો કઇ શકા નથી કે, તે કોઇ પણ મહાન શ્રીમતનો પુત્ર છે !'

પહેલો ભિક્ષુ બોલ્યો "એમા તો કઇ સંદેહ નથી કે, એ ભિક્ષુ સબધી કઇ પણ ગૂઢ રહસ્ય છે પરતુ એ રહસ્યનો કઈ નિર્ણય થઇ શકતો નથી

"કેમ ' શેનુ રહસ્ય છે ? "

" એટલે ? તને કઇ ખબર નથી એમ લાગે છે ' *સઘસ્થવીરે તને એ સબધમા કઇ કહ્યુ નથી ' "

" ના ભાઇ, ના, કઇપણુ બોલ્યા નથી તે તો ! "

પહેલા ભિક્ષુએ કહ્યુ " મને લાગે છે કે તે દિવસે તુ બીજે કોઇ ઠેકાણે ગયો હતો જે દિવસ જીનાનન્દ આપણા સઘારામમા આવ્યો તે દિવસે સઘસ્થવીરે અમને બધાને એક બાજુએ બોલાવી કહ્યુ ' જીનાનન્દને કદી પણ નજર બહાર જવા દેશો નહિ, ' ગત્ર પણ તેની ઓરડીની બહાર બે ભિક્ષુ સૂઈ રહે છે સઘારામમા મે પુષ્કળ નવા ભિક્ષુ આવેલા જોયા છે, પરતુ સઘસ્થવીરે આવી વિલક્ષણ આજ્ઞા કદી પણ કરી નથી ! "

બીજો ભિક્ષુ બોલ્યો " મને લાગે છે કે, આપણા સઘને એ એક મોટો શિકાર મળ્યો છે ! હમણા સઘને ઘણા ખરાબ દિવસ પ્રાપ્ત થયા છે તેથી શિકાર અમૂલ્ય હોવો જોઇએ એમા કઇ શક જેવુ નથી "

" તે તો અમેએ જાણીએ છીએ ! પરતુ એથી જીનાનન્દના રહસ્યનો નિર્ણય શો આવ્યો ? આટલા વખતમા તેનાપર બે ત્રણ પત્રો આવી ગયા છે ! "

પુષ્પ રચિત શ્યામ શય્યાપર પડેલો એક ભિક્ષુ એકાએક બેઠો થઇ ગયો, અને બોલ્યો " અરે, અરે—સાવધ—સાવધ ! વજ્રાચાર્ય× આવતા જણાય છે ! "

તેની આ સૂચના સાભળતા જ સર્વ ઉભા થઈ ગયા કેટલીક-વારે ખભાપર એક વૃક્ષની ડાળ મુકી, ફાટ્યાતૂટયા વસ્ત્રોથી વેષ્ટિત

*સઘસ્થવીર—મઠનો મુખ્ય ભિક્ષુ ( Abbot ) અથવા એક વિશિષ્ટ સપ્રદાયનો નાયક ( Grand prior )

×વજ્રાચાર્ય—સિદ્ધ ભિક્ષુ એના હસ્તમા હમેશ વજ્ર રહે છે

થયેલો એક વૃદ્ધ ભિક્ષુ મન્દિર આગળ આવ્યો તેને જોતાજ સર્વ ભિક્ષુએ જમીન સુધી નીચાવળી પ્રણામ કર્યા. આ વૃદ્ધને આપણે એક વખત ભાગીરથીના તીરપર જોયો છે તે યુવરાજ શશાંકને ભયંકર ભવિષ્યનું શ્રવણ કરાવનારો વિલક્ષણ બુઢ્ઢો જ હતો !

વજ્રાચાર્યે પુછ્યું "દેશાનંદ ક્યાં છે ?"

કેટલાક ભિક્ષુએ કહ્યું "વનમાં ગયા છે"

"સંઘસ્થવીર ક્યાં છે ?"

"મન્દિરમાં જ છે"

ત્વરિત ગતીથી વૃદ્ધ ત્યાંથી ચાલ્યો ગયો

* * * * *

ઉપર કહેલા વનમાં પત્થરના જીર્ણ સ્તંભની પાછળ તરલા અને જીનાનન્દ અતિ મૃદુસ્વરે વાત કરતા હતા

"આવી સ્થિતિમાં આપ કેટલા દિવસ નિર્ગમન કરશો ?"

"તરલા, હું શું કરૂં કહે મારો ઉપાય નથી. હા, આ લોકોએ મને પ્રત્યક્ષ બાંધી રાખ્યો નથી એ ખરૂં છે, પરંતુ એ કરતાં જો તેમણે મને પ્રત્યક્ષ બાંધી રાખ્યો હોત તો ઘણું સારૂં થાત હમેશ–આઠે પહોર–મારી સાથે કોઇને કોઇ હોય છે જ–મને એ લોકો નજર બહાર થવા દેતા જ નથી ! નાશી જવાની સવડ બીલકુલ નથી !"

"ત્યારે શું આપ પાછા નથી આવતા ?"

"પાછા આવવાનું જો માગ હાથમાં હોત તો, તરલા, એક પળ પણ હું અહીં રહ્યો હોત કે ?"

"હું એ સમજતી નથી કે, આપને જુલમથી ભિક્ષુ બનાવી એ લોકોને શો લાભ મેળવવા ધાર્યો છે ? આપ આપના પિતાના એકના એક પુત્ર છો હું પુછું છું કે, આપના પિતાને પણ આપનો હમેશાને માટે ત્યાગ કરતાં કેમ કંપ છૂટયો નહિ !"

"તરલા, કયા લાભની આશાથી મને ભિક્ષુ બનાવવામા આવ્યો છે તે તે જાણ્યુ નથી કે 'પિતાના મૃત્યુ પછી તેમની અગણિત સપત્તિનો માલીક હુ જ થાઉં જો હુ મારા હમેશના-ખરા જીવન-ક્રમમા હોત તો મારી—મારી શેની હવે ?—યુથિકા સાથે લગ્ન કરી હુ સસારી થયો હોત પરતુ જે દિવસે મે આ સઘમા પ્રવેશ કર્યો, હુ ભિક્ષુ થયો, તે દિવસથી મારો તે અધિકાર નષ્ટ થયો છે! એમ જ કહેવુ જોઇએ કે, તે દિવસે જગતમાથી હુ મૃત્યુ પામ્યો છુ માત્ર નામનો જ પિતાના મૃત્યુ પછી હુ તે અઢળક સપત્તિનો સ્વામી થઇશ, પરતુ ખરૂ કહુ તો તે સર્વ સપત્તિ આ બાદ્ધ સન્યાસીઓને મળશે! તરલા એ હેતુથી જ મને અહીં લાવવામા આવ્યો છે, અને એજ કારણથી મને નિમીષ માત્ર દૃષ્ટિ બહાર જવા દેવામા આવતો નથી!"

"પરતુ મહારાજ, આપ તો તે જ વસુમિત્ર—"

જીનાનન્દે એક નિશ્વાસ નાખી કહ્યુ "હવે તે નામ પણ મુખમાથી કાઢીશ નહિ, તરલા! શ્રેષ્ઠી વસુમિત્ર ક્યારનો મરણ પામ્યો છે! મારૂં નામ તો જીનાનન્દ છે!"

"નહિ મહારાજ! નહિ! આપ મૃત્યુ પામ્યા નથી હજી પણ આપ જીવો છો! જો આ તરલા જીવતી રહેશે તો શ્રેષ્ઠી વસુમિત્ર પણ હજી સજીવન થશે, પુન સત્ય સસારમા તે વિચરશે, યુથિકા સાથે લગ્ન કરી—"

જીનાનન્દે નિશ્વાસ નાખી વચ્ચે જ કહ્યુ "એ આશા કેવળ મિથ્યા છે, તરલા! દુરાશા પણ નથી, દુ સ્વપ્ન પણ નથી—એવુ સ્વપ્ન હવે મારે જોવુ તે પણ પાપ છે!"

"મહારાજ, ધનના પીશાચ એવા આપના પિતાના નામનો જગતમા કોઇ ઉચ્ચાર પણ કરતું નથી! કેટલાએ ગૃહસ્થોને આપના પિતાએ ભીખારી બનાવ્યા છે! પહેલા જ્યારે હુ આપના પિતાની નિષ્ઠુરતાની વાત કરતી હતી, ત્યારે મને લાગતુ કે આરૂમિત્ર કઇ

માણુસ નથી-પશુ છે ! પરંતુ હવે તો હું સમજી શકી છુ કે, ચાંડ-મિત્ર પશુ પણુ નથી-કેવળ પાષાણુ છે ! પશુના હૃદયમા પણુ પોતાના બચ્ચાપર પ્રેમ હોય છે ! ”

“ છટ્ છટ્ તરલા તુ ભૂલે છે ! પિતાની પાસે હૃદયનુ નામ જ નથી એમ નથી ! તેમને ધનલોભ અતિ વિચિત્ર છે તે ખરૂ છે પરતુ તેથી તેમના મનની કોમલતા નષ્ટ ભ્રષ્ટ થઇ ગઈ નથી તરલા તેમણે બૌદ્ધમતની ઉન્નતિ થાય તે માટે પોતાના એકના એક પુત્રનો ભોગ આપ્યો છે ! તેમની ખાત્રી છે કે, મારી સપત્તિથી બૌદ્ધસઘની પ્રગતી થશે રાજા ખૂહની રીતે બૌદ્ધસઘનો શત્રુ નથી એ સત્ય છે, પણ તે બૌદ્ધાનુયાયી નથી એ પણ ખોટુ નથી તેમના મૃત્યુ પછી વારસાઇ માટે હુ કદાચિત બૌદ્ધસઘ સાથે ટટા કરીશ એ શકાથી તેમણે મને જીવિતાવસ્થામાજ માર્યો છે ! પોતાનુ સર્વસ્વ, અરે, પોતાના એકના એક પુત્રને પણ ધર્મની ઉન્નતિની ઇચ્છાથી ભોગ આપી તેમણે અક્ષય પુણ્ય સપાદન કર્યું છે ! ”

“ મહારાજ, હવે આપ બોલશો નહિ આપના પિતા, એ દૃષ્ટિથી મે આપને કઈ કહ્યુ નથી ! ” તરલા સહજ ગુસ્સાથી બોલી

એટલામા નજીકમા સૂકા પત્રોપર માણુસના પગલાનો ખખડાટ સભળાયો. જીનાનન્દ બ્હીતો બ્હીતો બોલ્યો “ બસ કર, કોઇ આ તરફ આવતુ હોય એમ જણાય છે ! ”

“ તેમા ડરવા જેવુ શુ છે ? હુ જોઉ છુ—”

એમ કહી એક મોટા ઝાડના થડની બાજુમા રહી તરલા ચોતરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોવા લાગી કેટલીક વારે પાછી આવી તે બોલી “ ડર-વાનુ કઇ કારણુ નથી મને લાગે છે કે મૂઓ, પેલો બુઢ્ઢો મારી પાછલ આવ્યો છે ! હુ પણુ હવે જાઉ છું મહારાજ, લક્ષમા રાખજો કે આપ મૃત્યુ પામ્યા નથી પણુ જીવત છો જ્યારે હુ આપને અહીથી લઈ જાઉ ત્યારે જ મારૂ નામ તરલા ! ”

તરલા તરત જ જંગલમાં દૃષ્ટિ બહાર થઇ ગઇ ! જ્ઞાનાનન્દે એક દીર્ઘ નિશ્વાસ નાખી પાછા ફરી જોયું તો આચાર્ય દેશાનન્દ તરલા પાછળ દોડતો જણાયો !



# પ્રકરણ ૧૧ મું.



## બૌદ્ધ મઠ.

મંદિરમાં આછો અંધકાર હતો માત્ર એક ઘીનો દીવો સહજ બળ્યા કરતો હતો તે દીપકના પ્રકાશથી મંદિરમાં રહેલી મૂર્તિની આકૃતિ જેવી તેવી જણાતી હતી ! મૂર્તિ આગળ પુષ્પ, ચંદન, નૈવેદ્ય વગેરે પુજન સાહિત્ય તૈયાર કરી રાખેલું હતું આમતેમ જોનારને મંદિર નિર્જન હોવું જોઇએ એમ લાગે તેમ હતું, પરંતુ મંદિરના એક ખુણામાં એક ઉંચો પુરુષ બેસી રહ્યો હતો તે તદ્દન નિશ્ચલ અને નિસ્તબ્ધ હતો તે પરથી લાગતું હતું કે તે ધ્યાનમાં હશે

એટલામાં દરવાજામાં ઉભા રહી કોઇએ કહ્યું " કેમ, સ્થવીર મંદિરમાં છે કે ?"

ઉત્તર મળ્યો " કોણ ? "

" શત્રુસેન "

" આવ, અંદર આવ "

વૃક્ષની શાખા ખભા ઉપર ધારણ કરનારો આપણો પરીચિત વૃદ્ધ વજ્રાચાર્ય મંદિરમાં આવ્યો તેને જોઇ પેલા ઉંચા પુરુષે કહ્યું " વજ્રાચાર્ય, આ વૃક્ષની ડાળી તું ક્યાંથી ભાગી લાવ્યો ? "

વજ્રાચાર્યે કિંચિત હસી કહ્યું અને એ તો મારો ઘોડો છે ! એની જ સહાયથી યશોધવલના ઝપાટામાંથી આજે છૂટ્યો છું, બાપુ !

નહિતો, વજ્રાચાર્યને પરિનિર્વાણનો* લાભ થયાના સમાચાર તને અત્યાર પહેલા ક્યારનાએ મળી ગયા હોત !"

"ત્યારે શુ કામ થયુ નહિ ?"

"કામ થયુ કે નહિ, તે હુ જાણતો નથી ! શશાંક હજી જીવે છે !"

'ત્યારે પછી તુ શા માટે ગયો હતો ?"

"બંધુગુપ્ત, હુ શુ કરવા ગયો હતો તે તુ સારી રીતે જાણે છે તથાપિ એ પ્રશ્ન શામાટે કરે છે, ભલા ! મારાજ મુખથી સાભળવુ હોય તો સાભળ ! હુ શશાકનો ઉચ્છેદ કરવા ગયો હતો—"

"ત્યારે છેવટે થયુ શુ ?"

"થવાનુ શુ હતુ ? હુ તેનો વધ કરી શક્યો નથી !"

બધુગુપ્તે ખિન્ન થઇ પુછ્યુ 'મને લાગે છે કે, સારી તક જ તને મળી નહિ હોય !"

"તક તો સરસ મળી હતી ! શશાંક, માધવગુપ્ત અને ચિત્રા ભાગીરથી તટે તદ્દન પ્રવાહની પાસેજ રમતા હતા તેમની સાથે એક પણ અગરક્ષક ન હતો !"

'ત્યારે ?"

"ત્યારે શુ ? તેનો વધ હુ કરી શક્યો નહિ ! બધુગુપ્ત ! શુ કહુ ? તેનુ હૃદય ભેદવા મારો હાથ જ ઉચો થયો નહિ ! તે જે વજ્ર મને આપ્યુ હતુ તે હજી પણ મારા વસ્ત્રમા છુપાવી રાખ્યુ છે પરતુ હુ તે બહાર જ કાઢી શક્યો નહિ ! સ્થવીર નરહત્યા કરી કરીને તુ પાષાણ જેવા બની ગયો છુ ! તારા હૃદયમાથી એકે એક કોમલ વૃત્તિ લુપ્ત થઇ ગઇ છે નથી શશાક પાસે જઇ પહોચ્યો તથાપિ હુ ખાલી હાથે પાછો કેમ ફર્યો, તે તુ કદી

* પરિનિર્વાણ—બૌદ્ધ મત પ્રમાણે મુક્તિ અથવા મોક્ષ

પણ સમજી શકીશ નહિ! તારા ઉપદેશ પ્રમાણે શશાંકનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી હું અહીંથી ગયો, પણ જ્યારે દૂરથી ગંગાની વાલુકાપર તદ્દન નિસહાય સ્થિતિમાં મેં તેને જોયો ત્યારે હું મારી પ્રતિજ્ઞાથી સહજ પણ વીચલિત થયો નહતો પરંતુ ત્યાર પછી જ્યારે હું તેની પાસે ગયો, ત્યારે મને લાગ્યું કે, જાણે મારા હસ્ત કોઇએ વજ્રમુષ્ટીથી પકડીને દાબી લીધા ન હોય! તારા ઉપદેશ પ્રમાણે તેના જીવનનું ભયંકર ભવિષ્ય મેં તેને સંભળાવ્યું ખરૂં, પરંતુ કોઈ પણ રીતે હું તેનો પ્રાણ લઈ શકયો નહિ સ્થવીર! ભાગ્યચક્ર મનને માટે છે વિધિએ કપાળમાં જે લેખ લખ્યા હશે તેનું કદી પણ ખંડન થવું સંભવિત નથી તારા જેવા સેંકડો સંઘ-સ્થવીર, મારા જેવા હજારો વજ્રાચાર્ય એકત્ર થશે, તોપણ તેઓ ચક્રની ગતી લેશ માત્ર પણ ફેરવી શકશે નહિ! સ્થવીર, ગંગાના વાલુકામય પ્રદેશમાં નિર્દોષ રમત રમતા તે બાલકનું તેજપુંજ દૈવી મુખકમલ જોઇ મારી ખાત્રી થઈ છે કે, શત્રુસેન કે બંધુગુપ્ત તેનો વાળ પણ વાંકો કરી શકશે નહિ!"

વજ્રાચાર્યના આ ભાષણથી બંધુગુપ્તની શાંતિ ક્યારનીએ નષ્ટ થઇ ચુકી હતી! તે સંતાપની પરાકાષ્ટાએ જઇ બોલ્યો "બાયલા, તું કાયર છું! તું ખરે શુદ્ધ નપૂંસક છે! તે લુચ્ચાનો સુંદર ચહેરો અને મનોહર કાંતિ જોઇ તું મોહમાં પડ્યો! *મારની આસુરી માયાએ તને ફસાવ્યો હતો! એ જ કારણથી તું શશાંક જેવા કોમલ બાલકનો વધ કરવાનું સહેલું કાર્ય પણ કરી શકયો નથી! વજ્રાચાર્ય, તું કોણ? મગધ સંઘનો નાયક! ઉત્તરપક્ષનો આર્ય સંઘ× પણ તારી આંગળીપર નાચે છે! છતાં તું ભાગ્યચક્રની કલ્પનાના અંધકારમાં છુપાઇ રહેવા ઇચ્છે છે? શત્રુસેન, નાના અજ્ઞાન

---

* માર-કામદેવ, બૌદ્ધ ધર્મનો સેતાન!

× આર્યસંઘ-બૌદ્ધ ભિક્ષુ સંપ્રદાય.

બાલકો અને અશક્ત સ્ત્રીઓ સિવાય આ કાળમા ભાગ્યચક્રપર વિશ્વાસ રાખી સ્વસ્થ રહે એવો કયો માણુસ છે ? ધિક્કાર છે તને ! તારાથી શશાંકનો વધ પણ થયો નહિ ! આયસધની ઉન્નતિ માટે એક સાધારણ બાલકની હત્યા પણ તારા હસ્તે થઇ નહિ ! વજ્રાચાર્ય ! તારી કીર્તિપરનુ આ ઘોર કલક કદી પણ નષ્ટ થશે નહિ ! યુગપર યુગ વહી જશે, પરંતુ તારી આ કલંક કહાણી બૌદ્ધ જનોમા ચિરકાલ ઘોષ કરી રહેશે ! તે જ વખતે તે કેમ આપઘાત કર્યો નહિ ? કયુ મુખ બતલાવવા તુ અહીં આવ્યો છુ ?"

"સ્થવીર ! તુ પણ વૃદ્ધ થયો છુ તુ કંઇ બાલક નથી ! સધની સેવામા તારા કાળાના ધોળા થઇ ગયા છે બીજા કયા નવીન ઉપાયથી હુ તને સમજાવુ ? જરા બરોબર નેત્ર ઉઘાડી જો, એટલે સર્વ જીવ ભાગ્યચક્રથી બધાયલા છે એમ તને સહજ જણાશે ! નાના અજ્ઞાન બાલકો અને વૃદ્ધપણાને પ્રાપ્ત થયેલી સ્ત્રીઓ સિવાય આ યુગમા જ્યારે કોઈ ભાગ્યચક્રને માનતુ નથી, ત્યારે અત્યાર સુધી ગણિત શેનુ ગણ્યા કરતો હતો ? હજી પણ શશાંકની જન્મપત્રિકા લઈ તુ કેમ બેસી રહ્યો છુ ? બધુગુપ્ત, તે અને મે એકજ દિવસે પ્રવ્રજ્યા* લીધી છે, ઉભયે એકત્ર રહીને જ સધની સેવા કરવા માડી છે, સુખમા, દુઃખમા, સંપત્તિમા, વિપત્તીમા તારી સાથેને સાથે રહેલો તે મને આજસુધી જોયો છે, પણ તે તુ આજે ભૂલી ગયો છે કે શુ ? આજ સુધી તે કદીપણ જાણ્યુ છે કે, હુ બાલકની ભીતિથી અને કરૂણસ્વરથી થયેલી વિનવણીથી કે સ્ત્રીના અશ્રુજલથી ચળ્યો છુ ? બધુગુપ્ત, તુ મને નિરર્થક ફીટકાર આપે છે ! હું નિશ્ચયપૂર્વક જાણુ છુ કે, શશાંક મારા હસ્તે મૃત્યુ પામે તેમ નથી સ્થવીર, શશાંક હવે કંઇ બાલક નથી, તેણે તારૂણ્યની હદમા પગ મુક્યો છે તેના મુખપર રાજ્યોચિત ગભીરતા પ્રકટે છે ભયને તે

*પ્રવ્રજ્યા—બૌદ્ધ ભિક્ષુની દિક્ષા

ઓળખતો પણ નથી! તે મગધનો સમ્રાટ બનવાને સર્વ રીતે યોગ્ય છે સ્થવીર, તુ વ્યર્થ પ્રયત્ન કરે છે અંગ, બંગ કલિંગ, ગૌડ અને મગધ દેશમા એવો કોઈ પણ માણસ નથી કે, જે શશાંકની અપ્રતિહત ગતીને અવરોધી શકે!"

આટલુ કહી વૃદ્ધ વજ્રાચાર્ય નીચે બેઠો સ્થવીર તો તદ્દન નિસ્તબ્ધ બેસી જ રહ્યો હતો ઘણીવાર પછી તે બોલ્યો "ત્યારે ગણિત ખોટુ જ છે એમ તુ કહે છે?"

"ગણિત ખોટું થવુ કદી પણ સંભવિત નથી! કદાચિત તારી ગણનામા કંઇક ભૂલ થઈ હશે!"

સ્થવીર ચિતાગ્રસ્ત થઈ બોલ્યો "ઉભો રહે, વજ્રાચાર્ય! હુ પુન એકવાર ગણિત જોઈ લઉ છુ"

એમ કહી સંઘસ્થવીરે ધીમે ધીમે બળતો દીપક સહજ મોટો કર્યો, અને તાડપત્ર, લેખિની અને શાહી લઈ તેણે ઝપાટાબંધ આકડા માડયા

આવી સ્થિતિમા લગભગ અર્ધીએક વટિકા ગઈ હશે, તેટલામા મંદિરના દ્વારપર આવી કોઇએ સાકળ વગાડી ધ્વની કર્યો

વજ્રાચાર્યે પુછ્યુ "કોણ છે?"

બહારની વ્યક્તિ બોલી "હુ બુદ્ધમિત્ર છુ"

"કેમ, શુ છે?"

"કપોતિક* સંઘારામથી કંઈક મહત્વના સમાચાર લઇને એક દૂત આવ્યો છે તેને અંદર લઇ આવુ કે?"

"ના, તેને થોડો વખત ઉભો રહેવા કહે"

કેટલીક વારે બંધુગુપ્તે માથુ ઉચુ કર્યું અને કહ્યુ "મારી ગણત્રી બીલકુલ ખોટી ન હતી આજે બે પ્રહર સુધી શશાંકનો

---

* કપોતિક સંઘારામ–પાટલીપુત્ર નગરમાનો એક જુનો મઠ એની સ્થાપના સમ્રાટ અશોકે કરી હતી

મૃત્યુયોગ હતો પરતુ નક્ષત્ર પ્રતિકૂલ હોવા છતા સ્વત સૂર્ય તેને મદદગાર હતો ”

વજ્રાચાર્યે કહ્યુ “ ખરી વાત છે હુ તે ભૂલી જ ગયો હતો અમારો વાર્તાલાપ શરૂ થતા પહેલા એક નવીન વિઘ્ન એકાએક ઉપસ્થિત થયુ હતુ ”

“ કયુ ? ” બધુગુપ્તે ઉત્કઠાપૂર્વક પુછ્યુ

“ તે વિઘ્ન રૂપ પ્રત્યક્ષ યશોધવલદેવ હતા ! ’

બધુગુપ્તે ગભરાઇને કહ્યુ “ શુ કહે છે ? ”

વજ્રાચાર્યે કહ્યુ ‘ યુવરાજ ભટ્ટારકપાદીય મહાનાયક યશોધવલ દેવ ત્યા આવ્યો હતો ! બન્ધુગુપ્ત ! તે તેના પુત્રને પરલોકમા પાડવી દીધો છે, અને એટલામા જ રોહિતાશ્વદુર્ગાધિપતિને ભૂલી ગયો કે ? ”

બન્ધુગુપ્ત નીચે બેસી ગયો હતો, પણ વજ્રાચાર્યના મુખના શબ્દ સાભળતા તે ઉભો થઇ ગયો ! કપિત સ્વરે તેણે પુછ્યુ “ શત્રુસેન ! મશ્કરી કરીશ નહિ સાચુ કહે, યશોધવલ શુ ખરેખર નગરમા આવ્યો છે ? એ જો ખરૂ હશે તો અનર્થની અવધી રહેશે નહિ ! કેવળ મારાપર જ સકટ છે એમ નથી, પણ સર્વ સઘપર પ્રચડ સકટ આવ્યુ છે એમ જ સમજ ! વજ્રાચાર્ય, ખરૂ કહે, શુ તે ખરેખર યશોધવલ જ હતો ? ”

વજ્રાચાર્યે કહ્યુ “ શુ તને એમ લાગે છે કે હુ દસ વર્ષ જેટલા સમયમા યશોધવલને ભૂલી ગયો છુ ? શાત થા, શાત થા કપોતિક સઘારામથી શા સમાચાર આવ્યા છે તે આપણે સાભળી લઇએ બુદ્ધમિત્ર, દૂતને અદર લઇ આવ ”

થોડી વારમા એક વૃદ્ધ ભિક્ષુને લઇ એક તરૂણ ભિક્ષુ મદિરમા આવ્યો તે બન્નેએ યથોચિત નમન કર્યા પછી વજ્રાચાર્યે પુછ્યુ “ શી બાતમી છે ? ”

વૃદ્ધ ભિક્ષુએ કહ્યુ “ મહાસ્થવીરને એવી ચોક્કસ ખબર મળી કે, રોહિતાશ્વદુર્ગનો અધિપતિ મહાનાયક યશોધવલદેવ વીસ વર્ષે

પુન નગરમા આવ્યો છે અને તેથી તેમણે વિનતીપૂર્વક મત્રણા માટે સમેલન ભરવાની અનુમતિ ઇચ્છી છે ”

વજ્રાચાર્યે કહ્યું “ યશોધવલના નગરમા થએલા આગમનના સમાચાર અમને મળ્યા છે કાલે સવારે જુના દુર્ગના શીખરપર સમેલન થશે પણ દુર્ગના શીખરપર સૂર્યકીરણ પડે તે પહેલા કામ આટોપી લેવુ જોઇશે ! ”

વજ્રાચાર્યની આજ્ઞા સાભળી તે બન્ને ભિક્ષુ પ્રણામ કરી ચાલ્યા ગયા

બન્ધુગુપ્તે નિરાશયુક્ત સ્વરે કહ્યુ “ ત્યારે, ખરેખર યશોધવલ નગરમા આવી પહોચ્યો છે ! શત્રુસેન ! હવે કોઇનુ ધૈર્ય ટકી શકે તેમ નથી ! અત્યાર સુધી સુપ્ત રહેલો સિંહ નિદ્રામાથી આળસ મરડી ઉભો થયો છે ! તેના પુત્રને મેજ માર્યો છે, તે વાત તેના કર્ણે પહોચી હશે જ યશોધવલ ફક્ત મારો જ નાશ કરીને અટકશે નહિ,—સર્વ બૌધ સઘના મુળ તે ઉખેડી નાખશે અને તેના રાઇરાઇ જેટલા કટકા કર્યા સિવાય રહેશે નહિ ! ”

ક્ષણવાર સ્તબ્ધ રહી વજ્રાચાર્યે કહ્યુ “ હા, અનર્થ તો પાસે જ આવી ઉભો છે ! ”

વજ્રાચાર્ય તરફ તીવ્ર દષ્ટિથી જોઇ બન્ધુગુપ્તે કહ્યુ “ તુ મારૂ બોલવુ સમજ્યો નથી એમ જણાય છે ઉભો રહે, ગણિત જોવા દે ! ”

બીજો દીપક પ્રગટાવી બધુગુપ્ત તાડપત્રપર આકડા મુકવા લાગ્યો કેટલીક ક્ષણ પછી એકાએક તેનો ચહેરો સફેદ પૂણી જેવો થઇ ગયો ! તાડપત્ર અને લેખિની દૂર ફેકી દઇ તે ઉઠી ઉભો થયો અને ફાટયા સ્વરે બોલ્યો “સત્ય, તદ્દન ખરૂ છે, વજ્રાચાર્ય, તે મારો કાળ છે ! ગણિત કદી પણ ખોટુ પડશે નહિ ! શત્રુસેન, મારૂ રક્ષણ કર, રક્ષણ કર ! યશોધવલનુ વેર અતિ ભયકર છે ! ”

વજ્રાચાર્યે હસીને કહ્યુ “ સ્થવીર ! નકામો શા માટે ગભરાય છે ? યશોધવલ હમણા જ કઇ તને મારવા આવ્યો નથી ભાગ્ય ચક્રના અસ્તિત્વપર તુ પોતે જ શકા કરે છે ? ”

બન્ધુગુપ્ત ગળગળિત થઇ કહેવા લાગ્યો “ મિત્ર ! બન્ધુ ! શત્રુસેન ! ક્ષમા કર ન સમજ્યા વગર મે તને કડુ શબ્દ કહ્યા છે, યશોધવલથી હુ અતિશય ડરૂ છુ તેના નિ શસ્ત્ર અને હાથ પગમા શૃખલાયુક્ત બનેના પુત્રને મેં કુત્રાની માફક રેસી કાઢ્યો છે, એ વાત તેના જાણવામા અવશ્ય આવી હશે. યશોધવલ મને કદી પણ ક્ષમા કરશે નહિ. ”

વજ્રાચાર્યે હસીને કહ્યુ “ બન્ધુગુપ્ત, હજુ પણ તું મરણથી આટલો બધો ડરે છે ? ”

“ વજ્રાચાર્ય, તુ ગાડો છે ! હું તને કેવી રીતે સમજાવુ ? હજી હુ મરણ માટે તૈયાર નથી. હજી મારે કેટલાક કાર્યો કરવાના છે ”

“ બન્ધુગુપ્ત, શાન્ત થા, શાત થા ! ભયથી વ્યાકુળ બની ડહાપણ ગુમાવીશ તેથી તું મૃત્યુને અટકાવી શકીશ કે ? સઘસ્થવીર, તુ આર્યસંઘનો નેતા ખરો કે નહિ ? આવી રીતે ભયથી અકળાવુ, તારા માટે શોભાસ્પદ નથી ”

આટલા આશ્વાસનથી સ્થવીરનો ભય દૂર કેવી રીતે થાય ! તે કપતો કપતો બોલ્યો “ વજ્રાચાર્ય, મારૂ રક્ષણ કર, રક્ષણ કર ! મને કોઇપણ સ્થાને છુપાવી રાખ મને લાગે છે કે, આ મંદિરના પ્રત્યેક સ્તભની બાજુમા પુત્રહત્યાનુ વેર-હાય, ભયકર વેર લેવા અધકારમા તલવાર ખેચી એક એક યશોધવલ ઉભો છે ! ”

વજ્રાચાર્યે સ્મિત કરી કહ્યુ “ ચાલ, તને ગુપ્તભૂવનમા છુપાવી દઉ છુ ”

બન્ધુગુપ્તે થરથર કંપતા કહ્યું “ ચાલ-ચાલ-ઝટ કર ! ”

વજ્રાચાર્યે બન્ધુગુપ્તનું આસન ઉચુ કર્યું તે ઉચકતા જ તેની નાચ્ચ એક ગુપ્તદ્વાર જણાવા લાગ્યું વજ્રાચાર્યે તે તરત ઉઘાડયુ, અને હસ્તમા દીવો લઇ દાદરાવાટે તે નીચે ગયો. બન્ધુગુપ્ત ભયથી પાછળ જોતો જોતો તેની પાછળ ગયો મંદિરમા જ્યા ત્યા અધકાર પ્રસરી રહ્યો !

—※—

# પ્રકરણ-૧૨ મું.

## આચાર્યનો ઉન્માદ.

સંધ્યા સમય થયો અને અંધકાર જોસભેર પોતાની સત્તા પ્રસરાવતો જતો હતો તેવા સમયે ઉપનગરના રાજમાર્ગપર એક તરૂણ સ્ત્રી નગર તરફ જતી હતી અંધકાર પ્રસરતો જતો હોવાથી તે ઉતાવળા પગલા ભરતી હતી તે વખતે તે રસ્તાપર કંઇ વસ્તી નહતી એમ કહીશું તો ખોટું નથી કદી કદી બે ચાર મનુષ્યો રસ્તે જતા હતા, તેમને કેટલેએ દૂર મુકી દઇ તે સ્ત્રી આગળ ચાલી જતી હતી ! ક્રમેક્રમે અંધકાર ઘટ્ટ બન્યો અને સામેનો માર્ગ પણ દેખાતો બંધ થયો ત્યારે પછી નિરૂપાય બની તે યુવતી ધીમે ધીમે ચાલવા લાગી

ચાલતા ચાલતા પાછળ કોઇનો પગરવ સંભળાયો તે સંભળાતા જ તે અટકી ! કેવો ચમત્કાર ! તે પગરવ પણ બંધ થયો ! આમતેમ જોઇ પુનઃ તે તરૂણીએ આગળ ચાલવા માંડ્યું કેટલીક વારે તેને એવું લાગવા માંડ્યું કે, કોઇએ પુઠ પકડેલી છે, કેટલાક અંતરપર કેઇ પાછળ પાછળ આવે છે ! આ વિચારથી તે મનની ખાત્રી કરવા એકદમ અટકી–તે અટકી તે સાથે જ પાદધ્વનીપણ લુપ્ત થયો

તે સ્ત્રી કંઇક વિચારમાં પડી હોય એમ જણાયું ક્ષણવાર પછી થોડું ચાલવા જેવું કરી આમતેમ જોઇ તે તરત જ એક ઘરની આડે લપાઇ ગઇ કેટલીકવારે તેને જણાયું કે પગથી માથા સુધી વસ્ત્રથી આચ્છાદાયલી એક માનવમૂર્તિ ધીમે ધીમે તેજ રસ્તે જતી હતી ! અંધકારને લીધે તરૂણી તેનું મુખ જોઈ શકી નહિ તે મૂર્તિ આગળ નીકળી ગયા પછી યુવતી ઘર પાછળથી બહાર આવી તેની પાછળ પાછળ જવા લાગી

વસ્ત્રથી સર્વાંગ આચ્છાદિત કરી જે વ્યક્તિ તરૂણીની પાછળ પડી હતી તે કેટલેક દૂર ગયા પછી પોતા પ્રત્યેજ બોલી "છટ્, નહિ, આ રસ્તે તે ગયેલી જણાતી નથી હવે કંઇ ઉપાય નથી હવે પાછુ ફરવુ પડશે!"

તે વ્યક્તિની આ સ્વગતોક્તિ પેલી સ્ત્રીના સાભળવામા આવી. તરત જ તે બીજા એક ઘરની પાછળ અધકારમા લપાઇ રહી આગળની વ્યક્તિ પાછી ફરી, અને ધીમે ધીમે ચાલી પણ ગઇ તે જ્યારે અધકારમા લય પામી ગઇ, ત્યારે તરૂણી પુન બહાર આવી પોતાના માર્ગે જવા લાગી પરતુ સુમારે અર્ધી ઘડી પછી પ્રથમની માફક જ પાછો પગરવ સભળાયો

હવે તે સ્ત્રીને ભય લાગવા માડયો રસ્તા પાસે નજીકમા જ એક વૃક્ષપક્તી હતી તેમા તે પેસી ગઇ થોડી જ વારમા પુન તે વસ્ત્રોથી આચ્છાદાયલી વ્યક્તિ જણાવા લાગી તે મૂર્તિ પ્રથમની માફકજ આગળ ચાલી ગઇ, અને કેટલીક વારે પુન તે પાછી ફરી પાછા ફરતા જે સ્થળે પેલી સ્ત્રી છુપાઇ રહી હતી ત્યા આગળથી જતા જતા તે વ્યક્તિ અસ્પષ્ટ સ્વરે બોલી "જવા દો હવે! આ વખતે તો તે જરૂર નાશી ગઇ! તરલાએ મારા હાથમા ખરી તાલી આપી!"

તે મૂર્તિ થોડેક આગળ ગયા પછી યુવતી એકદમ બહાર આવી અને રસ્તા વચ્ચ ઉભી રહી અતિ મોટા અવાજે બુમ પાડી બોલી "મહારાજ, અરે આચાર્ય મહારાજ! એ બાજુ કયા જાવ છો? આવો આ તરફ—"

તે વસ્ત્રાવૃત પુરૂષ આશ્ચર્યથી સ્તભિત થઇ જ્યાનો ત્યા ઉભો રહ્યો, અને ક્ષણવારે પાછો ફરી જોવા લાગ્યો ત્યારે તે તરૂણીએ મોટેથી હસીને કહ્યુ "અરે મહારાજ! ભય પામવાનુ કંઇ કારણ નથી એતો હુ આપની તરલા છુ!"

તરત જ શરીરપરના વસ્ત્રો દૂર કરી તે પુરૂષ તરલા પાસે આવી

ઉભો રહ્યો, અને તેના ચહેરા તરફ ટીકીટીકીને જોવા લાગ્યો પછી ને ખોંખારો કરી હસીને બોલ્યો " અરે વાહ ! આતો તેજ ! રાકા જ નથી ! ખરેખર તરલા જ છે ! અરે, સુંદરી, કૃપા કર– કૃપા કર ! '

તરલા સ્મિત કરી બોલી " આચાર્યરાજ, આવી અંધારી રાત્રે તમે મારી પુઠે કેમ પડયા છો ? "

દેશાનંદ જરા ગભરાઈને બોલ્યો " ઉહું, તેવું—નેમ કંઇ ન– નથી ! અતિશય ટાઢ—ટા—ઠંડી પડવા લાગી ત્યારે કંઈ સઘડી બગડી મળે છે કે કેમ તે જોતો જોતો આ તરફ નીકળી આવ્યો ! "

તરલાએ વિકટ હાસ્ય કરી કહ્યું " ઉંહું કહો છો ! આચાર્ય ! આવા ભયંકર ઉનાળામાં તમને ઠંડી કેમ લાગે છે ? વાહજી વાહ ! આચાર્ય ! કંઇ વા બા તો નથી આવ્યોને ? "

દેશાનંદ તરફથી કંઈ ઉત્તર મળ્યો નહિ ! તરલાએ ફરી પુછયું. " ઠીક, બીજું એક પુછું છું જો તમે મારી પુંઠ પકડી ન હતી તો બધું અંગ ઢાંકી દેવાનું શું કારણ હતું ? "

" અરે, આ રાત્રીનો સમય ! કોઇ ઓળખી જાય ત્યારે ? "

તરલાએ હાસ્ય કરતાં કહ્યું " અરે બાપ ! સમજાયું હવે ! મને લાગે છે કે, પ્રિયાને મળવા સંકેતિક સ્થળે જાવ છો, એમ કહોને ? "

દેશાનંદે ગુંચવાતા ગુંચવાતા કહ્યું " છટ, તરલા, એ શું બોલે છે ' અમે કોણ ? સંસારશ્રમનો ત્યાગ કરનાર ભિક્ષુ ! અમોને શું પ્રિયા પ્રિયા હોય ખરી ? અને શું સંકેત કરી અમે તેને મળવા જઇએ ? વાહરે, વાહ ! "

તરલા હસીને બોલી " ઠીક, પણ આચાર્ય, આવો આપણે જરા પ્રકાશમાં જાઇએ "

" પ્રકાશની શી જરૂર છે ? આ સ્થળ શું ખરાબ છે ? "

" પણ આવા સ્થળે જો લોકો આપણને એકત્ર જુએ તો જ્યાં ત્યાં આપણા નામની બૂમ પડે અને નિંદા ચાલે ! "

દેશાનંદે માથુ હલાવી કહ્યુ "હા, તુ કહે છે તે ખોટુ નથી!"

"ઠીક ત્યારે, હુ જાઉ છુ હમણા! તમે અહીં જ ઉભા રહેજો!"

દેશાનંદ અકળાઈને બોલ્યો "એટલે! આટલી જ વારમા તુ જઈશ?"

"એટલે? હવે હુ નગરમા જઈશ. હુ અહીં શા માટે રહુ? મને જવાને પણ ઘણુ મોડુ થયુ છે"

"નહિ તરલા, નહિ! એટલી વારમા તુ ના જા! થોડીવાર તો અહીં ઉભી રહે મારા પ્રાણની તૃપ્તી થાય ત્યા સુધી એક વખતે હુ તને બરાબર નીરખી લઉ છુ તરલા, કેવળ તારા માટે જ હુ બે ગાઉથી કુત્રાની માફક દોડી આવ્યો છુ"

તરલાએ સ્મિત કરી કહ્યુ "આચાર્ય! હમણા જ આપ કહેતા હનાને કે હું સઘડી શોધવા આવ્યો છુ!"

"હા! એ તને બોલવાનુ મળ્યુ ખરૂ!"

"ત્યારે ખરી વાત શી?"

"મારૂ મગજ જ ઠેકાણે નથી!"

"એમ! કોને લીધે આપની એવી સ્થિતિ થઈ છે તેતો કહો?"

"તારા—"

તરલા સહજ ફડફડાટ કરતી બોલી "અરે બાપ! વૃદ્ધાપકાળે પ્રેમરસ ઠીક ઉભરાયલો જણાય છે!"

દેશાનંદ તરત જ તીવ્ર અવાજે બોલી ઉઠયો "છટ્, છટ, તરલા, એવું ગમે તેવુ બોલીશ નહિ મને લાગતુ હતુ કે, તારી પ્રેમગ્મની સોળે કળા પૂર્ણ થઈ છે!"

"આટલા બધા ચીડાવ્ઠો કેમ, આચાર્ય હુ પુછુ છુ કે, એવુ થયુ છે શુ?"

કઈ નહિ! એક અરસિક જેવુ બોલવા માડીશ—"

"એવુ હુ શુ બોલી?"

"હુ તેનો ઉચ્ચાર પણ નહિ કરૂ !"

"આપને મે વૃદ્ધ કહ્યા એજ કે ?"

"વૃદ્ધ–પુન વૃદ્ધ ! જા, નગર તરફ ચાલતી થા—મારા–નહિ, હવે એ પ્રેમની વાત જ ન જોઇએ ? હું પણ સઘારામમા જાઉં છુ"

"આચાર્ય, એમ નિરર્થક શુ કરવા ખીજવાવ છો ? આપના જેવા મર્મજ્ઞ પ્રેમી વીરે આવી રીતે જેવી તેવી વાતોમા ચીડાવુ તે સારૂં દેખાય કે !"

દેવાનદ સતુષ્ટ સ્વરે બોલ્યો "હા, તરલા, હવે તુ પ્રેમરમનો ખરી ખૂબી સમજી ! તારુણ્યાવસ્થાનો જે પ્રેમ હોય છે તે ખરો પ્રેમ નથી તે તો માત્ર પ્રેમની છાયા છે ! વય વધ્યા સિવાય મા ણસને પ્રેમનુ મર્મ બીલકુલ સમજાતુ નથી દાખલા તરીકે—'

તરલાએ તેને અટકાવી કહ્યુ "દૂધને બાળી બાળીને ખીર કરવામા આવે છે તો તે દૂધ કરતા કેવી સરસ લાગે છે?"

દેશાનદે મસ્તક હલાવી કહ્યુ 'બસ, બસ, બસ ! હવે તુ તદ્દન ખરુ બોલી છે, તરલા ! અહા ! જાણે કે મારા હૃદયની વાત જ તે બહાર ખેંચી કાઢી હોય નહિ ! તરલા, શુ કહુ તને ! નિરર્થક જ હુ તને જોઇને પાગલ બન્યો છુ ! બેહોશ બન્યો–પ્રેમથી તદ્દન ભાન ભૂલ્યો !"

તરલાને હવે સ્પષ્ટ સમજાવા લાગ્યુ કે, આચાર્યની પ્રેમ સમાધી ધીમે ધીમે બલવત્તર થતી જાય છે–તેના પ્રેમના ધસી જતા પ્રવાહને હવે બાધ નાખવાની આવશ્યકતા છે, એમ વિચાર કરી તે બોલી "આચાર્ય ! આપ આ શુ કરો છો ? શું બોલો છો ? હુ એક સાધારણ સ્ત્રી–ક્ષુદ્ર દાસી, આપ મને આમ કેમ કહી શકો ? આપ તો મહાન પૂજ્ય આચાર્યપાદ ભિક્ષુ ! ભગવાન બુદ્ધની સેવા માટે આપે જીવન અર્પ્યું છે આપના મુખે આવી દુર્ગંધીમય વાતો શોભે નહિ !

દેશાનન્દ નેત્ર વીંચી બોલ્યો "તરલા, પ્રેમથી હુ ઘાયલ થયો છુ ! તુ ગમે તે હોઈશ, પણ મે મારૂ જીવન તારા ચરણમા સમર્પ્યુ છે તુ જો તેનો સ્વીકાર નહિ કરે તો આ તુચ્છ પ્રાણ હુ આ જગતમાથી નષ્ટ કરીશ !"

તરલા મનમાને મનમા હસવા લાગી તેને લાગ્યુ, કે આ પ્રાણીમા રોગના સર્વ લક્ષણ ધીમે ધીમે સપષ્ટ થવા લાગ્યા છે તરલા સ્તબ્ધ છે બોલતી નથી, એમ જોઇ ભૂમિપર પડી દેશાનન્દે એકદમ તેના પગ પકડયા અને વિકારવશ થઈ કહ્યુ "કહે તરલા ! કહે–મને સ્પર્શ કરી શપથ લઇ કહે—"

તરલાએ કહ્યુ "આચાર્ય, આપ આ શુ કરો છો ? કરો છો શુ ? છોડો–છોડો–મારા પગ છોડો ! આનો ખૂલો રાજમાર્ગ છે " એમ કહી તેણે પોતાના પગ તેના હાથમાથી મુક્ત કરાવી લીધા

દેશાનન્દ વસ્ત્રપરની ધૂળ ઉરાડતો બોલ્યો "ત્યારે લે શપથ લે–"

'શાના શપથ લઉં ?"

'શપથ લઇને કહે કે, તમને હુ દૂર કરીશ નહિ !"

'આચાર્ય, આપ જે વાત કહો છો તે અતિ મહત્વની છે એકદમ હુ કેવી રીતે ઉત્તર આપુ ? આ તસતમતા તારુણ્ય, અને રમણીય વસતકાલનો તમે વિચાર કરી શકતા નથી આવી સ્થિતિમા હુ કોઇની સાથે પ્રતિજ્ઞાથી કેવી રીતે બધાઉ "

દેશાનન્દને લાગ્યુ કે, સ્ત્રીઓ એવી જ હઠાગ્રહી હોય છે ! હવે જો વધારે ખેચતાણ કરીશ તો બધુ તૂટી જશે ! જરા વખત લઇ એ વિચાર કરશે તેમા શુ બગડી જવાનુ છે ? જઈ જઇને ક્યા જશે ? નાશી તો નથી જવાની ! જીનાનન્દની પાસ તો આવશેજ !

આ બાજુ તરલા પોતાઅત્યેજ વિચાર કરતી હતી "અસહાયના સહાય ભગવાન ! અનાથના બેલી ! વસુમિત્રને તો હુ મગરૂરતાપૂર્વક કહી આવી છુ કે, તમને મુક્ત કરૂ તો જ મારૂ નામ તરલા !

પણ કયા માર્ગે તેમને મુક્ત કરવા તે મને સુઝતુ ન હતુ તે—નિરા-શ્રિતાના આશ્રયે મને આ તદ્દન યોગ્ય માર્ગ બતલાવ્યો છે આ ડોસલા માકડાની મદદથી હુ વસુમિત્રને છોડાવી શકીશ. એને થોડો વખત ખેલવીશ તો મારો હેતુ જરૂર પુરો થશે એની મદદથી હુ મઘારામમા સરળતાથી જઇ શકીશ ત્યારપછી એને લાલચ બતાવી કઈ પણ યુક્તિથી વસુમિત્રને કારાગૃહમાથી ખસેડીશ !"

તરલાને સ્તબ્ધ જોઇ દેશાન દે પુછ્યુ "શેનો વિચાર ચાલે છે તરલા ?"

"આપ શેનો વિચાર કરો છો ?"

"તારા વિષે—"

"મારો પણ તે જ વિચાર ચાલતો હતો "

દેશાન દે તરલાનો હાથ સજ્જડ પકડ્યો અને ઉત્કંઠાપૂર્વક કહ્યુ.

"સાચુ, તરલા, સાચુ કહે છે તુ ? કહે—કહે એક વખત ! મારા કાનને પવિત્ર કર !"

"આચાર્ય ! આ શુ કરો છો ? મારો હાથ છોડો ! કોઇ અહીં આવી પહોચશે તો ?"

દેશાન દે નિરાશ થઇ તરલાનો હાથ છોડ્યો, અને કહ્યુ "ત્યારે તુ મને કયારે ઉત્તર આપીશ ?"

"કાલે "

"જરૂર ?"

"જરૂર."

"ચાલ ત્યારે, તને ઘેર પહોચાડી હુ પાછો જઇશ "

"આગળ થાવ ત્યારે !"

દેશાન દ આગળ ચાલવા લાગ્યો થોડી જ વારમા દૂર નગરના દીપકોનો પ્રકાશ જણાવા લાગ્યો નગરમા પહોંચ્યા પછી સર્વ ચિંતા દૂર કઇ જેવી તે ઘર આગળ આવી કે તરત જ તેને

ડોસાને યુક્તિથી રજા આપવાની જરૂર જણાઇ કારણ કે, તે જો તેના ધણીનુ ઘર જુએ તો કદાચિત હેતુ સિદ્ધ થવો અશક્ય થઇ પડે !

કેટલેક દૂર જઇ તરલા બોલી "આચાર્ય, હવે આપ આવશો નહિ—પાછા જાવ મારો પતિ જો આપના જેવા યુવાન પુરૂષ સાથે મને એકલી જુએ તો કેવો અનર્થ થાય તે હુ કહી શકતી નથી!"

તરલા પોતાને યુવક જ સમજે છે એ કલ્પનાથી દેશાનન્દના આનન્દની સીમા રહી નાહ ! તેને પોતાના આનદમા તલ્લીન જોઇ તરલા અદૃશ્ય થઇ ગઇ ! પુષ્કળ શોધ કરવા છતા પણ દેશાનન્દ તેને જોઈ શક્યો નહિ !



# પ્રકરણ ૧૩ મુ.



## દરબાર

સમય મધ્યાહ્નનો હતો સમ્રાટનો દરબાર ભરાયો હતો, સમ્રાટ મહાસેનગુપ્ત સભાગૃહમા સિહાસનપર બેઠા હતા, નાગરિકો પોતાની હકીકત રાજાને કહેતા હતા. તે વિસ્તીર્ણ સભાગૃહમા ચોતરફ મુખ્ય મુખ્ય અધીકારીઓ અને અમાત્યો પોતપોતાના સ્થાનપર બેઠા હતા નાગરિકોમાના મુખ્ય મુખ્ય ગૃહસ્થો અને જમીનદારો તેમની પાછળ બેઠેલા હોઇ, સર્વની પાછળ નગરવાસીઓ ઠેકાણે ઠેકાણે એકત્ર થઇ ઉભા હતા

સમ્રાટના મુખપર પ્રસન્નતાનુ દર્શન થતુ ન હતુ મહાસેનગુપ્ત સ્વભાવત ચિંતાશીલ હતા ઠાણેશ્વરના રાજાની મુલાકાત થઇ ત્યારથી તો તેમના ચહેરાપર ચિતાએ પોતાનો પ્રભાવ વિશેષ જ વધાર્યો હતો સિહાસનની જમણી બાજુએ વેદીની નીચે ગુપ્તસામ્રાજ્યના મુખ્ય પ્રધાન રૂષીકેશશર્મા દર્ભાસનપર બેઠા હતા તેમની પાછળ મહાધર્મા-

ધ્યક્ષ* નારાયણશર્મા એક આસનપર બેઠા હતા ને બન્નેની પાછળ મહાદંડનાયક+ રવિગુપ્ત, મહાબલાધ્યક્ષ× હરિગુપ્ત, દરિઆઇ સૈન્યના મુખ્ય અધિકારી મહાનાયક રામગુપ્ત વગેરે સામ્રાજ્યના મુખ્ય મુખ્ય અધિકારીઓ બેઠા હતા એ સર્વ અધિકારી વયોવૃદ્ધ બનેલા હતા રાજની સેવામાં તેમના વાળ કાળાના ધોળા બન્યા હતા એ સર્વ સમ્રાટના કુટુંબના જ હતા સિંહાસનની બીજી બાજુએ રાજના યુવાન કામદારો બેઠા હતા ઉપરની અગાસીપર અભિજાત– સંપ્રદાયના સઘળા સુખાસનો ખાલી હતા તેમજ ઉત્સવના પ્રસંગ સિવાય એ મંડળ રાજસભામાં ક્વચિત આવતું હતું

સભામંડપના ચારે દરવાજામાં સેનાનાયકો પહેરાનું કામ કરતા ઉભા હતા એટલામાં યુવરાજ શશાંકના ખભાપર હાથ મુકી ઉંચો અને મજબૂત એવો યુદ્ધવેષધારી કોઈ વૃદ્ધ પુરૂષને નદી તીર તરફથી સભાગૃહ તરફ આવતા ઉત્તર દરવાજાના પ્રતીહારે જોયો તે વૃદ્ધ પુરૂષે પોતાના જમણા હસ્તથી એક આ' નવ વર્ષની બાલિકાનો હસ્ત પકડેલો હતો અને તેની પાછળ પાછળ એક તરૂણ પુરૂષ આવતો હતો આ દેખાવ જોઇ પ્રતીહાર આશ્ચર્યચકિત થઇ ગયો હા, ખરે-ખર ! તે દેખાવ આશ્ચર્ય પમાડે તેવો જ હતો ! કારણ, નગરના સામાન્ય જનોને, નદી તરફના રસ્તે રાજભૂવનમાં આવવાની સમ્મત્તિ ન હતી ! રાજના ઉચ્ચ પદવીદારો અને સમ્રાટના કુટુંબી-જનો સિવાય કોઇ પણ ગંગાદ્વારમાથી અંદર આવી શકતું ન હતું અને ગંગાદ્વારમાથી જેમને આવવાનો અધિકાર હતો તેઓ કદીપણ એટલા કે પગે ચાલી આવતા ન હતા તેઓ ડાકમાડથી હાથી કે ઘોડા અગર તો પાલખીમાં બેસી આવતા અને તેમની સાથે અંગરક્ષકો

---

*મુખ્ય ન્યાયાધીશ ( Chief Justice ) +વડો દંડ વિધાયક ( Chief Magistrate ) × વડોસેનાપતિ –ઉચ્ચ અને પ્રાચીન કાલના સરદાર–અમીર ઉમરાવ ( Nobles. )

પણ રહેતા હતા પરંતુ તેઓ પૈકી કોઇને પણ પ્રેમથી કે વાત્સલ્યભાવથી યુવરાજ શશાંકને સ્પર્શ કરતા કોઇએ જોયો ન હતો

મહાનંદમા આવતા આવતા તે વૃદ્ધ પુરૂષ કાઇ બોલતો હતો અને શશાંક તે સર્વ એકાગ્ર ચિત્તે સાભળતો હતો પ્રતીહારરક્ષી અને તેના નાયક અત્યત આશ્ચર્યચકિત થઇ તેમના તરફ જોતા હતા તે તેમના લક્ષમા પણ ન હતુ !

તે વૃદ્ધ વીર કહેતો હતો ' યુવરાજ, કામરૂપથી પાછો આવ્યો ત્યારે હુ આજ રસ્તે રાજભુવનમા આવ્યો હતો હાય ! તે દિવસો તો ક્યારનાએ વહી ગયા છે ! સુસ્થિતવર્માને શૃખલાબધન કરી મે બાધી આણ્યો હતો તે જોઈ પાટલીપુત્રના નાગરિકોએ મહાન ઉત્સાહ અને ગર્વથી જયધ્વની કર્યા હતા તમારા પિતા યુદ્ધમા ઘાયલ થવાથી પાલખીમા બેસી આવ્યા હતા યુવરાજ, તે વખતે તમારો જન્મ પણ નહોતો તે વખત હુ ખરેખર, મહા-નાયક હતો તે વખતે હુ મુઠી વર્ણિના દાણા માટે રોહિતાશ્વના ગામડાઓમા ભિક્ષા માગતો ન હતો ! "

બોલતા બોલતા વૃદ્ધનો કઠ રૂધાઇ ગયો શશાંકના નીલ વર્ણ નેત્રો પણ પાણીથી ભરાઇ આવ્યા !

ધીમે ધીમે આ મડળ સભામડપના તોરણ આગળ આવી પહોચ્યુ પ્રતીહારરક્ષી સેનાના નાયકે યુવરાજને નમન કરીને અત્યત નમ્રતાથી તેમની સાથેના વૃદ્ધ વિષે હકીકત પુછી

વૃદ્ધે ખિન્ન હાસ્ય કરી કહ્યુ "મારૂ નામ યશોધવલ છે હુ યુવરાજ ભટ્ટારકપાદીય મહાનાયક છુ "

વૃદ્ધના મુખથી આ શબ્દો સભળાતા જ પ્રતીહારરક્ષી સેનાનાયક

* કામરૂપનો રાજા બ્રહ્મપુત્રાના તટપર મહાસેનગુપ્તે તેનો પરા-ભવ કર્યો હતો. ભાસ્કરવર્માનો પિતા

P S

ભય અને વિસ્મયથી બે ડગ પાછો હઠ્યો ! રસ્તામાં જતા જતા ભયંકર વિષમય સર્પ દૃષ્ટિએ પડતા જ પ્રવાસીની જેવી વિલક્ષણ સ્થિતિ થાય છે, તેવી જ આ વખતે તેની અવસ્થા થઇ ! તેની આ સ્થિતિ જોઇ યશોધવલદેવે પુનઃ કૌતુક હાસ્ય કર્યું

એટલામાં પ્રતીહારરક્ષી સેનાના એક વૃદ્ધ સૈનિક આગળ આવી યશોધવલ તરફ ભગભગ નજર કરી, પછી તેણે પોતાના તલવાર નગ્ન કરી પોતાના કપાળે લગાડી ઉચ્ચ સ્વરે કહ્યું "મહાનાયકનો જય ! મહાનાયકનો જય ! માલવા અને કામરૂપ દેશમાં હું મહાનાયકના હાથ નીચે રહી લડ્યો છું !

તેનો આ જયધ્વની સાભળી ઉત્તર તોરણદ્વાર પાસેના સર્વ સૈનિકોએ પ્રચંડ જયઘોષ કર્યો યશોધવલે આગળ આવી તે વૃદ્ધ સૈનિકને વદ્ર આલિંગન આપ્યું ને સાથે જ પુનઃ એક મહાન જયધ્વની થયો ! યુવરાજ અને યશોધવલે તોરણમાથી સભામંડપમાં પ્રવેશ કર્યો પ્રતીહારરક્ષી સેનાના નાયકો તો તદ્દન સ્તભિત થઇ જ્યાને ત્યાં જડવત બની ગયા

સભામંડપના તોરણ આગળ બે દંડધર* ઉભા હતા તેમણે યુવરાજને જોતા જ નમન કરી માથેના રક્ષવીર વિષ પૃચ્છા કરી

ક્ષણવાર પછી તેમાનો એક જણ સભામંડપના મધ્ય ભાગે ઉભો રહી ઉચ્ચસ્વરે બોલ્યો "પરમેશ્વર પરમવૈષ્ણવ યુવરાજ ભટ્ટારક× મહાકુમાર શશાંક નરેન્દ્રગુપ્તદેવ ઉત્તર તોરણમાં ઉભેલા

---

* પોલીસ ×પરમેશ્વર પરમવૈષ્ણવ વગેરે પદવીઓ રાજા અને યુવરાજને લગાડાય છે યુવરાજ ભટ્ટારક અને મહાકુમાર એ મોટા રાજપુત્ર ( Heir Apparent ~ Crown Prince ) ની પદવી હતી રાજા કે સમ્રાટને પરમભટ્ટારક મહારાજાધિરાજ એવી પદવી હતી ( Admiral )

હોઇ, તેમની સાથે રોહિતાશ્વના મહાનાયક યૂવરાજ ભટ્ટારકપાદીય યશોધવલદેવ સમ્રાટના દર્શન માટે પધારેલા છે"

સમ્રાટ મહાસેનગુપ્ત સિંહાસનપર કિંચિત આડા પડી એક નાગરિકની કથા સાંભળી રહ્યા હતા સિંહાસનની વેદી નીચે એક કારકુન ઉભો રહી સમ્રાટની આજ્ઞા લખી લેતો હતો યશોધવલદેવનુ નામ સભળાતા જ સમ્રાટ ચમકીને બેઠા થયા અને તેમની એ સ્થિતિ જોઇ કારકુન ગભરાઇ ગયો તેના હાથમાથી કલમ, ખડીઓ અને તાડપત્ર નીચે પડયા ! મહાધર્માધ્યક્ષ નાગાયણવર્માની ભ્રમરો વાંકી થઇ બિચારા કારકુને પડતા પડતા એક આસન પકડી લીધુ તેથી તે જેમ તેમ બચી ગયો !

સમ્રાટે દડધરને મોટેથી પુછ્યુ "શુ બોલ્યો ?"

"પરમેશ્વર પરમ વૈષ્ણવ—"

"તે મે સાંભળ્યુ પણ યુવરાજ સાથે કોણ આવ્યુ છે ?"

"રોહિતાશ્વના મહાનાયક યૂવરાજ ભટ્ટારકપાદીય યશોધવલદેવ—"

"કોણ યશોધવલદેવ ?"

દડધરે માથુ હલાવી હકાર સૂચવ્યો મહામત્રીએ હૃષીકેશશર્માને પુછ્યુ "મહાધર્માધ્યક્ષ કોણ આવ્યુ છે ? સમ્રાટ આમ એકાએક કેમ ચમકયા ?"

નાગાયણવર્મા માથુ ઉચુ કરી સર્વ વાત સાંભળી રહ્યા હતા તેમણે મહામત્રીનો પ્રશ્ન સાંભળ્યો જ નહિ સમ્રાટે કહ્યુ 'છટ્ ! એ વાત બનવી શકય જ નથી રોહિતાશ્વના યશોધવલદેવે કયારથીએ હમેશને માટે વિશ્રાંતિ મેળવી છે' રામગુપ્ત, તમે જોઇ આવો તો ! જરૂર કોઇ વેષધારી રોહિતાશ્વ પધારી પડયો હોય તેમ લાગે છે !'

રામગુપ્ત આસનપરથી ઉઠી તોરણ તરફ જવા લાગ્યા દડધર પણ તેમની પાછળ પાછળ જવા લાગ્યા તેમને કઇ વિશેષ દૂર જવુ પડયુ નહિ યૂવરાજના ખભાપર હસ્ત મુકી વૃદ્ધ યશોધવલ

ધીમે ધીમે તે તરફ જ આવતા હતા તેમને જોઈ રામગુપ્ત સ્થિર ઉભા રહ્યા કેવળ એક ક્ષણ જ ! સામ્રાજ્યના નૌકાધ્યક્ષ મહાનાયક રામગુપ્ત દિનદિન વૃદ્ધના ચરણમા ઢળી પડ્યા એ જોઇ અજાણ્યા નાગરિકોએ પણ ઉચ્ચસ્વરે જયકારનો પ્રચડ ઘોષ કર્યો ! દડધરો તેમને શાત રાખી શકયા નહિ મસ્રાટને ઉભા થયેલા જોઈ સર્વ દરબાર ઉભો થઇ ગયો. ત્યા જે તરૂણ રાજપુરૂષ હતા તેમને એક વિલક્ષણ દેખાવ જણાયો ! એક ઉંચો મજબૂત બાંધાનો વૃદ્ધ પુરુષ યુવરાજ શશાકના ખભાપર હાથ મુકી ધીમે ધીમે આવતો હોઇ નૌકાધ્યક્ષ રામગુપ્ત એક સામાન્ય સેવક પ્રમાણે તેમની પાછળ પાછળ આવે છે ! આ જોઈ તેમના આશ્ચર્યની સીમા રહી નહિ !

હૃષીકશશર્માને ચાલતો પ્રકાર બીલકુલ નહિ સમજાયાથી તે તદ્દન ત્રાસી ગયા હતા ! વૃદ્ધને જોઈ કપિત પાગે તે વેદી આગળ આવ્યા, અને પલકવારમા એકદમ બૂમ પાડી ઉઠયા " કોણ કહે છે કે યશોધવલ મૃત્યુ પામ્યા છે ? "

યશોધવલ નીચા વળી તેમને પ્રણામ કરવા જતા હતા પણ તેમને એકદમ અટકાવી હૃષીકેશે અપૂર્વ વેગથી દઢ આલિંગન કર્યું તે જોઇ નાગરિકોએ પુન જયધ્વની કર્યો

સર્વ આશ્ચર્યથી દિંગ્મૂઢ બની ગયા કપિતપાગે મસ્રાટ મહાસેનગુપ્ત વેદી નીચે ઉતરવા લાગ્યા પિતાજી દષ્ટિએ પડતા જ યુવરાજે પ્રણામ કર્યા પણ સમ્રાટનુ લક્ષ તે તરફ ન હતુ ! છત્ર અને ચામર ધરનારા સેવકો પણ સમ્રાટની પાછળ પાછળ વદીપરથી નીચે ઉતરતા હતા, પરતુ મહાબલાધ્યક્ષ હરિગુપ્તે તેમને સકેત કરી અટકાવ્યા.

સમ્રાટને જોતા જ હૃષીકેશ અને રામગુપ્ત તરત જ એક બાજુએ ખસ્યા યશોધવલ મ્યાનમાથી તલવાર બહાર કાઢતા હતા, તેટલામા સમ્રાટ ત્વરાપૂર્વક જઇ તેમને ભેટી પડ્યા આ વિલક્ષણ

દશ્ય જોઇ રાજ્યાધિકારી સભાસદ અને નાગરિકોએ આનંદથી બેહોષ બની જઇ જયધ્વની કર્યો

યશોધવલ તરફ જોતા જોતા થડકતે સ્વરે સમ્રાટે પુછ્યુ "તમે ખરેખર યશોધવલ જ છોને ?"

યશોધવલ સ્થિર અશ્રુ ગાળી રહ્યા હતા, તે પ્રમાણે હૃષીકેશશર્મા અને રામગુપ્તના નેત્રોમાથી પણ આનંદાશ્રુ નીકળી રહ્યા હતા હરિગુપ્ત સમ્રાટની પાછળ આવી ઉભા હતા યૂવરાજ શશાંક દૂર ઉભો રહી સ્થિરદૃષ્ટિથી આ કરૂણ રસાત્મક અભિનવ દશ્ય જોઇ રહ્યો હતો

સમ્રાટ મહાસેનગુપ્ત યશોધવલદેવને લઇ ધીમે ધીમે વેદી તરફ ગયા યૂવરાજ, હૃષીકેશશર્મા, રામગુપ્ત, નારાયણશર્મા વિગેરે મુખ્ય મુખ્ય રાજ્યાધિકારીઓ તે બન્નેની પાછળ ચાલવા લાગ્યા સમ્રાટે જ્યારે વેદીની પગથીપર પગ મુકયો ત્યારે યશોધવલદેવે અટકી કહ્યુ ' મહારાજાધિરાજ, સિંહાસનપર સ્થિત થાવ ! મને મારો ધર્મ બજાવવાની તક આપો ! "

યશોધવલને પોતાની સાથે વેદી પર બેસાડવા સમ્રાટે પુષ્કળ પ્રયત્ન કર્યા, પરંતુ તે તેમના કથનને આધીન થયા નહિ ! સમ્રાટે સિંહાસનપર સ્થાન લીધા પછી યુવરાજનો હસ્ત પકડી યશોધવલે તેને વેદીપર ચઢાવ્યો યૂવરાજ પણ સિંહાસનપર બેઠો પછી યશો ધવલે વેદીની સામે ઉભા રહી મ્યાનમાથી તલવાર બહાર કાઢી કપાળે લગાડી સમ્રાટના ચરણમા મુકી તે સાથેજ સભામા જયજયકારની એક ગર્જના થઇ ! સમ્રાટે તલવાર લઈ પોતાના કપોલપ્રદેશનો સ્પર્શ કરાવી તે યશોધવલને પાછી આપી

ત્યાર પછી હાથમા તલવાર લઇ યશોધવલે યૂવરાજને ઉદ્દેશી કહ્યુ " મહાકુમાર ! આ યશોધવલ આ પૂર્વે જ્યારે સમ્રાટના દર્શન માટે આવ્યો હતો, ત્યારે આ સિંહાસન શૂન્ય હતુ આજે કેટલાએ

વર્ષથી મે મહાકુમારને અભિવાદન આપ્યુ નથી આપના પિતાની બાલ્યવસ્થામા જ્યારે તે મહાકુમાર હતા ત્યારે એક વખત યૂવરાજનુ સિહાસન શોભી રહેલુ મે જોયુ હતુ યૂવરાજ, આશા છે કે, આ વૃદ્ધ સેવકના પ્રણામનો સ્વીકાર કરશો "

એમ કહી યશોધવલે પોતાની તલવાર મસ્તકે લગાડી યૂવરાજના પગ આગળ મુકી યૂવરાજે તે તલવાર લઇ સિહાસનપરથી વેદી નીચે ઉતરી યશોધવલને નમ્રતાયુક્ત પ્રણામ કર્યા

તેજ વખતે હજારો મુખમાથી પ્રચડ જયધ્વની થયો સમ્રાટના ચિતાપૂર્ણ મુખમડલપર પ્રફુલ્લતા પ્રકટી નીકળી મસ્તક નમાવી તેમણે પણ ધન્ય ધન્ય એવા ઉદ્ગાર કાઢયા વૃદ્ધ યશોધવલે યૂવરાજને ઉંચકી લઇ પુન પુન તેના મસ્તકે ચુબન કરી સિહાસનપર સ્થિત કર્યો

ત્યાર પછી કેટલીકવારે સિહાસન આગળ ઉભા રહી યશોધવલ કહેવા લાગ્યા " મહારાજાધિરાજ ! પુષ્કળ વર્ષે મારા પરમપૂજ્ય સમ્રાટ પાસે હુ કેમ આવ્યો છુ તે હવે આપને કહીશ મેઘનાદ* ના પેલી તરફના તટપર મારા કીર્તિધવલે સામ્રાજ્યના કાર્ય માટે પોતાનો પ્રાણ અર્પણ કર્યો છે તે આપ જાણો જ છો તેની બાલિકાનુ પાલન કરવાનુ હવે મારામા સામર્થ્ય રહ્યુ નથી જે હસ્તમા સામ્રાજ્યનો ગરૂડધ્વજ× ધારણ કરી હુ વિજય યાત્રામા નેતા બનતો હતો, જે હસ્ત સદાસર્વદા અસિ લઇ સમ્રાટની સેવામા પ્રોત્સાહી રહેતો હતો, તેજ હાથ રોહિતાસ્વદુર્ગના પર્વતપર રહેતા પ્રજાજનો પાસેથી ભિક્ષા ગ્રહણ કરે તે સર્વથા અશક્ય છે એકાદ નવીન ધધાનુ શિક્ષણ મેળવવા જેટલુ હવે મારૂ વય નથી મારા કીર્તિધવલે સમ્રાટની સેવામા પોતાનો દેહ અર્પણ કર્યો છે, જો સમ્રાટ તેના પાલનપોષણની વ્યવસ્થા કરશે

*મેઘનાદ—હાલનુ મેઘના

×ગરૂડધ્વજ—ગુપ્ત સમ્રાટનો વાવટો

તો આ વૃદ્ધ યશોધવલ નિશ્ચિન્ત થશે સામ્રાજ્યને હજી પણ તલવારની આવશ્યકતા છે, આ વૃદ્ધના બાહુમા શક્તિ છે, તલવાર પકડવાની યોગ્યતા છે એટલે તેને બે કાળીયા જેટલા અન્નની હરકત નહિ પડે હું વૃદ્ધ હરણોના માસપર રહીને પણ આયુષ્યક્રમણ મહેલાઇથી કરી શકીશ પરતુ મહારાજ ! કીર્તિધવલની આ કન્યા કોમલ છે, તેને હરણાદિનુ માસ પ્રિય નથી–તેના ગળામા તે ઉતરતુ જ નથી તેના માટે મે ધર્મીના ચાર કણની ભિક્ષા પણ માગી. વિશેષ શુ કહુ ! ઘરમા અન્નનો એક કણ પણ નહિ રહેવાથી મારી મૃત પત્નીના રત્નવલય પણ મે વચના કાઢયા હતા પરતુ મારા જુના સેવકોને એ વાતની ખબર પડવાથી તેમણે ભિક્ષા વૃત્તિનુ અવલબન કરી પૈસો એકત્ર કર્યો તે જ પૈસાથી મારી પત્નીના કકણ છોડાવી હુ પાટલી પુત્રમા આવ્યો છુ મહારાજાધિરાજ, મારી લતિકા રાજભૂવનમા દાસીની માફક રહેશે, પ્રતિદિન તેને સવાર સાજ પેટ પુરતુ અન્ન મળશે તો બસ થશે ! માત્ર તેને માસ ઉપયોગનુ નથી યશોધવલથી હવે ભિક્ષા માગી શકાય તેમ નથી માલવાની સપત્તિ ગઇ, બગ ગયો, આ નિપુત્રીક ડોસાના અગતુ હવે કોઇ એવુ માણસ રહ્યુ નથી કે, જે પર્વત નિવાસી પ્રજા પાસેથી રાજષષ્ઠ* એકત્ર કરી લાવે અગરતો જગલી લોકોને અટકાવી શકે સમ્રાટ ! ધવલવશનો અત આવ્યો છે તે લુપ્ત થઇ ગયો છે ! ખરેખર યશોધવલ જીવતા છતા મૃત્યુ પામ્યો છે ! રોહિતાશ્વદુર્ગ શૂન્ય થયો છે હુ યશોધવલનુ ભૂત છુ, એક મુઠી અન્ન માટે વાસનામય બની પૃથ્વીપર દિવસો નિર્ગમન કરૂ છુ દુર્ગાધિપતિનુ સ્થાન સાચવવાની યોગ્યતા હવે મારામા રહી નથી ! ”

યશોધવલે કેટલેક દૂર વીરેન્દ્રસિંહ તેમની પૌત્રીને લઇ ઉભો

---

* રાજષષ્ઠ—જમીનમા ઉત્પન્ન થતા માલમાથી છઠ્ઠો ભાગ રાજા લેતા હતા

હતો તેને પાસે લાવવા ઇસારો કર્યો તે બન્ને પાસે આવ્યા એટલે યશોધવલે કહ્યુ "લતિકા, બેટા લતિકા, મહારાજાધિરાજને પ્રણામ કર"

બાલિકાએ નમસ્કાર કર્યા તે સાથે જ વીરેન્દ્રે પાછળ રહી વીરોચિત એવુ સમ્રાટને અભિવાદન કર્યું

યશોધવલ પુન બોલવા લાગ્યા "મહારાજાધિરાજ ! આ બાલિકા મારા કીર્તિધવલની કન્યા છે એના પિતાએ બગદેશના યુદ્ધમા સામ્રાજ્ય માટે પ્રાણ ત્યાગ કયો પછી તેની માતાએ પણ વૈધવ્ય યાતના સહન કરી નહી એનો ઉદરનિર્વાહ કરવાની શક્તિ મારામા રહી નથી એ બધુ હુ પ્રથમ કહી ચુક્યો છુ હવે એ ભાર સમ્રાટે સ્વીકારવો જોઇએ અનાદિકાલથી રાજ્ય માટે પ્રાણદાન કરનારા સૈનિકોના સ્ત્રી પુત્રાદિ સતાન વગેરેનુ પોષણ કરવાનુ કાર્ય રાજાઓ પોતાપર લેતા આવ્યા છે એજ ભરોસાથી હુ પણ આ અનાથ કન્યા માટે એક કોળીયા અન્નની યાચના આપની પાસે કરૂ છુ—"

યશોધવલદેવનુ આ ભાષણ સાભળતા સાભળતા સમ્રાટના નેત્રમાથી અશ્રુપ્રવાહ શરૂ થઇ તેમના ગાલ ભીંજાઇ ગયા હતા યશોધવલનુ બોલવુ પૂર્ણ થતા પહેલા જ તે સિંહાસન ઉપરથી ઉભા થયા અને ગદ્ગદ સ્વરે બોલ્યા "યશોધવલ—મારા—બા—બાલ—મિત્ર !"

તેમના મુખમાથી આગળ શબ્દો નીકળી શક્યા નહિ—કઠ ભરાઇ આવ્યો અને તે એક ચૈતન્યહિન પ્રેતની માફક સિહાસનપર ઢળી પડયા ! સભાગૃહના સર્વજનો તદ્દન નિસ્તબ્ધતાથી ઉભા રહ્યા હતા

નારાયણશર્મા વેદી આગળ ઉભા રહી બોલ્યા "મહારાજાધિરાજ ! આજે દરબારનુ નિત્યકર્મ થઇ શકે તેમ નથી આપની આજ્ઞા હોય તો ન્યાય મેળવવા આવેલા નાગરિકોને રજા આપુ"

સમ્રાટે મસ્તક હલાવી અનુમતિ દર્શાવી યશોધવલદેવ હજી પણ કંઇ બોલવાના હતા પરંતુ તેમને હષીકેશશર્માએ અટકાવ્યા અને વેદી પાસે લઇ ગયા

ધીમે ધીમે સભાગૃહ ખાલી થયું હજી રાજ્યાધિકારીઓ બેસી રહ્યા હતા દરરોજ દરબારનું કાર્ય ખતમ થયા પછી મંત્રી-મંડળની સભા બેસતી હતી, અને તેમાં વડા અધિકારીઓ હાઝર રહેતા હતા

હષીકેશે કહ્યું " આજે મહારાજને ઠીક લાગતું નથી તેથી મંત્રીસભા એકત્ર કરવી ઇષ્ટ નથી "

તરત જ સમ્રાટે કહ્યું " આજે તો મંત્રીમંડળ એકત્ર કરવાની વિશેષ આવશ્યકતા છે સંધ્યાકાળ પછી સમુદ્રગૃહમાં* મંત્રી મંડળ મળશે આજે કેટલાક અત્યંત મહત્વના કાર્ય છે અહીં જે રાજ્યાધિકારી હાઝર ન હોય તેમને દૂત મોકલી ખબર આપી દો "

રામગુપ્ત યશોધવલદેવને સ્વગૃહે લઇ જવા પ્રયત્ન કરતા હતા યશોધવલે પણ તેમનું આતિથ્ય સ્વીકારવાનું કબુલ કરી સમ્રાટ પાસે રજા માગી

સમ્રાટે કહ્યું " યશોધવલ, હજી મેં તમારી વિનતિનો કંઇ ઉત્તર આપ્યો નથી મારી સાથે ચાલો આજે તમે સામ્રાજ્યના અતિથી છો ! "

ક્ષણવારમાં સમ્રાટ, યશોધવલ અને શશાંક ત્યાંથી નીકળી ગયા



* સમુદ્રગૃહ—મહાલયના એક ભાગનું નામ

# પ્રકરણ ૧૪ મું.

## ચિત્રાની સત્તા

રાજભૂવનની પાછળ ગંગા કીનારે જ એક નાનો બાગ હતો આજે કેટલાક વર્ષથી તે તરફ ઠીક દૃષ્ટિ નહિ રહ્યાથી રાજભૂવનના વિસ્તીર્ણ પટાંગણ અને ઉદ્યાનનું અરણ્યમાં રૂપાંતર થયું હતું ! પરંતુ ગંગાતીરપરના આ નાના બાગ પ્રત્યે હજી સુધી કાળજી રાખવામાં આવી હતી તેથી તે ભૂમિ રમણીય લાગતી હતી આ બાગમાં ફૂલઝાડ સિવાય અન્ય કંઇ જણાતું નહતું પુષ્પવાટિકાની ચારે તરફની વાડોપર નાના પ્રકારની લત્તાઓ ચઢાવેલી હોઇ, ત્યાં તણે પોતાનો વિસ્તાર વધારી સર્વ કંઈ આચ્છાદિ દીધું હતું કંઇ કંઈ લત્તાઓ નાના નાના પુષ્પોથી લચી પડી હતી, કેટલીક કોમળ મનોહર સુંદર પત્રપલ્લવના ભારથી વાંકી વળી ગઈ હતી ચતુષ્કોણી પુષ્પવાટિકાની વચ્ચોવચ એક સંગેમરમરી પત્થરની વેદી હોઇ તેની ચોતરફ સેંકડો પુષ્પવૃક્ષો હતા તેનાપર અસંખ્ય સુંદર પુષ્પો વિકસેલા હતા સૂર્યોદય પૂર્વે વાયુની લહરી ગંગાના વક્ષસ્થલપરથી વહી આવતી હોવાથી શીતળ બની વૃક્ષશાખાઓને હલાવતી ડોલાવતી સર્વ બાગને શીતળ બનાવી દેતી હતી વાયુલહરીથી નાના પ્રકારના અસંખ્ય ફૂલ ઝાડપરથી નીચે પડી જતા હતા તેથી જમીનપર સુંદર ગાલિચો પથરાઈ જતો હતો ! હજી પણ રાત્રીનો અંધકાર પૂર્ણરીતે દૂર થયો નહતો ઉષાના પ્રકાશથી ભયભીત બની રાજભૂવનના ખુણાખોચરામાં વૃક્ષસમૂહનો આશ્રય લઇ તે હજી સુધી જેમ તેમ ટકાવ–બચાવ કરી રહ્યો હતો સૂર્યનારાયણના ક્રોધાવેશથી જ્વાલામય કીરણોની વૃષ્ટિ થયા સિવાય તે પાતાલમાં જાય તેમ ન હતો

પુષ્પવાટિકાનુ દ્વાર એકદમ ઉઘડયુ તે માથે જ દ્વારપર આવેલી માધવીલત્તા કપવા લાગી. દરવાજામાથી એક બાલિકા બાગમા આવી તેનો ભ્રમરજેવા કાળો કેશસમૂહ વાયુની લહરીથી નૃત્ય કરવા લાગ્યો ! અદર આવતા જ બાલિકાએ આમતેમ ખૂબ શોધ કરી પણ તેને ત્યા કોઇ જણાયુ નહિ તેથી પાછી ફરી બધ કરેલો દરવાજો તે ઉઘાડવા જતી હતી તેટલામા બહારથી બીજી એક બાલિકા ખડખડ હસી પડીને બોલી " યુવરાજ ! મે ચોર પકડયો છે ! "

પહેલી બાલિકાએ નાશી જવા પ્રયત્ન કર્યો, પરતુ નવીન આવેલી બાલિકાએ તેને દૃઢતાથી પકડી રાખી હતી એટલામા હસતા હસતા શશાક અને માધવનુંત ત્યા દોડી આવ્યા

શશાકે પહેલી બાલિકાને પુછ્યુ " ચિત્રા, તુ એમ એકદમ નાશી કેમ આવી ? "

ચિત્રાએ કઇ જ ઉત્તર આપ્યો નહિ, ત્યારે બીજી બાલિકા બોલી " ચિત્રા તો રીસાઇ છે ? "

શશાકે હાસ્ય કરી પુછ્યુ " ચિત્રા રીસાઇ છે ? કોનાપર ? "

" આપનાપર ! "

" મારાપર ? કેમ ભલા ? "

" આપે મને પુષ્પ ચૂટી આપવાનુ કબુલ કર્યું તેથી ! "

આ સાભળી શશાક મોટેથી હસવા લાગ્યો ! ક્રોધ અને લજ્જાથી ચિત્રાનો ચહેરો લાલચોળ થઇ ગયો તેનો ક્રોધ જોઇ બીજી બાલિકા સહજ શરમાવા લાગી તેણે માધવને કહ્યુ " ચાલો કુમાર, આપણે આપણા ફૂલ તોડવા બીજી બાજુએ જઇએ "

ક્ષણવારમા માધવ અને તે બાલિકા પુષ્પવાટિકામા અદૃશ્ય થયા

તેમના ગયા પછી શશાકે પુછ્યુ " ચિત્રા ! તુ મારાપર કેમ રીસાવી છે ? "

તેનો કઇ ઉત્તર ન આપતા ચિત્રા બે ડગ પાછી હઠી શશાક

આગળ વધી તેના હાથ પકડવા લાગ્યો ત્યારે તેણે તેનો હાથ તર છોડી નાખ્યો પરતુ શશાંકે છેવટે જોરથી તેનો હાથ પકડ્યો !

"અરે, પણ એમ ખીજવાના જેવુ શુ થયુ છે તે તો કહીગને ?"

ચિત્રા મુખ ફેરવી રડવા લાગી પુષ્કળ સમય સુધી શશાંકે, તેને સમજાવી શાત કરવા પ્રયત્ન કર્યો પછી તે બોલી "લતિકાને પુષ્પ તોડી આપવાનુ તમે કબુલ કર્યું તેથી જ મને રીસ ચડી !"

શશાંકે કહ્યું "ગાડી, લતિકા બે દિવસથી આપણે ત્યા અતિથી બની આવી છે ત્યારે મારે તેની સાથે રમવુ ના જોઇએ કે ? માતાજીએ તેને સતુષ્ટ રાખવા કહ્યુ છે જો હુ લતિકા સાથે રમુ નહિ તો તે પરકીય બાલિકાને કેવુ લાગે ?"

ચિત્રાનુ મુખમડલ અધિક જ ગભીર થયુ તે બોલી "પણ તેથી તેને ફૂલ તોડી આપવાની શી જરૂર ?"

આ 'શી જરૂર' નો ઉત્તર કુમાર શો આપે ? તેણે વળી પાછો ચિત્રાને સમજાવવા પ્રયત્ન કર્યો, પરતુ તેની સમજવાની ઇચ્છા જણાઇ નહિ !

છેવટે નિરૂપાય બની કુમારે કહ્યુ "ઠીક ત્યારે, તને જ હુ પુષ્પ તોડી આપીશ લતિકાને નહિ આપુ બસ પત્યુ હવે ?"

હવે ચિત્રાનુ હૃદય કઇક શાત થયુ !

પુષ્પોદ્યાનમા જેટલા પુષ્પ વિકસેલા હતા તેટલા તોડી લેવાને તે બાલકો તૂટી પડયા હતા ફૂલ એકત્ર કરી તેઓ વચ્ચેની વેદીપર એકત્ર કરતા હતા શશાક પુષ્પો તોડી તોડીને ચિત્રાના ખોળામા નાખતો હતો ત્યારે માધવ લતિકાને આપતો હતો એટલામા પુષ્પ-વાટિકાના દ્વારમાથી કોઇએ કહ્યુ "અરે, કુમાર તો અહીં છે, આમ આવ"

કુમારે પુછ્યુ "કોણ છે ?"

"યૂવરાજ, હુ અનત છુ આપને નરસિહ શોધે છે"

બન્ને બાલકો દરવાજો ઉઘાડી અંદર આવ્યા આમાંતો એક વાચકના પરીચયમાં આવેલો છે જ એ ચરણાદ્રિદુર્ગાધિપતિ યજ્ઞવર્માનો પુત્ર હતો બીજો બાલક તે ચિત્રાનો મોટો ભાઇ નરસિંહદત્ત હતો

નરસિંહે પુછ્યું " યુવરાજ, અહીં શું ચાલતું હતું ? "

શશાંકે હસી કહ્યું " તારી બહેનની ગુલામી ઉડાવતા હતો ! એ દિવસથી રોહિતાશ્વદુર્ગથી લતિકા અમારે ત્યાં પરોણા તરીકે આવી છે તેથી પુષ્પો આપી હું તેને સંતુષ્ટ કરવાનો પ્રયત્ન કરતો હતો, પણ તેથી તારી બેન રીસાઇ જતી હતી ! હવે લતિકાનો ભોમતી માધવ બન્યો છે "

કુમારનું આ ભાષણ સાંભળી નરસિંહ અને અનંત ખડખડ હસી પડયા ચિત્રા લજ્જાથી નીચે જોવા લાગી નરસિંહે તેને કહ્યું " યુવરાજ જ્યારે મોટા થશે અને દમ લગ્ન કરશે ત્યારે તું શું કરીશ ચિત્રા ? "

બાલિકા મુખ ફેરવી બોલી "હું તેમને એમ કરવા જ નહિ દઉં ને ?"

ચિત્રાનો આ ઉત્તર સાંભળી સર્વ સાથે જ હસી પડયા

નરસિંહ આમ તેમ જોઇ હસતો હસતો બોલ્યો " બાગમાં પુષ્પનો તો પાર જ આવ્યો છે ને ? મને લાગે છે કે, હવે ઝાડ પણ નહિ રહે ! દિવસ ઘણો ચડયો છે હવે નદી ઉપર જઇએ તો કેવું સારૂ ? એક પ્રહર પહેલા તો કોઇ સ્નાન જ કરવાના નહિ ! મહાદેવી તરફથી બે ત્રણ તેડા થયા સિવાય કોઈ જમવાનું પણ નામ નહિ દે ! "

નરસિંહનું ભાષણ સાંભળી સર્વ હસવા લાગ્યા કુમારે કહ્યું, ' નરસિંહ ! અમારા બધામાં તું જ જાણે કે ડાહ્યો અને સદ્‌ગુણી બાલક છું ! "

કુમારનું આ વાક્ય પુરૂ થયું ન થયું તેટલામાં એક દાસી બાગમાં આવી કુમારને પ્રણામ કરી બોલી " મહાદેવીએ આપ સર્વને સ્નાન કરી લેવા કહ્યું છે "

આ સાભળી નરસિહ મોટેથી હસીને બોલ્યો “ કુમાર, હુ કઈ ખોટુ બોલ્યો ન હતો ”

તેજ વખતે સર્વ બાલકો બાગમાથી મહાલયમા ગયા

રાજમહાલયના પટાગણની નજીકના છજામા એક ઉંચો પુરુષ આમતેમ આટા મારી રહ્યો હતો તને જોતા જ લતિકા દોડી જઇ તેની કમરે વળગી પડી, તેની પાછળ જઇ શશાક અને માધવે પણ પ્રણામ કર્યા બીજા બાલકો જરા દૂર ઉભા રહ્યા તે પુરુષ યશોધવલ જ હતા

શશાકના સુવર્ણરગી મસ્તક પર હાથ ફેરવી યશોધવલે કહ્યુ “ કોણ, યુવરાજ એ કોણ છે ? ”

શશાકે ઇસારો કરતા જ નરસિહ, અનન્ત અને ચિત્રાએ પાસે આવી યશોધવલને પ્રણામ કર્યા શશાકે તેમની ઓળખાણ કરાવી અનન્ત અને ચિત્રાને ઉચકી લઇ યશોધવલ પોતાના મનમા જ વિચાર કરતા ઉભા રહ્યા

યશોધવલ વિચાર કરવા લાગ્યા “ સામ્રાજ્યના સરદાર, સામતો અને મોટા કુટુબોના પુરુષો આશ્રય નહિ હોવાથી રાજધાનીમા આવેલા છે સામ્રાજ્યમા સર્વ રક બની ગયા ! ભિક્ષા આપનાર કોઇજ રહ્યુ નહિ ! એક માત્ર વૃદ્ધ સમ્રાટ જ આશ્રયદાતા ! તે પણ મારા જેવા વૃદ્ધ થયો છે, તેના બન્ને પુત્ર પણ બાલક હોઇ રાજ રક્ષણ માટે અસમર્થ છે ચોતરફ પ્રબલ શત્રુઓ સમ્રાટના મૃત્યુની રાહ જોઈ રહ્યા છે શો ઉપાય યોજના ?—”

દાસી દૂર ઉભેલી હતી યશોધવલને ચિતાક્રાત જોઇ તેણે પાસે આવી કહ્યુ “ મહારાજ ! દિવસ પુષ્કળ થઈ ગયો છે ! તેથી દેવીએ બાલકોને સ્નાન કરી લેવા કહ્યુ છે ”

યશોધવલે તરત જ અનન્ત અને ચિત્રાને નીચે મુકયા સર્વ પ્રણામ કરી દોડી ગયા વૃદ્ધ પુન ચિતનમા મગ્ન બન્યા

તે વિચાર કરવા લાગ્યા " લનિકાની ચિતાથી દગ્ધ થઇ હુ સમ્રાટ પાસે આવ્યો પરતુ અહી આવ્યા પછી જોઉ છુ તો સર્વની સ્થિતિ શોચનીય થયેલી છે ! રાજકાર્યમા કોઇ પણ જાતની પદ્ધતિ રહી નથી ! સમ્રાટ વૃદ્ધાવસ્થાને લીધે વિશેષ શ્રમ લઇ શકે તેમ નથી બાહ્ય શત્રુઓના ભયથી તે હમેશ ચિતાતુર રહે છે કોઇના ક્ષુલ્લક ભૂલથી પણ તે ચલવિચલ થઈ જાય છે બન્ને રાજપુત્રો હજી રાજ સકટ વહેવાને અયોગ્ય છે હમણા હર્ષીકેશશર્મા અને નાગ-ચણશર્મા સામ્રાજ્યના કેદ્રરૂપ છે પરતુ તે પણ વૃદ્ધ થયેલા હોઇ મહેનત કરવા જેવુ તેમનુ શરીર રહ્યુ નથી ત્યારે સામ્રાજ્યના રક્ષણ માટે શુ કરવુ ? કઇ યુક્તિથી આ પ્રાચીન સામ્રાજ્ય સ્થિર રહેશે ? "

વિચાર કરતા કરતા તેનો ચહેરા રક્તિમાથી લાલ બની ગયો તે એક જગ્યાએ ઉભા રહ્યા. પુષ્કળ વિચાર કરી છેવટે યશોધવલે નિશ્ચય કર્યો કે, રાજ્યકાર્ય માટે મારે પોતે જ આ જીવનનો યત્ન કરવો ! કીર્તિધવલે સામ્રાજ્ય માટે સમરક્ષેત્રમા દેહ મુકયો, મારે પણ મારૂ રહેલુ આયુષ્ય સામ્રાજ્ય માટે કર્મક્ષેત્રમા મુકવુ જાપિ-લીય* મહાનાયક સામ્રાજ્ય માટે જ ચિરકાલ પોતાના દેહ અને મનનુ દાન કરતા આવ્યા છે તેના વશનો આ છેવટનો પુરુષ પણ પોતાના પરમપૂજ્ય પૂર્વજોના દૃષ્ટાતનુ જ અનુકરણ કરશે !

યશોધવલદેવ એ એક દૃઢ મનુષ્ય હતા મનનો એક વખત નિશ્ચય થયા પછી કાર્યક્ષેત્રમા ઉતરવાને તે અધીરા બની ગયા તેમણે હાક પાડી " કોણ છે ? "

છજાના એક ખુણામાથી એક પ્રતીહાર તેમને પ્રણામ કરી સામે

---

*જાપિલ—રોહિતાશ્વદુર્ગ પાસે એક નાનુ ગામ હતુ તેનુ હાલનુ નામ જપલા છે યશોધવદેવના પૂર્વજો ત્યાના વતની હતા

આવી ઉભો રહ્યો યશોધવલે તેને પુછ્યુ "સમ્રાટ કયા છે ' હમણા ને હમણા મારે તેમને મળવુ છે "

પ્રતીહારે કહ્યુ "મહારાજાધિરાજ આ વખતે ગંગા દ્વાર તરફ ગયા છે "

" તેમને મારી ઇચ્છા કહી આવ "

પ્રતીહાર પ્રણામ કરી ચાલ્યો ગયો



# પ્રકરણ ૧૫ મુ.



## રાજનીતિ.

ગંગાદ્વારની બહાર વિસ્તીર્ણ પગથીયા ઉપર સમ્રાટ મહાસેનગુપ્ત બેઠા હતા તેમની સામે વિશાલ વાલુકા પ્રસરેલી હતી અને તેની આગળના ભાગમા ભાગીરથી નદીની પ્રવાહરેખા દેખાતી હતી. સમ્રાટ આગ ઉપરથી બાલકબાલિકાની જલક્રીડા જોઈ રહ્યા હતા એટલામા એક પ્રતીહારે આવી અભિવાદન કરી તેમને કહ્યુ "મહાનાયક યશોધવલદેવ મહારાજનુ હમણાને હમણા દર્શન કરવા ઇચ્છે છે"

સમ્રાટે કહ્યુ "તેમને અહીં જ બોલાવી લાવ "

પ્રતીહાર પુન પ્રણામ કરી ચાલ્યો ગયો અને કેટલીક વારે યશોધવલદેવને લઈ પાછો આવ્યો સમ્રાટે સ્મિત કરી પુછ્યુ "કેમ યશોધવલ ! શા સમાચાર છે ?"

યશોધવલ સમ્રાટને પ્રણામ કરવા જતા હતા, પણ તેમ કરતા અટકાવી સમ્રાટે તેમને પોતાની સમીપમા બેસાડવા પ્રયત્ન કર્યો, પરતુ યશોધવલ તેમની સામે સહજ છેટે બેઠા

થોડીવારે હાથ જોડી તે બોલ્યા "મહારાજાધિરાજ, મારી પાછળ મારી લતિકા નિરાશ્રિત બની તેના હાલ બેહાલ થશે, એ ચિંતાથી તેના માટે અન્નની યાચના કરવા હુ આપની પાસે આવ્યો

હ્નતો પરંતુ અહીં આવ્યા પછી મારી દૃષ્ટિએ કંઇ વિલક્ષણ જ દેખાવ પડે છે! અભિજાત સંપ્રદાય પૈકી ઘણા ખરા ભીખારી જ બની ગયા છે એમ મને જણાયું છે નિરાશ્રિત વિધવા અને અનાથ બાલકોને માટે આશ્રયદાતા માત્ર આપજ રહ્યા છો પરંતુ આપના કેશ પણ ધોળા થયા છે આપની મહાયાત્રાના દિવસ પણ પાસે આવતા જાય છે! આપની પાછળ સામ્રાજ્ય અને પ્રજાની શી સ્થિતિ થશે એ વિચારથી મને દારૂણ યાતના થાય છે અહીં આવ્યા પછી અહીંની પરીસ્થિતિનું અવલોકન કરી મારી ક્ષતિકાની સ્થિતિ હું વિસરી ગયો છું આપના બન્ને કુમારોનું હજી બાલપણ ગયું નથી એમ કહું તો ખોટું નથી તેમને રાજકાર્યભાગનું જ્ઞાન આપવાને હજી કેટલાએ દિવસ લાગશે. આપના મુખ્ય અધિકારી હૃષીકેશશર્મા અને નારાયણશર્મા વૃદ્ધ થએલા હોઇ પરીશ્રમ સહન કરવા જેવી શક્તિ તેમનામાં રહી નથી આપના નવીન અને તરૂણ અધિકારીઓ પોતે થઇને સાહસથી એકાદ કામ કરવાને શક્તિમાન નથી અને તેમના શરીરમાં રક્ત પ્રવાહની ધમક પણ નથી પ્રત્યેક વાત આપને કહેવામાં તેઓ ભય પામે છે એ સર્વ વાતોનું પરીણામ એ આવ્યું છે કે, આપ જીવંત હોવા છતાં રાજકાર્યભારમાં અતિશય અવ્યવસ્થા વ્યાપી રહી છે! ખરી રીતે જોઇએ તો સદ્યસ્થિતિમાં અરૂણાદ્રિદુર્ગ એ સામ્રાજ્યનું સિંહદ્વાર છે પરંતુ અરૂણાદ્રિના માલીક શાર્દુલવર્માના પુત્ર મહાવીર યજ્ઞવર્માને દુર્ગમાંથી કાઢી મુકયાની ખબર પણ હજી સમ્રાટને પડી નથી! મંડલાદુર્ગ અંગ અને બંગ દેશની સીમાપર હોઇ મંડલાધિપતિ પ્રાચીન કાલથી સમ્રાજ્યનો એક મુખ્ય અમાત્ય ગણાય છે પરંતુ તસૂદત્તનો કિલ્લો બીજાએ જ પડાવી લીધેલો છે, એટલું જ નહિ પરંતુ તેના પુત્ર પુત્રી યાચકવૃત્તિના અન્ન ઉપર ઉછરે છે! મહારાજાધિરાજ! મનને અત્યંત ક્ષોભ થવા માટે આ સિવાય

બીજી કઇ વાતોની જરૂર છે ? આપ હયાત હોવા છતા પાટલીપુત્રની શી સ્થિતિ થઇ છે તે તરફ આપ નજર પણ કરતા નથી ! તોરણને દરવાજા નથી નગરનો કોટ ખરતો જાય છે, તદપિ તે દુરસ્ત કરવામા આવતો નથી રાજભૂવનનુ પત્થરથી બધાયલુ પટાગણ જાણે કે ઘાસનુ બીડ જ બન્યુ છે ! ખજાનામા હજુ પૈસાનો તોટો પડયો નથી, મહાલયમા કામદાર પણ પુષ્કળ છે, પરતુ કોઇ પણ કામ વ્યવસ્થિત રીતે થતુ નથી અને કામ કેમ થતુ નથી તે વિષે કોઇ કોઇને એક અક્ષર પણ પુછનાર નથી ચોતરફથી શત્રુઓ હિન દશામા આવેલા સામ્રાજ્યપર કાકદૃષ્ટિથી ટાપી રહ્યા છે વાસ્તવિક રીતે બગદેશ સામ્રાજ્યાધીન છે, પરતુ તેનાપર કોઇની સત્તા જ રહી નથી ! કેવળ હવો મહાસેનગુપ્ત હજી જીવે છે તેથી જ વારાણશી અને ચરણાદ્રિ ખૂલ્લી રીતે હાણેશ્વર સામ્રાજ્યમા મળી ગયા નથી એ વાત આપના લક્ષમા પણ આવી હશે જ આજે જ જો દુર્દૈવ મહાદેવીનો કાળ થાય, કે પ્રભાકર જો માતાની આજ્ઞાને તુચ્છકારી કાદેનો આત્મરક્ષણની ઇચ્છા છતા, સેના છતા અને શરીરમા શક્તિ હોવા છતા સામ્રાજ્યનુ રક્ષણ થવુ શક્ય જણાતુ નથી આવી સ્થિતિમા ખરૂ કહુ તો શત્રુને પાટનગરને ઘેરો નાખવાની પણ જરૂર નથી— યુદ્ધ સિવાય જ તે શત્રુના હસ્તમા જઇ શકે તેમ છે !"

યશોધવલ સ્તબ્ધ રહ્યા, કેટલીક વાર સુધી ઉભય શાત પણે બેસી રહ્યા પછી મહાસેનગુપ્ત ધીમે ધીમે કહેવા લાગ્યા "યશોધવલદેવ, તમે કહો છો તે સર્વ સત્ય છે, પણ હુ શુ કરૂ ? હુ હવે વૃદ્ધ થયો છુ અને શશાક હજી બચ્ચુ છે ! જ્યોતિષીઓએ મને કહી રાખ્યુ છે કે, શશાકની કારકીર્દિમા સામ્રાજ્યનો નાશ થશે !'

સમ્રાટના આ શબ્દો સાભળી યશોધવલે તીવ્ર સ્વરે કહ્યુ " મહારાજ, એ શબ્દો આપના મુખે શોભતા નથી કોઇ પાગલ કે કોઇ ઠગના શબ્દોપર વિશ્વાસ રાખી આપ સામ્રાજ્યને તિલાજલી

આપવા તૈયાર થયા છો તે માટે શુ કહેવુ ? જ્યોતષીઓ ગમે તેવી વાતો કહે છે, અનેક જાતના બખાળે કાઢે છે, તેમના કહેવા પ્રમાણે ચાલવાનુ હોય તો મનુષ્યે સસારનો ત્યાગ કરી વાનપ્રસ્થાશ્રમ સ્વીકારવો જોઇએ કુમાર નાનો હશે, પણ તે તીવ્રબુદ્ધિનો હોઇ યુદ્ધકલામા તેની સારી ગતી છે પરતુ આપ તેને શિક્ષણુ જ આપતા નથી ને ! સામ્રાજ્યનુ ચક્ર ચલાવવા માટે શૌર્યવીર્યાદિ કરતા કૂટનીતિની વિશેષ જરૂર છે રાજ્યકાર્યભાર કેવી રીતે ચાલે છે તેનુ દીર્ઘકાલ પર્યંત સુક્ષ્મ અવલોકન કરવુ પડે છે એ વાતો આપ કેમ ભૂલી ગયા ? હું પુછુ છુ કે, આપે પોતે રાજ્યકાર્યભારનુ શિક્ષણ કેવી રીતે મેળવ્યુ હતુ ? કાળના પ્રવાહમા કદી કની અદ્ભુત કર્મ કરનારા બાલકો જન્મે છે, અને એવા બાલકોની કૃતીનો જ ઇતિહાસ બને છે સમુદ્રગુપ્તની ઉમર કેવળ ચઉદ વર્ષની હતી પણ તેણે ઉત્તર તરફના રાજ્યરૂપી સમુદ્રનુ મથન કરી અશ્વમેધનુ અનુષ્ઠાન કર્યું હતુ ! સ્કદગુપ્તની ઉમર કેવળ પદર વર્ષની હતી, પરતુ તેણે હસ્તમા શસ્ત્ર પકડી હૂણ પ્રજાના પહેલા ઉછાળાને અટકાવી દીધો હતો ચઉદ વર્ષનો શશાક નરેદ્ર આ પ્રાચીન સામ્રાજ્યનો ઉદ્ધારક નથી એમ કોણ કહી શકે તેમ છે ? મહારાજાધિરાજ, સર્વ દુશ્ચિતા દૂર કરો ! હજી પણ સામ્રાજ્યના ઉદ્ધારની આશા વિફલ થઇ નથી. હજી પણ સમય છે— પરતુ હવે પછી તે આપણા માટે રાહ જોઇ બેસી નહિ રહે ! ’

સમ્રાટે ધીમે રહી પુછ્યુ “ યશોધવલ, આ સ્થિતિમા હુ શુ કરૂ ? તમે જ કહો ”

યશોધવલે ગભીર બની કહ્યુ “ આપને જે કામ કરવાનુ છે તે સરળતાપૂર્ણ છે એક વખતે આ સેવક મહારાજાધિરાજની આજ્ઞાથી સામ્રાજ્યના કાર્યભારનો સર્વ બોજો પોતાના શીરપર ઉઠાવ્યો હતો આ જર્જરિત ચર્મબાહુમા જો કે યુવાવસ્થાની શક્તિ નથી, તો પણ આ હૃદયમા હજી અપાર બલ છે મહારાજાધિરાજની

જો દાસને આજ્ઞા થશે તો આ નમ્ર સેવક પુનરપિ રાજકાય-ભારનુ સર્વ શકટ સ્વીકારવા તૈયાર છે સમ્રાટ, સામ્રાજ્યના કાર્ય માટે કીર્તિધવલે પ્રાણ આપ્યો હતો તેના વૃદ્ધ પિતાની તેજ પ્રચ્છા છે લતિકા માટે આશ્રયયાચના કરવા હુ અહીં આવ્યો પરતુ અહીં આવ્યા પછી જોયુ તો આશ્રયદાતાનુ જ ઘર તૂટી પડ્યા જેવુ થયેલુ જણાયુ ! આવી સ્થિતિમા તેને કોણ આશ્રય આપે ? હૃષીકેશશર્મા અને નાગયણશર્મા જ્યા કામ કરે છે ત્યાજ તેમને પોતાનું કામ કરવા દો લોકોની દૃષ્ટિ બહાર રહીને જ સમ્રાટ અને સામ્રાજ્યની સેવા કરવાની મારી ઇચ્છા છે ”

યશોધવલ બોલે જતા હતા તે વખતે સમ્રાટ નીચુ મુખ કરી વચારમા નિમગ્ન થઈ ગયા હતા ઘણી વારે મસ્તિષ્ક ઉચુ કરી તે બોલ્યા “ યશોધવલ, શુ ખરેખર, તમે રાજકાર્યભાર સ્વીકારવા તૈયાર છો ? ”

‘ આ દાસે કદી પણ મહારાજાધિરાજને અસત્ય કહ્યુ છે કે ? ’

“ યશોધવલ, શુ કહુ ? આ દુશ્ચિન્તાથી આજ કેટલાએ વર્ષથી મને શાત નિદ્રા પણ પ્રાપ્ત થઇ નથી ! ભવિષ્યકાલની ચિતાથી હુ પાગલ બન્યો છુ યશોધવલ, તમે સર્વકાર્યભાર સ્વીકારશો તો ખરેખર હુ નિશ્ચિન્ત થઇશ ”

યશોધવલે નમ્રતાપૂર્વક કહ્યુ “ સર્વવાત મારા લક્ષમા આવી ચુકી છે ભવિષ્યકાલની ચિતાથી આપના ચિત્તને ક્ષણમાત્ર પણ વિશ્રાતી મળતી નથી, તે વાત કહેવાની જરૂર પડે તેમ નથી કેવળ ભયથી રાજનો એકપણ અધિકારી આપની પાસે આવવા હામ ધરી શકતો નથી કાર્યની ધૂળધાણી થતી નજરે પડવા છતા આપની આજ્ઞા લેવા માટે પણ કોઇની આપના સમક્ષ આવવાની હિમત ચાલતી નથી હૃષીકેશશર્મા પ્રમાણે જે કોઇએ રાજકાર્યભાર ચલાવવામા સર્વજીવન વ્યતીત કરેલુ છે, તે પણ આપને એકાદ વાત પુછવાનુ સાહસ કરી શકતા નથી એ કરતા બીજી કઇ વાત આશ્ચર્યજનક

છે ? નાગરિકો ખૂલ્લી રીતે કહે છે, કે દાણેશ્વરનો રાજા ગયા પછી સમ્રાટે કદી પણ હાસ્ય કર્યું નથી !"

સમ્રાટ મસ્તક નીચુ કરી બોલ્યા " એ વાત સત્યપૂર્ણ છે, પ્રભાકર પાટલીપુત્ર આવનાર છે એ વાત સાભળીને મારૂ મગજ જ ખસી જવાનો વખત આવ્યો હતો જેટલા દિવસ પ્રભાકર પાટલીપુત્રમા રહ્યો હતો તેટલા દિવસ છાયા પ્રમાણે હુ તેની પાછળ પાછળ ગયો હતો ! દાસની માફક મે તેનો તિરસ્કાર સહન કર્યો ! યશોધવલ, હુ ગુપ્ત સામ્રાજ્યનો સમ્રાટ, હાય ! મે તેની એક ગુલામની માફક સેવા ઉઠાવી ! હુ સમુદ્રગુપ્તનો વ શ જ છુ, અને પ્રભાકર તો મારી બહેનનો પુત્ર છે એ સર્વવાત હુ વિસરી ગયો હતો પ્રત્યેક બાબતમા તેના અનુચરોએ મારા રાજ્યાધિકારીઓના અપમાન કર્યા નજીવા કારણો માટે મારા સૈનિકોપર હૂમલા કર્યા, નગરમા પ્રવેશી લૂટફાટ કરી અને નિરપરાધી નાગરિકોને બેસુમાર માર માર્યો ! છેવટે જ્યારે તેમનો આવો અત્યાચાર અસહ્ય થયો ત્યારે નાગરિકોએ તેમનાપર હલ્લો કરી છાવણીમા આગ મુકી દીધી ! યશોધવલ, શુ આવુ અપમાન સહન કરવા માટે જ યજ્ઞવર્માએ લોહતીરપર મારા પ્રાણ બચાવ્યા હતા ? "

' મે સર્વ કાઇ સાભળ્યુ છે અહી આવ્યા પછી મે જે વાતો સાભળી છે તે પૂર્વે કદીપણ મારા કાનપર આવી ન હતી જે વાતો સાભળી છે તેટલા પરથી જ મારામા નવીન જ્ઞાનનો ઉદય થયો છે ! મહારાજાધિરાજ, સેવકને આજ્ઞા કરો, હુ પુન સામ્રાજ્યનો કાર્યભાગ માથાપર લઉ છુ "

" યશોધવલ, તમારે એ ભાર લેવા માટે મારી અનુમતિ મેળવવાની શી જરૂર છે ? હુ હમણા જ મ ત્રી સભા બોલાવુ છુ '

" ના, મહારાજ, મ ત્રી સભા મેળવવાની આવશ્યકતા નથી ફક્ત હૃષીકેશશર્મા અને નારાયણશર્માને બોલાવો એટલે બસ છે "

" ઠીક ત્યારે, તેમજ કરું છુ કોણુછેરે—પ્રતીહાર ? "

પ્રતીહાર દૂર ઉભો હતો તેણે હાક સાભળતા જ પાસે જઈ અભિવાદન કર્યું સમ્રાટે કહ્યુ " વિનયસેનને બોલાવ ! "

પ્રતીહાર પ્રણામ કરી ચાલ્યો ગયો થોડી જ વારમા વિનયસેન આવી હાઝર થયો સમ્રાટે કહ્યુ " વિનયસેન ! હષીકેશશર્મા, નારાયણશર્મા અને હરિગુપ્તને બપોરે રાજભૂવનમા આવવા કહે "

વિનયસેન ચાલ્યો ગયો. સમ્રાટ અને યશોધવલ પણ ધીમે ધીમે રાજભૂવન તરફ જવા લાગ્યા



## પ્રકરણ ૧૬ મું.



### ગુપ્ત મસલત.

પાટલીપુત્રના જુના રાજમહાલયની ચોતરફ અતિ ઉડી એવી એક ખાઇ હોઈતે પૂર્વે હમેશા ગ ગાજલથી ભરાયલી રહેતી હતી ખરા ચૈત્ર વૈશાખમા બારે સૂર્ય તપતા હોવા છતા પણ ખાઇમા પાણીનો તોટો રહેતો ન હતો આપણી કથાના સમયે માત્ર વર્ષાઋતુમા જ ખાઇ જળપૂર્ણ રહેતી હતી અન્ય ઋતુમા તેનો અતર્ભાગ જગલી વૃક્ષ લત્તાઓથી ઢકાઇ જતો હતો ' જે પાટમાથી નદીનુ પાણી ખાઇમા આવતુ હતુ તેની જોઇએ તેવી દુરસ્તી થતી નહિ હોવાથી તે નહેર રેતીથી ભરાઇ ગઇ હતી વર્ષાકાળમા નદીના જલ ચઢતા તે સાથે નહેરમા થઇ ખાઇમા પાણી આવતુ હતુ ખાઇપરનો કોટ દુરસ્તીના અભાવે ઠેકાણે ઠેકાણે ખરી પડી કેટલીક જગ્યાએ તદ્દન તૂટી પણ પડયો હતો રાજભૂવનનો કોટ પત્થરથી બાધેલો હતો, પણ નગરનો કોટ તો લાકડાનો જ હતો ! નગરના કોટની મરામત બીલકુલ થયેલી નહિ હોવાથી ઘણા અંશે તે નષ્ટ જ થયો હતો.

બહારનું લાકડી આવરણ કોહી જવાથી અંદરની સર્વ માટી બહાર પડીને ચોતરફની ખાઇ તેનાથી ભરાઇ ગઇ હતી કોટપર એક પ્રકારનુ અરણ્ય જ બની ગયું હતું ! નગરનિવાસીઓ ધોળે દિવસે પણ ત્યાં જવાની હિંમત કરી શકતા ન હતા !

જે દિવસે સવારે યશોધવલે સમ્રાટ મહાસેનગુપ્ત આગળ રાજકાર્યભાર ચલાવવાની જોખમદારી પોતાપર લેવાની ઇચ્છા પ્રદર્શિત કરી તે જ દિવસે ઉષ કાલ થતા પૂર્વે રાજભૂવનના આ કોટપર ત્રણ બૌદ્ધ ભિક્ષુ વાતો કરતા બેઠા હતા. તેમનાથી ઘણે દૂર બીજો એક ભિક્ષુ અંધારામાં ઝાડ નીચે ઉભો હતો તે જંગલમાં સ્થળે સ્થળે ઉભા રહી અનેક ભિક્ષુ દ્વારપાલનું કામ કરતા હતા

જે ત્રણ ભિક્ષુ વાતો કરી રહ્યા હતા તે પૈકીના બેને તો વાચકો ઓળખે છે જ ત્રીજો ભિક્ષુ કપોતિક સંઘારામનો મહાસ્થવીર* બુદ્ધઘોષ હતો બંધુગુપ્ત, શત્રુસેન અને બુદ્ધઘોષ એ ત્રણે ઉત્તર પ્રદેશના બૌદ્ધ સંઘના નાયક અને ચાલક હતા

વાત કરતા કરતા બુદ્ધઘોષે કહ્યું "ભગવાન બુદ્ધનુ નામ સ્મરણ કરતા કરતા આપણે આટલા દિવસ સંઘની ઉન્નતિ કરવાના પ્રયત્નમાં નિમગ્ન હતા અને તેમાં વિશેષ વિઘ્ન પણ આવ્યા ન હતા—પરંતુ હવે વિશેષ ભયાનક ચિહ્ન જણાય છે યશોધવલ રોહિતાશ્વદુર્ગ છોડીને પાટનગરમાં આવે છે એ વાત તેના અહીં આવતા પહેલા જ મળી જવી જોઇતી હતી કેવી અંધાધુંધી ! કરૂષ× દેશના સંઘસ્થવીરો સ્વસ્થચિત્તે નિદ્રામાં જ પડયા હોય એમ લાગે છે ! યશોધવલ જેવા, સંઘના પરાક્રમી અને ભયંકર શત્રુની ખબર એ લોકો રાખતા નથી તે મને નવાઇ જેવુ લાગે છે "

---

* મહાસ્થવીર—બૌદ્ધ ભિક્ષુના સંપ્રદાયનો Archbishop કે Patriarch ની યોગ્યતાનો મુખ્ય અધિકારી

×કરૂષદેશ—હાલનો આરા અગર શાહબાદ પ્રાંત

શત્રુસેન બુદ્ધઘોષનુ વ્યાખ્યાન લક્ષપૂર્વક સાભળી રહ્યો હતો તે બોલ્યો "મહાસ્થવીર! મને નથી લાગતુ કે, એ બાબતમા કરૂપ દેશના સઘસ્થવીરો દોષિત હોય! પુત્રના મૃત્યુ પછી યશોધવલ કેવળ પાગલ બની ગયો હતો—એક ઉન્માદગ્રસ્ત મનુષ્યની માફક જ તે દુર્ગમા જીવન નિર્ગમન કરતો હતો પોણોસો એસી વર્ષનો ડોસો એકદમ યુવાન બનશે, તેની સર્વશક્તિ અને યુવાવસ્થાની ધમક પાછી તેનામા ઉત્પન્ન થશે, એ ખ્યાલ કોઇને સ્વપ્ને પણ હોઇ શકે કે ' એમ થવુ અસ્વાભાવિક અને અસભવનીય સમજીને જ એ લોકો નિશ્ચિત બેઠા હતા "

શત્રુસેનનો આ મુદ્દો બુદ્ધઘોષને ગમ્યો ન હોય એમ લાગ્યુ તે તીવ્રસ્વરે કહેવા લાગ્યો "વજ્રાચાર્ય, બૌદ્ધસઘનો સેકડો વર્ષનો દુર્દિન દૂર થઇ જવા છતા, સુદિનના ઉષ કાળે સાવધાનતા અને ક્ષનો ત્યાગ કરવો એ મહામૂર્ખત્વનુ અને અદૂરદર્શિત્વનુ લક્ષણ છે જેમનાપર સર્વવિશ્વનુ કલ્યાણ અવલબી રહેલુ છે તેમણે આવી રીતે ગફલતપણુ બતલાવવુ તે કદી પણ યો ય નથી! મારા મત પ્રમાણે કરૂપદેશના સઘસ્થવીરે મહા અપરાધ કર્યો છે તેના એ અપરાધના શાશનનો પ્રશ્ન હુ ભવિષ્યમા ઉપસ્થિત કર્યા સિવાય રહીશ નહિ પરતુ હમણા તે પ્રશ્ન જરૂરી નથી આગળ ઉપર જલ દીથી આવતા સકટના નિવારણનો ઉપાય શોધી કાઢવો એજ સાપ્રત સમયનુ કર્તવ્ય છે "

"મહાસ્થવીર, આપનો એ વિચાર યોગ્ય છે " વજ્રાચાર્યે કહ્યુ

યશોધવલ પોતાની દીર્ઘ મહા નિદ્રામાથી જાગૃત થઇ પાટલી-પુત્રમા આવેલો છે અરે, રાજસભામા તેનો પ્રવેશ થયો છે સમ્રાટ અને તે એકજ સ્થળે રહે છે તેના આગમનની ખબર જો પ્રથમથી મળી હોત તો, માર્ગમા જ ગમે તે યોજના કરી તે સમ્રાટ પાસે ન પહોચે તેવીજ વ્યવસ્થા કરી હોત—નિદાન તેવો પ્રયત્ન

પણ કર્યા સિવાય અમે રહેન નહિ યશોધવલ એ કઇ જેવો તેવો શત્રુ નથી તેની ચપળતા અને કર્તવ્યનિષ્ઠતાથી આપણે અજાણ્યા નથી જ એ ધ્યાનમા રાખવુ જોઇએ છે કે આ વખતે તે પાટલી-પુત્રમા આવ્યો છે તે કોઈ સામાન્ય કારણ નિમિત્ત આવેલો નથી રાજધાનીમા આવ્યા પછી સામ્રાજ્યમા ચોતરફ પ્રસરેલી ભયકર અવ્યવસ્થા અને અધેર તેના લક્ષમા આવ્યા સિવાય રહે તે તન અસભવિત છે અને એ પણ નિશ્ચયથી માની લો કે, એ સ્વરૂપ ધ્યાનમા આવ્યા પછી તે સ્વસ્થ બેસી રહેનારો માણસ નથી સમ્રાટ સાથે યશોધવલને શી વાતચિત થઇ છે તે જાણવાને કઈ રસ્તો નથી વજ્રાચાર્ય સઘસ્થવીર, હવે આપણે ચેતીને ચાલવાનુ છે નહિ તો ખાત્રીથી માનજો કે આપણો પૂર્ણ રીતે નાશ થયા સિવાય રહેશે નહિ યશોધવલ નગરમા શા માટે આવ્યો છે તે કોઇના સાભળવામા આવ્યુ છે કે,—

શત્રુસેને કહ્યુ " તે સબધી મે કઈ સાભળ્યુ નથી, પણ તેને નગરમા પ્રત્યક્ષ જોયો હતો ખરો "

મહાસ્થવીરે આશ્ચર્યથી પુછ્યુ " તમે પ્રત્યક્ષ જોયો છે ' કેવી રીતે ? "

" શશાકનો વધ કરવાના ઉદ્દેશથી હું રાજભૂવનની ચોતરફ ફરતો હતો—છેવટે શશાક મારી દૃષ્ટિએ પડયો તેનો ઉચ્છેદ કરી નાખવાના ઉદ્દેશથી ગગાદ્વારમા ઉભો રહી હુ તેના ભવિષ્યની વાત અતિ આવેશથી કહેતો હતો મારૂ ભવિષ્ય કથન ખરા રગમા આવ્યુ, તેટલામા મે એક વિલક્ષણ પ્રકાર જોયો ! "

" કેવો ? "

" એક નાની નૌકા કાઠે લાગી હતી અને તેમાથી એક વૃદ્ધ અને એક તરૂણ નીચે ઉતર્યા તે બન્ને સહજ સ્પષ્ટ રીતે જણાવા લાગ્યા કે તરતજ મે યશોધવલને ઓળખ્યો પરતુ તેણે મને જોયો નહિ, અગર તો જોયો હશે પણ ઓળખ્યો નહિ આવુ એકાએક વિચિત્ર

મકટ ઉપસ્થિત થવાથી એક ઝાડની ડાળપર ચઢી મે આત્મરક્ષણુ કર્યું ।"

"પરતુ ત્યાર પછી શુ થયુ તેનો કોઇએ તપાસ કર્યો છે ?" બુદ્ધઘોષે ઉદાસ મને પુછ્યુ

અદ્યાપિસુધી બધુગુપ્ત સ્તબ્ધ બેસી રહ્યો હતો તે હવે બોલ્યો "હા, સાધારણુ ખબર મને મળી છે રાજભૂવનમા રહેતા આપણા ગુપ્તચરે જણાવ્યુ છે કે, ગગાદ્વાર પાસે શશાક અને યશોધવલ મળ્યા હતા અને ત્યા જ તેમને પરસ્પર પરીચય થયો હતો ત્યારપછી કુમાર તેમને ગગાદ્વારથી લઈ દરબારમા આવ્યો યશોધવલ જીવત છે એ વાતપર પ્રથમ તો સમ્રાટને વિશ્વાસ આવ્યો નહિ ત્યાર પછી યશોધવલ સભામડપમા આવ્યા બાદ સમ્રાટ પોતે વેદી નીચે ઉતર્યો અને તેને ગાઢ આલિંગન આપ્યુ યશોધવલે દરબાર સમક્ષ જાહેર કર્યું હતુ કે તે પોતાની પૌત્રી માટે અન્ન યાચના કરવા માટે પાટનગરમા આવ્યો છે"

બુદ્ધઘોષ કે જે, વિચાર કરતો સ્તબ્ધ બેસી રહ્યો હતો તે બોલ્યો- 'બહુ સારૂ ! સમ્રાટ સાથે યશોધવલે શી વાતચિત કરી તેની કોઇને ખબર પડી છે ?"

શત્રુસેન ઉદાસ થઇ બોલ્યો "તે વિષે એક અક્ષર પણુ સભળાયો નથી એટલુ જ જણાયુ છે કે, યશોધવલ મહારાણીના મહેલમા ગયો છે અને ત્યા જ તેનો ભોજનાદિ પ્રબધ થયો છે યશોધવલને ત્યા નિવાસ મળવાથી વિષ પ્રયોગ કરવાનુ સાધન પણુ રહ્યુ નથી યશોધવલના આગમન પછી મત્રીઓનો એક મત્રણા દરબાર ભરાયો હતો પરતુ તે દરબારમા શુ બન્યુ તે કોઈના જાણુવામા આવ્યુ નથી કારણુ કે પેલો હરામખોર વિનયસેન પોતે જ તે વખતે સભાગૃહના દરવાજાપર પહેરેગીરનુ કામ કરતો હતો !"

બુદ્ધઘોષે કહ્યુ "એમ છે ત્યારે રાજભૂવનમા હાલના કરતા બમણા જાસૂસો રાખવાની વ્યવસ્થા કરો અને હવથી અત્યત વિશ્વાસુ

બુદ્ધ ભિક્ષુ સિવાય કોઈને પણ એવા કાર્યપર મુકશો નહિ ”

બન્ધુગુપ્તે કહ્યુ “ ઠીક, હવે પછી આપણી સલાહ મસલતની વ્યવસ્થા કેવી કરવી ? હવે મારે બગદેશમા જવુ જ પડશે ”

બુદ્ધઘોષે આશ્ચર્યથી પુછ્યુ “ બગદેશમા ‘ કેમ, શા માટે ? ”

બન્ધુગુપ્તે ખિન્ન સ્વરે કહ્યુ “ હવે યશોધવલના પુત્રનુ મે રક્ત પીધુ છે એ વાત તેના જાણવામા આવ્યા સિવાય રહેશે નહિ કીર્તિધવલ નિ શસ્ત્ર હતો તે વખતે મદિરમા એક કુત્રાની માફક મે તેના હાલહવાલ કર્યા હતા એ વાત તેના બાપ યશોધવલના જાણવામા આવ્યા પછી તે શુ કરશે તેની કલ્પના પણ મારાથી થઈ શકતી નથી તમે કોઇ પણ યશોધવલને ભૂલી નહિ ગયા હો તેની વેર લેવાની ઇચ્છા કેટલી ભયકર હોય છે તેની તમને સારી કલ્પના છે. મહાસ્થવીર, હવે હુ પાટલીપુત્રમા રહુ તે અસભવિત છે હુ હવે બગદેશમા જ જઇશ ત્યા જઇને હુ નિશ્ચિતપણાથી મારૂ કામ કરીશ ”

બુદ્ધઘોષે તીક્ષ્ણસ્વરે કહ્યુ “ સઘસ્થવીર ' તમને ગાડપણ તો નથી લાગુ પડ્યુ ને ? આ ઘોર સકટના સમયે તમે પાટલીપુત્ર છોડીને જશો ‘ તમારા યત્કિચિત્ પ્રાણ માટે સર્વ સઘના કાર્યની ધૂળધાણી કરશો ? ધિક્કાર છે ! એમ બનવુ શકય જ નથી મૃત્યુ તમને કઇ છોડવાનુ નથી જ ત્યારે તમારે સઘના કાર્ય માટે કાલના કરાલ મુખમા પડવુ એ જ ઇષ્ટ છે તમારા પૂર્વે સેકડો મહાસ્થવીરોએ અને હજારો ભિક્ષુઓએ સઘના કાર્ય માટે પોતાના પ્રાણ અર્પ્યા છે તેમણે સઘના કાર્ય માટે આત્માર્પણ કર્યુ તેથી તો અદ્યાપિ સુધી સઘ ટકી રહ્યો છે ! સઘસ્થવીર ! મૃત્યુના ભયથી આવી રીતે ડરી ગયેલા મે તમને આ પહેલા કદી જોયા ન હતા હવે તમે મૃત્યુથી એટલા બધા કેમ ગભરાવ છો ? ”

બન્ધુગુપ્તે કપિત સ્વરે કહ્યુ “ મહાસ્થવીર, સામાન્ય પ્રકારના મૃત્યુના ભયથી આ બન્ધુગુપ્ત કદી પણ ચલિત થતો નથી

એ વાત તમે નથી જાણતા એમ કઇ નથી પણ હાય ! યશોધવલના હસ્તનુ મૃત્યુ અત્યત—અત્યત ભયકર—તે મૃત્યુની યાતના દારૂણ છે ! તે કરતા હજારો આઘાતથી મૃત્યુ થશે તો તેને સુખી મૃત્યુ માનીશ ! મહાસ્થવીર ! હુ બગદેશમા જાઉં છુ ! ત્યા નિશ્ચિત થઇ હુ સઘની ઉત્કૃષ્ટ સેવા કરીશ દૂતદ્વારા અગર પત્રવ્યવહારથી વિચારની આપ લે કરવાનુ કામ હુ સારી રીતે કરી શકીશ ”

બુદ્ધઘોષે દૃઢસ્વરે કહ્યુ “અસભવિત ! સર્વથા અશક્ય ! બધુગુપ્ત, એમ બનવુ શક્યજ નથી મકટના સમયે જો તમારે મઘની સેવાથી વિમુખ થવુ હોય તો તમારી ઇચ્છામા આવે ત્યા જાવ !”

“મહાસ્થવીર ! આપનો કોઇનો એમા દોષ નથી ! આપણે બધાએ ભાગ્યચક્રમા ગુચવાયા છીએ ! આ પણ મારા અદૃષ્ટનુ જ ફલ છે ! નહિ, હુ અહીંથી જઇશ નહિ ”

આ વખતે પૂર્વ દિશામા નારગી રગનુ પડલ ચઢતુ જતુ હતુ થોડીવારે ત્યા એક ભિક્ષુ આવ્યો અને કહેવા લાગ્યો “દેવ, આ સ્થળ હવે નિર્ભય નથી સૂર્યોદય થવાને હવે વાર નથી ! ગ્રામે લોકોનો અવરજવર શરૂ થયો છે ”

તરત જ બધા ઉઠીને ભિન્ન ભિન્ન દિશા તરફ ચાલ્યા ગયા પોતાના ધર્મબધુથી છૂટા પડતા પડતા બુદ્ધઘોષે કહ્યુ “સઘસ્થવીર, વિશેષ ભય પામવાનુ કારણુ નથી યશોધવલ તમારૂ લેશ માત્ર અનિષ્ટ કરી ન શકે તેવી વ્યવસ્થા હુ પોતે કરૂ છુ હવેથી જીર્ણ મદિરના ભોયરાની ઓરડી સિવાય અન્ય કોઇ પણ સ્થળે આપણો મસલતી દરબાર એકત્ર થશે નહિ ”

બુદ્ધઘોષના ગયા પછી શત્રુસેન સ્મિત કરી બોલ્યો “સ્થવીર તુ ભાગ્યચક્રને માનતો નથીને ? ”

બધુગુપ્તે તેને કઇજ ઉત્તર આપ્યો નહિ તે નીચા મુખે ચૂપકીથી ચાલ્યો ગયો

—※—

# પ્રકરણ ૧૭ મુ.

## સખીનુ સખીત્વ.

'અરે તરલા ? કાલે તુ કયા હતી ? તારી રાહ જોઇને હુ બેસી રહી, પણ તારો કયા છે પત્તો ? તારી રાહ જોઇ જોઇને હુ તો થાકી ગઇ ! આખી રાત આખ તો મીચાઈ જ નહિ ! પણ તને મોઇને કયા છે દયા ' રાત્રે ઉઘ આવી નહિ, પથારીપર આમતેમ પાસા ફેરવવા લાગી, પણ નિદ્રાદેવી રીસાઇ તે રીસાઇ જ ! એટલે ત્રીજા પ્રહરે ઉઠી અને બારી પાસે હુ કયા સુધી ઉભી રહી હોઇશ તેની તને કલ્પના છે ? મા પણ જાણી ગઇ છે કે કાલે હુ ઉઘી નથી હુ ત્યા ઉભી હતી તે તેના જાણવામા આવ્યુ હશે એટલે તેણ મને પુછ્યુ પણ ખરૂ ! મે તો તેને કહ્યુ કે, 'હમણા જ ઉઠી છુ આજે ઉષ્ણતા બહુ લાગે છે, તેથી ઉભી હતી !' પણ ખરુ કહે તરલા, તુ કાલે કેમ આવી નહિ ? "

ફક્ત એક પ્રશ્ન માટે જેણે આટલી લાબી વાત કરી હતી તે પૂર્ણ યૌવનમા આવેલી એક રમણી હતી તેનુ વય વીસ વર્ષ કરતા થોડુ ઓછુ હતુ તપ્ત કરેલા સુવર્ણ પ્રમાણે તેની કાતિ સહજ પીળાશપર હતી તેનો બાધો સુદર અને મુગ્ધકારક હતો ટુકામા કહીએ તો તે તરૂણી અસાધારણ સૌદર્યવતી હતી તેના જેનુ સૌન્દર્ય જગતમા દુર્લભ હતુ એમ કહીશુ તો બસ થશે

તરલા અને કેશાનદને આપણ જે દિવસે છોડી દીધા, તે પછીના બીજા દિવસની આ વાત છે સુમાર એક પ્રહર દિવસ થયો હતો એટલામા તરલા મકાનમા આવી અને આવતા જ પ્રથમ તેણે પોતાના માલીકની પુત્રીની મુલાકાત લીધી તરલા દૃષ્ટિએ પડતા જ તની સાથે તેના પ્રભુકન્યા પ્રથમ જે બોલી તે ઉપર કહી ચુકયા છીએ.

તેનુ ભાષણ સાભળ્યા પછી કિંચિત હાસ્ય છટાથી તરલા બોના

" બાઈ સાહેબ, કાલે હુ મારા પ્રિયકરને મળવા ગઇ હતી ' તમારૂં દાસત્વ કરતા કરતા મે મારા પોતાના માટે એક પ્રિયકર મેળવ્યો છે !"

વક્રદષ્ટિથી તરલા તરફ જોઇ ' બાઈ સાહેબ ' બોલ્યા મર, જા એક વખત ! અરે, વળી તુએ શુ કરી આવી છુ કોણ જાણે"

તરલાએ હસતા હસતા કહ્યુ " વળી બીજુ શુ કરવાની હતી ? મનને ગમે તેવો પ્રિયકર મળ્યો એટલે સર્વ જે કરે છે તેજ મે કર્યું ! બાઇ સાહેબ ! આખી રાત કુંજવનમા વ્યતીત કરી સવારે આખો ચોળતી અહી આવી છુ હમણા ! બાઇ સાહેબ ! ખરી વાત કહેતા તમે મોટા લોકો ચીડાઇ જાવ છો એ અન્યાય ભરેલુ છે ! હુ તમને સીધી અને સરળ રીતે પુછુ છુ બાઈ સાહેબ ! ચીડાશો નહિ ! શુ અમો ગરીબોને હાડમાસ નથી ' અમને કેમ કઇ હોંશ ન હોવી જોઇએ, શુ અમારે મોજમઝા તરફ નજર પણ નહિ કરવી ' કેમ બાઇ સાહેબ બોલતા નથી ? પ્રભુએ પ્રેમ ઉત્પન્ન કર્યો છે ત તમારા જેવા મોટા માણસ માટે જ ! રસ્તામા જ્યારે મને મનગમતો શ્યામ મળ્યો ત્યારે તેનો તિરસ્કાર કરી શા માટે ચાલી જાઉ ' અને મારી ઉમર એવી કઇ વહી ગઈ છે ' બહુ બહુ તો, બાઇસાહેબ ! તમારા કરતા એક બે વર્ષે મોટી હોઇશ, એટલુજને ! પણ આમ જુઓ ! હજી મારા દાત પણ પડયા નથી કે કેશ પણ પાકયા નથી ! "

બાઇસાહેબ પણ કૃત્રીમ કોપથી બોલ્યા " મર, મર—જા માઇ ! જા એક વખત યમદ્વારે જા—મુઓ કાળ પણ તને કોણ જાણે કેમ ભૂલી જાય છે ? જ્યારે તને તારો વલ્લભ મળ્યો હતો ત્યારે પાછી આવી શુ કરવા ' મને એ બાબતની ખબર જ શા માટે જોઇએ ? " ત્યાર-પછી તે આવેશથી બોલી " તરલા, હવે તારી મશ્કરી પુરી કર ! તુ અહી કેવી રીતે આવી તે કહે ! હવે વખત ન ખોઇશ ! મારાથી સહન થતુ નથી ! "

તરલાએ કહ્યુ " કેવી રીતે આવી તે મને ખબર નથી, પણ કેમ આવી તે કહીશ ખરી તમારા માટે હુ આવી છું ! સાહ-

સાહેબ ! ઓહોહો, હો ! એટલા ઉતાવળા શેના થાવ છો ? અગર તો ચાલો ! "

કંઇ પણ બોલ્યા વગર તરલાના ખભાપર હસ્ત મુકી તે તરુણી તેની પાછળ પાછળ ગઈ બીજા માળની એક ઓરડીમાં પ્રવેશ કર્યા પછી તરલાએ તેના દ્વાર બંધ કર્યાં અને તેને સાંકળ પણ ચડાવી

તરૂણીએ તરલાના ગળે બાથ ભરી અતિશય ઉત્કંઠાથી પુછ્યું " મળ્યા કે તને ? "

" હા "

એક શબ્દ પણ ઉચ્ચાર્યા સિવાય તરલાને હૃદય સાથે ચાંપી તરૂણીએ તેને આલિંગન આપ્યું અને તેના મુખપર એક ચુંબન પણ કર્યું

તરલા હસતી હસતી બોલી " છેવટે, મારા કામનું મને આજ ઇનામ કે ? "

યુવતીએ હસીને કહ્યું " યોગ્ય બક્ષીસ તો તને મળેલો તારો શ્યામ જ આપશે ! "

" મારો શ્યામ, કે આપનો, બાઈ સાહેબ ? "

" મોઈ ચબાવલીજ છે ને ?–તારો જ–તારો જ શ્યામ ! જેને મળવા તું કાલે રાત્રે ગઇ હતી ને તારો શ્યામ !

તરલા ખડખડ હસી પડી " તે મને શી બક્ષીસ આપવાનો હતો બાઇ સાહેબ ? તે તો મૂઓ એક બુઠ્ઠો બગ્ગ છે ! કાલે ગઈ હું તેને ગળે સાંકળ બાંધી આવી છું ! અને એકાદ દિવસ જઇ તેને ખરેખરો નચાવી આવીશ ! "

" તુંકેની, તરલા, ડહાપણ જવા દે ! મરજીતાથી એક વખત કહેને કે શું થયું ? સાચું કહેને, તે તને મળ્યા ? સાચું, હેં સાચું તરલા ? "

તરલા મુખ મરડી બોલી " ખરૂ નથી માનતાં સાહેબ, તદ્દન

ખોટુ !–અમો ગરીબ લોકોને ખરાની પારખ ક્યાથી હોય ? ખરાનો સર્વ ઇજારો પ્રભુએ શ્રીમતને આપ્યો છે ને ? ”

તે તરૂણીએ તરલાનો હાથ પોતાના હાથમા પકડી તેને બારી પાસ લાવી એક આસનપર બેસાડી, અને પોતે પણ તેની પાસે બેઠી

તરલા કઇ ગણગણવા લાગી તેથી તેણે સહજ ચીડાઇ તરલાના ગાલપર ચપાટી લગાવી તે પ્રહાર સહન કરીને પણ તરલા ખડ-ખડ હસતીજ રહી અને થોડીવારે બોલી “ ત્યારે, બાઈ સાહેબ, બીજુ હુ શુ કહુ ? ”

ક્રોધ અને અભિમાનથી તે તરૂણીએ તરલા તરફ પીઠ ફેરવી હવે તરલાએ તેને મનાવવાની શરૂઆત કરી તેના મુખ આગળ—તદ્દન મુખની પાસે મુખ લઈ જઇ તે બોલી “ અરે, બાઇ સાહેબ, અરે, યુથિકાદેવી આટલા બધા આ ગરીબ સખીપર કેમ ખીજ-વાયા ? મારી સામે બરાબર મોઢુ રાખીને તો બેસો—પછી શુ શું બન્યુ તે બધુ કહુ છુ અરે, બેસોને યુથિકાદેવી ! ”

હવે યુથિકાનુ હૃદય નરમ થયુ, અને તે પૂર્વવત્ તરલા સામે મુખ કરી બેઠી

તરલા કહેવા લાગી “ સાચુ કહુ છુ બાઇ સાહેબ ! વસુમિત્ર મળ્યા તો ખરા ! તેમના પિતાને મળી મે તેમને કહ્યુ ‘ અમારા બાઈ સાહેબે શ્રેષ્ઠી વસુમિત્રને કેટલાક રત્ન પરીક્ષા માટે આપ્યા હતા તે ક્યા છે તે આપ જાણો છો ?’ મારો આ પ્રશ્ન સાભળીને ડોસો તો ચકિત જ થયો, અને કહેવા લાગ્યો ‘ મને બાપુ, કઈ તે વિષે ખબર નથી ' વસુમિત્ર પણ મને એ બાબતમા કઇ કહી ગયો નથી !’ એક રીતે જોતા ડોસા ભલો તો ખરો ! તેનામા દાવપેચનુ તો નામ નથી જોતજોતામા મારા કથનપર તેને વિશ્વાસ બેઠો, અને તેણે તરત જ વસુમિત્ર શેઠનો પત્તો બતાવ્યો. પણ તે મારી સાથે એક ડોસાને મોકલવા લાગ્યો ! મે જાણ્યુ કે,

ધ્યાનમા કે મનમા નહિ હોવા છતા વળી આ સંકટ ક્યા ઉપસ્થિત થયુ ? એટલે યુક્તિ પ્રયુક્તિ કરી હુ ત્યાથી છટકી, અને બહાર આવતી રહી વસુમિત્રનુ સ્થળ જાણ્યા પછી હુ તે જ દિશા તરફ જવા લાગી શહેરની બહાર એક જુના વિહારમા તેમને રાખ્યા છે તે જો કે પૂર્ણ રીતે કદી બન્યા નથી, તો પણ તેમને ત્યાથી નાસી જવાનો રસ્તો નથી વિહારના ભિક્ષુમાથી કોઇનો કોઈ તેમના-પર દેખરેખ રાખ્યા કરે છે આ વ્યવસ્થા ખાસ લક્ષપૂર્વક કરેલી જણાય છે ”

યુથિકાએ એક લાબો નિશ્વાસ નાખ્યો અને કેટલીકવાર મસ્તક નીચુ રાખી સ્તબ્ધ બેસી રહી વળી પાછુ તેણે ઉચુ જોઇ પુછ્યુ· “ તેમણે તને કંઈ કહ્યુ કે ? ”

“ મે તો વસુમિત્ર સાથે કેટલીએ વાતો કરી ! ”

“ શી વાતો કરી ? ” યુથિકાએ અધીરાઇથી પુછ્યુ

“ તમે મને જે કહ્યુ હતુ તે બધુ મે તેમને કહ્યુ—અને તેથી પણ વધારે સો વાતો સભળાવી આવી છુ, બાઇ સાહેબ ! ”

“ પણ શુ કહ્યુ તે તો કહીશને ? ”

“ મે કહ્યુ, અરે શ્રેષ્ટી મહારાજ ! સાગરદત્ત શ્રેષ્ટીની કન્યા યુથિકા-દેવીની દૂતી બની—ચીડાશો નહિ એમ બાઇ સાહેબ '– ' આ વખતે યુથિકા તેના તરફ તીવ્ર દૃષ્ટિથી જોતી હતી

તરલા આગળ બોલવા લાગી “ મે કહ્યુ બાઈ સાહેબ, ' યુથિકાદેવીની દૂતી બની હુ તમારી પાસે આવી છુ તમારા વિરહથી યુથિકા સૂકાતી જાય છે ! થોડા જ સમયમા તે કુમળુ પુષ્પ ખરી પડ્યા સિવાય હવે રહેશે નહિ ' અને બીજુ મે શુ કહ્યુ તે જાણો છો કે ? ”

“ શુ કહ્યુ ? ”

"કહ્યું કે, તે પુષ્પ ખરી ન પડે એવી જો તમારી ઇચ્છા હોય તો, વસન્તઋતુની એકાદ ચાંદની રાત્રે લગ્નનો સુન્દર પોષાક પહેરી—"

યુથિકાના વદનપર લાલી ચઢી તેણે કિંચિત ક્રોધસ્વરે કહ્યું "ઠીક બોલ, પછી શું થયું ?"

તરલા હસીને કહેવા લાગી "જુઓ, દેવી મને હવે એવું લાગવા માંડ્યું છે કે, તમારા દેહની સર્વ રસિકતા ભસ્મ થવા લાગી છે !"

યુથિકા સહજ નરમ પડી અને બોલી "તરલા, બ્હેન તરલા, હું તને પગે પડું છું ! હવે એ બધી મશ્કરીની વાત એક બાજુએ રહેવા દે ! તેમણે તને શું કહ્યું તે બરાબર કહેને બ્હેન !"

તરલા બોલી "પણ, મેં તમને શું કહ્યું તેતો બરાબર સાંભળો ? પછી તેમણે શું કહ્યું તે કહીશ પ્રથમ મેં તેમને પુછ્યું, 'મહારાજ,' હવે તો તે મઠના ભિક્ષુ થયા છે માટે તેમને એ જ સંબોધન ઘટે—'મહારાજ આવી જ રીતે હવે આ જીવનનો વ્યય કરશો કે ?' 'મહારાજે કહ્યું, 'હા, એમ જણાય છે ખરૂં, તરલા !'"

યુથિકાના મનને એથી સહજ સ્ફુરણ પામ્યા તરલા આગળ કહેવા લાગી "વસુમિત્રને જ્યારે મેં પ્રથમ જોયા ત્યારે તો બીલકુલ ઓળખાયા નહિ ! તેમના તે ભ્રમર જેવા કાળા કેશ નષ્ટ થઇ ગયા હતા ! તેમના વસ્ત્રોની વ્યવસ્થિત સુંદરતાનું નામ નિશાન પણ ન હતું ! શ્રેષ્ટી વસુમિત્રને, ગમે તે હોય પણ એવી સ્થિતિમાં કેવી રીતે ઓળખી શકે ? જેમને વસુમિત્ર તરીકે આપણે ઓળખતા હતા, તેમણે તો મસ્તિષ્કનું મુંડન કરાવ્યું હતું, અપવાસથી તેમનું મુખ ધોળું પુણી જેવું થયું હતું અને મલીન ભગવા વસ્ત્રથી તેમનું શરીર ઢંકાયલું હતું ! બધોએ ફેરફાર, બાઈ સાહેબ ! મારા રડયાઓએ તેમનું પૂર્વનું નામ પણ બદલી નાખ્યું છે ! હવે ત્યાં આ-

ગળ વસુમિત્ર નામથી પુછીએ તો ઠગો જ ન લાગે દેવી ! તેમનુ નવીન નામ શુ રાખવામા આવ્યુ છે તેની છે ખબર ?"

યુથિકા નીચુ વદન કરી બેસી રહી હતી તેનાથી તરલાના મુખ તરફ નજર કરવાનુ પણુ સાહસ થતુ ન હતુ !

"તેમનુ નવીન નામ જ્ઞાનાનન્દ છે સાભળ્યુ કે બાઇ સાહેબ ! તમને જે ભય લાગે છે તે તદ્દન નિરાધાર છે ! તમારી સાથે વસુમિત્ર લગ્ન કરશે એમ માનીને ચારૂમિત્રે કઇ છોકરાને દેશવટો આપ્યો નથી ચારૂમિત્રના મૃત્યુ પછી તેની અઢળક સપત્તિ વિસુ મિત્રને મળવાની હોવાથી બૌદ્ધ ભિક્ષુઓએ ચારૂમિત્રને પોતાના છોકરાને ભિક્ષુ બનાવવા આદેશ કર્યો હતો ભિક્ષુ થયા પછી પુત્રનો -બૌદ્ધનો હક્ક પિતાની સપત્તિપર રહેતો નથી તેની સર્વ મીલકત બૌદ્ધ મઠને મળે છે એ માટે જ ચારૂમિત્રે પોતાના એકના એક છોકરાનુ બળીદાન આપ્યુ છે !"

યુથિકા ડસ્કા ભરતી બોલી "ત્યારે પછી બહેન, એનો કઇ ઉપાય ?"

"ઉપાય બીજો શો ? ઉપાયમા હવે એક પરમેશ્વર ! મઠમાથી પાછા ફરતા જ મે એકાગ્ર ચિત્તથી પ્રભુનો જાપ જપ્યો તેજ કારણુથી કે કોણુ જાણે શાથી, ભગવાને મને રસ્તામા જ એક ઉપાય બતાવી દીધો ! તે મઠમા કેટલાક દુષ્ટ ભિક્ષુઓ છે તેમાનો જ એક પ્રૌઢ વયનો ભિક્ષુ તે આ જ્ઞાતાઓનો નેતા છે મઠમાથી પાછા ફરતા સધ્યાકાળ થઇ ગઇ તેથી હુ ઉતાવળે પગલે ચાલવા લાગી થોડેક રસ્તે ગઇ તો મને કોઇએ મારી પુઠ પકડી હોય એમ લાગયુ પહેલા તો હુ એટલી બધી બ્હીધી કે કઇ કહેવાની વાત જ નહિ ! બે ત્રણુ વખત અધકારમા લપાઇ જઇ તે પાછળ આવતા માણુસને ભૂલાવામા નાખવાનો મે પ્રયત્ન કર્યો, પરતુ તે મુઆએ કેમે કરતા મારો પીછો છોડયો નહિ લગભગ બે ત્રણુ ઘડી આ રમત રમ્યા

પછી છેવટે તેનુ મુખ મને જણાયુ તે દેખાતા જ હુતો ગભરાઇ ગઇ ! મારા શરીરના રૂવા ઉભા થઇ ગયા શુ કહુ બાઇ સાહેબ ? પણ ક્ષણમા મારી ખાત્રી થઇ કે બ્રહ્મદેવે જ એ સુખ મારા નસીબમા લખ્યુ છે કારણ કે, જેણે મારી પુઠ પકડી હતી તે, તેજ મદનો એ બુટ્ટો બદર હતો !"

યુથિકા એકદમ બોલી ઉઠી "એમ? ' મૂઓ વાદર ?"

તરલા કૃત્રિમતાથી બોલી "તમને ખરેખર કહુ છુ બાઇ સાહેબ, તમે વસુમિત્રના ચહેરા તરફ કલાકના કલાક સુધી કેમ જોઇ રહેતા હતા, અને તમારા નેત્રની પાપણ પણ કેમ હાલતી ન હતી, એનુ રહસ્ય હવે સારી રીતે સમજાયુ બાઇ સાહેબ ! " એમ કહી તરલાએ શ્વાસ ખેચ્યો

યુથિકાએ તેને કઇ પણ ઉત્તર આપ્યો નહિ માત્ર એક પ્રેમી તમાચ મારી !

તરલા કહેવા લાગી "એમજ કહોને કે, મારા બોલવાપર તમને ભરોસો જ નથી ત્યારે નિરર્થક તમારા જેવા અરસિક શ્રોતા આગળ મારા તે પ્રિયકરના રૂપનુ વર્ણન કરી શુ કરવા માથુ પકવવુ ? હવે તમારી જ વાત કહુ છુ ત્યાર પછી છુપાઇ રહેલી જગ્યાએથી બહાર આવી તે શ્યામ સુદર સાથે મે ઘણી વાતો કરી અરે બાઇ સાહેબ, એક વખત માણુસ પ્રેમમા પાગલ થાય છે તો પછી તેનો મરણ સિવાય છુટકો થતો નથી તે ગેડના છોકરા સાથે મુખ આગળ મુખ રાખી સર્વ દિવસ બેસી રહેતા હતા તે એટલામા ભૂલી ગયા કે ' વસતની ચાદની રાત્રે શ્યામસુદર પોતાની રાધાને શામાટે ત્યજી જાય ? અગ્નિ તો ત્યાં ન હતો, ત્યારે ચદ્રને જ સાક્ષી રાખી અમે અમારૂ ગાધર્વવિધિથી લગ્ન કરી દીધુ, અને શુ કરૂ બાઇ સાહેબ ?"

યુથિકા રહજ ક્રોધીને બોલી "તરલા તુ અતિ દુષ્ટ છે ! હવે તારી આ મશ્કરી મને બીલકુલ મધુર લાગતી નથી ! તારા પગે પડુ

છુ–તને મારા શપથ છે શુ થયુ તે સીધી અને સાદી રીતે કહે—"

તરલાએ કહ્યુ "બહેન, આવી શી વાત કરો છો ! તમે તો હજુ યુવાવસ્થામા પ્રવેશ કરો છો, હુ નો ઘરડી ડોસી થઈ છુ ' તો પણ માણસ જ ને ? શુ હુ કદી પ્રેમજાળમા સપડાઉ જ નહિ ?"

યુથિકા ગુસ્સાથી ઉઠીને જવા લાગી, ત્યારે તરલાએ હાથ પકડી તેને નીચે બેસાડી કહ્યુ "સાભળો બાઇ સાહેબ, બધુ હુ કહુ છુ એટલા અધીરા શેના બની જાવ છો ? તે મૂઓ ભિક્ષુ ખરેખર મારી પાછળ પાગલ બની ગયો હતો, અને તેથી જ તેણે મારો પીછો પકડયો હતો હુ બહાર આવી તે સાથે જ તે માર ચરણમા આળોટી પડયો, મે પણ તેની તે પ્રેમચેષ્ટાને ઉત્તેજન આપી તેને આકાશનો ચદ્ર પકડવા કહ્યુ છે ! મે વસુમિત્રને એવુ આશ્વાસન આપી મુકયુ છે કે "હુ તમોને મુક્ત કરીશ જ !" મઠમાથી પાછા ફરતા હુ મનમા કહેવા લાગી કે મે શેઠને આશ્વાસન તો આપ્યુ પણ તેમને કયે માર્ગે છોડાવીશ ? ત્યારે અચાનક પ્રભુએ આ માર્ગ બતલાવી દીધો એ વાદરની સહાયતાથી હુ વસુમિત્રને તે કેદખાનામાથી છોડાવીશ પરતુ કેવી રીતે બહાર લાવવા તે હજુ સુઝતુ નથી હવે બાઇ સાહેબ એ વિષે એક પણ વાત પુછશો નહિ બાઇ સાહેબ, મારા માટે કઈ પુછે તો કહેજો કે તે તેની માસીની દીકરીના લગ્નમા કઈ દુર ગઇ છે પાચ સાત દિવસે આવવાની છે ! અને સાચુ કહુ છુ બાઇ સાહેબ, મારી બહેનનુ નામ પણ યુથિકા જ છે !"

યુથિકાએ કહ્યુ "તારા મુખમા પૂળો મુકે !"

"હવે મુખમા પૂળો મુકવાનો નથી, બાઇ સાહેબ !"

"ત્યારે શુ ?"

"તારા મુખમા સાકર ! એમ જ કહેવુ જોઇતુ હતુ !" એટલુ કહી તરલા ત્યાથી હસતી હસતી જતી રહી.



## પ્રકરણ ૧૮ મું.

### જીર્ણ મંદિર.

તરલા પોતાના માલીકનુ ઘર છોડી રાજમાર્ગપર આવી અને બજાર તરફ ચાલી બજારમા જુદી જુદી ત્રણ દુકાનમાથી તેણે ત્રણ પુરૂષના પોષાક—પહેરવા અને ઓઢવાના વસ્ત્ર તથા જોડા અને ફેટા—ખરીદ કર્યા આ પોષાકની પોટલી તે પદર નીચે રાખી પોતાને ઘેર ગઇ નગરના અંતમા તરલાની માસીની એક નાની ઝુપડી હતી. તરલાના ઘરમા આજ હતું ! તે હમેશાં—રાત્રે પણ કામકાજના નિમિત્તે પોતાના માલીકને ઘેર રહેતી હતી, તોપણ કદી કદી વચ્ચે વચ્ચે સ્વામીની પાસેથી રજા લઇ બે ત્રણ દિવસના આતરે ઝુપડીમા આવી પોતાની માસી પાસે રહી જતી હતી તરલાની માસી બહુબોલી હોવાથી તેનાથી વધારે દિવસ એ ઘરમા રહેવાતુ ન હતુ. તરલાની માસીમા ગુણ પણ ઘણા હતા—ઘણુખરૂ તેને કંઇ દેખાતુ ન હતુ એમ કહીએ તો ખોટુ નથી તે જ પ્રમાણે તેના કાન પણ શખનાદથી ડરે તેમ ન હતા માત્ર તે બોલવામા શૂરવીર હતી તેના મુખની તોપ સામે ભાગ્યે જ કોઇ ટકી શકે !

પોતાના આ ઘરમા આવી તરલા પોટલી ઓરડીના એક ખુણામા મુકી ખાઇ પીને ઉંઘી ગઇ ત્રણ પ્રહર વ્યતીત થયા પછી ઉઠીને કેશ બરોબર ઓળી કપડાંનો બનતો ઠાઠ કરી તે ઝુપડીમાથી બ્હાર નીકળી. જતી વખતે તેણે માસીને કહ્યુ "માસી બાઇ સાહેબ પાસેથી બે દિવસની રજા લઇને હુ આવી છુ ! હુ જરા કામે જાઉ છુ મને આવતાં રાત પડશે આજે હુ મારી એક સખીને તેડી લાવવાની છુ "

ઘરમાથી બહાર નીકળી તરલાએ નગરના દક્ષિણ ભાગ તરફ ચાલવા માડ્યુ તે વખતે દિવસ અસ્ત પામવાને વાર ન હતી.

જનમમૂહથી ધીચ રહેતા રાજમાર્ગને છોડી તરલા મહાનગરીના બહાર ઉપનગરમા આવી પહોચી તે દિવસે તે જુના બૌદ્ધ વિહારમાથી જે રસ્તે પાછી આવી હતી તેજ રસ્તે આ વખતે તે મા નગર જતી હતી પરંતુ થોડે દૂર ગઇ નહિ તેટલામા જ તેને જણાયું કે, રસ્તાને લાગીનેજ તાડવનમા પુષ્કરણીના કાઠાપર એક માણુસ બેઠેલો છે અને તે આવતા જતા માણુસ તરફ લક્ષપૂર્વક જોઇ રહ્યો છે ।

તે વ્યક્તિ દૃષ્ટિએ પડતા જ તરલાએ સીધો રસ્તો છોડી તાડવનમા પ્રવેશ કર્યો પગનો ખડખડાટ ન થવા દેતા ધીમે ધીમે તે પેલા માણુસની પાછળ ગઇ અને એકદમ તેના નેત્ર દાબી દીધા ।

તરલાના હાથપર હાથ ફેરવી તે માણુસ હસી પડીને બોલ્યો "તરલા, ઓળખી, મે તને ઓળખી ! આવો કોમલ સુવાળો હાથ આખા પાટલીપુત્રમા તારા સિવાય બીજે કોનો હોય ! "

તરલાએ પણ ખડખડ હસી તેની આખોપરથી હાથ ઉઠાવી લઇ કહ્યુ "આચાર્ય, ઝરાના કીનારાપર—અહીં બેસીને શુ કરતા હતા ?"

દેશાનંદ તરલાના વદન તરફ એકાગ્રદષ્ટિ જોતો જોતો બોલ્યો "એક તરસ્યા ચકોરની માફક તારા મુખચદ્રના ઉદયની રાહ જોતો હતો, તરલા ! પણ ચદ્રનો ઉદય થયો ખરો ! ચાલ તરલા, ચાલ આપણે જઇએ ! "

"પણ, કયા જવું છે ?"

"કયા એટલે ? કુજમા !"

"આચાર્ય, તમે તો ભગવા પહેર્યા છે ! તમારે શા કુજ ને બુજ ?"

"તરલા, તુ તો અરસિક શીરોમણી છે !" દેશાનંદે ખિન્ન થઇ કહ્યુ.

"ઠીક, ગમે તેમ હો ! પણ તમારો કુંજ કયા છે ?"

દેશાનંદના મુખપર પ્રસન્નતા આવી તેણે ઉત્કંઠાથી કહ્યું "કેમ? સંઘારામનો કુંજ છેને?"

તરલા અવિશ્વાસથી બોલી "શું કહો છો તમે? સંઘારામ શું એકાંત સ્થળ છે? અરે, તે દિવસે હું ત્યાં આવી ત્યારે તમારા ભિક્ષુઓનો મને તો એક અખાડો જ જણાયો. આ વખતે તે ભિક્ષુ તમને પકડયા સિવાય રહેશે કે?"

દેશાનંદ આંખો મીંચી માથું હલાવતો બોલ્યો "તને નિરર્થક ખોટું કહેવામાં મને શો લાભ છે? તરલા! સંઘારામમાં જોઇએ તેટલી એકાંત જગ્યા છે. તું મારી સાથે ચાલતો ખરી, પછી હું તારી ખાત્રી કરી આપું છું."

તરલા ક્ષણવાર વિચાર કરીને બોલી "ઠીક ચાલો ત્યારે પણ તમે મારી આગળ ઘણે છેટે ચાલો!"

"ઠીક, તેમ!" દેશાનંદ કંઇક નિરાશાથી બોલ્યો.

દેશાનંદ આગળ ચાલવા લાગ્યો. તેની પાછળ કેટલેક દૂર રહી તરલા પણ જવા લાગી. તે વખતે સાયંકાલ થઇ અંધકાર પણ પ્રસરતો હતો. ઉપનગરનો રાજમાર્ગ હવે બહુધા નિર્જન થયો હતો. દેશાનંદને ટેવ હોવાથી તે અંધારામાં બીન હરકતે ચાલ્યો જતો હતો, પરંતુ તરલા ઠોકરો ખાતી ખાતી પગલાં ભરતી હતી.

કેટલીક વારે તે બન્ને પેલા જીર્ણમંદિર આગળ આવી ઉભા રહ્યા. વસ્ત્રમાંથી ચાવી બહાર કાઢી દેશાનંદે તેનું તાળું ઉઘાડયું. મંદિરનો દરવાજો ઉઘાડી તેણે તરલાને ધીમેથી કહ્યું "અંદર આવ તરલા!"

તરલા આ વખત મોટી જાળમાં સપડાઇ હતી! આ સ્થળ તો દેશાનંદના કહેવા પ્રમાણે પૂર્ણ રીતે એકાંત છે! હવે શું કરવું? આ નિર્જન સ્થળમાં આવા લુચ્ચા મૂર્ખ માણસ સાથે કેમ જવાય? ઉદ્દેશ પાર પાડવા શી યુક્તિ કરવી! આ પાગલનો અને મળેલી તકનો કેવો ઉપયોગ કરવો? વગેરે કેટલાએ પ્રશ્નો

એક પલમા તરલાના હૃદયમા ઉપસ્થિત થયા ! તે પૈકી, આ પાગલ બનેલા માણસના હાથમાથી આ પ્રસંગે પોતે કેવી રીતે છૂટવુ એ પ્રશ્ન અત્યત મહત્વનો હતો !

તરલાને અદર આવવામા વિલબ કરતી જોઇ દેશાનદનુ ધૈર્ય ખૂટતુ જતુ હતુ ! તે મહજ ચીડાઇને બોલ્યો "અરે, આ શુ તરલા ! અદર આવને ! બહાર ઉભી રહીને તુ ત્યા શુ કરે છે ? ખરૂ છે તરલા, તું ગાડી જ છે ! જો કોઇ તે તરફથી આવશે અને તને જોશે તો મોટી ફજેતી થશે ! આવ, ચાલ અદર આવ !"

તરલા હવે નિરૂપાય બની પગથીયા ચઢી ઉપર ગઇ અને દ્વારના ઉમરામા જ બેઠી !

આ જોઇ દેશાનદ કટાળ્યો ભ્રકૂટી ચઢાવી તે બોલ્યો "અરે, આ શુ તરલા ? ઉપર આવી ત્યારે ત્યા બેઠી ! ચાલ અદર આવ–એટલે દ્વાર બધ કરી લઉં !"

તરલા થરથરતા અવાજે બોલી "મને તો બહુ બ્હીક લાગે છે !"

"અરે ગાડી, અહીં શેની બ્હીક છે તને !"

"આ તો ભયાનક અધકાર છે ! અદર દીવા તો સળગાવો !"

દેશાનંદે કટાળો ખાઇ કહ્યુ "તને ગાડપણ તો નથી લાગ્યુને ? અરે, દીવો મળગાવુ એટલે સર્વને સહજ જ ખબર ન પડી જાય કે ? વાહરે વાહ ! તુ તો ભલી છે તો !"

"અરે, પણ અહીં કોણ શોધવા આવવાનુ છે ? દીવો સળગાવ્યા સિવાય હુ અદર પગ મુકીશ નહિ !"

છેવટે નાઇલાજે દેશાનંદે દીવો પ્રકટાવવાનુ ઠરાવ્યુ અને કાળા ઘોર અંધકારમાં તે દીવો શોધવા લાગ્યો તરલા દરવાજા પાસે અધારામા જ ઉભી રહી

એટલામા તરલાને દૂરથી મનુષ્યનો શબ્દ સ્પષ્ટ રીતે સભળાયો તે સાભળતા જ તેણે ગભરાતા ગભરાતા દેશાનદને કહ્યુ "અરે, અરે

આચાર્ય ઝટ અહીં આવો ! કોઈ માણસનો અવાજ સંભળાય છે મને !"

તરલાએ ગભરાતા ગભરાતા કરેલા ... ગતા જ દીપક શોધવાનું કામ છોડી તરત જ દેશાન ... પાસે આવ્યો બન્નેએ આંખો ખેંચી દૂર સુધી જોયુ, તો બ...ખર ! તેમને બે વ્યક્તિ તે મંદિર તરફ આવતી જણાઇ તે જ ... એક શબ્દ પણ ન બોલતા દેશાનંદે તરલાનો હાથ પકડયો અને તેને જોરથી ખેંચી લઇ અંદર ગયો અંદરની વિશાળ મૂર્તિની આડે ...ન્ને લપાઇ ગયા

તે બે વ્યક્તિ થોડીવારે મંદિરના બારણા આગળ આવી પહોંચી તે પૈકી એકે બીજીને પુછયુ ' આ શુ ...ચાર્ય મંદિરનુ દ્વાર તો ઉઘાડુ દેખાય છે !"

બીજી વ્યક્તિ ઝટપટ પગથીયા ચઢી ઉપર આવી, અને બરોબર નજર ફેરવી તેણે પહેલી વ્યક્તિને કહ્યુ "હા સ્થવીર હા ! મંદિરનુ બારણુ ખરેખર ઉઘાડુ છે ! બંધુગુપ્ત તારો દેશાનંદ દિવસે દિવસે ગાંડા થતો જાય છે ! આજે જ તેના બદલે બીજા ...ઇને મંદિરના રક્ષણ માટે નીમ તેમ કર્યા સિવાય હવે ચાલશે નહિ !"

બન્નેએ થોડીવારે મંદિરમા જઇ બારણા બંધ કરી લીધા બંધુગુપ્તે દીવો ઉચકી પ્રકટાવ્યો અને પુનઃ તે જ સ્થળે મુકી દીધો ત્યાર પછી આસનો લઇ તે બન્ને નીચે બેઠા આ તરફ મૂર્તિની પાછળ અંધકારમા ઉભો રહેલો દેશાનંદ વાયુચક્રમા સપડાયલા કદલી-સ્તંભ પ્રમાણે થરથર કંપતો હતો !

શત્રુસેને પુછ્યુ "સંઘસ્થવીર, તારૂ મુખ આટલુ કેમ સુકાઇ ગયુ છે ?"

"કેવળ યશોધવલના ભયથી !"

' અરે, પણ યશોધવલથી તુ એટલો કેમ ડરે છે તે હુ સમજતો નથી !"

બંધુગુપ્ત ગદ્ગદ્ સ્વરે બોલ્યો "તું પાછો બધું ભૂલી ગયો કે

શું ? અત્યાર સુધી યશોધવલને મરણ પામેલો જાણી હું નિશ્ચિંત હતો." એમ કહી તેણે દીર્ઘ નિ:શ્વાસ નાખ્યો.

"હજી પણ હું મરણથી ડરતો નથી કોઈનાએ હાથના મા ણુથી હું ડરતો નથી પણ શું કરું ? યશોધવલનુ નામ સભળાતા જ મારા હાજા ગગડી જાય છે તેના કર્ણપર જો તેના પુત્રના મરણની સર્વ હકીકત જશે તો મારા હાલ બેહાલ કરી તે મને ઠેર માર્યા સિવાય રહેશે નહિ ! હુ સામાન્ય મરણથી બ્હીતો નથી પણ શરીરના રાઇ રાઇ જેટલા ટુકડા થઇ પ્રાપ્ત થતા મૃત્યુનો ભય મને મહાન લાગે છે !"

"સઘસ્થવીર, તે કીર્તિધવલને કેવી રીતે માર્યો હતો ?"

"તને ખબર નથી વજ્રાચાર્ય ?"

"કેવી રીતે હોય ? તે મને કદી પણ કહ્યુ નથી !"

"હા–મે તે વાત ખરેખર કોઇને કહી નથી સાભળ ત્યારે તે બધી હકીકત તને કહુ છુ "

કેટલીક વારે મસ્તિષ્ક ખજવાળતો ખજવાળતો બધુગુપ્ત બોલ્યો "ના, વજ્રાચાર્ય, તે વાત હુ કહીશ નહિ મને અતિશય ભય લાગે છે !"

બધુગુપ્તના મુખના આ શબ્દ સાભળીને શત્રુસેન હસી પડ્યો અને કહેવા લાગ્યો "સ્થવીર, દિવસે દિવસે તારૂ ભાન જતુ જાય છે એમ લાગે છે તારે તે હકીકત કહેવી હોય તો કહે, નહિ તો ના કહીશ પણ અહીં તે કહેવામા ડરવા જેવુ કઇ નથી! મદિરનુ દ્વાર આપણે સજ્જડ રીતે બધ કર્યુ છે અદરથી એક શબ્દ પણ બહાર જવાનો સભવ નથી મદિરમા આ દીપક પ્રકાશે છે–એના પ્રકાશથી તુ સ્પષ્ટ રીતે જોઇ શકે છે કે, મદિરમા તુ, હુ અને દેવની મૂર્તિ સિવાય પક્ષી સરખુ પણ નથી ! છતા તુ એટલો બધો કેમ ડરે છે તે હું સમજી શકતો નથી !"

"ખરૂ છે વજ્રાચાર્ય, હુ નકામો જ ભય પામુ છુ ! કીર્તિધવલ જ્યારે અંગદેશમા પોતાનુ ઉત્પન્ન વસુલ કરવા ગયો હતો, ત્યારે પૂર્વ મને મહાન સંકટમા જ હતો ધવલવંશના સર્વ મનુષ્યો રાજનીતિ કુશળ અને યુદ્ધકળા વિશારદ હતા, અને હાલ પણ છે વારવાર યુદ્ધમા પરાજય પામી ત્યાની બંડખોર પ્રજા જ્યારે નષ્ટ કરવા તૈયાર થઈ ત્યારે તેમને કોઇ પણ પ્રકારની શિક્ષા ન કરતા, કીર્તિધવલે તેને પૂર્ણ ક્ષમા બક્ષી તે સર્વને વશ કરી લીધી હુ તે વખતે અંગદેશમા હતો પરંતુ હજારો પ્રયત્ન કરવા છતા પણ સદ્ધર્મી લોકોને કીર્તિધવલ વિરૂદ્ધ ઉત્તેજીત કરવામા હુ વિજયી થયો નહિ મે ઘણો વિચાર કર્યો યશોધવલના પુત્રને કોઇ પણ રસ્તે હણ્યા સિવાય સંઘની કાર્યસિદ્ધી થવાની આશા મને જણાઇ નહિ ! મે પુષ્કળ પ્રયત્ન કર્યો, પણ બીજો એક ઉપાય મળ્યો નહિ ! પરંતુ અંગદેશવાસી પૈકી કોઈ પણ કીર્તિધવલપર પ્રહાર કરવાને કબુલ થયો નહિ તે પણ અંગરક્ષકોને લીધા સિવાય કદી બહાર નીકળતો ન હતો ઘણા દિવસે મને એક એવી ખબર મળી કે, કીર્તિધવલ દરરોજ સાયંકાળે તારાદેવીના મંદિરમા દર્શનાર્થે જાય છે ત્યારથી હમેશ સંધ્યા સમયે હુ તેની પાછળ જવા લાગો, પરંતુ કદી પણ તેના અંગને માત્ર સ્પર્શ કરવાની હિંમત પણ થઇ નહિ ! એક દિવસે દેવીના મેળા વખતે સદ્ધર્મી અને બ્રાહ્મણોમા કલહ થઈ મારામારી થવા લાગી તે દિવસે યોગ્ય સંધી જોઇ દૂર છુપાઇ રહી મે કીર્તિધવલને એક બાણ મારી ઘાયલ કર્યો લોકોમાથી કોઇએ તેને કે મને જોયો ન હતો ! કીર્તિધવલ દેવીના મંદિર આગળ પડ્યો હતો અંધારામા જ્યારે તેના સેવકો તેને શોધવા લાગ્યા ત્યારે તેની પાસે જઈ મે જોયુ તો કીર્તિધવલ જીવતો જણાયો તેને જે જખમ થયો હતો તે કઇ વિશેષ ભયંકર ન હતો તે જ વખતે દેવળના ગર્ભસ્થાનમા હુ ગયો અને દેવીના હાથની તલવાર લઇ કીર્તિધવલના

હસ્તપાદ અને મસ્તિષ્કને જુદા પાડી દીધા ! તરત જ યાતનાથી તે શુદ્ધિપર આવ્યો. શરીરમાંથી અતિશય રક્તપ્રવાહ છૂટવાથી અને ભયંકર દુઃખથી તેને અતિશય તૃષા લાગી તેથી તે પાણી માગવા લાગ્યો. શત્રુના રક્તના દર્શનથી આનંદી બનેલી ઉન્મત્ત થઇ મેં તેની મૃત્યુ સમયની છેવટની દયાજનક પ્રાર્થના તરફ બીલકુલ લક્ષ આપ્યું નહિ અને પાણી વિના તરફડાવી સંઘના એક મહાન શત્રુનો એવી રીતે નિપાત કર્યો !"

કીર્તિધવલના આ ભયંકર કરૂણ ખૂનની વાત સાંભળતાં સાંભળતાં મૂર્તિ પાછળ ઉભેલી તરલા અંધકારમાં થરથર ધ્રૂજતી હતી. તેનું શરીર પરસેવાથી તરબોળ થઇ ગયું હતું !

કેટલીક વાર સુધી ચૂપ રહી નિઃશ્વાસ નાખતો શત્રુસેન બોલ્યો "બંધુગુપ્ત ! તું મનુષ્યરૂપી રાક્ષસ છે ! તને બૌદ્ધસંઘમાં ભિક્ષુની દિક્ષા કેમ આપી તે હું સમજી શકતો નથી !"

'વજ્રાચાર્ય, એ વાત હવે મુખમાંથી કાઢીશ પણ નહિ ! તે દિવસથી મને હમેશ સ્વપ્ન આવે છે કે, જાણે દેવીના મંદિર સામે કીર્તિધવલ જખમી થઇ પડયો છે અને મૃત્યુની યાતનાથી કરૂણ સ્વરે પાણી માગે છે, અને હું તેના રક્તદર્શનથી આનંદમાં ઉન્મત થઈ નાચું છું ! યશોધવલ નગરમાં આવ્યો છે, એમ સાંભળ્યું ત્યારથી પ્રત્યેક રાત્રે મને એવો ભાસ થાય છે કે, હું તે જ દેવળ આગળ પડયો છું, મૃત્યુની ભયંકર યાતનાથી તરફડું છું અને હાથમાં તલવાર લઈ રક્તથી શરીર રંગીને યશોધવલ આનંદમાં બેભાન થઈ નાચે છે !"

અ[illegible] ઘટિકા સુધી ઉભય ભિક્ષુઓ સ્તબ્ધ બેસી રહ્યા દેવળમાં શાન્તિ [illegible], પણ તેનો ભંગ કરી બંધુગુપ્તે કહ્યું "વજ્રાચાર્ય, ચાલ આપણું મઠાશ્રમમાં પાછા જઇએ આ એકાન્ત વાસ મને અસહ્ય [illegible] વા લાગ્યો છે !"

દીવો ઓલવી એક શબ્દનો પણ ઉચ્ચાર ન કરતા તે બન્ને ત્યાથી ચાલ્યા ગયા

મૂર્તિ પાછળ આચાર્ય દેશાનંદ હજી પણ ટાઢ ચડી હોય તેમ ધ્રૂજી રહ્યો હતો બધુગુપ્ત અને શત્રુઘ્નને જતા રહેલા જોઈ તરલા બોલી " ચાલો અહીંથી નીકળી જઇએ "

દેશાનંદે ડોકુ ધૂણાવી કહ્યુ " તરલા, આ વખતે તો હુ ઠાર થઇ ગયો છુ ! તારા પ્રેમમા ડૂબી જવાથી મારી શુદ્ધિ જતી રહી છે ' "

તરલાએ કહ્યુ " હવે અહીં રહેશો ત્યારે શુદ્ધિ તો શુ પણ માથુ જતુ રહેશે ખરૂ ! પહેલા ચાલો—ચાલો ! "

હતાશ બની દેશાનંદે કહ્યુ " ચાલ ત્યારે જઇયે ! "

બન્ને તરત જ મદિર બહાર આવી ઉભા રહ્યા તરલાએ જોયુ કે દેશાનંદ ભયથી અર્ધો થઈ ગયો છે તેને ધીરજ આપવા માટે તે બોલી " તમે આટલા ડરી કેમ ગયા છો ? એ વાદરા તમને શુ કરવાના છે ! ચાલો મારી સાથે, હુ તમને એવી જગ્યાએ છુપાવી રાખીશ કે તમે સાત જન્મ સુધી શોધના જડશો નહિ ! '

તરલાના આ ભાષણથી દેશાનંદનો ભય દૂર થઇ પ્રાણ રક્ષણની આશા ઉદ્ભવી તે કહેવા લાગ્યો " ત્યારે હવે અહીં ઉભા રહેવામા શો અર્થ છે ' ચાલ, હમણા જ આપણે નાશી જઇએ "

તરલાએ કહ્યુ " નિરર્થક એમ ગભરાઈ જશો નહિ હજી અહીં થોડુ કામ છે તે પ્રથમ પુરૂ કરવા દો "

" વળી તારૂ શુ કામ રહ્યુ ' "

" ભિક્ષુ જ્ઞાનાનદને એકવાર મળવુ છે "

દેશાનદને તરલાનો આ વિચાર પસદ પડ્યો નહિ તેણે કહ્યુ- " જ્ઞાનાનદ તને કેવી રીતે મળી શકશે ? "

" કેમ ભલા ? "

" તે તો સઘારામમા કેદી બની બેઠા છે—"

"ત્યારે તમા . શો ઉપયોગ ?"

"ઠીક, તારે ા જવાની જરૂર નથી હુ જ તેને અહીં બોલાવી લાવુ છુ "

"સારૂ, પણુ વહેલા આવજો ! હુ તમારી વાટ જોતી અહીં બેસુ છુ"

દેશાનંદ ચાલ્યો ગયો ડોમાને પકડવાથી તેનો ઉપયોગ થઇ શકયો છે એ વિચ થી તરલાને અતિશય આનંદ થયો તે મન્દિર પાછળ ભરાઇ રહી

થોડા જ વખતમા જીનાનંદને લઈ દેશાનંદ ત્યા આવ્યો અને તરલાને કહેવા લા ો "તારૂ જે કામ હોય તે જલદીથી પતાવી લે જીનાનંદને નહિ દેખે તો સઘના ભિક્ષુ સશયિત બની તેને શોધવા આ તરફ ાવ્ય સિવાય નહિ રહે "

"આચાર્ય, હુ મારૂ કામ જોતજોતામા પતાવી લઉ છુ, પણુ તમે મંદિરમા જશો કે ' જીનાનંદ સાથે મારે કેટલીક ગુપ્ત વાત કરવી છે "

દેશાનંદ તરલાની આજ્ઞાને આધીન થઇ તરત જ મંદીરમા ગયો. તરલાએ દ્વાર બંધ કરી દીધા અને જીનાનંદને ધીમે રહી કહેવા લાગી "મહારાજ મને ઓળખી કે ' હુ તરલા છુ આપને અહીંથી લઇ જવા હુ આવી છુ હવે આપ મને કઇ પણુ પુછશો નહિ હુ તમને જે જે કરવાનુ કહુ તે વગર બોલેચાલે કરો !"

જીનાનંદ ઉર્ફ વસુમિત્ર દિગ્મૂઢ બની ગયો તરલાએ મંદિરના દરવાજા પાસે ઉભી રહી ધીમેથી બોલી "આચાર્ય—"

"કેમ ?" આચાર્યે અંદરથી ઉત્તર આપ્યો

"તમારા બધા વસ્ત્ર મને આપો તો હુ તે પહેરી લઉ—"

"એટલે ?"

"એટલે શુ શાનામાના કહુ તેમ કરો જો, તમે તમાર

હમેશના વેશમા મારી માથે રાતને પહોર બહાર નીકળશો તો તમને અહીંના લોકો ઓળખ્યા સિવાય રહેશે કે ?"

"હા, તુ કહે છે તે ખરૂ છે, તરલા !"

એમ કહી દેશાનદે પોતાના વસ્ત્રો કાઢી એક પછી એક બહાર આપવા માડયા તેના સર્વ વસ્ત્ર હાથમા આવ્યા પછી તરલાએ વસુમિત્રને તે પોષાક પહેરી લેવા કહ્યુ વસુમિત્રે દેશાનદના વસ્ત્રો પહેરી લઇ પોતાના વસ્ત્રો તરલાને આપ્યા તરલાએ તે ભિક્ષુ વેષ પોતાના શરીરપર ચઢાવ્યો અને પોતાના વસ્ત્રો મદિરમા નાખી તે દેશાનદને ધારણ કરવા કહ્યુ તેણે તે પહેરી લીધા પછી તરલા મદિરમા ગઇ અને કહેવા લાગી. "તમે થોડીવાર અદર જ બેસી રહો—હુ હમણા જ જઇને આવુ છુ સાભળ્યુ કે ?"

દેશાનદ તરલાની આજ્ઞા પ્રમાણે તે જીર્ણ મદિરમા બેસી રહ્યો. તરલાએ બહાર આવી દ્વાર બધ કરી સાકળ ચઢાવી તાળુ પણ માર્યું ! ક્ષણ માત્રમા તે વસુમિત્ર સહ અધકારમા અદૃશ્ય થઇ ગઇ !



## પ્રકરણ ૧૯ મુ.



### સામ્રાજ્યનું મત્રીભૂવન.

નવીન રાજભુવનની અટ્ટાલિકામા ઉભો રહી મહાપ્રતીહાર વિનયસેન કોઇ ચિંતામા મગ્ન થયેલો જણાતો હતો મધ્યાહ્ન સમય હતો પ્રાસાદના પટાગણમા ચોતરફ સામસુમ હતુ છાયા નીચે એક બે દ્વારપાલો ઉભા હતા અટ્ટાલિકાની અદરની બાજુના સ્તભ આગળ રહી બેચાર દડધરો પણ જતા આવતા હતા.

એટલામા એક પાલખી આવી બરોબર તે અટ્ટાલિકા સામે અટકી ભોઇ લોકોએ તે નીચે મુકતા જ તેમ થી વૃદ્ધ હવીરશર્મા

ઉતર્યાં મહાપ્રતીહાર વિનયસેન તેમની જ રાહ જોતો હોય એમ જણાયું કારણ કે, હૃષીકેશશર્માના આગમન સાથે જ વિનયસેન નીચે ઉતરી તેમને પ્રણામ કરી કહ્યું "મંત્રીવર! આપને ઘણું મોડું થયું છે! સમ્રાટ અને યશોધવલદેવ ઘણી જ વારથી આપની રાહ જોઇ બેસી રહ્યા છે"

હૃષીકેશે આપેલો ઉત્તર વિનયસેને સાભળ્યો નહિ તેમને લઇ તે નવીન રાજમહાલયના અંતઃપુર તરફ ગયો વિનયસેને ઝરૂખામાથી ખસ્યો તે સાથે જ તેની જગ્યાએ એક દંડધર આવી ઉભો રહ્યો

જતા જતા માર્ગમા હૃષીકેશશર્માએ વિનયસેનને પુછ્યું "બીજા બધા આવી ગયા છે કે?"

વિનયસેને કહ્યું "મહાધર્માધ્યક્ષ અને મહાબલાધ્યક્ષ સિવાય અન્ય કોઇને બોલાવ્યા નથી"

"કેમ વારૂ?"

"મહારાજાધિરાજની આજ્ઞા જ તેવી હતી"

થોડા જ વખતમા તે બન્ને અંતઃપુરના દ્વારમા જઈ પહોચ્યા ત્યાં જતા જ એક પરિચારિકને હાક મારી હૃષીકેશને સમ્રાટ પાસે લઇ જવા કહી વિનયસેન પુનઃ પોતાના સ્થાને પાછો આવ્યો

આટલા વખતમા બીજી એક પાલખી આવી પહોચી હતી તેમાંથી હમણા જ નારાયણશર્માં નીકળતા હતા તેમણે ઉતરીને ચોપદારને કંઇ પુછવા માંડયું એટલામા તો વિનયસેન ત્યા આવી ઉભો.

નારાયણશર્માએ તેને પુછ્યું "કેમ વિનય! આ કવખતે સભા કેમ બોલાવી છે આજે? નિરૂપાયે જ આટલો વિલંબ થયો છે"

વિનયસેને કહ્યું "મહારાજાધિરાજ અને યશોધવલદેવ બે ઘડીથી આપની પ્રતીક્ષા કરી રહ્યા છે"

" સર્વ આવી ગયા ? "

" ના, મહામંત્રી ત્યાં પહોંચ્યા હશે તેટલામાં આપ આવી પહોંચ્યા છો "

" બાકીના ? "

" હવે બીજું કોઇ આવવાનું નથી મહારાજાએ આજે કંઈ સર્વ મંત્રીને બોલાવ્યા નથી "

" ત્યારે હવે કોણ આવવાનું છે ? "

" મહાબલાધ્યક્ષ હરિગુપ્ત "

" રામગુપ્ત પણ નહિ ? "

" ના, મને એમ લાગે છે પણ હું ખાત્રી પૂર્વક જાણતો નથી. અન્યની સાથે તેમને નિમંત્રણ ન હતું એટલું ખરૂં । "

" ઠીક ત્યારે, ચાલ "

" પધારો "

બન્ને રાજમહાલયમાં ગયા

એટલામાં એક ભીખારી ત્યાં આવ્યો અને તેણે દ્વારપાલને પુછ્યું " ભાઈ, આજે અહીં ભિક્ષા મળશે ? "

" ના "

" ત્યારે ક્યાં અને ક્યારે મળશે ? "

" આજે કંઈ ભિક્ષા મળવાની નથી " દ્વારપાલે કંટાળીને ઉત્તર આપ્યો

પરંતુ દ્વારપાલના એ ઉત્તરથી લેશ માત્ર હતાશ ન થતાં તે ભીખારી ધીમે ધીમે બીજી બાજુએ રહી અંદર ગયો । છજાના સ્તંભની પાછળ રહી એક નડધરે તેને અંદર જતાં જોયો તેણે બહાર આવી દ્વારપાલને પુછ્યું " હમણાં અંદર કોણ ગયો ? "

" કોઇ એક ભીખારી છે "

" શા માટે આવ્યો હતો ? "

"બીજા શા કામ માટે આવે ? ભિક્ષા માગવાને !"

"તેણે તને કાંઇ પુછ્યુ કે ?"

"ના"

"તેના ચહેરાપરથી તે ખરેખર ભીખારી જણાયો હતો ? કંઇ સંશય જેવુ નથી ?"

"મે તેને કંઇ બરોબર જોયો નથી"

"કોઇ કંઇ પુછે તો સાવચેત રહી ઉત્તર આપજે"

દ્વારપાલે માથુ હલાવી હકાર દર્શાવ્યો એટલામા એક ઘોડેસ્વાર આવીને ઉભો તેને જોતાજ એક દંડધર વિનયસેનને બોલાવી લાવ્યો દ્વારપાળ અને દંડધરોએ તેને પ્રણામ કર્યા વિનયસેન પણ પ્રણામ કરીને તેને અંદર લઇ ગયો

એટલામા બીજે એક દ્વારપાન પેના ભીખારીને પકડી નીચે લઇ આવ્યો અને ઝરૂખા પરના એક દ્વારપાલને તેણે પુછ્યુ "અરે, મહાપ્રતીહાર કયા છે ?"

બીજા દ્વારપાલે કહ્યુ "મહાબલાધ્યક્ષ સાથે અંદર ગયા છે."

"ત્યારે એક દંડધરને મોકલ તો ?"

"શા માટે ?"

"આ માણસ મંતાઈ રહી અંદર ગયેલા રાજ્યાધિકારીઓની હીલચાલપર બારીકાઇની નજર રાખતો હતો તેથી હુ એને પકડી લાવ્યો છુ"

તેણે એક દંડધરને નીચે જવા સંકેત કર્યો તેણે આવતા જ ભીખારી તરફ જોઇ દ્વારપાલને પુછ્યુ "આ માણસ તો ભિક્ષા માગવા આવ્યો હતો ને ?"

"હા"

"ત્યારે એને અહી કેમ પકડી લાવ્યો છુ ?"

"એ લપાઇ છુપાઇને મહાધર્માધ્યક્ષ અને મહાબલાધ્યક્ષની હીલચાલ જોઇ રહ્યો હતો તેથી સંશય આવવાથી એને પકડી લાવ્યો છુ"

દંડધરે કહ્યુ " ઠીક કર્યું તે ! એને બરોબર બાંધી રાખ હુ મહા-પ્રતીહારને બોલાવી લાવુ છુ "

બીજા દ્વારપાલે ભિખારીના માથાની પાઘડી કાઢી તેને બાંધવા વિચાર કર્યો, પણ પાઘડી ઉપાડતા જ તેનુ મસ્તક મુંડિત થયેલુ જણાયુ તરત જ દંડધરે બૂમ પાડી " અરે, આ ક્યા છે ભીખારી ! આ તો એક બૌદ્ધ ભિક્ષુ જણાય છે ! ખરેખર એ ગુપ્તચર જ હોવો જોઇએ " એમ કહી દંડધર અંતઃપુર તરફ ચાલ્યો ગયો અને થોડાજ વખતમા તે વિનયસેનને સાથે લઇ આવ્યો

ભીખારીને નખશીખ પર્યંત જોઇ લઈ વિનયસેને પુછ્યુ " તુ અહી કેમ આવ્યો હતો ? "

" ભિક્ષા માગવા ! "

" વાહ ! મહાલયમા ભિક્ષા માગવા ગયો હતો ? અંતઃપુરમા કોઇ ભિક્ષા આપે છે કે ? "

" હુ આ શહેરમા હમણા જ આવેલો છુ અહીં ક્યા કેવી પ્રથા છે તે હુ હજી બરાબર જાણતો નથી "

" વારુ ! ઠીક, તારુ માથુ મુંડેલુ કેમ છે ? "

"મને વાયુનો રોગ હોવાથી એમ કરવુ પડ્યુ છે બીજુ કઇ નથી !"

એટલામા એક દંડધરે આવી વિનયસેનને કહ્યું " મહારાજા-ધિરાજ આપને અંદર બોલાવ છે "

વિનયસેને ભીખારીને મહાલયના કારાગારમા પુરી રાખવા પોતાના હાથ નીચેના કામદારને હુકમ કર્યો અને " મારી આજ્ઞા સિવાય મહાલયના પટાંગણમા પણ કોઇને આવવા દેશો નહિ " એમ દ્વારપાલોને કહી તે દંડધર સાથે અંતઃપુર તરફ ગયો

અંતઃપુરના એક નાના દીવાનખાનામા સમ્રાટ મહાસેનગુપ્ત મંચકપર બેઠા હતા તેમનાથી કેટલેક દૂર જમીનપર ગોઠવેલા ભિન્ન ભિન્ન આસનપર હર્ષીકેશશર્મા અને નારાયણશર્મા બેઠા હતા, તથા

હરિગુપ્ત દીવાનખાનાના દ્વાર પાસે ઉભા હતા દરવાજાથી થોડે દૂર કેટલાક દંડધરો પણ ઉભા હતા

વિનયસેને આવી હરિગુપ્તને પુછ્યુ "મહારાજાધિરાજે હમણા મારૂ સ્મરણ કર્યું હતુ ને ?"

હરિગુપ્તે કહ્યુ "તુ અદર આવ—"

વિનયસેને અદર જઈ સમ્રાટને નમન કર્યું સમ્રાટે તેને જોયો પણ મુખે કઇ બોલ્યા નહિ ! ત્યારે યશોધવલે સમ્રાટને ઉદ્દેશી કહ્યુ "મહારાજાધિરાજ, વિનયસેન આવ્યો છે, યૂવરાજને લાવવા આજ્ઞા થવા વિનતિ છે"

સમ્રાટે માથુ ઉચુ કરી ધીમેથી કહ્યુ "યશોધવલ, જ્યોતિષ કદી પણ ખોટુ પડશે નહિ અત્યારથી તમે શશાકને રાજકાર્યભારમા ગુચવશો નહિ"

યશોધવલે તીક્ષ્ણ સ્વરે કહ્યું "મહારાજાધિરાજ, યૂવરાજને રાજકાર્યભારમા લીધા સિવાય મને તો સામ્રાજ્યનુ રક્ષણ થાય તેવો બીજો કોઇ માર્ગ જણાતો નથી હૃષીકેશશર્મા, નારાયણશર્મા, યુદ્ધ વ્યવસાયમા જીવન વ્યતીત કરી વૃદ્ધ બનેલા મહાબલાધ્યક્ષ અને હુ એમ ચારે વૃદ્ધોએ મહારાજાધિરાજ પાસે આટલા અવકાશમા એની એજ વિનતી કર્યા કરી છે ! હમણા સામ્રાજ્યની જે દુર્દશા થઇ છે તે આપની જાણ બહાર છે એમ નથી હોરાશાસ્ત્ર—જ્યોતિષ શાસ્ત્રપર વિશ્વાસ રાખી રાજકારભાર ચલાવવો શક્ય નથી જો કુમાર શશાકના હસ્તેજ આ સામ્રાજ્યને નષ્ટ કરવાની વિધાતાની ઇચ્છા હશે તો તેનુ રક્ષણ કરવાને કોણ સમર્થ છે ? વિધિલેખનુ ખડન થવુ શક્ય નથી, પરતુ એમ હોય તેટલાપરથી આત્મરક્ષણનો કઇ પણ ઉપાય ન યોજતા એમને એમ સ્વસ્થ બેસી રહેવુ એ ડહાપણ ભરેલુ કૃત્ય છે કે ? કુમાર રાજકારભારથી અજ્ઞાત રહે, અને સામ્રાજ્યના નાશનુ એજ કારણ ગણાઇ હોરાશાસ્ત્રીનુ કથન સિદ્ધ કરવામા આપ જ સહાયભૂત મનાવ એ વાત સહી જાય તેમ નથી !"

વૃદ્ધ સમ્રાટ નીચુ મુખ કરી બેસી રહ્યા તે કંઇ જ બોલ્યા નહિ ત્યારે હલીકિશર્માએ કહ્યુ "માહારાજાધિરાજ, મહાનાયકે જે સૂચના કરી છે તે સુયોગ્ય છે અમે સર્વ રાજમંત્રીઓ તદ્દન વૃદ્ધ થયા છીએ, અમારો અંતકાળ પાસે આવે છે આપની પાછળ કઠોર રાજનીતિના ચક્રમા યૂવરાજ સપડાયા પછી ચોતરફની અસહ્ય પરીસ્થિતિ જોઇ અમે પાગલ જેવા બનીએ નહિ, એવી વ્યવસ્થા થવાની ખાસ જરૂર છે યૂવરાજના હસ્તે જ આ પ્રાચીન સામ્રાજ્યનો નાશ થાય એવી જો વિધાતાની ઇચ્છા હશે તો તેનુ રક્ષણ કોઈ પણ કરી શકશે નહિ પરંતુ વિધિની અમુક ઇચ્છા છે, એવા અન્યના કથનપર વિશ્વાસ રાખી હાથપગ હલાવવામા નહિ આવે તો જરૂર સામ્રાજ્યનો સત્વરે નાશ થયા સિવાય નહિ રહે"

હજી પણ સમ્રાટ સ્તબ્ધ બેસી રહ્યા હતા કેટલીક વાર સુધી ત્યા શાંતિ પથરાઈ રહી હતી છેવટે નારાયણશર્માએ પણ સમ્રાટને ઉદ્દેશી કહ્યુ "મહારાજાધિરાજ—"

તેમના આ સંબોધનથી સમ્રાટના ચિંતન પ્રવાહનો ભંગ થયો હોય તેમ લાગ્યુ ઉંચે જોઇ તેમણે કહ્યુ "યશોધવલ, ત્યારે તો એમ જ થવા દો—વિધિની ઇચ્છા કેવી રીતે ટાળી શકાશે?"

યશોધવલને સમ્રાટના આ ઉદ્ગારથી આનંદ થયો તેમણે કહ્યુ: "મહારાજ, વિનયસેન રાહ જુએ છે"

સમ્રાટે વિનયસેન તરફ દૃષ્ટિ કરી કહ્યુ "મહાપ્રતીહાર, યૂવરાજ શશાંકને અત્યંત ગુપ્તપણે અહીં લઇ આવ"

વિનયસેન નમન કરી ચાલ્યો ગયો

સમ્રાટે નિ શ્વાસ નાખી કહ્યુ "યશોધવલ, મારે શુ કરવુ? તમે શુ ઇચ્છો છો?"

યશોધવલે કહ્યુ "મારી એકંદર ચાર સૂચના છે તે મે મહારાજાધિરાજના ચરણમા નિવેદન કરી છે જ હવે તે માત્ર અહી એકત્ર થયેલા રાજ્યાધિકારીઓને કહેવી બાકી છે"

સમ્રાટે કહ્યુ "યશોધવલ, તમારી સર્વ સૂચનાઓ મંત્રીઓને હુ જ કહુ છુ મંત્રીઓ! મહાનાયકે મારી પાસે ચાર વાતની પ્રસ્તાવના કરી તે તેમાની પહેલી એ છે કે, પ્રા[illegible] અને ×કોષ્ઠનુ બરોબર રક્ષણ થાય તેવી વ્યવસ્થા કરવી બીજી એવી છે કે, પદાતી, ઘોડેસ્વાર અને નૌકાસૈન્ય એ સર્વની પુનર્નવીન રચના કરવી રાજ્યના કર અને ગજષષ્ઠ બરોબર રીતે વસુલ થઇ ખજાનામા આવે એવી વ્યવસ્થા કરવાની મહાનાયકની ત્રીજી સૂચના છે અને ચોથી એવી છે કે, બંગદેશમા સામ્રાજ્યાધિકાર સુયોગ્ય રીતે પ્રવર્તે તેવી તજવીજ કરવી. મહાનાયકની આ ચારે સૂચના મંબંધી કોઈની કંઇ પણ હરકત નથી યોગ્ય—અધિકારી એવા મનુષ્યોની ચૂંટણી અને પૈસાની છત, એ બે બાબતો જ અતિ મહત્વની છે રાજ્યનો ખજાનો ઘણુખરૂ ખાલી થવા આવ્યો છે હમેશનો આવશ્યક ખરચ પણ જેમ તેમ કષ્ટપૂર્વક નભે છે, સામ્રાજ્યના જુના અને નવા સર્વ કામદારો પોતાના કાર્યને માટે અયોગ્ય છે તેમને કામની માહિતી જ નથી"

યશોધવલે કહ્યુ "જો મારી એ સૂચના જલદીથી પ્રચારમા નહિ મુકાય તો સામ્રાજ્યનુ રક્ષણ થવુ અશક્ય થશે પ્રાંત અને કોષ્ઠના રક્ષણ માટે સુશિક્ષિત સૈન્ય અને પુષ્કળ દ્રવ્યની અતિશય આવશ્યકતા છે સૈન્યની પુનર્રચના અને દ્રવ્યકોષમા પૈસાની વૃદ્ધિ કરવા માટે રાજ્યના હક્ક અને રાજષષ્ઠ વસુલ કરવા ઉત્કૃષ્ટ યોજના થવી જરૂરની છે"

સમ્રાટે કહ્યુ "યશોધવલ, તમારી એકેએક સૂચના એટલે અત્યંત કઠિન એવો એકએક કૂટ પ્રશ્ન જ છે, અને સર્વમા ખરાબ વાત એ છે કે, તે પ્રશ્નનો નિર્ણય કરવાનુ સામર્થ્ય મારામા બીલકુલ રહ્યુ નથી"

---

* સરહદપરનો પ્રદેશ

× કોટવાળા શહેર વગેરે.

યશોધવલે કહ્યું "મહારાજાધિરાજને મે જ્યારે એવા કૂટ પ્રશ્નમા નાખ્યા છે ત્યારે તે છોડવાની વ્યવસ્થા પણ મે કરી રાખી હશે યૂવરાજ આવ્યા પછી હુ તે વ્યવસ્થાના ઉપાય પણ કહેવાનો છે મારી સૂચના પૈકી ત્રણનો તો સત્વર અમલ થશે, પરતુ માત્ર તે માટે પુષ્કળ ધનની જરૂર છે"

હૃષીકેશશર્માએ કહ્યું "યશોધવલદેવ, એ અર્થશૂન્યતા જ સર્વ અનર્થ પરપરાનુ કારણ છે આ સઘળા કાર્ય માટે જરૂરનો પૈસો તમે ક્યાથી મેળવશો ?"

હરિગુપ્ત દ્વારમા ઉભા હતા તેમણે કુમારના આગમનની ખબર આપી

ક્ષણવારે યૂવરાજ શશાકને લઇ વિનયસેન અદર આવ્યો યૂવરાજ પ્રથમ પિતાજીને પ્રણામ કર્યા પછી એકત્ર થયેલા વૃદ્ધમડળને નમન કરી ઉભો રહ્યો સમ્રાટે તેને નીચે બેસવા કહ્યું—પરતુ યશોધવલે તેને ખેચી લઇ પોતાના ખોળામા બેસાડયો

પછી સમ્રાટે કહ્યુ "યશોધવલ, શુ કહેવાના હતા ? કહો હવે"

"યૂવરાજ, હમણા સામ્રાજ્યની ઘોર દુર્દશા થઇ આ પ્રાચીન સામ્રાજ્ય ત્વરાથી નષ્ટ થવાના માર્ગે ચઢયુ છે તે તમે જાણતા હશો જ આત્મરક્ષણ કરવુ એ સર્વોપરી સર્વદા આવશ્યક કર્તવ્ય છે અત્યાર સુધી સામ્રાજ્યના રક્ષણ માટે સર્વ ઉદાસિન હતા હમણા સર્વમા જાગ્રતિ અને ચૈતન્ય ઉત્પન્ન થયા છે આ પ્રાચીન સામ્રાજ્ય સાથે લાખો મનુષ્યોના પ્રાણ, માન અને ધન જોડાયલા છે તેનો જો નાશ થશે તો દેશમા મહાપ્રલય પ્રસરી જશે સેકડો વર્ષમા પાટલીપુત્રની એવી દુર્દશા કદી થઇ નથી શક લોકોના આક્રમણના ઘોર અનર્થ—અત્યાચારની હકીકત પ્રજા વિસરી પણ ગઇ છે હૂણની સ્વારી વખતે પુરૂષપુર અને કાન્યકુબ્જનો નાશ થયો હતો ખરો, પરતુ હૂણો પાટલીપુત્રના કોટને સ્પર્શ પણ કરી શકયા નહતા

સામ્રાજ્યનો નાશ થયો એટલે સમગ્ર દેશનુ મત્યાનાશ વળ્યુ સમજો ! યૂવરાજ, તમારા પિતા વૃદ્ધ થયા છે, તમે બન્ને બધુ નાના છો અને પૂર્વતરફ સુપ્રતિષ્ઠિનવર્મા તથા પશ્ચિમ તરફ પ્રભાકરવર્ધન એ બન્ને સમ્રાટના મરણુની પ્રતીક્ષા કરી રહ્યા છે સામ્રાજ્યનુ રક્ષણુ કરવાનો કોઇ જ ઉપાય આપણા હાથમા નથી એમ સમજી તમારા પિતાજી સ્વસ્થ બેસી રહ્યા છે પરતુ સ્વસ્થ બેસવુ એ મનુષ્ય માટે યોગ્ય છે કે ? જે આત્મરક્ષણુ મટે તત્પર રહેતો નથી, જે કેવળ ભાગ્યપર હાથ નાખી પડી રહે છે, તેના જેવો આત્મઘાતી મનુષ્ય જગતમા અન્ય કોઇ નથી ! યૂવરાજ, એવો કોઇ પણુ પ્રયત્ન નહિ થવાથી સામ્રાજ્યની કેવી સ્થિતિ થઇ છે તેનો એક વાર તો વિચાર કરી જુઓ ! સીમા પ્રાતપરના કિલ્લાની કદી મરામત નહિ થવાથી તે તદ્દન નિરૂપયોગી બનેલા હોઇ સૈન્ય અને પૈસાના અભાવે તે સર્વનુ રક્ષણુ પણુ અસભવનીય બન્યુ છે રાજ્યના હક્ક નિયમિત વખતે ખજાનામા જમા થતા નથી જમીનના ખરા માલીકાના હક્ક નષ્ટ થઇ ગયો છે અને નવીન માલીકો રાજ્યાધિકારીઓની આજ્ઞા જ માનતા નથી એ કારણુથી જ સામ્રાજ્યનો કોષ ખાલી થયો છે કેટલાએ વર્ષથી પાટલીપુત્રની કિલ્લેબધી સમરાવેલી નથી ચોતરફની ખાઇમા પાણી નથી હવે તેમા ઘાસ ચારોજ થવાનો છે એમ લાગે છે આવા સમયે જો આપણુાપર કોઇ ચઢી આવે તો આપણો પૂર્ણ પરાજય થયા સિવાય ન રહે આપણા શરીરને કુત્રા પણુ સુવે નહી ! યૂવરાજ, મારી પૌત્રી લતિકા માટે એક ગ્રાસ અન્નની યાચના કરવા માટે હુ સમ્રાટ પાસે આવ્યો, પરતુ અહી આવ્યા પછી મને જણાયુ કે, અન્નદાતાને ઘેર અન્નનો અભાવ છે ! અનેક વર્ષપર જ્યારે તમારા પિતાજી ગાદીએ બેઠાને થોડો સમય થયો હતો ત્યારે રાજકારભાર મારા હાથમા હતો અને હવે ફરીથી સામ્રાજ્યની આવી ભયકર અવદશા જોઇ હું સામ્રાજ્યનો ભાર લેવા તૈયાર થયો છુ, પરતુ અમે સર્વ વૃદ્ધ—પાકેલા પાન છીએ, અમારાથી ઘણા

દિવસ કામ થઈ શકશે એમ લાગતુ નથી. યૂવરાજ, તમારા પિતાની પાછળ તમે જ આ સિહાસનપર બેસવાના છો ભવિષ્યમા સામ્રાજ્યનો મર્વ ભાર તમારી જ પીઠપર [illegible] માટે રાજકાર્યભારનુ શિક્ષણ મેળવી તેમા હુશીયાર બનવુ એ તમારી ફરજ છે, અને તમારા જેવાનુ સામર્થ્ય અમને મળશે તો તેટલે દરજ્જે અમારો ભાર પણ ઓછો થશે યૂવરાજ, આજથી તમારે રાજકાર્યભારનુ શિક્ષણ લેવુ જોઇએ છે ”

યૂવરાજ શશાક કે જે, હજી મહાનાયકના ખોળામા બેસી રહ્યો હતો તે બોલ્યો “ પિતાજીની જેમ આજ્ઞા થશે તેમ કરવા હુ તત્પર છું. ” આટલુ કહી તેણે સમ્રાટના મુખ તરફ જોયુ

સમ્રાટે ઉદ્વિગ્ન સ્વરે કહ્યુ “ શશાક આ સર્વની ઇચ્છા એવી છે કે, આજથી તારે સામ્રાજ્યના કાર્યભારની દિક્ષા લેવી માટે જો કે તુ હજી બાલક છે તો પણ તારે તે ભાર સ્વીકારવો જોઇએ યશોધવલ તને સર્વ કઇ શીખવશે તુ હમેશ મહાનાયકની આજ્ઞાનુ પાલન કરીશ તો બસ થશે ! ”

હવે હાસ્યની પ્રફુલ્લ છટા મહાનાયકના વદનપર ચમકી તેમણે કહ્યુ “ સામ્રાજ્યના રક્ષણ માટે મે ચાર ઉપાય યોજ્યા છે, પહેલો એક, રાજ્યનુ ઉત્પન્ન યોગ્ય રીતે વસુલ આવે તેવી વ્યવસ્થા કરવી પ્રાત અને કોષ્ઠનુ સરક્ષણ કરવુ એ બીજો ઉપાય છે પદાતી, ઘોડેસ્વાર અને નૌકા સૈન્યની પ્રાચીન પ્રણાલિકા દૂર કરી નવીન યોજના કરવી, એ મારી યોજના પૈકીનો ત્રીજો ઉપાય હોઇ બંગદેશમા નષ્ટ થયેલી સત્તાની પુન સ્થાપના કરવી એ ચોથો ઉપાય છે આમાની પહેલી ત્રણ યોજના પૂર્ણ રીતે અમલમા આવ્યા પછી ચોથી યોજનામા હાથ નાખવાનો છે પરતુ એ ત્રણ કામ માટે ધનની જરૂર છે, ત્યારે કોષ તો ખાલી થવા આવ્યો છે ! આપણા કામને જે ધનની જરૂર છે તે માટે મે એક વિચાર કર્યો છે નગરમા અને રાજમા અનેક લક્ષાધિપતિ શેઠીયા છે, તેમની પાસેથી

કરજ કાઢી કાર્યનો આરંભ કરવો "

હૃષીકેશશર્માએ કહ્યું " પણ આપણી આવી અવસ્થાથી જ્ઞાત હોવા છતાં એટલું કરજ કોઈ આપશે એમ તમોને લાગે છે યશોધવલ ? "

"હા, હું માનું છું કે, તેઓ અવશ્ય આપણને કરજ આપશે આ શેઠ શાહુકારોની ખરી થાપણ કહીએ તો તે તેમની અક્કલ છે બુદ્ધિના બળપર જ તેઓએ પ્રચંડ સંપત્તિ મેળવેલી છે તે સંપત્તિના રક્ષણ માટે તેમાંનો થોડો અંશ આપવાને તેમનું હૃદય ના કહેશે નહિ તેમના રક્ષણ માટે જ સામ્રાજ્યનું રક્ષણ કરવાનું છે ને ? સામ્રાજ્યનો નાશ થાય તો તે સાથે તેમનો પણ નાશ જ સમજવાનો છે ! આ વાત એ લોકોને માત્ર બરોબર સમજાવવી જોઈએ મારી તો ખાત્રી છે કે, આપણને જેટલું ધન જોઈશે તેટલું સહેલાઈથી મળી શકશે ! "

સમ્રાટે કહ્યું " ઘણી સરસ વાત ! પણ યશોધવલ, સામ્રાજ્યનો કાર્યભાર તમે લીધો છે એ વાત રાજના કામદારોને જણાવવાની જરૂર નથી કે ? "

' ના, મહારાજ ! તેમ થશે તો બધી વાત બગડી જશે મહામંત્રીઓની પાછળ રહીને ચૂપકીથી કામ કરવાની મારી ઈચ્છા છે "

" તમારી ઈચ્છા પ્રમાણે થવા દો ત્યારે ! "



# પ્રકરણ ૨૦ મું.



## અભયદાન.

તે રાત્રે વસુમિત્રને સાથે લઈ તરલા પોતાની માસીને ઘેર આવી ઘણી વાર સુધી બૂમાબૂમ કરી, બારણાં ખખડાવ્યાં ત્યારે ડોસી જાગી! મનમાં ને મનમાં બબડતા બબડતા ઉઠીને તેણે બારણું ઉઘાડ્યું.

તરલા વસુમિત્રને લઈ ઝૂપડીમા આવી તરલા અને વસુમિત્રનો વેષ અધકારને લીધે માસીની નજરે પડયો નહિ એક ઓરડીમા વસુમિત્રની શયન વ્યવસ્થા કરી તરલા પોતાની માસીની પથારીમા જઈ પડી ! પણ એથી ડોસી ખીજવાઇ ! વૃદ્ધાવસ્થામા પ્રથમ તો શાત નિદ્રા આવતી નથી, અને તેમા વળી એક વખત આવેલી ઉઘ ભાગી, જાય છે તો પછી તે તદ્દન રીસાઈ બેસે છે.

ડોસી બડબડવા લાગી "કેવી છે છોકરી તુ ? આટલી ગને બ્હેનપણીને તેડી લાવી, અને તેને તો બીજી જ બાજુ સુવાડી અહીં મને ત્રાસ આપવા લાગી ! શુ કહેવુ છોકરી તને ! બીજાને ઘેર બોલાવી તેનુ આવુ અપમાન કરવુ તને ઘટે છે કે ?"

"ત્યારે હુ શુ કરૂ માસી ! ત્યા તો મચ્છરનો પાર નથી ઉઘ જ આવતી નથીને !"

આ સાભળતા જ ડોસી ચડભડી—બોલી "તુ તો એક મોટી રાણી જ બનેલી જણાય છે, તરલા ! કહે છે કે મચ્છરને લીધે ઉઘ આવતી નથી ! ત્યારે પારકે ઘેર દાસત્વ કેમ કરે છે ? તારા માબાપે કઇ તારા માટે રાજ કમાવી રાખ્યુ નથી કે, ખુશીથી પગપર પગ ચઢાવી બેચાર વાર ખાઇ પીને તુ ખેલ્યા કરે !"

ડોસી હજી પણ ઘણી વાર સુધી બડબડી રહી હતી તેનુ મુખ એક પ્રચડ તોપખાના જેવુ હતુ તે બડબડાટ કરતી હતી અને તરલા ચુપચૂપ પથારીપર એક બાજુએ પડી રહી હતી ડોસીની બડબડ અને ચિતાથી આખી રાત તેને ઉઘ જ આવી નહિ

ઉષ:કાલપૂર્વે જ્યારે ચોતરફ પક્ષીઓનો મધુર કીલકીલાટ શરૂ થયો ત્યારે તરલા પથારીપરથી ઉઠીને બેઠી થઇ, અને માસીને ઘોરતી પડેલી જોઇ તે ધીમા પગે ત્યાથી બહાર આવી આખી રાત તે જે વિચાર પરપરામા પડી હતી તેમાથી છેવટ તેણે એક વિચાર નક્કી કર્યો તેના મત પ્રમાણે વસુમિત્રનુ રક્ષણ કરવાનો એક જ ઉપાય

હતો તે એ હતો કે, તેના તરફ સમ્રાટની દૃષ્ટિ ખેચી આશ્રય મેળવવો ! દિવસે વસુમિત્ર દૃષ્ટિએ પડતા જ ભિક્ષુ લોકો તેને પકડી મઠમા લઇ ગયા સિવાય રહેશે નહિ એ તે જાણતી હતી, અને તેની સાથે તેને એ પણ ખબર હતી કે સર્વ પાટલીપુત્રમા ભિક્ષુને અટકાવવાનુ કોઇ સાહસ કરી શકે તેમ નથી. રાજભૂવનમા પ્રવેશ કરી અત પુરમા દાસી બની રહેવુ, તેમ થશે એટલે વસુમિત્રને કે મને કોઈ પકડી લઇ જઇ શકશે નહિ, એવો તેનો નિશ્ચય હતો.

પોતાના વસ્ત્ર પહેરી લઇ, આગલા દિવસે જે પોષાક ખરીદ્યો હતો તે તેણે વસુમિત્રને ધારણ કરવા કહ્યુ બન્નેના ભિક્ષુકી વસ્ત્રો તેણે છાપરામા સતાડી દીધા માસી હજી સૂઇ રહેલા છે જાણી તેમણે ધીમે રહી છાપરીમાથી રસ્તો પકડ્યો

હજી રસ્તાપર જનરવ શરૂ થયો ન હતો પૂર્વ દિશામા આછી પ્રકાશ રેખા દૃગ્ગોચર થવા લાગી હતી વસુમિત્ર અને તરલા ઉતાવળે પગલે ટુક સમયમા જ રાજભૂવનના તોરણદ્વારે આવી પહોચ્યા

દરવાજામા હજીપણ દીપક પ્રકાશ બુઝાયો ન હતો આમતેમ કેટલાક પ્રતીહાર સૂઇ રહેલા હતા માત્ર એક પ્રતીહાર ભાલાપર હાથ રાખી ડોલતો હતો તરલા બીલકુલ ધ્વની ન થવા દેતા સહેલાઇથી તેની પાસે રહી આવી ગઇ પ્રતીહારને તેની ખબર પણ પડી નહિ !

તોરણ પાસે જ કેટલા કુત્રા સૂતા હતા, તે પરકીય મનુષ્ય દૃષ્ટિએ પડતા જ ભસવા લાગ્યા તત્કાળ ઝોલા ખાતો પ્રતીહાર જાગ્રત થઇ સામે જોવા લાગ્યો તો વસુમિત્ર ઉભો હતો ! તેણે તરત જ તેનો હાથ પકડી એકદમ પુછ્યુ "ક્યા જાય છે તુ ?"

આ વિપરીત પ્રકાર જોતાજ તરલા પાછી આવી અને પ્રતીહારના પગ પકડી રડતી રડતી બોલી ' અરે નાયક સાહેબ, અમે ભારે સકટમા આવી પડ્યા છીએ ! અમારપર દયા કરો અને છોડી દો.

મારા આ ભાઈના પ્રાણની ભિક્ષા માગવા માટે હું મહારાજ પાસે જાઉં છું. દિવસે એ નજરે પડતાજ બૌદ્ધભિક્ષુ એને પકડી લઇ જશે અને મારી પણ નાખશે! અમે બીજું ત્રીજું કંઇ કરવાના નથી માત્ર અંતઃપુરના દ્વાર આગળ ચુપચુપ બેસી રહીશું અને મહારાજ આવશે કે તેમના ચરણ કમળમાં લોટી પડી પ્રાણ ભિક્ષા યાચીશું."

આ ગડબડ સાંભળી બીજા પ્રતીહારો પણ જાગી ઉઠયા તેમાંનો એક તરલા પાસે જઇ બોલ્યો "તને થયું છે શું?"

તરલા ગાભરી બની કહેવા લાગી "કંઇ નથી, જમાદાર સાહેબ! આ મારો ભાઈ છે તેનાપર જુલમ કરી મઠમાં લઇ જઇ બૌદ્ધોએ એને મારી મચડી ભિક્ષુ બનાવ્યો હતો, પણ કાલે ગતે સંધી જોઇ એ ત્યાંથી નાશી આવ્યો છે તેથી એને લઇ મહારાજનો આશ્રય માગવા જાઉં છું કારણ કે દિવસે એ જો પેલા મઠવાળાની દૃષ્ટિએ પડે તો તે દુષ્ટો એને પકડી પાછો મઠમાં લઇ ગયા સિવાય રહેજ નહિ. જો મહારાજ એને આશ્રય આપશે તોજ એનું રક્ષણ થશે કારણ કે નગરમાં તો એવો એક પણ માણસ નથી કે જે ભિક્ષુ વિરૂદ્ધ કંઇ પણ કરે!"

તરલાને પ્રશ્ન પુછનાર એક દંડધર હતો પ્રતીહારે તેને પુછ્યું "કેમ ત્યારે એને છોડી દઇશું કે?"

દંડધરે તરલાને પુછ્યું, "પણ તમે જશો ક્યાં?"

તરલા રડતી રડતી બોલી, "જમાદાર સાહેબ, અમે બીજે ક્યાં જવાના છીએ! અમે કંઇ પણ કરવાના નથી માત્ર અંતઃપુરના દ્વાર આગળ ઉભા રહીશું સવારે મહારાજ બહાર નીકળશે કે ચરણમાં આળોટી આશ્રય માગીશું એટલું જ!"

સ્ત્રીના અશ્રુ જલથી—વિશેષત તરૂણ સુંદર સ્ત્રીના અશ્રુ જલથી—કઠિન પાષાણ પણ પીગળે છે! તો પછી સામાન્ય પ્રતીહાર

અને દડધરના હૃદયમા તરલા જેવી સુંદર સ્ત્રીના અશ્રુઆવથી કરૂણા ઉત્પન્ન થાય તેમા શી નવાઈ? તે બન્નેને સ્તબ્ધ ઉભા રહેલા જોઈ તરલાએ રૂદનનુ પ્રમાણુ પણુ વધાર્યું આથી છેવટે દડધર સાહેબનુ હૃદય પણુ પાણી પાણી થઇ ગયુ ! તેણે કહ્યુ "આ કઇ ખરાબ સ્વભાવના માણુસ હોય એમ લાગતુ નથી છોડીદો બન્નેને ! "

પ્રતીહાર રસ્તો છોડી બાજુએ ખસ્યો અને વિજયી તરલાએ વસુમિત્રને લઈ છેવટે એક વખત રાજભૂવનમા પ્રવેશ કર્યો !

પહેલા તોરણુદ્વાર આગળ જ એક મોટુ વિસ્તીર્ણુ પટાગણુ હતુ, અને તેની ઉત્તર તરફની બાજુએ બીજુ તોરણુ હતુ તરલા અને વસુમિત્ર જ્યારે આ બીજા દરવાજા પાસે આવ્યા ત્યારે રજની દેવીની સત્તા ભગવાન રશ્મિકાન્તે છીનાવી લેવા પોતાના સેવકોને મોકલી દીધા હતા બીજા તોરણુના પ્રતીહારોને તેમણે પોતાના આગમનનો ઉદ્દેશ જણાવતા જ તેમણે પણુ પ્રતિરોધ કર્યો નહિ આ સ્થળે પણુ તરલાને સ્ત્રીચારિત્ર—રૂદનનુ નાટક ભજવવુ પડયુ હતુ જ !

બીજા તોરણુદ્વાર પછી સભાગૃહ, ધર્માધિકરણુ, અસ્ત્રશાલા વગેરે વટાવી દઇ તરલા અને વસુમિત્ર ત્રીજા તોરણુ પાસે ગયા ત્યા પ્રતીહારોએ તેમને અદર જવા અનુમતિ આપી નહિ તેમણે સ્પષ્ટ કહી દીધુ કે અદર જવાને સમ્રાટનો સખ્ત પ્રતિબધ છે અતે નિરૂપાય બની તે બન્ને તોરણુ પાસે જ બેસી રહ્યા

જગતમા સૂર્યનારાયણુની સત્તા વીચરવા લાગી, પટાગણુ જન-સમૂહથી પૂર્ણુ બની ગયુ એક પછી એક રાજ સેવકો આવવા લાગ્યા સૂર્યની સપૂર્ણુ સત્તા વ્યાપે ને પહેલા પ્રતીહારરક્ષી સેનાની એક ટુકડીએ આવી તોરણુ પોતાના તાબામા લઈ લીધા રાત્રીના પ્રતીહારો એક પછી એક પોતાના ઘર તરફ ચાલ્યા ગયા

હવે તરલાને અદર જવા સમતિ મળી ત્રીજા તોરણુની અદર જુનુ અને નવુ એમ બે ભૂવન હતા પશ્ચિમ તરફ જુનુ ભુવન હોઇ

તેમા સમાર કામ થયેલુ નહિ હોવાથી તે હિન સ્થિતિમા આવેલુ હતુ, અને ત્યા એક પ્રકારનુ નાનુ અરણ્ય જ હોય એવો ભાસ થતો હતો ઉત્તર તરફ ગગાતટપર નવીન રાજભૂવન હતુ

નવીન રાજભૂવનના અ ત પુરના દ્વાર આગળ પહોચતા જ તરલાએ મુક્તતાનો એક દમ ખેચ્યો અને હવે તેની ઉદ્દીગ્નતા પણ નષ્ટ થઇ. હવે તેની ખાત્રી થઇ કે, આ સ્થળેથી અન્યાયથી તોફાન કરી વસુમિત્રને કોઇપણ પકડી જઇ શકશે નહિ નિશ્ચિત મનથી તે સમ્રાટની રાહ જોતી ત્યાજ બેસી રહી

ત્રીજા તોરણની બહાર આગણામા જ્યારે લોકોની ભીડ થઇ હતી ત્યારે પણ જાણે કે બન્ને રાજભૂવન તદ્રામા પડ્યા હોય એમ લાગતુ હતુ જે એક બે માણસો તે ભાગમાંથી જતા આવતા હતા, તે પણ અતિ સાવચેતીથી બીલકુલ શબ્દ ન કરતા વિના પગરવે જતા હતા તરલા ત્યા બેઠી બેઠી ભિન્ન ભિન્ન પ્રશ્નો સબધી વિચાર કરતી હતી કયા શબ્દથી સમ્રાટ પાસે યાચના કરવી," એ એક પ્રશ્નના વિચારથી તો તેનુ મસ્તિષ્ક ભમી ગયુ હતુ જો સમ્રાટ વસુમિત્રને આશ્રય નહિ આપે તો શુ પરિણામ આવશે ? તેને લઇને કયા જઇશ ? કયા શબ્દોથી સ્વામિનુ-પ્રભુ કન્યાનુ સમાધાન કરીશ ' એવી જુદી જુદી કે મહત્વની ચિતાથી તરલાનુ હૃદય વિછીના ડખ જેવી યાતના અનુભવતુ હતુ આગલા દિવસે આખી તેણે નિદ્રા રહિત કાઢી હતી જેથી વચ્ચે વચ્ચે નિદ્રાનુ દબાણુ ઝોલા પણ ખાતી હતી !

આવી રીતે ડોલતી તરલા ચમકીને એકદમ જાગ્રત થઇ સામે જોવા લાગી તો દૂર જુના રાજભૂવન સામે એક ઉચો પુરૂષ આમતેમ આટા મારતો જણાયો તેણે સહજ ગભરાઇ વસુમિત્રને પુછ્યુ-

"સમ્રાટ આવ્યા કે શુ ? "

ના !

"ત્યારે ત્યા ફરે છે તે કોણ ?"

વસુમિત્રે ટુકામા ઉત્તર આપ્યો "મને તેની ખબર નથી !"

તરલા એક વખત ફઈ પણ જીવનમા ઉત્પન્ન થયા પછી શાંત બેસી રહેનારી સ્ત્રી ન હતી ! જગ્યાપરથી ઉઠી તે ધૈર્યથી પેલા ઉભા પુરુષ તરફ જવા લાગી, અને ત્યા પહોચતા જ દૂરથી તેણે પ્રણામ કર્યા

તેણે પુછ્યુ "બહેન, તુ કોણ છે ? તારે શુ જોઇએ છે ?"

તરલાના નેત્રમાથી આ વખતે ખરેખર નયનવારિ વહેવા લાગ્યુ તે રડતા રડતા બોલી "મહારાજ, આપ કોણ છો તે હુ જાણતી નથી આપ ગમે તે હો, પણ આપ સત્પુરુષ હોઇ મોટા અધિકારી હો એમ લાગે છે હુ મહાન સકટમા સપડાયલી હોવાથી સમ્રાટ પાસ આશ્રયની ભિક્ષા માગવા અહીં આવી છુ મહારાજ મારુ રક્ષણ નહિ કરે તો પછી મારા ઉપાયનો અત જ આવ્યો છે ! હુ આ શહેરના એક શ્રેષ્ઠીની દાસી છુ મારા માલીકની કન્યાનુ શ્રેષ્ઠી ચારુમિત્રના એકના એક પુત્ર વસુમિત્ર સાથે લગ્ન નક્કી થઇ ચુકયુ હતુ ચારુમિત્ર બૌદ્ધ ધર્માનુયાયી હોવાથી તેને આ લગ્ન પસદ ન હતુ કારણ કે, મારા શેઠ વૈષ્ણવધર્મી છે વિચિત્ર મોહથી અધ બની, ધર્મદ્વેષના વિકારને વશ થઈ અને બૌદ્ધ ભિક્ષુઓએ બતાવેલા અસત્ય લોભમા ફસાઇ જઇ ચારુમિત્રે પોતાના એકના એક પુત્રનો ભોગ આપ્યો છે ! પોતાની સર્વ સપત્તિ ભિક્ષુસઘને દાનમા આપવાના આશયથી તેણે પોતાના એકનાએક પુત્રને ભિક્ષુ થવાની ફરજ પાડી છે ! કારણ કે, એક વખત કોઇ બૌદ્ધ ભિક્ષુ થાય છે, તો તેનો વડીલોપાર્જીત સપત્તિપર કઇ હક્ક રહેતો નથી ! વસુમિત્રના વિરહથી મારા માલીકની કન્યાનો પ્રાણ જશે એમ જાણી હુ તેને શોધી કાઢવા બહાર નીકળી અને ઉપનગરના એક બૌદ્ધ

વિહારમા તે હોવાની ખબર મેળવી કાલે રાત્રે મોટા પ્રયાસથી અને સાહસિક યુક્તિથી તેને હુ છોડાવી લાવી છુ પણ તેને આશ્રય ક્યા મળશે એ ચિન્તામા પડી છુ આપ જ સમ્રાટ છો કે નહિ તે હુ જાણુતી નથી આપ ગમે તે હો આપનો ચહેરો જોઇને જ મને ખાત્રી થઇ છે કે, આપ દયા–માયાના કૃપાસાગર છો! આપના ચરણુમા સ્થાન આપી ત્રણુ અનાથ નિરપરાધ માણસોના પ્રાણુ બચાવો! ધોળે દહાડે જો રસ્તામા અમે ભિક્ષુની દૃષ્ટિએ પડીશુ તો જોરજૂલ્મથી તે અમને પોતાના મઠમા લઇ જશે અને અમારા પ્રાણુ લીધા સિવાય રહેશે નહિ! નગરમા હજી પણ બૌદ્ધોનુ જ વિશેષ બળ છે આ પાટનગરમા એવો એક પણ માણસ નથી કે, જે અમારૂ બાદ્ધ ભિક્ષુથી રક્ષણુ કરે!" એમ કહી તરલા રડતા રડતા તે પુરુષના પગમા જઈ પડી

તે પુરુષે તરલાને આશ્વાસન આપતા કહ્યુ "તુ બીલકુલ ભય રાખીશ નહિ તે શ્રેષ્ઠીનો પુત્ર ક્યા છે?"

તરલાએ અગુલિ નિર્દેશ કરી વસુમિત્રને બતાવ્યો તેણે તેને ઇશારાથી પાસે બોલાવ્યો વસુમિત્ર સમીપમા આવ્યા પછી તે ઉચ્ચ પુરૂષે તરલાને પુછ્યુ "તે એને સઘારામમાથી કેવી રીતે મુક્ત કર્યો?"

તરલા ઉત્તર આપવા જતી હતી તેટલામા પાછળથી કોઇએ કહ્યુ "આર્ય, પિતાજીએ હમણા જ આપનુ સ્મરણ કર્યું હતુ"

તે પુરૂષે પાછા ફરી જોયુ તો કુમાર શશાંક ઉભો હતો! કુમારને જોતા જ કોમલ સ્વરે તેણે તેને પુછ્યુ "વત્સ, સમ્રાટે મારૂ સ્મરણુ કેમ કર્યું હતુ?"

શશાંકે કહ્યુ "મને લાગે છે કે, નગરની દુરસ્તી માટે—"

તે પુરૂષે વચમા જ કહ્યુ "નગરની દુરસ્તી કરતા પણ વિશેષ મહત્વનુ કામ ઉપસ્થિત થયુ છે કુમાર, એક દડધરને બોલાવ તો!"

કુમારે ઇશારો કરતા જ તોરણ દ્વારમાથી એક દડધર આવી ઉભો તે આવતા જ તે પુરૂષે કહ્યુ " મહારાજને જઇને કહે કે, હું એક અતિશય મહત્વના કામમા રોકાયો છુ તેથી મને આવવાને સહજ વાર લાગશે "

દડધર પ્રણામ કરી ચાલ્યો ગયો પછી શશાકને ઉદ્દેશી તેણે કહ્યુ " કુમાર, જે સ્ત્રી પુરૂષને તુ જુએ છે, તે બન્ને તારા પ્રજાજન છે એ બન્ને અતિ દુર્બલ હોઈ કેટલાક પ્રબલ માણસોના અત્યાચારથી અતિશય કટાળી જઇ સમ્રાટ પાસે આશ્રયની યાચના કરવા માટે અહી આવ્યા છે "

પછી તરલા તરફ જોઈ તે બોલ્યો " આ યુવરાજ શશાક છે, તે મને જે કહ્યુ તે એમને પણ કહે "

કુમારનો પરિચય મળતા જ તરલા અને વસુમિત્રે પ્રણામ કર્યા. પછી તે પુરૂષને તરલાએ જે હકીકત કહી હતી તેજ કુમારને પણ કહી

તે પૂર્ણ થતા જ તે પુરૂષે પુન એક વખત પુછ્યુ " તુ કયા ઉપાયથી આ શ્રેષ્ઠીપુત્રને બૌદ્ધ સધારામમાથી છોડાવી લાવી છે ?"

આ વખતે તરલાએ ઈશાનદની મુલાકાતથી તે સ્ત્રીનો વેષ લેના સુધી બનેલી સર્વ વાત અવિચ્છિન્નપણે કહી સભળાવી એ વાતમા બધુગુપ્તે કીર્તિધવલના અત્યત ક્રૂરતાથી કરેલા કરપીણ વધની વાત જ્યારે આવી ત્યારે તે પુરૂષનો ચહેરો અગ્નિમય બની ગયો !

તે હકીકત સાભળતા જ તે પુરૂષે તરલાને કહ્યુ " એ ખુન પુરતી વાત ફરીથી કહે !"

જીર્ણદેવલમા મૂર્તિની પાછળ છુપાઇ રહી હતી ત્યારે તરલાએ બધુગુપ્તના મુખથી જે વાત સાભળી હતી તે જેવીને તેવી પુન તેણે કહી સભળાવી તે કહાણી પૂર્ણ થઇ ત્યારે તે પુરૂષે એક ઉડો નિશ્વાસ નાખ્યો અને વસુમિત્રને પુછ્યુ " આ કહે છે તે ખરૂ છે ? "

" સર્વ સત્ય છે મહારાજ ! "

ત્યાર પછી તે પુરૂષે બન્નેને કહ્યું " તમે લેશમાત્ર ભય રાખશો નહિ તે બૌદ્ધ ભિક્ષુ તમારો વાળ પણ વાંકો કરી શકશે નહિ ! તમે બન્ને મારી સાથે આવો, હું તમને યોગ્ય આશ્રયમાં લઇ જઇશ "

કૃતજ્ઞતાથી હૃદય પરિપૂર્ણ બનવાથી તરલાએ તે પુરૂષને સાષ્ટાંગ પ્રણામ કર્યા થોડા બોલા વસુમિત્રે પણ ડસ્કા લેતા પોતાના હૃદયનો ભાવ સ્પષ્ટ કરી બતલાવ્યા તે પુરૂષ કુમાર તરફ જોયું, તો કુમારના વદનપર શોકના તીવ્ર ચિહ્નો સ્પષ્ટ રીતે ઉપસેલા જણાયા આત્મસંયમ અશક્ય થવાથી તે ક્રોધથી ઓષ્ઠ ચાવતો હતો !

તે પુરૂષે કહ્યું " કુમાર ! "

" આર્ય !— "

" આ આત્મસંયમ કરવાનો સમય છે આ વખતે એક અક્ષર પણ ઉચ્ચારીશ નહિ "

શશાંકે મનનો વેગ દાબી રાખવાનો અતિ પ્રયત્ન કર્યો પરંતુ તેમા તેને યશ નહિ મળવાથી છેવટે તે રડવા લાગ્યો ! ત્યારે તે વૃદ્ધે તેને પાસે ખેંચી લઇ ઉંચકી લીધો અને તેનું સાંત્વન કરતા કહ્યું " વત્સ ! તને સ્મરણ રહેશે ? "

કુમારે દૃઢતાથી ઉત્તર આપ્યો " જ્યાસુધી આ દેહમા પ્રાણ હશે ત્યાસુધી તો અવશ્ય સ્મરણ રહેશે ! "

તે વૃદ્ધ પુરૂષ આગળ ચાલતા પાછળ શશાંક, વસુમિત્ર અને તરલા અંતપુર તરફ ચાલ્યા ગયા

તે દૃઢ મજબૂત બાંધાનો વૃદ્ધ પુરૂષ તે યશોધવલદેવ હતા એ ચતુર વાચકોને કહેવાની શી જરૂર છે ?

—✻—

# પ્રકરણ ૨૧ મું.



## આ શુ કર્યું ?

વસુમિત્રના પ્રાણ રક્ષણ માટે જે વખતે તરલા રાજભૂવનના અતપુરના દ્વાર આગળ બેસી રહી હતી, તે વખતે પાટલીપુત્ર-નગરની બહાર બૌદ્ધ મદિરમા એક નાના પ્રહસનનો અભિનય ચાલતો હતો

સવારે ઉઠીને ભિક્ષુઓએ જોયુ તો મદિરનો દરવાજો બંધ હોય તેને હમેશની માફક બહારથી તાળુ મારેલુ હતુ, પરતુ મદિરમાથી કોઈ દ્વાર ઠેલતુ હતુ ! આ વિલક્ષણ પ્રકાર જોઇ એક બે એક બે થઇ ઓછામા ઓછા સો ભિક્ષુ જોતજોતામા એકત્ર થઈ ગયા ! વજ્રાચાર્ય અને મધ્યસ્થવીર પણ ત્યા આવી પહોચ્યા ! ભિક્ષુઓએ સન્માનપૂર્વક તેમને માર્ગ આપ્યો

વજ્રાચાર્યે પુછ્યુ "શુ છે ?"

એક તરૂણ ભિક્ષુએ આગળ આવી કહ્યુ "દેવ, મદિરને બહારથી તાળુ છે, પરતુ અદરથી કોઇ દ્વાર ઉઘાડવાનો પ્રયત્ન કરે છે !"

બધુગુપ્ત અને શત્રુસેને પાસે જઇ લક્ષપૂર્વક જોયુ તો ખરેખર, અદરથી કોઇ બારણુ હલાવતુ હતુ ! ત્યારે શત્રુસેને કહ્યુ "તાળુ તોડો, અને બારણુ ઉઘાડો !"

થોડા જ વખતમા તાળુ તોડી દરવાજો ઉઘાડવામા આવ્યો સર્વ જીજ્ઞાસાથી અને આશ્ચર્યથી અદર જોવા લાગ્યા તો સ્ત્રી વેષ-યુક્ત દેશાનદ જણાયો !

શત્રુસેને આગળ આવી પુછ્યુ "દેશાનદ, આ શો પ્રકાર છે તે તો કહે !"

દરવાજો ઉઘડતા જ પોબારા ગણવાના વિચારમા આચાર્ય

પડયો હોય તેમ જણાયુ પરતુ સામે ભિક્ષુમડળ એકત્ર થયેલુ જોઇ તે નાશી જવાનું સાહસ કરી શકયો નહિ !

આચાર્ય કંઈ જ બોલ્યો નહિ ત્યારે બધુગુપ્તે આગળ આવી પુછ્યુ "કેમ રે આચાર્ય ! તમે બોલતા કેમ નથી ? આ અપૂર્વ વેષ ક્યાથી કમાયા ?

હજી પણ દેશાનદ ચૂપ રહ્યો હતો શત્રુસેને તેને પુન હાક મારી "દેશાનદ ! અરે દેશાનદ !"

પાલવથી મુખ ઢાકી સ્ત્રીની માફક કોમલ સ્વર કાઢવાનો પ્રયત્ન કરી દેશાનદ બોલ્યો "હુ તો તરલા છુ !"

આચાર્યનો આવો અકલ્પિત ઉત્તર સાભળી શત્રુસેને ગુસ્સે થઇ તેના મુખપરનો છેડો ખેચી કાઢી બૂમ પાડી કહ્યુ "તરલા ! તારી ઇકોતેર પેઢીમા કોણ છે તરલા, દેશાનદ ?"

દેશાનદના હવે હોશ કોશ ઉડી ગયા રડતા રડતા તેણે કહ્યુ "તરલાએ મારી આવી ફજેતી કરી છે !"

આ સાભળીને શત્રુસેને વિશેષ ચીડાઇ તીવ્ર સ્વરે પુછ્યુ "અરે, પણ તરલા તે તારી કોણ ?"

દેશાનદે કપતા કપતા કહ્યુ ' તરલા—તરલા—મારી "

"તરલા તારી કોણ છે તે તો હુ પુછ્યા કરૂ છુ ?"

"તરલા મારૂ સર્વસ્વ છે ! તરલા—તરલા—મારી તરલા તરલા—"

એટલામા પાછળથી એક ભિક્ષુ બોલ્યો "દેવ, કાલે રાત્રે જીનાનદ આચાર્ય સાથે બહાર નીકળ્યો હતો અને ત્યાર પછી તે પાછો સઘારામમા આવેલો જણાતો નથી !"

બધુગુપ્તે ખળભળીને કહ્યુ "ત્યારે જીનાનદ પણ શુ મદિરમા છે ?"

જીનાનદને શોધવા માટે કેટલાક ભિક્ષુઓ તરત જ મદિરમા પેઠા અને તેમણે મદિરનો ખુણે ખુણો બારીકાઈથી જોઇ લીધો પછી

બહાર આવી બંધુગુપ્તે કહ્યું "આખું મંદિર જોઈ વળ્યા પણ જ્ઞાનાનંદ તો છે જ નહિ!"

ક્રોધ અને ક્ષોભથી સંઘસ્થવીરનો ચહેરો લાલચોળ થઈ ગયો! તેણે દેશાનંદની ગરદન પકડી અતિ જોરથી ધુધવાટો કરી પુછ્યું "કહે હરામખોર, જ્ઞાનાનંદને ક્યાં છુપાવ્યો છે? બોલ, જલદી બોલ! નહિ તો તને અહીંજ મારી નાખ્યા સિવાય રહેવાનો નથી!"

દેશાનંદ ભયથી ધ્રૂજી ઉઠયો અને મોટેથી રૂદન કરવા લાગ્યો ત્યારે વજ્રાચાર્યે સંઘસ્થવીરને પાછળ ખેંચી કહ્યું "સંઘસ્થવીર! તું પણ એના જેવો ગાંડો બને છે? એને ભય આપવાથી શું આ વખતે એ તને બાતમી આપશે? ખરેખર, તું પાગલ જ બને છે?"

બંધુગુપ્ત સહજ શાંત થઈ પાછો હઠયો નજીકના ભિક્ષુઓને ઉદ્દેશી શત્રુસેને કહ્યું "તમે એને સંઘારામમાં લઈ જાવ અમે બન્ને પાછળથી આવીએ છીએ"

સ્ત્રીવેષધારી આચાર્ય દેશાનંદને લઈ ભિક્ષુમંડળ મંદિરની બહાર નીકળ્યું તે વખતે આચાર્યનો કેવો ઉપહાસ થયો હશે, તે વાચકની કલ્પનાપર જ છોડવું તો ઠીક થશે! બંધુગુપ્ત અને શત્રુસેન એ બે જ માત્ર મંદિર પાસે રહ્યા

સર્વ ભિક્ષુ ગયા પછી બંધુગુપ્ત બોલ્યો "વજ્રાચાર્ય, આ પ્રકરણ શું હશે તે તારા ધ્યાનમાં કંઈ આવે છે? જ્ઞાનાનંદ ખરેખર નાશી ગયો હશે? અતિ પ્રયત્નથી ચારૂમિત્રને વશ કરી તેના પુત્રને ભિક્ષુની દિક્ષા આપી સંઘમાં લાવવામાં આવ્યો હતો હાય! આપણો સર્વશ્રમ વ્યર્થ જ થયો ને?"

શત્રુસેને ઉદ્દામ થઈ કહ્યું "એ ગોટાળો શો છે, તે મારા લક્ષમાં આવતું નથી પણ શ્રેષ્ઠી વસુમિત્ર અહીંથી નાશી ગયો તેથી શું તે કંઈ હમેશને માટે આપણા હાથમાંથી છટકી શકશે? તેણે પ્રવ્રજ્યા લીધેલી છે એમ જણાતાં જ નગરમાં કોઈ પણ તેને રાખવાનું સાહસ કરી શકશે નહિ પરંતુ દેશાનંદે શું કર્યું અને તેને

સ્ત્રી બનાવી મંદિરમાં કોણે પુરી રાખ્યો તે કંઇ મારા જાણવામાં આવ્યું નહિ! દેશાનંદ સિવાય બીજો કોઇ પણ એ વાત કરી શકશે નહિ! બન્ધુગુપ્ત! આ વખતે દેશાનંદપર તું ચીડાયો છે એમ જણાવા દઇશ નહિ નહિ તો, તે આપણને કંઇ પણ વાત નહિ કહે જીનાનંદ મઠમાંથી કેવી રીતે નાઠો, દેશાનંદને સ્ત્રીના વસ્ત્રો કોણે અને કેવી રીતે આપ્યા અને તરલા કોણ છે, એ સર્વ વાત યુક્તિપ્રયુક્તિથી તેની પાસેથી મેળવી લેવી જોઇએ"

બન્ધુગુપ્ત થોડી વાર વિચાર કરી બોલ્યો "જુઓ વજ્રાચાર્ય, કાલે સંધ્યાકાળે આપણે બન્ને જ્યારે અહીં આવ્યા ત્યારે તો મંદિરનું દ્વાર ઉઘાડું હતું, અને દેશાનંદ પણ તે તેવખતે મન્દિરમાં ન હતો"

કંઇક શ્વાસ લઇ શત્રુસેને કહ્યું "હા, તું કહે છે તે ખરૂં છે, તું જ્યારે કીર્તિધવલના ખુનની વાત કહેતો હતો ત્યારે મંદિરમાં કોઇ જ ન હતું મંદિરના દ્વાર પણ ખૂલ્લા હતા"

"ત્યારે વજ્રાચાર્ય, કોઇએ સંતાઇ રહી આપણી વાતો સાભળી લીધી તો નહિ હોયને'

"મને એમ લાગતું નથી!"

બંધુગુપ્ત ચિંતાગ્રસ્ત થઇ કહેવા લાગ્યો "મને મોટી ભીતિ લાગવા માંડી છે હવે હું અહીં રહીશ નહિ તું જ અહીં રહીને દેશાનંદની હકીકતનો તપાસ કરજે! હું હમણા ને હમણા બંગદેશમાં જતો રહું છું યશોધવલ હવે પાટલીપુત્રમાં આવ્યો છે આપણી વાતો સાભળી જો કોઇએ તેને કહી હશે તો મારી જીંદગી તો પૂર્ણ થઇ જ સમજી લેવી!"

"તું કહે છે તે સર્વથા ખોટું નથી હવે મને પણ એમ લાગે છે કે, આપણે અહીંથી ચાલ્યા જવું જોઇએ કારણ, કોઈ પણ રીતે જો કીર્તિધવલના ખુનની વાત યશોધવલના કાનપર જશે તો તે તેનું વેર લીધા સિવાય કદી પણ નહિ રહે પરંતુ તું બગ-

દેશમા જાય તે નહિ બને ! તુ ત્યા જઇશ તો સઘને અતિશય નુકશાન થશે હમણુા આપણે દેશાનદને લઇ કપોતિક સઘારામમા જઇને રહીએ ત્યા બુદ્ધઘોષ જરૂર આપણુ રક્ષણુ કરશે "

" ચાલ ત્યારે, હમણુા જ જતા રહીએ "

" ચાલ, પણુ મદિર અને સઘાગમની કઇ પણુ વ્યવસ્થા કરીને પછી જઇએ "

" ભગવાનની વ્યવસ્થા ભગવાન પોતે કરી લેશે ! આપણુને એ પચાતમા પડવા માટે અવકાશ કયા છે ? અને કારણુ પણુ શુ છે ? ચાલ, ચાલ, હમણુા જ ખસી જઇએ "

" તુ ભયથી બાયલો બની ગયો છે, સઘસ્થવીર ! "

" મારૂ મસ્તક ધડથી જુદુ પડી નગરના તોરણુદ્વાર વચ્ચે જ્યારે ભાલાપર ખોસી લટકાવવામા આવશે ત્યારે બુદ્ધ, ધર્મ કે સઘ મારૂ રક્ષણુ કરશે કે ? "

" ચાલ, પણુ સઘારામમાથી દેશાનદને તો તેડી લઇએ "

તત્કાળ બન્ને મદિરમાથી બહાર નીકળી સઘારામ તરફ ગયા ભિક્ષુઓએ દેશાનદનો સ્રીવેષ દૂર કરી તેને તેના હમેશના વેષમા બેસાડયો હતો શત્રુસેને તેને ઉદ્દેશી કહ્યુ " આચાર્ય, તમારે એક વખત કપોતિક સઘારામમા જવુ જોઇએ "

દેશાનદે રડતા રડતા કહ્યુ " કપોતિક સઘારામમા શા માટે ? "

વજ્રાચાર્યે કહ્યુ " નિરર્થક ડરીશ નહિ. મહાસ્થવીરે ભોજનનુ નિમત્રણુ આપ્યુ છે "

પરતુ આ કથનપર દેશાનદને ભરોસો આવ્યો નહિ તે એક બાલકની માફક પોક પાડી રડવા લાગ્યો તેને ચોક્કસ લાગતુ હતુ કે પોતાને ઠેર કરવા કપોતિક સઘારામમા લઇ જવામા આવે છે !

એક ભિક્ષુને બોલાવી શત્રુસેને કહ્યુ " જીનેન્દ્રબુદ્ધિ ! મદિર અને સઘારામનુ રક્ષણુ કરવાનુ કામ તમને સોપવામા આવે છે

કેટલાક જરૂરી કાર્ય માટે અમે કપોતિક સઘારામમા જઇએ છીએ એ ભિક્ષુ સાથે આચાર્ય દેશાનન્દને હમણા જ ત્યા મોકલી આપો "

બન્ધુગુપ્ત અને શત્રુસેન સઘારામમાથી ચાલ્યા ગયા ભિક્ષુ દેશાનદને બધા બનાવવા લાગ્યા પરતુ આ વખતે તેણે કોઇને કઇ જવાબ આપ્યો નહિ તે તો એક સરખો રડયા કરતો હતો વચ્ચે વચ્ચે "તરલા, તે આ શુ કર્યું ?" એમ ડસ્કા ખાતો ખાતો બોલતો હતો

બધુગુપ્ત અને શત્રુસેન મઠમાથી ગયાને બે ઘટિકા થઇ હશે, એટલામા બારસો સ્વારોએ આવ       તથા સઘારામને ઘેરો નાખ્યો વસુમિત્રને સાથે લઇ મહાબલાધ્યક્ષ હરિગુપ્ત અને યશોધવલદેવ બન્ધુગુપ્તને શોધવા લાગ્યા પરતુ તે કઇ મળ્યો નહિ ત્યારે તેમણે ભિક્ષુઓથી તપાસ કર્યો, પણ કઇ માહિતી મળી નહિ

અતે દેશાનદ તરફ આગળી કરી વસુમિત્રે કહ્યુ "મહારાજ ! મારા છૂટકા માટે આ આચાર્યે ઘણી મદદ આપી છે એનાથી તપાસ કરશો તો કઇ પત્તો લાગશે "

યશોધવલે આચાર્યને એક બાજુએ લઇ જઇ તેને મુક્ત કરવાનો લોભ બતલાવતા જ તેણે કહ્યુ કે "બન્ને કપોતિક સઘારામમા ગયા છે "

તે જ ક્ષણે-એક ક્ષણનો પણ વિલબ ન કરતા સૈન્ય લઇ મહાનાયક યશોધવલ કપોતિક સઘારામ તરફ ધસ્યા હરિગુપ્તની આજ્ઞાથી દેશાનદ અને જીનેન્દ્રબુદ્ધિને કેદ કરી તેમને સાથે લઈ બે સ્વાર રાજભૂવન તરફ ચાલ્યા ગયા.

---

# પ્રકરણ ૨૨ મું.

## બંધુગુપ્તનું પલાયન

તરલાના મુખથી કીર્તિધવલના કરપીણ વધની વાત સાભળવામા આવી ત્યારથી યશોધવલના અંતઃકરણમા અવર્ણનીય ક્ષોભ ઉત્પન્ન થઇ રહ્યો હતો. મહા કષ્ટે જેમ તેમ હૃદય દૃઢ કરી વસુમિત્ર અને તરલાને લઇ તે સમ્રાટ પાસે ગયા કીર્તિધવલની ભયંકર હત્યા કહાણી સાભળી મહાસેનગુપ્ત તો એક બાલક પ્રમાણે મોટે સાદે રડવા લાગ્યા મહાબલાધ્યક્ષ હરિગુપ્ત તે વખતે ત્યા જ હતા તેમણે અને યશોધવલે મહાકષ્ટથી તેમનું સાન્ત્વન કર્યું

કેટલીકવારે હરિગુપ્તે કહ્યુ “ કીર્તિધવલના ખુનની હકીકત ગહાર પડી છે એ વાત હજી બંધુગુપ્ત જાણતો નહિ હોય હમણાને હમણા કેટલાક સ્વર લઇ આપણે જો તે બૌદ્ધ મંદિર અને સંઘારામને ઘેરો નાખીશુ તો તે દુષ્ટ અવશ્ય હાથમા આવશે અને કદાચિત તે જો નાશી ગયો હશે તો જઇ જઇને કેટલે દૂર જશે ? આપણે તેને જોત જોતામા પકડી પાડીશુ ! ”

સમ્રાટે ઉત્સાહપૂર્વક હરિગુપ્તની સૂચનાને સંમતિ આપી તેમણે કહ્યું “ તમે આ શ્રેષ્ઠીપુત્રને સાથે લઇ જાવ, એટલે રસ્તો જાણવામા હરકત પડશે નહિ ”

યશોધવલે વસુમિત્રને પુછ્યુ “ તમને ઘોડાપર બેસતા આવડે છે કે ? ”

“ હાજી ! બાલ્યાવસ્થાથી ઘોડાપર બેસવાની મને ટેવ છે એટલે અડચણ નથી ”

“ પણ સંઘારામમા પાછા જવાને તમને કંઇ ભયતો નહિ લાગે ને ? ”

“ મહારાજ, હુ તદ્દન અસહાય, નિઃશસ્ત્ર અને નિરૂપાય

સ્થિતિમા હોવા છતા ભિક્ષુમધમા એકલોજ રહેતો હતો, તદપિ એક ક્ષણુ પણુ મને ભય જણાયો ન હતો "

" તમે શસ્ત્રાસ્ત્ર વિદ્યા જાણો છો "

" મારી પરીક્ષા લેશો એટલે સમજાશે, મહારાજ ! "

યશોધવલે સતુષ્ટ થઈ કહ્યુ " વાહ, બહુ સરસ ! મારી સાથે આવો હુ તમને શસ્ત્રાસ્ત્ર આપુ છુ "

વસુમિત્રને સાથે લઈ યશોધવલ રાજભુવનના અતર્ભાગમા ગયા ભયથી વ્યાકુળ થઇ બીચારી તરલા જ્યાને ત્યા ઉભી રહી હતી તેના ચક્ષુમાથી અશ્રુપ્રવાહ ખળખળ વહેતો જોઇ આશ્વાસન આપવાના ઉદ્દેશથી સમ્રાટે કહ્યુ " બેટા, તારે ભય પામવાનુ કારણુ નથી ! શ્રેષ્ઠીપુત્ર સાથે હજાર બારસો સવાર જશે હવે તેને કોઇ બલપૂર્વક પકડી શકશે નહિ ! તુ બીલકુલ ડરીશ નહિ ! "

પછી વિનયસેન તરફ દષ્ટિ કરી મહાસેનગુપ્તે કહ્યુ " એને મહાદેવી પાસે મુકી આવ "

સમ્રાટનુ આશ્વાસન મળવા છતા પણુ તરલાની ચિતા વિશેષત દૂર થઇ નહિ વિનયસેન સાથે તે મહાદેવી પાસે ગઇ

બીજા તોરણુની બહાર તૈયાર થયેલા શરીરરક્ષક ઘોડેસ્વારોની ટુકડી રાહ જોઈ ઉભી રહેલી હતી તોરણુની સન્મૂખ ત્રણુ ઉત્તમ ઘોડા પકડી ઘોડાવાળા ઉભા હતા આ એકદર પ્રકાર શો છે તે ન સમજાયાથી જીજ્ઞાસાથી આતુર બનેલા કેટલાએ તમાસગીર લોકો માથા ઉચા કરી બહાર ઉભા રહ્યા હતા

એટલામા યૂવરાજ શશાક અને વસુમિત્રને લઇ યશોધવલદેવ તોરણુ બહાર આવ્યા તેમને જોતા જ સૈનિકોએ પોતાની પ્રચલિત રૂઢિ પ્રમાણે અભિવાદન કર્યું ત્યાર પછી ઘોડાવાળાઓ પાસેથી ઘોડા લઇ તેઓ સ્વાર થયા અને ત્રીજા તોરણુ તરફ તેમણે પોતાના ઘોડા ચલાવ્યા તેમની પાછળ બારસો ઘોડેસ્વારો

પણ જવા લાગ્યા સ્વત મહાબલાધ્યક્ષ હરિગુપ્તને ત સ્વારોને વચ્ચે વચ્ચે હુકમ આપતો જોઇ લોકો તો આશ્ચર્યચકિત થઇ જ્યાંને ત્યાં જડવત ઉભા રહ્યા એ સર્વ પ્રકરણ શું છે તે તેમને બીલકુલ સમજાયું નહિ!

આ સ્વારોની ટુકડી સાથે લઈ બૌદ્ધમંદિરમાં ગયા પછી યશોધવલે શું કર્યું તે વાચકો પાછલા પ્રકરણથી જાણી ચુકયા છે. સંઘારામમાં વસુમિત્રને કોઇએ ઓળખ્યો ન હતો કારણ, રાજભુવનમાંથી બહાર નીકળતી વખતે યશોધવલે તેનું સર્વાંગ બખ્તરથી ઢાંકી દીધું હતું

તે જુના મંદિરમાં બૌદ્ધગુપ્ત નહિ મળવાથી તત્ક્ષણે યશોધવલ અને યુવરાજે સૈન્યસહ કપોતિક સંઘારામ તરફ મોરચો ફેરવ્યો મંદિરથી લગભગ બે ગાઉપર નગરના મધ્યભાગમાં કપોતિક સંઘારામ હતો હરિગુપ્તના હુકમથી સ્વારોએ પોતાના ઘોડા નગર તરફ ફેરવ્યા ઘોડાના દાબડાના અવાજથી અને ધબકારાથી ઉડતી ધૂળને લીધે ઉપનગરના રસ્તા કેટલીક વાર સુધી અંધકારમય બની ગયા

સંઘારામ છોડી બંધુગુપ્ત અને શત્રુસેન બહુ દૂર ગયા નહિ તેટલામાં એકદમ ચમકી ઉભા રહ્યા શત્રુસેને કહ્યું "બંધુગુપ્ત! પાછળ અનેક ઘોડાઓના દાબડાના અવાજ સંભળાય છે."

બંધુગુપ્ત જ્યાંનો ત્યાં ઉભો રહ્યો અને લક્ષપૂર્વક કાન માંડી સાંભળવા લાગ્યો તો અનેક ઘોડા પોતે હતો તેજ દિશા તરફ આવતા હોય તેમ લાગ્યું

બંધુગુપ્ત કંપિત સ્વરે બોલ્યો "તું કહે છે તે ખરૂં જણાય છે, મહાચાર્ય!"

"ત્યારે તો હવે ઉતાવળથી કંઇ છુપાઇ જવું એજ ડહાપણ ભરેલું છે સંઘારામમાંથી ના ... લા વસુમિત્ર ... અનર્થ કરશે તે કંઇ સમજાતું તેમ નથી'

બંધુગુપ્ત ધ્રુજતો ધ્રુજતો કહેવા લાગ્યો "વજ્રાચાર્ય ! મને ખાત્રી છે કે, યશોધવલને મારી ખબર મળી છે, અને મને પકડવાને જ તે સ્વાર લઇ આ તરફ આવે છે ! હાય ! હવે મારી શી દશા થશે ?"

પોતાના મિત્રને બનતુ આશ્વાસન આપતા શત્રુઘ્ને કહ્યુ ' મિત્ર, ભયથી હાથપગ ઢીલા કરવામા શો અર્થ છે ? બ્હીશ નહિ બ્હીશ નહિ એમા તો કઇ શકા નથી કે અલ્પ સમયમા કોઇ પણ ભયકર સકટ આવી પડશે પણ આ વખતે ડરીશ ના મરણ શરણ થયો સમજી લેજે તુ તો મરીશ જ અને સાથે મને પણ મારતો જઇશ ચાલ, ચાલ, સામે દેખાતા તાડવનમા જઇ સતાઇ જઇએ ચાલ ઉતાવળ કર, મારી પાછળ ચાલ્યો આવ !"

તે સ્થળથી થોડે જ દૂર એક જુના તલાવ પાસેથી રાજમાર્ગ જતો હતો, અને તેની આજુબાજુ પુષ્કળ નાના મોટા તાડવૃક્ષો ઉછરી ચુકયા હતા શત્રુઘ્ન અને બધુગુપ્ત આ વનમા દોડી આવી ભરાઈ ગયા

થોડાજ વખતમા સ્વારોની ટુકડી ત્યા આવી પહોચી સર્વની આગળ એક સિધી કાળા અશ્વપર યુવરાજ શરણાક હતા તેનુ સર્વ શરીર સુવર્ણખચિત લોખડી બખતરથી આચ્છાદેલુ હતુ અને તેના રૂપા જેવા ધોળા શુભ્ર શિરસ્ત્રાણની બાજુમાથી પીળા ચકચકતા કેશ બહાર પડતા હતા સૂર્યકીરણમા તેનુ બખતર જાણે કે, અગ્નિ માફક બળતુ ન હોય ! એવો ભાસ થતો હતો યુવરાજની પાછળ યશોધવલદેવ હોઇ તેમનુ શરીર પણ બખતરથી આચ્છાદાયલુ હતુ તેમના શિરસ્ત્રાણમાથી તેમની લાબી ડાઢી બહાર પડી ઉદર સુધી ઝુલી રહી હતી

યશોધવલ નજરે પડતા જ બધુગુપ્તના હાજા ગગડી ગયા અને તેનુ સર્વ શરીર પ્રસ્વેદમય થઈ ગયુ તેણે ધીમે રહી પુછ્યુ "વજ્રાચાર્ય, મને લાગે છે કે એજ પેલો યશોધવલ છે !"

" હા, એજ કીર્તિધવલનો પિતા ! "

યશોધવલની પાછળ બખ્તર યુક્ત બે સ્વારો આવતા હતા પણ તેમને શત્રુસેને કે બધુગુપ્તે ઓળખ્યા નહિ પરતુ તેઓ તલાવની પાસે આવ્યા તેજ વખતે એકનુ શિરસ્ત્રાણ અચાનક નીચે પડ્યુ ઝાડ પાછળ ભરાઇ ગ્હેલા બધુગુપ્ત અને શત્રુસેને તે શ્રેષ્ઠી-પુત્ર વસુમિત્રને તત્કાળ ઓળખ્યો તેમના આશ્ચર્ય અને ભયની હવ સીમા રહી નહિ !

તે બે સ્વારની પાછળ પ્રત્યેક હારમા પાચ પાચ સ્વારની કેટલીએ હારો ચાલતી હતી તરતજ ઘોડો અટકાવી વસુમિત્ર પોતાનુ શિરસ્ત્રાણ ઉચકી લીધુ, અને ત્વરાથી ઘોડો દોડાવી તે પાછો સૈન્યને મળ્યો

સૈન્ય નીકળી જતા જ બધુગુપ્તે પુછ્યુ " વજ્રાચાર્ય, હવે ઉપાય શો ? "

" તુ હમણાને હમણા બગદેશમા ચાલ્યો જા તે સિવાય અન્ય રસ્તો નથી પાટલીપુત્રમા એક ક્ષણ પણ રહેવુ તે હવે તારે માટે જોખમ ભરેલુ છે "

" તુ શુ કરીશ ? "

" હુ તો નગરમા જ રહીશ "

" ત્યારે હુ પણ ત્યાજ મરીશ ! "

" એટલે ? એમ કેમ બોલે છે ? "

" પ્રાણ જશે તો પણ હુ હવે અહીંથી કોઇ પણ સ્થાને એકલો નહિ જાઉ ! "

શત્રુસેને બધુગુપ્તના મુખ તરફ ટીકીને જોયુ તો તેને જણાયુ કે, બધુગુપ્ત ભયથી સફેદ પૂણી જેવા થઇ ગયો છે બધુગુપ્તને હવ કોઇ પણ રીતે સમજાવી શકાય તેમ નથી, એવી શત્રુસેનની ખાત્રી થઇ ત્યારે તેણે કહ્યુ " ચાલ, ત્યારે આપણે હમણા જ જતા રહીએ "

આમ તેમ જોઇ બન્નેએ તાડવનમાંથી બહાર પડી ગંગાતીરનો માર્ગ સ્વીકાર્યો

સવારે કપોતિક સંઘારામના આંગણામાં બેસી મહાસ્થવીર બુદ્ધઘોષ ગુપ્તચરોદ્વારા આવેલા સમાચાર સાંભળતો હતો તે સર્વ ગુપ્તચર બુદ્ધ ભિક્ષુ જ હતા એક આચાર્ય મહાસ્થવીર સામે ઉભો રહી એક એક જાસૂસની માહિતી તેને આપતો જતો હતો અને તે પણ લક્ષપૂર્વક આવેલા સમાચારપર વિચાર કરતો હતો

એક ગુપ્તચર આગલા દિવસે રાત્રે રાજભુવનમાં શું શું બન્યું હતું તે બુદ્ધઘોષને કહેતો હતો તેણે કહ્યું "કાલ બપોરે સમ્રાટ ગંગા કાંઠે ઘાટપર બેઠા હતા, એટલામાં યશોધવલે આવી સામ્રાજ્યનો કારભાર ચલાવવાની જોખમદારી પોતે લેવા તૈયાર હોવાનું જણાવ્યું એક ઝાડ પાછળ છુપાઇ રહી મે તેનું સર્વ સંભાષણ સાંભળ્યું હતું—"

તે જાસૂસ આ વાતનો થોડો વિસ્તાર કરવા જતો હતો, એટલામાં સંઘારામના મુખ્ય દરવાજામાંથી એક ભિક્ષુ ઉતાવળથી હાંફતો હાંફતો ત્યાં આવી કહેવા લાગ્યો "દેવ, અસંખ્ય સ્વારો સંઘારામ તરફ ધસી આવતા જણાય છે !"

તે સાંભળી મહાસ્થવીરે તરત જ આજ્ઞા કરી "સંઘારામના દરવાજા એકદમ બંધ કરો !"

તેનો હુકમ સાંભળી ભિક્ષુ ત્વરાથી ચાલ્યો ગયો મહાસ્થવીર પણ ઉઠીને દરવાજા તરફ ગયો

પાટલીપુત્ર નગરના આ કપોતિક સંઘારામની ઇમારત અતિ જુની હતી આ સંઘારામ સમ્રાટ અશોકે સ્થાપ્યો હતો, એવી દંતકથા ચાલતી હતી આ મકાન પાયામાંથી જ મજબૂત પત્થરથી બંધાયલું હોઇ તેની ચોતરફ ઉંચો અને કઠિન પત્થરનો કોટ હતો આ પ્રચંડ અને વિસ્તીર્ણ સંઘારામમાં પાંચ હજારથી પણ વધારે ભિક્ષુ સુખપૂર્વક રહી શકતા હતું, અને આપણી કથાના સમયે તેમાં

હજાર બારસો ભિક્ષુ રહેતા પણ હતા! સંઘારામની ચોતરફ ચાર સિંહદ્વાર હતા અને તે હમેશ ખૂલ્લા રહેતા હતા. રાજક્રાંતી કે બળવા વખતે નાગરિકોએ અનેકવાર સંઘારામને ઉદ્ધ્વસ્ત કરી નાખેલો હોવાથી પુન: તેમ ન થાય તે માટે અસંખ્ય લોખંડી ખીલાઓથી આચ્છાદાયેલા દ્વાર ચારે તોરણદ્વારોએ લગાડેલા હતા. વિશેષ સંકટનો સમય જણાયા સિવાય મઠના મહાસ્થવીર આ દરવાજા બંધ કરવા હુકમ કરતા ન હતા, કારણ કે નાગરિકોને દેવદર્શનની ગમે તે વખતે છૂટ હતી.

તોરણ ઉપર ચઢી મહાસ્થવીર તે બખ્તરયુક્ત પુરૂષને ઉદ્દેશી કહેવા લાગ્યો "આપ કોણ છો? દેવનું આવું અપમાન કરવાનું કારણ શું છે? આટલા સશસ્ત્ર સૈનિક લઇ નિરપરાધી ભિક્ષુઓના મઠપર આપે કોની આજ્ઞાથી ઘેરો નાખ્યો છે?"

તે બખ્તરી પુરૂષોમાંના એકે મહાસ્થવીર તરફ જોયું અને પુછ્યું "તમે કોણ છો?"

મહાસ્થવીરે કહ્યું "ભગવાન બુદ્ધની આજ્ઞાથી હું આ સંઘારામની સર્વ વ્યવસ્થા જોઉં છું. મારૂં નામ બુદ્ધઘોષ."

તે પુરૂષે હસીને કહ્યું "મને લાગે છે કે, તમે મને ઘણું કરીને ઓળખી શકશો જ. મારૂં નામ યશોધવલ. હું રોહિતાશ્વદુર્ગમાં રહું છું. હું આ સામ્રાજ્યનો મહાનાયક છું. મારા પુત્રના ખુનીને શોધી કાઢવા હું અહીં આવ્યો છું. સંઘારામના બંધ થયેલા દરવાજા ઉઘાડી નખાવો. અમે સંઘારામમાં તે દુષ્ટ નરઘાતક પિશાચ બંધુગુપ્તને શોધી કાઢવા આવ્યા છીએ!"

મહાસ્થવીર જોકે કોટના શીખરપર હતો, તોપણ મહાનાયકનું નામ સંભળાતાં જ તે ભયથી ધ્રૂજી ઉઠયો! પરંતુ આત્મસંયમન કરી તેણે કહ્યું "મહાનાયક યશોધવલના વિમલ યશની કથા પાટલી-

પુત્રમા રહેનાર એક પણ માણસની જાણ બહાર નહિ હોય આપની કઈ ભલતી જ કલ્પના થયેલી હોવાથી આપના પુત્રને મારનાર મનુષ્યને અહીં શોધવાને આપ પધાર્યા છો સંઘારામમા નિર્દોષ, નિષ્પાપ ભિક્ષુઓ રહે છે નરઘાતક પિશાચને આ પવિત્ર સ્થાનમા આશ્રય ક્યાથી હોય ? આપના પુત્રના ખુની તરીકે આપ જેને ઓળખાવો છો, તે ઉત્તર તરફના પ્રદેશના બૌદ્ધસઘનો એક સ્થવીર છે આ આર્યાવર્તમા બધુગુપ્તનુ નામ કોણે સાભળ્યુ નથી ? તે બોધી સત્યવાદી મહર્ષિતુલ્ય વ્યક્તિના હસ્તે નરહત્યા જેવુ મહાપાતક થવુ કદી પણ શક્ય છે કે ?"

"મહાસ્થવીર, તમે આ વૃદ્ધના ધોળા કેશપર વિશ્વાસ રાખો તેવો જ કંઈ મહત્વનો અને વિશ્વાસનીય પુરાવો મળ્યા સિવાય, આ યશોધવલ એકાદ દેવના પવિત્ર સ્થાનને ત્રાસ આપવાનુ કાર્ય કદી કરતો નથી બધુગુપ્ત જો સઘારામમા આવ્યો હોય તો તેને અમારે સ્વાધીન કરો—અથવા તો તે ... ... પાસે લઈ જઈશુ "

બુદ્ધઘોષે કહ્યુ "સઘસ્થવીર બધુગુપ્તે આજે આખા દિવસમા આ સ્થળે પગલુ પણ મુક્યુ નથી મારા બોલપર વિશ્વાસ રાખો જો બધુગુપ્તને કદાચ શોધવા માટે જ અહીં આવ્યા હો તો આપ દિશા ભૂલ્યા છો—સૈન્યસહ બીજી તરફ ચાલ્યા જાવ"

"બધુગુપ્ત જ્યારે સઘારામમા નથી ત્યારે તમે દરવાજા કેમ બધ કર્યા છે ?"

"આપના સશસ્ત્ર સૈનિકોના ભયથી !"

"અમે સમ્રાટની આજ્ઞાથી બધુગુપ્તને શોધવા સઘારામમા આવ્યા છીએ—અમે અદર આવીએ તે માટે તમને કઈ હરકત છે કે ?"

" બીલકુલ નહિ ! "

ત્યારે દરવાજા ઉઘડાવી નાખો ! "

મહાસ્થવીરની આજ્ઞાથી તોરણ ઉઘાડવામાં આવ્યું, પાંચસો સ્વારને સાથે લઇ યશોધવલદેવ, ગશાંક અને હરિગુપ્ત સંઘારામમાં ગયા અને બાકીના ઘેરો નાખી પડી રહ્યા સર્વએ સંઘારામનો પ્રત્યેક ખૂણો બરોબર રીતે જોયો પણ બન્ધુગુપ્ત મળ્યો નહિ !”

નિરાશ હૃદયથી યશોધવલદેવ પોતાના સ્વારસહ રાજભૂવન તરફ ગયા

*　　*　　*　　*　　*

આજ વખતે ગંગા પ્રવાહમાં એક નાની નૌકા ત્વરિત ગતીથી પૂર્વ દિશા તરફ ચાલી જતી હતી, તેમાં બેઠેલો શત્રુસેન બન્ધુ-ગુપ્તને કહેતો હતો “ મિત્ર, અનેક જન્મના પુણ્ય બલથી આજે યશોધવલથી આપણું રક્ષણ થયું છે !”





# દ્વિતીય ખંડ.



મધ્યાહ્ન



## પ્રકરણ ૧ લુ.

### સ્કંદગુપ્તનુ ગીત

પ્રથમ ખડમા વર્ણન કરેલો બનાવ બન્યા પછી ત્રણ વર્ષ નીકળી ગયા છે. એ ત્રણ વર્ષમા મગધ સામ્રાજ્યમા અને પાટલીપુત્રમા કેટલુએ વિલક્ષણ પરિવર્તન થઇ ગયુ છે તે પ્રાચીન નગરમા યૌવનશ્રી જાણે કે, પાછી આવી હમેશને માટે નિવાસ કરી રહી હોય તેમ લાગે છે નગરની ચોતરફનો કોટ હવે પૂર્વ પ્રમાણે મજબૂત અને પ્રેક્ષણીય થયો છે જુનુ રાજભુવન પણ દુરસ્ત થઇ સુંદરતામા વધારો કરી રહ્યુ છે હવે રાજકાર્યભાર પદ્ધત પુરઃસર અને સુવ્યવસ્થાથી ચાલે છે મગધના પ્રાચીન સામ્રાજ્યને જાણે કે, હવે નવીન જ બલ મળ્યુ હોય તેમ તે બલાઢ્ય બન્યુ છે સામ્રાજ્યની સીમાપરના જુના અને જીર્ણ થયેલા કિલ્લા સારી મરામતથી ઉત્કૃષ્ટ થયા છે તેની ઉપરના લશ્કરની યોજના પણ ઉત્તમ બની છે. દુષ્કાળે હેરાન કરેલા સામ્રાજ્યનુ સૈન્ય હવે સુશિક્ષિત બની શસ્ત્રઆદિકોની તૈયારી પણ ઉત્તમ અને વિજયી થઇ છે. મગધના સૈનિકો પોતાના વેતન માટે અગર એક મુઠભર અનાજ માટે હવે શ્રેષ્ઠિકના ગૃહને ઘેરો નાખતા નથી. આજસુધી નિદ્રાની ધુનમા લથડતા મગધવાસી જનો પૂર્ણ રીતે જાગ્રત થયા છે અને તેમના મનમા મોટી મોટી આશાઓએ જન્મ લીધો છે. હવે મગધ પ્રજાને

લાગે છે કે, ચંદ્રગુપ્ત અને સમુદ્રગુપ્તનો સમય આવશે, પાટલીપુત્રના નાગરિકો ગાંધારના હિમધવલ પર્વત શૃંગપર પુન પોતાનો જયધ્વજ રોપાશે અને દક્ષિણ તરફ કેરલ દેશની તરૂણીઓ અકાલ વૈધવ્ય આપ્યા બદલ હમેશ શાપ આપતી રહેશે. આ સર્વ અત્યંત વિલક્ષણ પરિવર્તનનું પ્રત્યક્ષ કારણ જોઈએ તો યૂવરાજ શશાંક છે, પણ પરોક્ષ કારણમા તો વૃદ્ધ યશોધવલદેવ જ છે

યશોધવલ પુન રોહિતાશ્વદુર્ગમા ગયા ન હતા પાટલીપુત્રમા આવ્યા ત્યારથી તે પોતાની પૌત્રીને લઈ રાજભૂવનમાં જ રહ્યા હતા સમ્રાટ મહાસેનગુપ્ત હવે તદ્દન વૃદ્ધ બની ગયા હતા તે સાયકાલે એક વખત જેમ તેમ કરી દરબારમા આવીને બેસતા હતા યૂવરાજ શશાંક અને મહાનાયક યશોધવલદેવ એજ સમ્રાટવતી સર્વ દરબાર કાર્ય જોતા હતા

શશાંકના સર્વ સ્નેહીઓ હવે મોટી મોટી જગ્યાપર આવ્યા હતા નરસિંહદત્તને એક મુખ્ય સેનાપતિનું સ્થાન મળેલું હોઈ માધવવર્માએ દરીયાઈ સૈન્યના આધિકારીનું પદ પ્રાપ્ત કર્યું હતું અનંતવર્માને યૂવરાજના મુખ્ય અંગરક્ષકનું કાર્ય સોપાયું હતું યૂવરાજે હવે બાલ્યાવસ્થામાથી તારૂણ્યાવસ્થામા પગ મુક્યો હતો. કીશોર અવસ્થાની બાલિશ ચંચલતા તેમનામા રહી ન હતી યુવાવસ્થામા યૂવરાજ ધીર, પ્રશાંત, વિચારી અને ચિંતાશીલ બન્યા હતા

યશોધવલની ત્રણ સૂચનાઓ હવે પ્રત્યક્ષ પ્રચારમા આવી હતી સર્વ કિલ્લા દુરસ્ત થઈ મજબૂત બન્યા હતા, સામ્રાજ્યનું સૈન્ય સુશિક્ષિત થયું હતું અને રાજના હક્ક વગેરેનું ઉત્પન્ન ખજાનામા બરોબર વસુલ આવે તેવી વ્યવસ્થા થઈ હતી અને એટલું થયા પછી બંગદેશમા સામ્રાજ્યની સત્તા પુન સ્થિર કરવા માટે પ્રયત્ન શરૂ થયા હતા.

આ સર્વ વ્યવસ્થા એવી ઉત્તમ રીતે કેવા પ્રકારે અમલમા આવી તે પ્રત્યક્ષ સરકારી અધિકારીઓને પણ નહિ સમજાયાથી પ્રથમ તેઓ આશ્ચર્ય પામ્યા હતા યૂવરાજ શશાંકને સાથે રાખી પાટલીપુત્રના મોટા શાહુકારોને ઘેર જઈ મહાનાયક યશોધવલદેવે પૈસા એકત્ર કરવા પ્રયત્ન કર્યો, અને તેમા યશ પણ ઉત્કૃષ્ટ રીતે મળ્યો. તેમણે એકત્ર કરેલા અગણિત દ્રવ્યના બલપર જ તેમને અશક્ય જણાતી સૂચના આટલા અલ્પકાળમા ઉત્તમ રીતે પ્રચારમા આવી હતી ટુંક સમયમા જ દેશપર કેવી ભયકર આફત આવનાર છે તેનુ ભયકર ચિત્ર શેઠ સાહુકારો આગળ તેમણે અતિ પ્રખર રગમા ઉપસ્થિત કરી વસ્તુસ્થિતિની સ્પષ્ટ સમજ આપી એટલે તેઓ સમ્રાટને આનદ પૂર્વક જોઇએ તેટલુ કરજ આપવા તૈયાર થયા આ ધનથી સૈન્યની સરસ પુનર્રચના કરી યશોધવલે ચરણાદ્રિદુર્ગ પુન સમ્રાટના તાબામા મુક્યો તે જ પ્રમાણે મડલ અને ગૌડ પણ સામ્રાજ્યના સૈન્યે પાછા લીધા શરયૂથી કરતોયના તીર સુધીના વિસ્તીર્ણ પ્રદેશમાના સામત હવે પોતાના મસ્તક નમ્ર કરી સામ્રાજ્યની ખડણી વિના વિલબે આપતા હતા સામ્રાજ્યના સીમાપ્રાત હવે સારા સુરક્ષિત બન્યા હતા અને કેવળ ત્રણ વર્ષના અલ્પ અવકાશમા યશોધવલદેવે સાહુકારોનુ સર્વ કરજ પતાવી દીધુ હતુ

પરતુ સાગર સમ દુસ્તર એવી નદીઓથી ઘેરાયલો બગદેશ માત્ર સામ્રાજ્યની સત્તા હજીપણ માથે ચડાવતો ન હતો, બૌદ્ધ આચાર્યની ઉશ્કેરણીને લીધે બગપ્રજા યશોધવલના કથન તરફ કાન પણ દેતી ન હતી ! પૂર્વ તરફ કામરૂપનો રાજા અને પશ્ચિમ તરફ સ્થાણ્વીશ્વરનો રાજા વિસ્મયાકુલ દૃષ્ટિથી આ પ્રાચીન સામ્રાજ્યની નવીન શક્તિનો પ્રભાવ લક્ષપૂર્વક જોઇ રહ્યા હતા તેમની જ ઉશ્કેરણીથી ઉદ્ધત બગવાસી પ્રજા સામ્રાજ્યને કર આપવા કબુલ થતી ન હતી આ સર્વ કારણથી બગદેશપર આક્રમણ કરવાની તૈયારીમા યશોધવલદેવ નિમગ્ન થઇ ગયા હતા

હજુ અર્ધ ઘટિકા દિવસ રહ્યો હતો ગંગા તટે ઘાટના પગથીયા પર બેસી યશોધવલ વિશ્રાતી લેતા હતા દૂર રેતીપર ચિત્રા અને લતિકા આમતેમ ફરતા હતા નીચેના પગથીયાપર ઉભો રહી શશાંક અસ્ત પામતા રજનીકાન્તથી ગંગાજલમાં પ્રતિબિંબિત થયેલા નિર્જીવ તાપહિન કીરણો જોતો હતો ઘાટપર બે વૃદ્ધ બેઠા હતા— એક લ૯ન અને બીજો યદુભટ્ટ

બોલતા બોલતા યશોધવલે કહ્યું ' ભટ્ટ ! કેટલાએ દિવસથી મેં તારૂં ગીત સાભળ્યુ નથી જ્યારે હું યુવાન હતો ત્યારે યુદ્ધમા જતી વખતે તારૂ મંગલગીત સાભળીનેજ અમે રાજભૂવનમાથી બહાર નીકળતા હતા ! હજી પણ તારા તે મધુર કંઠ સ્વરનો ધ્વની મારા મગજમા ઘૂમી રહ્યો છે ! ભટ્ટ, તે વાતને પચાસ વર્ષ થયા છે અર્ધાસદી પછી પુન તુ તારૂં ગીત એક વાર મને સંભળાવીશ ?"

સર્વાંગે શિથીલ બનેલા ધોળા કેશવાળા દંતહિન વૃદ્ધે કહ્યું "પ્રભુ, ભાટ અને ચારણના દિવસો હવે ક્યા રહ્યા છે સામ્રાજ્યમા ભાટ કે ચારણ ખોળ્યો પણ મળતો નથી તે પ્રમાણે લોકો પણ હવે મંગલગીત વિસરી ગયા છે ! તપ્તસુવર્ણકાંતિ નાયિકાના નીલ કમલ પ્રમાણે શોભતા નયનોનુ વર્ણન કરી કવિમંડળ તેમનુ મન ખુશ કરે છે ! લોકોને યુદ્ધ અને સ્વાતંત્ર્યને સ્ફૂર્તિદાયક એવી કથા હવે પ્રિય રહી નથી ! તે દિવસ જતા રહ્યા છે પ્રભુ ! મારામા શક્તિ રહી નથી, સ્વર ક્ષીણ બની ગયો છે ! હવે હુ શુ ગાઉં પ્રભુ ?"

યશોધવલે ઉદામ ચહેરે હસીને કહ્યું ' ભટ્ટ, યુવાવસ્થાને તો મે કેટલેએ દૂર મુકી દીધી છે ! હવે તારૂણ્યાવસ્થાનો સ્વર મને પણ મધુર લાગશે નહિ ! હુ પણ આ જીવનના અસ્ત–ક્ષિતિજપર આવી પહોચ્યો છુ ! અહાહા, પણ યુવાન સ્થિતિનુ સ્મરણ અતિ આનંદ

આપનારૂ હોય છે ! ભટ્ટ, તારૂણ્યમા પુષ્કળ વખત સભળાવેલુ તે ગીત પુન એકવાર ગા ભટ્ટ, લલકાર એક વખત ! તારો કઠ ક્ષીણ પડ્યો છે ! હશે ! તેથી શુ થયુ ? અમર કીર્તિવાળી વ્યક્તિ હમેશ અમર જ રહેશે ! જ્યાસુધી સ્મરણ સભવિત છે ત્યાસુધી તે અમર જ રહેશે !

" શુ ગાઉ દેવ ? "

" ભટ્ટ, એક વખત સ્કદગુપ્તના પવિત્ર નામનુ સ્મરણ કરાવ જો, ભટ્ટ, દિનમણી અસ્તાચલે પહોચ્યો છે આપણે વૃદ્ધ પણ અતિમ ઘટનાને આધીન થવાની તૈયારી કરી રહેલા છીએ ! આ વખતે સામ્રાજ્યના અભ્યુદયની કથા મીઠી નહિ લાગે ! ધ્વસોન્મુખ સામ્રાજ્યની કહાણી એક વખત ગાઈ સભળાવ ! "

વૃદ્ધ યદુભટ્ટ મનમા જ ગણગણવા લાગ્યો વૃદ્ધાવસ્થાને લીધે બહેરો બની ગયેલો લલ્લ પણ આગળ આવી ભટ્ટ પાસે બેઠો.

પગથીયા નીચે ઉભા રહેલા યુવરાજ શશાકે પુછ્યુ " યદુદાદા, કયુ ગીત ગાવ છો તમે ? કયુ ગીત ગાશો ? "

યશોધવલે કહ્યુ " શશાક, આમ આવીને બેસો ભટ્ટ સ્કદ-ગુપ્તનુ કવિત કવે છે "

યશોધવલની આજ્ઞા થતા કુમારે બે ત્રણ પગથીયા ચઢી યદુભટ્ટ પાસે પડાવ નાખ્યો

કેટલીક વાર ગણગણાટ કરી યદુભટ્ટે સૂર સ્થિર કરીને કવિતનો આરભ કર્યો પ્રથમ તો તેનો સ્વર અસ્પષ્ટ હતો, પરતુ હવે તે સ્પષ્ટ થયો હજી પણ ગીત ઝીણા તાનમા હતુ કેટલીક વારે ઘૃતની આહૂતિ મળેલા અગ્નિ પ્રમાણે વૃદ્ધના સૂરે આકાશ ગજાવ્યુ !

ભટ્ટ, નીચેના અર્થનુ ગીત ગાવા લાગ્યો —

" નાગરિકો, સર્વ પ્રમાદને ફેકી દો ! પુન હૂણ આવે છે ગાધારની પર્વતશ્રેણી ઓળગી હૂણ સૈન્ય પુનરપિ આર્યાવર્તમા

પ્રવેશ્યુ છે નાગરિકો ! વ્યસનને ભસ્મ કરી શરીરપર બખતર ચઢાવો પુન, હૂણુ આવે છે હવે તે સ્કંદગુપ્ત રહ્યો નથી, કુમાર કાર્તિક જેવા પ્રતાપશાલી કુમારગુપ્તનો તે નદન હવે નથી કે જે તમારૂ શત્રુઓથી રક્ષણુ કરે !

"દૂર–ઘણે દૂર—ગગા યમુનાના સગમપર પ્રતિષ્ઠાનના દુર્ગમા સમ્રાટે કેવળ તમારા માટે જ પ્રાણુ આપ્યો જેણે વિતસ્તાના તટ-પર, શત્રદ્રુની પેલી તરફ, મથુરાના લાલ બનેલા દુર્ગના કોટપર, બ્રહ્માવર્તના ભયકર રણુક્ષેત્રપર સામ્રાજ્યના સન્માનનુ, દેવતાના સન્માનનુ અને આર્યાવર્તના સન્માનનુ રક્ષણુ કર્યું, તે પણુ હવે રહ્યો નથી ! સ્કંદગુપ્તના સૈન્યમા કોઇ બીકણુ, કાયર કે, કોઇ કૃતઘ્ન વિશ્વાસઘાતી પુરૂષ નહતો, તેથી જ તેઓ પાછા આવ્યા નથી તેમણે પોતાના પ્રભુની પાસે ઉભા રહી તેમનુ સરક્ષણુ કરવામા કાલિદીનુ કાળુ પાણી રક્તમય રગથી રગી નાખ્યુ હતુ ! પરતુ તે સ્વદેશમા પાછા ફર્યા ન હતા ! *પ્રતિષ્ઠાનના ભયકર દુર્ગ સામે તેમણે દુશ્મનની ગતીને અટકાવી રાખી હતી ! તે સ્કંદગુપ્તના સાથીઓ હતા, જીવનના અતમા તેમની સાથે તે જીવનની સામેપાર નીકળી ગયા હતા ! હૂણુ આવે છે, નાગરિકો ! તૈયાર થાવ, કમર બાધી તત્પર બનો ! હૂણુ આવે છે !

"યુવતીના સ્વર્ગીય રૂપથી મોહ પામેલા વૃદ્ધ સમ્રાટને જ્યારે પ્રજાના મગલનુ અને પોતાના કલ્યાણુનુ પણુ વિસ્મરણુ થયુ, ત્યારે આર્યાવર્તનુ રક્ષણુ કોણે કર્યું ? બ્રાહ્મણુ અને શ્રમણુ, સ્ત્રી અને બાળક, દેવળ અને ધાન્યક્ષેત્રનુ રક્ષણુ કોણે કર્યું, તે તમે જાણો છો ? વાલુકાના સ્તભ હસ્તમા લઈ મહાસાગરના પ્રચડ ઉછાળા કોણે અટકાવ્યા, તેનુ નામપણુ, નાગરિકો ! તમે કદી સાભળ્યુ છે કે ?

---

*પ્રયાગ—અલ્હાબાદનુ પ્રાચીન નામ

"કુમાર કાર્તિકની માફક પ્રતાપશાલી સ્કંદગુપ્તે જ ! શહેરીઓ ! ઉઠો, આળસ છોડો, હૂણ આવે છે !

"હૂણ આવે છે ! આત્મરક્ષણ માટે પણ કમર કસો ! નહિતો હૂણ રૂપી મહા પ્રવાહમા સર્વદેશ ખેચાઇ જશે ! અજ્ઞાન બાલકો, અશક્ત વૃદ્ધો અને અનાથ અબલાઓમાથી કોઇનુ પણ રક્ષણ થશે નહિ. ગૃહકલહોને ત્યજીદો, દેવ અને બ્રાહ્મણનુ રક્ષણ કરો, ગૃહકલહથી આજ સુધીમા મોટા મોટા સામ્રાજ્ય નષ્ટ થઇ ગયા છે ! કુમારગુપ્તમા જો ડહાપણ હોત તો કદાચિત્ સામ્રાજ્યનો નાશપણ થયો નહોત બળપૂર્વક કમર કસો ! આત્મરક્ષણ તરફ દૃષ્ટિ કરો, નાગરિકો ! હૂણ આવે છે !

"જેણે ફક્ત દસ હજાર સૈનિકો સાથે ગખી શતદ્રુના કીનારા ઉપર એક લાખ સૈનિકોને અટકાવ્યા હતા, તે વીરશ્રેષ્ઠનુ નામ સ્કંદગુપ્ત ! જેણે ફક્ત એક હજાર સૈન્યથી શૌરસેન દુર્ગમા—લાખોની સખ્યામા ધસી આવતા સૈનિકોનો પ્રતિરોધ કર્યો હતો તેનુ નામ સ્કંદગુપ્ત ! કોશલમા પાચસો વીરજનો સહ ધસી આવતા વીરરત્નને તે હૂણ રાજા અટકાવી શક્યો ન હતો તેનુ નામ સ્કંદગુપ્ત ! નાગરિકો, ઉઠો, તે ચિરસ્મરણીય નામનો જાપ જપો અને મ્યાનમાથી તલવાર ખેચો ! હૂણ આવે છે !

"જુઓ—બરાબર જુઓ ! કેવળ એક ક્ષણ માટે સૂર્ય વાદળાથી મુક્ત થયો છે વૃદ્ધ સમ્રાટ સ્વર્ગગમન કરી ગયો ગોવિંદગુપ્ત અને સ્કંદગુપ્તે કંઇ નિઃશક્ત હસ્તમા તલવારો પકડી ન હતી ! સામ્રાજ્ય પુનઃ ઉન્નત સ્થિતિમા આવ્યુ છે હૂણનુ મહાપુર જ્યાને ત્યા અટક્યુ છે ! બ્રહ્માવર્તમા ગગાની વાલુકામા પડેલા હૂણ સેનાના ધોળા હાડજ એ વાતની સાક્ષી આપે છે ! ગોપાદ્રી પર્વતની તળેટીમા નાસિકા વિનાના હૂણ સેનાના શીર તેની ખાત્રી કરાવે છે ! ઉત્તર તરફના પ્રદેશમા શાતિ સ્થાપન થઇ છે, દુશ્મનો દેશમાથી દૂર થયા છે, સ્કંદગુપ્ત સિંહાસનપર અધિષ્ઠિત થયો છે જુઓ—

જુઓ, પુનઃ હૂણુ આવે છે ! ઉત્તરકુરુનું વિશાલ મેદાન આ પુરથી ભોદાઈ ગયું છે ! ગાંધારની પર્વતમાલા આ પુર પ્રવાહને અટકાવી શકતી નથી ! પુનઃ હૂણુ આવે છે ! પણુ કાયર બનો નહિ સ્કંદ-ગુપ્તની તલવાર હવામાં ચળકે છે ! તેનું નામ સાંભળાતાં જ હૂણુ સૈન્યને ટાઢ ચડવા લાગી છે ! પણુ હાય સ્કંદગુપ્તનો શો ઉપયોગ ? ઉત્તર તરફ વિશ્વાસઘાતકનાનો નિવાસ છે, આર્યાવર્તમાં કૃતઘ્નતા છે ! પુનઃ હૂણુ આવે છે ! નાગરિકો, આત્મરક્ષણુ માટે કમર કસો, દેવ અને બ્રાહ્મણુ, સ્ત્રી અને બાલક, દેવળ અને ધાન્યક્ષેત્રનું રક્ષણુ કરો !

' વિશ્વાસઘાતથી આર્યાવર્તનું હમેશને માટે સત્યાનાશ વળ્યું છે ! જુઓ—બરાબર જુઓ ! સામ્રાજ્યનું સર્વ કંઈ નષ્ટ થયું ! જુઓ—તે તરફ જુઓ—બીકણુ પુરુષાધમ પુરગુપ્તે સિંહાસન કાળના મુખમાં નાખ્યું છે ! હૂણોએ પ્રતિષ્ઠાનના કિલ્લાને ઘેરો નાખ્યો છે, સમ્રાટ પોતાના સૈન્યસહ કિલ્લામાં અટકી પડયો છે વિશાલ આર્યા-વર્તમાં એવો એક પણુ વીર નથી કે, જે સમ્રાટને સહાય કરવા ધસી આવે ! દાવાનળ વ્યાપી ગયો ! સૌરાષ્ટ્ર, આનર્ત, માલવ, મત્સ્ય મધ્યદેશ એ સર્વ પ્રદેશને હૂણોએ ભડકાવી મુક્યો છે ! મગધનું સિંહાસન લઈ પુરગુપ્ત પોતાના મનમાં આનંદ માને છે સમુદ્રગુપ્તનું વિશાલ સામ્રાજ્ય, મહાપુરમાં એક મુઠી ધાસ ભળે તેમ કયાંનું કયાં તણુાઈ ગયું ! પ્રતિષ્ઠાનના કિલ્લામાં દસ હજાર સૈનિકો છે પરંતુ બે દિવસ પહોંચે તેટલું પણુ પાણી રહ્યું નથી વૃદ્ધ સમ્રાટ પોતે જળ લાવવા માટે જાય છે, શુભ્ર રણુ—ભાઠું લાલ બની ગયું છે હૂણુ સેનાએ તેમનાપર હૂમલો કર્યો, હવે કોણુ ટકી શકે ! એક તીવ્ર શરે સમ્રાટનું ડાબું નેત્ર ફોડી નાખ્યું ! સામ્રાજ્યનું સૈન્ય પોતાના પ્રભુનું રક્ષણુ કરવા ઉલટયું, પણુ જેણે વિનસ્તા અને શતદ્રુના તટે શૌરસેનમાં અને બ્રહ્માવર્તમાં આર્યા-વર્તની ઉજ્વલ કીર્તિનું રક્ષણુ કર્યું, તેઓ કંઈ પાછા આવ્યા નહિ—"

વૃદ્ધ ભટ્ટનુ ગળુ ભરાઇ આવ્યુ આખોમાથી દડદડ વહેતા અશ્રુજલથી તેનુ હૃદય ભીંજાઇ ગયુ તેની પાસે બેઠેલો વૃદ્ધ લલ્લ પણ સ્તબ્ધતાથી અશ્રુ વિસર્જન કરતો હતો ! યશોધવલના નેત્ર પણ શુષ્ક ન હતા ! પગથીયામા પડી ચિત્રા અને લતિકા પણ ડુસકા ભરતા હતા

ભટ્ટનુ કવિત અટક્યુ લગભગ એક ઘડી સુધી સર્વ મડળ નિસ્તબ્ધ રહ્યુ પૂર્વ દિશામા તે વખતે અધકાર ઉદ્ભવ્યો ધીમે ધીમે સર્વ દિક્પ્રાતમા ઘનઘોર અધકાર પ્રસરી ગયો યશોધવલે કુમાર તરફ જોયુ તો જણાયુ કે તેનુ વદન ફિક્કુ પડી ગયુ છે, ચક્ષુ શુષ્ક—પણ અતિશય ઉજ્વલ બન્યા છે અને તે શૂન્ય અધકાર તરફ જોઈ રહ્યો છે યશોધવલે તેને સબોધી કહ્યુ "વત્સ !—"

પરતુ યશોધવલને કઇ જ ઉત્તર મળ્યો નહિ ! લલ્લને આ સહજ ચમત્કારિક લાગ્યુ તેથી તેણે ઉઠી કુમારના અગને સ્પર્શ કર્યો પછી તેના ખભાપર હસ્ત પણ મુક્યો અને હાક મારી, "કુમાર—"

નિદ્રામાથી એકદમ ચમકી તેના તરફ જોઇ શશાકે કહ્યુ "કેમ ?"

યશોધવલે તેમને પુછ્યુ "વત્સ, શા વિચારમા છુ ?"

"સ્કદગુપ્તના ! આપ જ્યારે પ્રથમ પાટલીપુત્રમા આવ્યા—

"હા, તે દિવસે શું થયુ હતુ ?"

"મે તે કોઇને પણ નહિ કહેવાનો નિશ્ચય કર્યો હતો તે દિવસે એક જણે મને સ્કદગુપ્તની કહાણી કહી હતી"

"કોણે ?" યશોધવલે આશ્ચર્યથી પુછ્યુ

"શત્રુસેને !"

લલ્લ એકદમ બોલી ઉઠયો "સત્યાનાશ ! શત્રુસેન અને તમે રીતે એકઠા થયા ?"

"તે દિવસે તમે કઇ ગયા હતા? તમને શોધવા છતા તમે નહિ મળવાથી ચિત્રા અને માધવ સાથે હુ આ ભાઠામા રમવા આવ્યો હતો કેમ ચિત્રા યાદ છે?"

અગુલુઠી પગથીયા ચઢી ચિત્રા આગપર આવી બેઠી હતી, તે મસ્તક હલાવી બોલી, "હા!"

યશોધવલે પુછ્યુ "શત્રુસેને શુ કહ્યુ હતુ,?"

"તેણે મને શુ કહ્યુ તે બધુ કંઇ મારા લક્ષમા નથી પણ તેણે એટલુ કહ્યાનુ તો મને ખાસ સાભળે છે—'તુ કદીપણ સુખી થઇશ નહિ! જેનાપર તુ વિશ્વાસ રાખીશ તેજ વિશ્વાસઘાત કરશે! તારો એક પણ મિત્ર તારી સાથે નહિ હોય તેવા વખતે તુ એકલો પરદેશમા મરણ પામીશ!'"

યશોધવલે થોડી વાર વિચાર કરી કહ્યુ "વત્સ! વજ્રાચાર્ય શત્રુસેન બૌદ્ધસઘનો એક મુખ્ય ચાલક હોઇ સામ્રાજ્યનો મહાન શત્રુ છે. તુ તેના કથનપર કદી પણ વિશ્વાસ રાખીશ નહિ, અગર તેની પાસે પણ કદી જઇશ નહિ."

લલ્લ ચિતાક્રાત મુદ્રાથી કહેવા લાગ્યો "મહારાજ, તે જ્યોતિષવિદ્યામા અત્યત પારગત છે વજ્રાચાર્ય એ માટે પ્રસિદ્ધ છે"

"લલ્લ! સ્વાર્થ માટે એ શુ કરશે અને શુ નહિ કરે તે કહી શકાય તેમ નથી"

અધકાર સર્વત્ર વિચરી રહ્યો હતો, એટલામા હસ્તમા દીપક લઇ એક પરિચારક ત્યા આવ્યો અને બોલ્યો "યુવરાજ, મહારાજાધિરાજે આપનુ સ્મરણ કર્યુ છે"

તત્કાળ સર્વ ત્યાથી રાજભુવન તરફ ગયા

—•—

## પ્રકરણ ૨ જું.



### નૌકા વિહાર

પ્રચંડ જલપ્રવાહ—નદીઓથી વીંટાયલા બંગદેશપર સ્વારી કરવી હોય તો પાયદળ કે ઘોડેસ્વાર કરતા નૌકા અને સામુદ્રિક સૈન્યની આવશ્યકતા અધિક રહે છે, એ વાત યશોધવલના લક્ષ બહાર ન હતી મગધદેશમા એવી એક પણ નદી ન હતી, કે જેમા સર્વ કાલે નૌકા ચલાવવી શક્ય હોય ' આ કારણથી મગધદેશના નાવિકોસહ બંગદેશપર ચઢાઇ કરવી ઇષ્ટ નથી, એવો વિચાર કરી યશોધવલદેવે ગૌડદેશમાથી કૈવર્ત જાતિના નાવિક એકત્ર કરી તેમનુ જ આરમારી લસ્કર તૈયાર કર્યું હતુ ગૌડદેશના ઠીંગણા બાંધાના કાળા ભીંલ જેવા કૈવર્ત નાવિકોની નૌકા ચલન ગતી અને કૌશલ્ય જોઇ પાટલી-પુત્ર નિવાસીઓ આશ્ચર્ય પામતા હતા હમેશ સૂર્યોદયથી સૂર્યાસ્તસુધી મગધ સામ્રાજ્યનુ આ નવીન નૌકા સૈન્ય ગંગા પ્રવાહમા નૌકા ચલાવવાનો અને કૃત્રીમ યુદ્ધ કરવાનો અભ્યાસ કરતુ હતુ મગધના નાવિકો કીનારાપર રહી આ ગૌડ નાવિકોનુ વિલક્ષણ કૌશલ્ય જોઇ પહોળા કરડના હતા

નાયક, યશોધવલદેવ, અનંતવર્મા, નરસિંહદત્ત અને હલ્લ ત્રીજા પ્રહરે નૌકા સૈન્યની કવાયતમા ભાગ લેતા કદી કદી સમ્રાટ પુરાગનાને સાથે લઈ નૌકા વિહાર કરવા જતા હતા તેમજ ચાંદની રાત્ર પોતાના સ્નેહીઓને સાથે લઇ ચિત્રા, લતિકા અને ગંગાસહ કુમાર પણ નૌકામા ફરવા જતો હતો તે વખતે યુવક—યુવતીઓના કંઠમાથી નીકળતા મધુર હાસ્યના અને સંગિતના ધ્વનીથી સર્વ વાતા-વરણ ધમધમી જતુ હતુ !

કુમારની બાલ્યાવસ્થાની સહચરી હવે મોટી થઇ યુવાવસ્થામા પ્રવેશ પામેલી હોવાથી તેમની સાથે કોઇપણ પ્રૌઢ સ્ત્રીને ગણ્યા

સિવાય મહાદેવી તેમને નૌકા વિહાર માટે જવા દેતા ન હતા આ બે ત્રણ વર્ષમા રાજભૂવનના અંતઃપુરમા તરલા સર્વને પ્રિય બની ચુકી હતી સર્વ ગૃહ કાર્યમા ચપળ—સદા હાસ્યમુખી અને આળસથી અજ્ઞાત એવી તરલા અંતઃપુરની પરિચારિકાઓની નેતા બને તેમા શુ આશ્ચર્ય ! ભિક્ષુઓના મઠમાથી મુક્ત થઈ આવ્યા પછી વસુમિત્ર યશોધવલની પાસેજ રહ્યો નૌકા સૈન્યનો મુખ્ય અધિકારી બન્યો હતો કુમાર જ્યારે નૌકા વિહાર માટે જતો ત્યારે યશોધવલની આજ્ઞાથી તે હમેશ વસુમિત્રને સાથે રાખતો હતો

વર્ષાકાલના અંતમા ભાગીરથી બે કાંઠે વહેતી હતી નૌકા સૈન્ય તૈયાર થયેલુ હોઇ તેમનુ શિક્ષણ કાર્ય પણ પૂર્ણ થયુ હતુ હેમન્ત ઋતુના આરંભમા બંગ દેશપર સ્વારી લઇ જવાનુ નક્કી થયુ હતુ સામાન્ય સૈનિકથી તે યશોધવલ સુધી પ્રત્યેક મનુષ્ય શિયાળાની અપૂર્વ ઉત્કંઠાથી રાહ જોતો હતો વર્ષાઋતુમા સર્વ બંગ પ્રદેશ પાણીની પ્રબલતાથી મહાસાગર રૂપ જ બની જતો હતો શરદ ઋતુમા ચોમાસાનુ સર્વ પાણી બહાર ગયા પછી તે સઘળો પ્રદેશ કાદવથી અને જંગલો તરબોળ રહેતો હતો તેથી હેમન્ત પૂર્વે બંગદેશપર ચઢાઈ લઇ જવાનુ કાર્ય મુશ્કેલપૂર્ણ હતુ ! બંગદેશની આ સ્વારીમા સળનાર યશોધવલપર સામ્રાજ્યનુ ભવિષ્ય અવલંબી રહેલુ છે એવા વિચાર કરી યશોધવલ જો કે અત્યંત અધીર બન્યા હતા, પણ યોગ્ય સમયની પ્રતીક્ષા કર્યા સિવાય ચાલે તેમ ન હતુ

શરદ ઋતુના શુક્લ પક્ષની એક રાત્રી હતી સર્વ પૃથ્વી ચંદ્ર-પ્રભામા ડૂબી ગયેલી હોઇ પોતાના મિત્ર અને મૈત્રિણીસહ કુમાર શશાંક નૌકા વિહાર માટે નીકળ્યો હતો નરસિંહદત્ત, અનંતવર્મા, માધવગુપ્ત, ચિત્રા, લતિકા અને ગંગાસહ શશાંક ચંદની–છત્ર નીચે બેઠેલો હોઈ, લલ્લ, વસુમિત્ર અને તરલા પણ ચંદનીની બહાર બેઠા હતા સો સવાસો ગૌડ નાવિકો સૂરમાં સૂર મેળવી પોતાનુ રાજગીત ગાના ગાતા હલેસા મારતા હતા ચંદ્રના શુભ્ર કીરણ પેરી

લેપથી સર્વ દિગાન્તરને ચળકાવી રહ્યા હતા ! નદીના વિશાલ પ્રવાહમા હજારો તરગમાલામા એ ઉજ્વલ કીરણોનુ પરાવર્તન થતુ હતુ નૌકા શરવેગથી પ્રવાહને અનુકૂળ દિશામા વહી જતી હતી

ચિત્રાનુ વદનકમળ અતિશય ગભીર થયેલુ હોઈ તે તદ્દન વિલક્ષણ બની બેઠી હતી તેના ચિત્તને આ વખતે શાતિ કે આનદ ન હતા સર્વ સ્ત્રી પુરૂષ તેને પ્રસન્ન કરવાના પ્રયત્નમા પડયા હતા, પરતુ તેમના યત્નને વિજય મળતો ન હતો ! તેના આ વિષાદનુ કારણ એટલુજ હતુ કે, હમણાજ તેણે સાભળ્યુ હતુ કે યુદ્ધમા જનારા મનુષ્યોને મૃત્યુ આધીન થવુ પડે છે !

કુમાર શશાક દૂરદેશ જતા રહેશે, એ ભયથી ચિત્રા દિનપ્રતિદિન સુકાતી જતી હતી કુમાર જશે, તોપણ તે સત્વરે પાછા આવશે એમ સાભળ્યા પછી તેના મનને સહજ ઠીક લાગ્યુ હતુ, પરતુ આજેજ તેને કોઇએ કહ્યુ હતુ કે, યુદ્ધમા હજારો મનુષ્યને કાળ ગળી જાય છે, મનુષ્યોના રક્તથી રણાગણ રેલાઇ રહે છે ! જે યુદ્ધ માટે જાય છે, તે પાછા ફરવાની આશા છોડીનેજ રણક્ષેત્રમા જાય છે !

આ સાભળ્યા પછી ચિત્રા એક સરખી રૂદન કરી રહી હતી. યુવરાજના ચરણમા લોટી તેણે કહ્યુ હતુ કે ' હુ તમને યુદ્ધમા જવા દઇશ નહિ." યુવાવસ્થાના પહેલા પગથીયાપર જોકે ચિત્રાએ પગ માડ્યો હતો, પણ તે હજી ઉછરતી બાલિકા જ હતી ! બાલ્યકાલની સરલતા અને છોકરવાદીપણુ હજી તેને સર્વાશે ત્યજી ગયા ન હતા ! ચિત્રાની આ હઠ જોઇ સર્વએ તેનો અતિ ઉપહાસ કર્યો હતો, તેથી ક્રોધ અને અભિમાનથી ચહેરો ગભીર કરી તે બેસી રહી હતી.

ચિત્રા ઘણા વખત સુધી ચૂપ બેસી રહેલી હતી, પણ એકાએક યુવરાજને તેણે પુછ્યુ. " પણ તમે સર્વ યુદ્ધમા જાવ છો શા માટે ? "

અનતવર્મા જો કે તે સર્વમા નાનો હતો, તો પણ તેનો સ્વભાવ અતિ ગભીર હતો ચિત્રાના આ પ્રશ્નનો તેણે ઉત્તર આપ્યો "અમે તો દેશ જીતવા જઇએ છીએ "

" પણ, તમે દેશ જીતશો તેથી શુ થશે ? "

શશાકે કહ્યુ, " બીજા દેશ જીતીશુ એટલે અમારૂ રાજ વધશે. રાજના કોષમા પુષ્કળ ધન એકત્ર થશે "

" પણ માણસો મરશેને ? "

શશાકે હસીને કહ્યુ " મરશે સો બસો ! "

" જે માણસો લઢાઇમા માર્યા જશે તેમને યાતના તો થશેને "

" અલબત્ ! "

" ત્યારે તમે તેમને હણવા કેમ તત્પર થાવ છો ? "

" તે સમ્રાટની પ્રજા હોવા છતા તેમની આજ્ઞા માન્ય કરતા નથી તે માટે તેમને હણવા જ જોઇએ ! "

" સમ્રાટની પ્રજા ન હોય એવી અન્ય વની નથી કે ? "

શશાકે કહ્યુ " ઘણી છે ! "

"ત્યારે પછી તમે જેમને મારવા ઇચ્છો છો તેઓ મહારાજની પ્રજામા નહિ હોય તો શી હરકત છે ? "

શશાકે સહજ અટકતા અટકતા કહ્યુ ' છટ્ ! તમ થવુ ઠીક નથી ! ચિત્રા ! તોફાની પ્રજાને શાસન કરવુ તે રાજાનુ કર્તવ્ય કર્મ છે બખેડો જો નષ્ટ કરવામા ન આવે તો રાજાનુ માન કવી રીતે રહે ' યશોધવલદેવ હમેશ કહે છે કે–જે સ્વમાન સાચવી શકતો નથી, તેની રાજશક્તિ કદીપણ ચીરસ્થાયી થતી નથી ! "

હવે ચિત્રા વાદવિવાદમા હારી તેથી તે વિશેષ જ ગભીર બની બેસી રહી તે જોઈ નરસિહે કહ્યુ " આવા મનુષ્યોના હસ્તમા જો રાજકાર્યભાર હોત તો આપણને આટલુ કષ્ટ સહન કરવુ પડયુ ન હોત !"

નરસિંહના આ ભાષણથી સર્વ મંડળ હસી પડયું, પરંતુ તેમનું હાસ્ય ચિત્રાના કર્ણપર ગયું નહિ ! તે અત્યંત ગંભીર એવા ચિંતનમાં નિમગ્ન થઈ હતી તેના મનમાં પ્રશ્ન થતો હતો કે, જેનું આટલું મોટું રાજ છે, તેણે રાજ વધારવા માટે આટલું મંથન શા માટે કરવું જોઇએ ? અને બીજાના રાજ લઈ લેવામાં આટલા મનુષ્યોનો ભોગ આપી, રક્તપ્રવાહ વહેવડાવી નવીન રાજ મેળવવામાં શી મહત્તા છે તે બિચારી ચિત્રાને કેમે કરી સમજાયું નહિ !

એટલામાં અચાનક કંઇ વિચાર આવ્યો અને ચિત્રાએ એક ચીસ પાડી ! કુમારે ગભરાઈ જઈ પુછ્યું, "શું-શું ? શું છે ?"

ચિત્રાના બન્ને નેત્ર પાણીથી પૂર્ણ બન્યા હતા, તે ગદ્ગદ સ્વરે કહેવા લાગી "તમે જેને મારવા જશો તે તમને પણ નહિ મારે કે ?"

શશાંક હસીને ઉત્તર આપ્યો "હા, મારશે તો ખરાસ્તો !"

"ત્યારે તમારા માણસો પણ મરશે ? કેટલા મરશે તેનો કંઈ આંક થઈ શકે તેમ છે ?"

'તેનો આંક ન આંકી શકાય ચિત્રા ? શત્રુના શસ્ત્રોના આઘાતથી કેટલાએ સૈનિકો હમેશને માટે લુલા, પાંગળા, આંધળા થઈ જશે !'

કુમારના આ ઉદ્ગારથી ચિત્રાના શરીરે કંપારી છૂટી ! તેણે ગદ્ગદ સ્વરે પુછ્યું "ત્યારે તમે યુદ્ધમાં શામાટે જાવ છો ?"

"અમે કેમ જઇએ છીએ તે હું જાણતો નથી, ચિત્રા ! અનાદિકાળની માનવસમાજમાં એ રીત ચાલી આવી છે તેથી જ અમે યુદ્ધમાં જઇએ છીએ ! સેંકડો સૈનિકો કાળના ભક્ષ રૂપ બનશે, હજારો આંધળા થશે, હજારો લુલા થશે, મરતી વખતે અને શસ્ત્રોના આઘાત થતા સર્વને કેટલીએ મર્મયાતના થશે અને કેટલાએ આશ્રયહિન થઇ પડશે ! પણ ચિત્રા ! અમારે સ્વારીમાં જવું જ જોઇએ !"

અત્યાર સુધી લતિકા શાંત બેસી રહી હતી તે બોલી “ કુમાર, તમે જેમને મારવા જાવ છો તે પણ તમારા સૈનિકોને મારશે ! તમને પણ તે મારશે કે યુવરાજ ? ”

“ તેમને તક મળશે તો તેઓ મને પણ અવશ્ય મારશે ! શા માટે છોડે ? ”

હવે લતિકા કાંઈ જ બોલી નહિ, ચિત્રા તો આ વખતે છૂટા મોએ રડવાની તૈયારીમા આવી ગઈ હતી અને ક્ષણવાર કુમાર તરફ એક વખત દૃષ્ટિ કરી તેણે લતિકાના વક્ષસ્થલમા પોતાનુ મુખ છુપાવી મોટેથી આક્રંદ કરવા માંડયુ ! કુમાર અને નરસિંહ નાના પ્રકારે તેને સમજાવવા લાગ્યા ! આ સર્વ ભાષણ પ્રસંગથી, ચાંદની રાત્રીના નૌકા વિહારના આલ્હાદમા વિઘ્ન આવ્યુ અને સર્વત્ર વિષાદની છાયા ફરી વળી !

મૃત્યુની ભયંકર કલ્પના એકાએક ઉપસ્થિત થવાથી સર્વના ચિત્તનો આનંદ નષ્ટભ્રષ્ટ થઇ ગયો !

ઘણુ વખત સુધી સ્તબ્ધ રહી કુમારે નાવિકોને નૌકા નગર તરફ ફેરવવાની આજ્ઞા કરી તરતજ નૌકાનુ મુકાન ફર્યું

અત્યંત વેગથી નૌકા ચાલતી હોવાથી તે આટલા વખતમા શેહેરથી એટલી તો દૂર આવી ગઇ હતી કે, તેને રાજભૂવન તરફ જતા ઘણો વખત લાગ્યો ચિત્રાના પ્રશ્નોથી કુમારના મનમા એક નવીનજ ભાવનાનો આ વખતે ઉદય થયો હતો આ પૂર્વે કદી પણ તેના ચિત્તમા મૃત્યુની કલ્પના ઉત્પન્ન થઈ ન હતી યુદ્ધમા મૃત્યુ થવુ સર્વથા સંભવનીય છે એ વાત અદ્યાપિ સુધી તેને કોઈએ પણ કહી ન હતી કુમારે વિચાર કરવા માંડયો યશોધવલે મને અનેક વખત કહ્યુ છે કે, ‘ યુદ્ધમા જય અને પરાજય બન્ને સંભવિત છે ’ પરંતુ જય અને પરાજય સાથે મૃત્યુ પણ સંભવિત છે એ વાત તો તેમણે કદી પણ કહી નથી મનુષ્ય મૃત્યુવશ થયો કે સર્વ કાર્ય પૂર્ણ થયુ !

તેના જીવનની સર્વ આશા અને સુખ તે જીવન સાથે જ નષ્ટ થઈ જશેને? જે મનુષ્યો આક્રમણ માટે જવાના છે તેમાના ઘણાખરા કદાચિત પુન સ્વદેશનુ દર્શન પણ નહિ કરી શકે!—તેમના આપ્ત મિત્રો તેઓને પુન કદી પણ મળી શકશે નહિ! તેઓ જ્યારે રણા-ગણપર મૃત્યુ પામશે ત્યારે તેમનુ કોઈ પ્રિયજન પણ પાસે નહિ હોય! અસહાય સ્થિતિમા તીવ્ર યાતનાથી તરફડી તરફડીને યુદ્ધક્ષેત્ર પર તેઓ પ્રાણ છોડી જશે કદાચિત મૃત્યુ વખતે તૃષાથી જીવ ચૂથાતા એક ઘૂટડો પણ જળ તેમના મુખમા રેડનાર કોઈ નહિ હોય!

"કદાચિત મને પણ મૃત્યુ ગળી જશે! તેમા શુ અસભવિત છે? રણાગણપર ઘાયલ થઈ હુ પડયો હોઇશ ત્યારે કદાચિત મારુ સૈન્ય મને પણ છોડીને ચાલ્યુ જશે! વિજયના ઉત્કટ આનદના આવેશમા જયધ્વની કરતા ઘોડેસ્વારો જશે ત્યારે હજારો ઘોડાની કઠિણ ખરીઓના આઘાતથી મારા દેહના રાઇરાઇ જેટલા ટુકડા થઇ જશે, તે સમયે મને સહાય કરવા કોઇ પણ આગળ નહિ આવે! આ સુદર પાટલીપુત્ર—નગર પુન મારી દૃષ્ટિએ કદી પણ નહિ પડે! મારી બાલ્યકાલની મધુર લીલા ભૂમિ અને મારા પ્રિય સ્નેહીજનોનુ હુ પુન કદી પણ દર્શન કરી શકીશ નહિ! મૃત્યુ—મૃત્યુ! અત્યત ભયકર યાતના!"

કુમારના નયન જળથી ભરાઈ આવ્યા, પરતુ તે તરફ કોઇનુએ લક્ષ ગયુ નહિ!

સુમારે પ્રહર ગત ગયા પછી નૌકા પાટલીપુત્રમા પાછી આવી. સર્વ મડળ ગગાદ્વાર પર્યંત આવ્યુ ત્યારે બીજા પ્રહરની પણ છ ઘટિકા વહી ગઇ હતી ગગાદ્વારની ચોતરફ પુષ્કળ નૌકાઓ નાગરેલી હતી એ સર્વ બગદેશપર આક્રમણ કરવા માટે ખાસ બાધવામા આવી હતી આ નૌકાઓની બહારની બાજુ એક નાની નૌકા બાધી

રાખેલી હતી તેમાથી એક પ્રતીહારે બૂમ પાડી કહ્યુ "કોની નૌકા છે ?"

વસુમિત્રે ઉત્તર આપ્યો "સામ્રાજ્યની જ નૌકા છે"

"નૌકામા યુવરાજ છે ?"

"હા"

"યુવરાજને કહો કે, સ્વત મહારાજાધિરાજ અને મહાનાયક યશોધવલદેવે એમનો બે ત્રણ વખત તપાસ કરાવ્યો હતો"

યુવરાજ ઉપર કહ્યા પ્રમાણે ચિંતનમા નિમગ્ન થઇ ગયો હતો તેની કલ્પનાના અકુરો વધતા જતા હતા! તે વિચાર કરતો હતો— "જો રણાગણમા હુ મૃત્યુ પામીશ તો મારા પ્રિય વૃદ્ધ પિતાની શી સ્થિતિ થશે? સામ્રાજ્યની શી અવસ્થા થશે? મારાપર સર્વ મદાર બાંધી—સર્વ ભરોસો રાખી પોતાની વૃદ્ધાવસ્થામા પણ જેમણે મારો આ કર્મક્ષેત્રમા પ્રવેશ કરાવ્યો છે તે પિતૃતુલ્ય આર્ય યશોધવલદેવની શી સ્થિતિ થશે? આ સિવાય પણ બીજા એક બે માણસ છે મારા પ્રિય માતુશ્રી—તેમને મારા સિવાય કોણ છે? અને—અને—ચિત્રા—"

એટલામા વસુમિત્રે કુમાર પાસે આવી જોયુ તો જણાયુ કે, કુમાર વિચાર તદ્રીમા પડયો છે તે પ્રતીહારે કહેલો સદેશ કહેવાનુ સાહસ કરી શક્યો નહિ

અનતવર્માએ તેને પુછ્યુ "શ્રેષ્ઠી, પ્રતીહારે શુ કહ્યુ?"

વસુમિત્રે કહ્યુ "તે કહે છે—સમ્રાટ અને યશોધવલદેવ કુમારને શોધે છે"

નિદ્રામાથી ખળભળી જાગ્રત થયા પ્રમાણે કરી કુમારે પુછ્યુ "શુ—શુ છે?"

વસુમિત્રે કહ્યુ "મહારાજ, ગગાદ્વારના પ્રતીહારે હમણા જ કહ્યુ કે, મહારાજાધિરાજ અને મહાનાયક યશોધવલદેવે બે ત્રણ વખત આપનુ સ્મરણ કર્યું હતું."

તેટલામા નૌકા આવી ગગાદ્વારના ઘાટે અટકી કુમાર તરત જ નીચે ઉતર્યો

નરસિહે કહ્યુ "રડતા રડતા છેવટે ચિત્રા તો ઉંઘી જ ગઇ !"

માધવવર્મા બોલ્યો "લતિકા પણ ભગ્નનિદ્રામા પડી છે "

એટલામા કુમારને ઉદ્દેશી લલ્લે કહ્યુ "કુમાર મહારાજાધિરાજ આપને બોલાવે છે આપ આગળ થાવ, અમે બધા પાછળ આવીએ છીએ '

કુમાર ધીમે ધીમે રાજભુવન તરફ જવા લાગ્યો

---

## પ્રકરણ ૩ જું.

---

### મૃત્યુભય

નવીન રાજભુવનના અદરના ભાગના એક મહાલયમા સમ્રાટ મહોસનગુપ્ત, મહાનાયક યશોધવલ દેવ, મહામત્રી હૃષીકેશશર્મા, મુખ્ય ન્યાયાધીશ નારાયણશર્મા, મહાબલાધ્યક્ષ હરિગુપ્ત, મહાનાયક રામગુપ્ત વગેરે મુખ્ય અધિકારીઓ બેઠા હતા સર્વના વદન કમલો પર ઉદાસિનતા છવાઇ રહેલી હોઈ તેઓ કોઈ પણ મહાન ચિંતામાં પડયા હોય એમ લાગતુ હતુ મહાપ્રતીહાર વિનયસેન બહાર ઉભો હતો તે પણ ચિતામગ્ન જણાતો હતો દૂર કેટલાક અતર પર કેટલાક દડધર અને પ્રતીહાર ચૂપકીથી ઉભા હતા અત પુરમાથી પણ વચ્ચે વચ્ચે રૂદનનો અસ્પષ્ટ શબ્દ સભળાતો હતો

કુમારે ગગાદ્વાર તરફથી એક દડધર સહ અત પુરમા પ્રવેશ કર્યો, ભયભરી કલ્પના અને વિચારોથી તેનુ શરીર ગળાઇ ગયા જેવુ થઈ ગયુ હતુ અત પુરમાનો રૂદન સ્વર સભળાયો ત્યારથી તેના

ગાત્ર શીથીલ થઈ ગયા હતા ! તેણે દડધરને પુછયુ " આ સર્વ કેમ શોક કરે છે ? થયુ છે શુ ? તને કઈ ખબર છે ?"

" મને કઇ ખબર નથી મહારાજ ! "

દૂરથી કુમારને આવતા જોઇ વિનયસેને અદર જઇ કહ્યું મહારાજાધિરાજ, યુવરાજ આવ્યા છે "

હાથપર ટેકવેલુ મસ્તિષ્ક ઉચુ ન કરતા સમ્રાટે કહ્યુ "અહિ આવવા કહે "

બહાર જઇ વિનયસેન કુમારને લઈ પુન અદર આવ્યો કુમાર પિતાજીને નમન કરી સ્હામે ઉભો રહ્યો પણ સમ્રાટ સ્તબ્ધ જ હતા !

કેટલીક ક્ષણ પછી હૃષીકેશશર્માએ કહ્યું " મહારાજાધિરાજ ! યુવરાજ આવ્યા છે ! "

તો પણ સમ્રાટ નિસ્તબ્ધ જ રહ્યા ! ત્યા એકત્ર થયેલા સર્વના મુખ પરનો વિષાદ અને તેમની અચનતાનુ કારણ નહિ સમજાયાથી હવ શુ કરવુ તે નક્કી થઈ શકયુ નહિ તેથી કુમાર જેમને તેમ ઉભો રહ્યો

છેવટે યશોધવલે સમ્રાટને ઉદ્દેશી કહ્યુ " મહારાજાધિરાજ, રાશાક અહી આવી કયારના ઉભા રહ્યા છે, તેમને બેસવાને તો આજ્ઞા કરો !"

મસ્તક ઉચુ નહી કરતા સમ્રાટે ખિન્ન સ્વરે કહ્યું " વત્સ, નીચે બેસ, આપણુ સત્યાનાશ વળ્યુ છે ! તારી ફોઇ અને ડાણે-શ્વરની મહાદેવી મરણ પામી છે ! "

આ અનુચિત સમાચાર સભળાતા યુવરાજ ભૂમિપર બેસી પડયો, તેનાથી પણ મસ્તિષ્ક ઉચુ થયુ નહિ ! ઘણી વારે યશોધવલદેવે કહ્યું " મહારાજાધિરાજ ! કેવળ શોકમા ડુબી રહે-વાનો આ પ્રસગ નથી પાટલીપુત્રથી ઠાણેશ્વર પર્યતનો પ્રવાસ પુષ્કળ દિવસનો છે, પણ ઠાણેશ્વરનુ સૈન્ય ચરણાદ્રિદુર્ગની પાસે જ

છે એટલે સામ્રાજ્ય પર ચઢી આવવામા પ્રભાકરવર્ધનને આ વખતે વિશેષ પ્રયત્ન કરવો નહી પડે ! મહારાજ આ પ્રસંગે સર્વ શોકને ત્યજી દો આ સમય જ એવો છે કે, આત્મરક્ષણના કાર્યમા તત્કાળ જ રોકાઇ જવુ જોઇએ છે ”

સમ્રાટે ખિન્ન સ્વરે કહ્યુ “ યશોધવલ ! સામ્રાજ્યના રક્ષણનો મને તો એક પણ ઉપાય સુઝતો નથી દાણેશ્વર સાથે જો યુદ્ધ થશે તો આપણો પરાભવ થશે એ નક્કી જ છે વૃદ્ધ અને બાલક જનો કદી પણ યશ મેળવે એ શક્ય છે ? ”

યશોધવલે દૃઢ સ્વરે કહ્યું “ ઉપાય ભલેને ન હોય, પણ પ્રયત્ન તો કરવો જોઇએ આત્મરક્ષણ માટે જે હાથ પગ હલાવતો નથી તેને તો આત્મઘાતી જ કહી શકાય ! ”

સમ્રાટે ગદ્‌ગદ સ્વરે કહ્યુ “ હાય ! મહાદેવીના મૃત્યુ પૂર્વે મારૂ મરણ કેમ ન થયુ ? તેમ થયુ હોત તો આ નેત્રથી તો સામ્રાજ્યના નાશનો પ્રસંગ જોવાનો વખત આવ્યો ન હોત ! ”

રામગુપ્ત બોલ્યા “ પ્રભુ ! આ સમયે શોક અસ્થાને છે હવે તો બને તેટલી ત્વરાથી ચરણાદ્રિદુર્ગ સૈન્ય મોકલી દેવુ જોઇએ ”

યશોધવલે પુછ્યુ “ ચરણાદ્રિદુર્ગ પહોચવાને કેટલા દિવસ લાગશે રામગુપ્ત ?”

“ ઘોડેસ્વાર ત્રણ દિવસમા જશે અને પદાતીઓ દશ દિવસ પહેલા ત્યા પહોચી શકશે નહિ ”

સમ્રાટે કહ્યું “ ચરણાદ્રિદુર્ગ તરફ કેટલુ સૈન્ય મોકલો છો ?”

યશોધવલે ખુલાસો કર્યો “ ઓછામા ઓછુ દશહજાર તો જવુ જ જોઇએ પાચ હજાર પદાતી અને તેટલાજ સ્વારો ! ”

સમ્રાટે કહ્યુ “ ચરણાદ્રિદુર્ગ ગંગા તીરે છે એટલે દુર્ગનુ રક્ષણ કરવુ હોય તો નૌકા સૈન્યની પણ જરૂર પડશે ”

“ બંગદેશ પર આક્રમણ કરવા માટે જે સૈન્ય તૈયાર થયેલુ છે તેમાથી થોડુ ઘણુ મોકલીશુ તો ચાલવા જેવુ છે ”

" છાવણીમા એકદર કેટલુ સૈન્ય છે, હરિગુપ્ત ? "

" પદર હજાર ઘોડેસ્વાર, પચીસ હજાર પાયદલ અને પાચ હજાર દરીઆઇ સૈનિકો "

" નવીન નૌકાઓ કેટલી છે ? "

" પાચસો કરતા થોડી ઓછી છે તેમાની બસો મગધના નાવિકો ચલાવે છે "

સમ્રાટે કહ્યુ " બગ દેશમા ઘોડેસ્વાર લઇને જવામા કઈ અર્થ નથી માટે ચરણાદ્રિદુર્ગ તરફ દશ હજાર સ્વાર મોકલવાને કઇ હરકત નથી પણ નૌકા સૈન્ય ત્યા વિશેષ મોકલી શકાય તેમ નથી. કારણ, બગ આક્રમણમા નૌકા યુદ્ધ જ વિશેષ થશે "

યશોધવલે જણાવ્યુ "મહારાજ, લગભગ બે હજાર ઘોડેસ્વારની બગ દેશમા પણ જરૂર છે કારણ કામરૂપનો રાજા શુ કરશે તે કઇ હમણા કહી શકાય તેમ નથી "

" તમો કહો છો તે ખરૂ છે, યશોધવલ ! આઠ હજાર સ્વાર પાચ હજાર પાયદલ અને બસો નૌકા હમણાને હમણા ચરણાદ્રિ-દુર્ગ તરફ મોકલી દો મગધના નાવિકોને બગ દેશમા લઈ જવામા કઇ અર્થ નથી ઠીક ! પણ ચરણાદ્રિ તરફ સૈન્ય લઇને કોણ જશે ?"

યશોધવલે કહ્યુ " હરિગુપ્ત અને રામગુપ્ત સિવાય ત્રીજો કોઈ નહિ ! પણ એમાથી એકે તો પાટલીપુત્રમા અવશ્ય રહેવુ જોઇએ "

સમ્રાટે નિર્ણય આપ્યો "ત્યારે હરિગુપ્તને તે તરફ જવા દ્યો"

હરિગુપ્તે હાથ જોડી કહ્યુ " મહારાજાધિરાજની આજ્ઞા શિરસાવદ્ય છે, પરતુ યશોધવલના હસ્ત નીચે પુન એક વખત સ્વારીમા જવાની ઘણી ઇચ્છા હતી, મહારાજ ! "

યશોધવલે કિંચિત હસી કહ્યુ " હરિગુપ્ત, તમારી તે ઇચ્છા સત્વરે પૂર્ણ થશે "

"કેવી રીતે ?"

યશોધવલે કહ્યું "હજી તો આપણને કેટલીએ સ્વારીઓ કરવી પડશે !"

સમ્રાટે કહ્યું 'હરિગુપ્ત ! યશોધવલનુ કહેવુ તદ્દન ખરૂ છે. આપણને અલ્પ સમયમા એટલી સ્વારીઓ ચઢાવવી પડશે કે, તેમા મોકલવાને યોગ્ય સેનાપતિ પણ મળવા કઠિન થશે "

હષીકેશશર્મા અત્યાર સુધી સ્તબ્ધ બેસી રહ્યા હતા, વાર્ધક્યથી હમણા તે ઘણુ ઓછુ સાભળતા હતા અત્યાર સુધીની વાર્તાનો ઘણો ભાગ તેમણે સાભળ્યો ન હતો ! તે હવે બોલ્યા 'યશોધવલ, તમે છેવટ શો વિચાર કર્યો તે મને કેમ કહેતા નથી?"

યશોધવલે તેમના કાન આગળ મુખ લઇ જઇ મોટેથી બૂમ પાડી કહ્યું "મહારાજાએ એવો નિશ્ચય કર્યો છે કે, આઠહજાર સ્વાર, પાચ હજાર પાયદલ અને બસો નૌકા લઇ હરિગુપ્તને ચરણાદ્રિદુર્ગ મોકલવા રામગુપ્ત નગર રક્ષણ માટે અહીજ રહેવાના છે બગદેશ પર ચઢાઇ કરવાને પણ બે હજાર સ્વાર જવાના છે, કારણ કામરૂપનો રાજા કેવુ વર્તન રાખશે તે હમણા કઈ સમજાતુ નથી "

વૃદ્ધે માથુ હલાવી કહ્યું "સરસ વ્યવસ્થા થઇ છે ! પણ સ્થાણ્વીશ્વરની શી યોજના કરી ?"

સમ્રાટે કહ્યું "જે વ્યવસ્થા કરવી હશે તે ચરણાદ્રિદુર્ગમા રહીને હરિગુપ્તજ કરશે "

હષીકેશે જણાવ્યુ 'પ્રભો, આ વૃદ્ધના બડબડાટ માટે ક્ષમા કરશો સ્થાણ્વીશ્વરની સેનાથી દેશનુ રક્ષણ કરવા ઉપરાત બીજુ પણ આ વખતે એક કર્તવ્ય છે સ્થાણ્વીશ્વરનો રાજા આપનો ભાણેજ છે તેણે પોતાની માતાની કાળોત્રી લઈ દૂતને મોકલ્યો છે, તે દૂત પાટલી પુત્રમા આવી પહોચે તે પહેલા જ આપની ભગિનીની શ્રાદ્ધાદિ

ઉત્તર ક્રિયા થઇ જશે માટે પાટલીપુત્રના સમ્રાટ કુટુંબમાંથી કોઇ પણ પુરૂષે આ વખતે ઠાણેશ્વર જવાની જરૂર છે

સચીવની આ યોગ્ય સૂચના સાંભળી યશોધવલદેવ, નારાયણ શર્મા, રામગુપ્ત વિગેરે અમાત્યોએ તેમની અતિશય પ્રશંસા કરી

સમ્રાટે કહ્યું " અમાત્ય, આપની આ સૂચના તદ્દન યોગ્ય અને ન્યાય પૂર્ણ છે, પરંતુ ઠાણેશ્વર હું કોને મોકલું ? દૂરના કોઈ સગાને જો આ વખતે હું ત્યાં મોકલીશ તો પ્રભાકરવર્ધન પોતાનું અપમાન થયું સમજશે "

હ્રષીકેશે કહ્યું " દૂરનો આપ્ત આ પ્રસંગે ત્યાં મોકલવો ઇષ્ટ નથી, કારણ બીજો કોઇ પણ મનુષ્ય ત્યાં મોકલીશું તો તત્કાળ યુદ્ધાગ્નિ પ્રજ્વલિત થયો જ સમજવો ! યુવરાજ શશાંક સાથે પ્રભાકરને બનતું નથી માટે તેમને પણ ત્યાં મોકલવા યોગ્ય નથી. આ સર્વ વાતનો વિચાર કરતાં મને લાગે છે કે કુમાર માધવગુપ્તને ત્યાં મોકલવા સિવાય અન્ય માર્ગ નથી "

સમ્રાટે નિશ્વાસ નાખી કહ્યું " પણ માધવતો હજી બાલક છે ? "

" મહારાજાધિરાજ, આવા સમયે બાલકને મોકલવો એજ ઇષ્ટ હોય છે, કારણ તેથી કલહ થવાનો સંભવ ઘણો થોડોજ રહે છે "

" ત્યારે માધવ જ ત્યાં જશે પણ તેની સાથે કોણ જશે ? "

યશોધવલે કહ્યું " માધવ સાથે કોઈ પણ પ્રૌઢ અને સુજ્ઞ મનુષ્યને મોકલવાની આવશ્યકતા છે નારાયણશર્મા કુમાર સાથે ઠાણેશ્વર જવાને તૈયાર છે કે ? "

નારાયણશર્માએ હસ્ત જોડી કહ્યું " મહારાજાધિરાજની આજ્ઞા થશે તો આ વૃદ્ધ વયમાં શસ્ત્ર લેવાને પણ હું તૈયાર છું તો પછી ઠાણેશ્વર જતાં શા માટે અચકાઉં ? "

સમ્રાટે મસ્તક હલાવી કહ્યુ "બહુ સરસ! ત્યારે તો મહા ધર્માધિકારી કુમાર સાથે જશે"

હૃષીકેશે સર્વ વાત સાભળી નહોતી તેમણે પુછ્યુ "યશોધવલ, ત્યારે છેવટે શુ ઠરાવ્યુ?"

યશોધવલે કહ્યુ "કુમાર માધવગુપ્ત જ ઠાણેશ્વર જશે, મહા ધર્માધિકારી નારાયણશર્મા પણ તેમની સાથે જવાના છે"

હૃષીકેશે મસ્તિષ્ક હલાવી કહ્યું "વાહ, અત્યુત્તમ! પરતુ યશોધવલ, હરિગુપ્ત ચરણાદ્રિ તરફ જાય છે, નારાયણ શર્મા ઠાણેશ્વર જશે અને રામગુપ્ત નગરનુ રક્ષણ કરવા અહિ રહેશે અને હુ તો આવો વૃદ્ધ અને નીરુપયોગી છુ તો તમે કોને સાથે લઇને યુદ્ધ પર જશો?"

યશોધવલે કહ્યુ "સેનાપતિની શી ખોટ છે? નરસિંહ, માધવ, યુવરાજ શશાક, એટલુજ નહિ પણ નાનો અનતવર્મા સુદ્ધા યુદ્ધકલામા નિપૂણ છે, બગદેશની સ્વારીમા એજ યુવાનો મારી પીઠ સાચવશે જો સામ્રાજ્યનુ રક્ષણ થવાનુ હશે તો આ કાર્ય એ યુવક મડળના હસ્તે જ થવા જોઇએ અમે હવે વૃદ્ધ થયા છીએ, અમારે તો આ દિવસો વિશ્રાતિમા નિર્ગમન કરવા જોઇએ ભવિષ્ય કાળના કામ એ મડળને સોપીને તેમના હસ્તે સારી રીતે પાર પડતા આપણે જોઇશુ તો પ્રભુની આપણા ઉપર પૂર્ણ કૃપા છે એમ સમજીશુ"

હૃષીકેશે કહ્યુ "વાહવાહ! તમારા સર્વ હેતુ પૂર્ણ થાય એવો મારો આશિર્વાદ છે"

યશોધવલે સમ્રાટને ઉદ્દેશી કહ્યુ "મહારાજ, હવે વખતનો વ્યર્થ વ્યય કરવામા લાભ નથી, આજે રાત્રે જ હરિગુપ્તને તેના સૈન્ય સાથે મોકલી દો"

"ઠીક છે, હરિગુપ્ત તમે તૈયાર થાવ આજે રાત્રે જ સૈન્ય સહ કૂચ કરો"

હરિગુપ્તે પ્રણામ કરી અનુમતિ દર્શાવી સમ્રાટે વિનયસેનને કહ્યુ. "તુ હમણાજ શિબિર તરફ જા અગ અને તીરભુક્તિ તરફ

જનારૂ સૈન્ય હરિગુપ્ત સાથે આજે રાત્રે જ ચરણાદ્રિદુર્ગ તરફ જવાનુ છે આઠ હજાર સ્વાર અને પાચ હજાર પદાતી બે પ્રહર રાત્રે નગરમાથી જશે—બાકીનુ સૈન્ય અહીં જ રહેશે સેનાપતિને તૈયાર થવા કહે ”

વિનયસેન પ્રણામ કરી ચાલ્યો ગયો સમ્રાટે પુન કહ્યુ “રામગુપ્ત, મગધના નાવિકોની બસો નૌકા હરિગુપ્ત સાથે ચરણાદ્રિદુર્ગ તરફ જવાની છે તેમને તૈયાર થવા આજ્ઞા આપો ”

રામગુપ્ત અભિવાદન કરી ચાલ્યા ગયા

ઘણી રાત થઈ ગયેલી જોઇ હૃષીકેશશર્મા અને નારાયણશર્મા સમ્રાટની રજા લઈ નીકળી ગયા યશોધવલ અને શશાક પણ તે મહાલયમાથી બહાર આવ્યા યશોધવલે પુછ્યુ “વત્સ, હુ હવે શિબિર તરફ જઉ છુ સૈન્ય જાય છે તે જોવા આવવુ છે ? ”

“આર્ય, હુ તદન ગલિત થઇ ગયો છુ ”

“ઠીક છે, સૂઇ જાવ ! ” એમ કહી યશોધવલ ચાલ્યા ગયા યશોધવલ બહાર જતાની સાથેજ ચિત્રાએ ત્યા દોડી આવી યવરાજને વળગી પડી કહ્યુ “કુમાર, તમે તો લડાઈપર જતા નથી ને ?”

“આશ્ચર્યથી કુમારે પુછ્યુ “કેમ ? ”

“હરિગુપ્ત જાય છે ને સ્વારીમા ? ”

“તે શાથી જાણ્યુ ચિત્રા ? ”

“હુ મહાલયની પાસે ઉભી રહી સર્વ સાભળતી હતી ”

“તુ ઉઘીજ નથી કે ? ”

“અહ, મને ઉધ જ નથી આવતી ! તમે યુદ્ધમા જશો એમ સાભળ્યુ છે ત્યારથી મને કઇકઇ થાય છે, કુમાર, સાચુ કહોને ?”

“હું યુદ્ધ માટે જવાનો છુ, તે તો તુ આજ કેટલાએ દિવસથી જાણે છે ને ? ”

“પણ યુદ્ધમા માણસ મરી જાય છે એ વાત તો તમે કદી જ કહી નહતી ! ”

મંત્રણા ગૃહમાં આવીને કુમાર મૃત્યુને ભૂલી ગયો હતો ચિત્રાનું ભાષણ સાંભળી તે દુશ્ચિંતા પુન તેના મનમાં એકદમ જાગ્રત થઈ અને ચિત્રા સાથે કંઈ પણ ન બોલતાં તે વિચાર પરંપરામાં લીન થઈ ગયો

કુમારને અવાક્ જોઈ ચિત્રાએ કહ્યું, "કુમાર—"

"કેમ ચિત્રા?"

"કહો! તમે યુદ્ધ માટે નહિ જાવ ને?"

"ચિત્રા, ગાંડી, પિતાની આજ્ઞાનું કેવી રીતે ઉલ્લંઘન કરૂં?"

"ત્યારે શું તમારા પિતા સ્વેચ્છાથી મૃત્યુ મુખમાં તમને હોમી દેશે?"

ખિન્નતાથી હસીને કુમારે કહ્યું "એમ કેમ બને? પિતા મને ઇચ્છા પૂર્વક કાળને સોંપે ખરા?"

"ત્યારે?"

"ત્યારે પછી શું, ચિત્રા?"

"ત્યારે તમે મરશો નહિ ને, કુમાર?"

કુમારે હાસ્ય કરી કહ્યું 'મરણ શું કોઈની ઇચ્છાપર અવલંબી રહેલું છે?"

પણ ચિત્રાએ સાંભળ્યું નહિ,–તે બોલી "પણ કહોને!–હું મરીશ નહિ એમ!"

"ઠીક ત્યારે, હું નહિ મરૂં!"

"છટ, એમ નહિ! મારો સ્પર્શ કરી શપથ લઈ કહો."

"આ તને સ્પર્શ કરી શપથ લઉં છું, ચિત્રા!–બંગ દેશના યુદ્ધમાં મરીશ નહિ!"

"કહોને! તમે પાછા આવશો ને?"

"ક્યાં?"

"કેમ વારૂ? મારી પાસે! અરે–આ પાટલીપુત્રમાં?"

"તને સ્પર્શ કરી શપથ લઉ છુ કે, બગદેશના યુદ્ધમાથી હુ તારી પાસે આ પાટલીપુત્રમા પાછો આવીશ ! બસ થયુ હવે ?

આ પ્રમાણે મનોરથ પૂર્ણ થયા પછી ચિત્રાએ કુમારને મુક્ત કર્યો પછી બન્ને એક બીજાનો હસ્ત પકડી શયનગૃહ તરફ ગયા

## પ્રકરણ ૪ થુ.

### વાત ફૂટી !

બે પ્રહર રાત્રી વીતી ગઇ હતી નગરના પ્રત્યેક તોરણ દ્વારમા પ્રહર નોબત વાગી રહી હતી અન્ય સર્વ સ્થળોએ શાત નિસ્તબ્ધતા છવાઈ રહી હતી કહો કે, સર્વ નગર ગાઢ નિદ્રામા નિમગ્ન હતુ

એક નાના રસ્તાની બાજુની દુકાનમા એક નાનો દીવો બળ્યા કરતો હતો દુકાનમા બેસી દુકાનદારની સ્ત્રી અસ્પષ્ટ સ્વરે એક પુરૂષ સાથે વાત કરતી હતી

તે પુરૂષે વાત કરતા કરતા કહ્યુ ' હુ કઇ બહુ દિવસ રહેવાનો નથી થોડા જ વખતમા સ્વદેશમા પાછો જઇશ મને આવે કેટલા બધા દિવસ થઈ ગયા છે ! હવે જો વાર થશે તો માલીક ગુસ્સે થશે "

તે સ્ત્રી પ્રેમભાવ દર્શાવી બોલી "પુરૂષની જાત જ એવી નિષ્ઠુર હોય છે ! સ્વદેશ પર જ્યારે એટલો પ્રેમ હતો ત્યારે પરદેશમા આવ્યા શા માટે–અને મારી સાથે સ્નેહ શામાટે કર્યો એમ ફસાવવી હતી ત્યારે ? કઈ નહિ–પુરૂષની જાત જ પાષણ હૃદયની !"

"મલ્લિકા, તુ મારાપર ચીડાઈશ નહિ તારા વિરહની યાતના મારાથી અધિક દિવસ સહન થશે કે ? છટ–કદી પણ નહિ. એક વર્ષમા અવશ્ય હુ પાછો આવીશ"

" ચાલો, જાવ! તમારી વાતનુ કંઈ જ ઠેકાણુ નથી!"

" મલ્લિકા! તારા મસ્તકે સ્પર્શ કરી શપથ લઉં છું કે આવતી ગ્રદઋતુ પહેલા જ હું પાછો આવીશ"

પરંતુ તેના કથન તરફ લક્ષ ન આપતા મલ્લિકા તેના તરફ પીઠ કરી બેઠી તે પુરુષ એક લાકડી ચોગાપર બેઠો હતો, તે ત્રતભા સમજતી નથી જાણી પોતાની જગ્યા પરથી ઉઠયો અને તેની પાસે જવા લાગ્યો એટલામા રસ્તાપર કોઇ માણસનો પગરવ સભળાયો

બીજી પળે એક સૈનિક દુકાનમા આવ્યો અને તે સ્ત્રીને ઉદ્દેશી કહેવા લાગ્યો 'મલ્લિકા, તારૂ દેવુ આપી દેવા આવ્યો છુ તારી દૂકાન હજી પણ ઉઘાડી છે? મને લાગતુ હતુ કે, તુ તો કયારનીએ ઉંઘી ગઈ હોઈશ! મારી કલ્પનાતો એવી હતી કે તને બૂમ પાડીને ઉઠાડવી પડશે"

મલ્લિકા હસીને બોલી "ત્યારે તમે આ ગરીબ મલ્લિકાને ભૂલી નથી ગયા એમજને? કદી કદી સ્મરણ થાય છે ખરૂ! પણ દેણુ માટે એટલી ઉતાવળ શી હતી? કાલે દિવસે આપવા આવ્યા હોત તો ન ચાલત'"

" મલ્લિકા, હમણાને હમણા અમારે શહેર છોડી જવાનુ છે સેનાપતિએ આવીને અમને તૈયાર રહેવા હુકમ આપ્યો છે મધ્ય-રાત્રેજ કૂચ કરવાનો વિચાર હતો, પરંતુ કેટલાક કારણથી વાર થઈ! પણ ત્રીજા પ્રહરે તો અવશ્ય કૂચ થશે!"

" પણ ઉભા કેમ રહ્યા છો? બેસોને થોડીવાર!"

સૈનિકે કહ્યુ "બેસવાને વખત જ નથી મલ્લિકા! હજી પણ બે ત્રણ દુકાનમા જવાનુ છે"

મલ્લિકા ફડફડાટ કરતી બોલી "ત્યારે અહીં આવવાનુ શુ કારણ હતુ? જ્યા જવુ હોય ત્યા જઇને પછી આવીને પૈસા આપ્યા હોત તો ન ચાલત' એટલો તો વિશ્વાસ રાખતી હતી!"

સૈનિક સહજ હાવરો બાવરો બની બોલ્યો "નહિ, નહિ! મલ્લિકા, નકામો રોષ કરીશ નહિ ખરેખર આજે હુ અતિ ઉતાવળમા છુ બેસી શકાય તેમ નથી! પણ તને શુ આપવાનુ છે તે કહે!"

"શુ એટલુ આપવાનુ છે? બધા મળીને પદર કે સોળ દ્રામ* હશે વધારે શુ?"

સૈનિકે તરત જ એક સુવર્ણ મુદ્રા મલ્લિકા તરફ ફેકી હાથમા લઇ દીપક પ્રકાશમા બરોબર જોઇ લીધી અને તે આશ્ચર્ય ચકિત થઈ બોલી "અરે બાપ! આતો દીનાર× છે હમણા જ પડેલો હોય એમ લાગે છે! તદ્દન નવીન! કયાથી મળ્યો તમને?"

"ડરીશ નહિ, મલ્લિકા, બ્હીશ નહિ એ કઈ બનાવટી દીનાર નથી અહીંથી કૂચ કરવા આજ્ઞા થતા જ અમને ત્રણ ત્રણ મહીનાનો પગાર આપી દેવામા આવ્યો છે"

"પણ તમે એમ કયા જાવ છો?"

"તે હું કહી શકુ તેમ નથી કોઈ ને એક અક્ષર પણ નહિ કહેવા ફરમાન નીકળેલુ છે!"

મલ્લિકા મુખ ફેરવી સૈનિકના પગ પાસે ચાર રૌપ્ય મુદ્રા ફેકી દઇ નિસ્પૃહતાથી બોલી "ઠીક, ત્યારે જાવ હવે!"

"અરે, પણ હુ જાઉં કેવી રીતે? તુ તો મારા પર ગુસ્સે થઇને વાત કરે છે?"

મલ્લિકા સૈનિકતરફ વાકી નજરે જોઇ બોલી "પણ મારા રોષથી તમને શી હાનિ થવાની છે? ફક્ત કયા જવાનુ છે તે તમારાથી મને કહેવાતુ નથી ત્યારે મારા રોષની શી દરકાર?"

---

* દ્રામ-પ્રાચીન કાલની રૌપ્ય મુદ્રાનુ નામ

× દીનાર-પ્રાચીન કાલની સુવર્ણ મુદ્રાનુ નામ આ વખતે એક દીનારની કીંમત પદર કે વીસ દ્રામ હતી

"એક નાના બાલકની માફક એમ કેમ રોષે ભરાય છે મલ્લિકા ? ક્યા જવાનુ છે તે તદ્દન ગુપ્ત રાખવા અમને ખાસ તાકીદ કરવામા આવી છે, પણ મલ્લિકા, તારાથી મારે કઈ ગુપ્ત રાખવાનુ નથી આમ આવ, હુ તારા કાનમા કહુ છુ" એમ કહી સૈનિક આગળ આવ્યો અને મલ્લિકાના કાનમા ધીમે રહી કઈ શબ્દ ગણગણ્યો, પરતુ તે પૈકી એકકે અક્ષર ત્યા પ્રથમથી આવી બેઠેલા પુરૂષને સભળાયો નહિ

છેવટે મલ્લિકાએ "ઠીક જા–" એમ કહી તે સૈનિકને હસતા હસતાં રવાના કર્યો, અને ગૌપ્ય મુદ્રા ઉચકી લઇ તે પણ મધુર હાસ્યાનદ અનુભવતો ચાલ્યો ગયો પહેલો આવેલો પુરૂષ છાનોમાનો પોતાના ચૌરગ પર બેઠો હતો સૈનિક ગયા પછી મલ્લિકાએ તેના તરફ મુખ ફેરવ્યુ

તેના તરફ જોઈ તે પુરૂષે કહ્યુ "અરે આમ કેમ ' તારો હાસ્ય પ્રવાહ કેમ ઉતરી ગયો ?"

મલ્લિકાએ કઇજ ઉતર આપ્યો નહિ છેવટે તેણે ઉઠી તેના મસ્તકપર સ્પર્શ કરી ઉપર કહ્યા પ્રમાણે પુન શપથ લીધા ત્યારે તે પ્રસન્ન થઇ આ દુકાનદાર સ્ત્રીનો વાચકોને પરિચય છેજ આપણી કથાના આરભમા યજવર્માના પુત્ર અનતવર્માને જેની દુકાનમા આશ્રય મળ્યો હતો તેજ આ બાઇ હતી ! મહાદેવી મહાસેનગુપ્તા સૈનિકનો નપામ કરતા હતા ત્યારે વિનયસેન એને જ પકડી લાવ્યો હતો

મલ્લિકાને સતોષ થયા પછી તે પેલા પુરૂષ સાથે વાત કરવા લાગી બોલતા બોલતા હમણા જ આવી ગયેલા તે સૈનિકની વાત કાઢી તેણે તેની માહિતી યુક્તિ પ્રયુક્તિથી મેળવી લીધી, પરતુ તે ક્યા જાય છે તે વિષે માત્ર તેણે પ્રશ્ન પણ કર્યો નહિ સૈનિક ચાલ્યો ગયો ત્યાર બાદ બે ઘટિકા પછી તે પણ ઉઠીને રસ્તા તરફ જવા લાગ્યો

મલ્લિકાએ તેને પુછ્યુ " ક્યા જશો ?"

" દક્ષિણ તોરણ પાસે રહેતા મારા એક સ્નેહીને ત્યાં હું એક મૂલ્યવાન વસ્તુ ભૂલી આવ્યો છુ, તે જો હુ મેળવી નહિ લઉં તો તે મને પાછી મળશે પણ નહિ "

" પણ આજ રાત્રે તમે ન જાવ તો ઠીક "

" કેમ વારૂ ?"

" રસ્તામા ચોરનો ભય છે "

" મારી પાસે શસ્ત્ર છે "

" સાવચેત રહીને જજો રાત્રે પાછા આવશો કે ?"

" હા, જરૂર !"

મલ્લિકાની દુકાનમાથી નીકળી તે પુરૂષ ત્વરાથી ગલીની બહાર નીકળી ગયો, અને રાજમાર્ગમા આવી પહોચ્યો ત્યારપછી તે દક્ષિણ દિશા તરફ ઉતાવળે પગલે જવા લાગ્યો આ પ્રમાણે કેટલીકવાર ચાલ્યા પછી બે ચાર વખત તેણે પાછળ લક્ષ આપ્યુ, પણ કોઇ આવતુ નથી એવી ખાત્રી થતા રાજમાર્ગ છોડી તે પશ્ચિમ દિશા તરફ વળી, છેવટે પશ્ચિમ તોરણ પાસે આવી ઉભો તોરણ દ્વાર હજી પણ ઉઘાડુજ હોઈ રસ્તા પર મોટી મોટી મસાલો મળતી હતી અને ઘોડેસ્વારની ટુકડીઓ દરવાજા બહાર જતી હતી તે દૃષ્ટિએ પડી તે વખતે પ્રતીહાર કોઇને પણ નગર બહાર જવા દેતા નહતા તોપણ કેટલાએ નાગરિક સૈન્યના કૂચની મઝા જોવા એકત્ર થયા સિવાય રહ્યા ન હતા

તેમાના એકને આપણા આ માણસે પુછ્યુ " આ સૈન્ય ક્યા જાય છે તે જાણો છો ?"

" ના, તે વિષે કોઈ કઇ બોલતુ નથી "

પછી તે પુરૂષ નાગરિક મડળમા ઘૂસી જઈ સૈન્યની હીલચાલ જોતો ઉભો રહ્યો ઘોડેસ્વારની એક ટુકડી નગર બહાર નીકળી

ગયા પછી પાછળ પાછળ કેટલાક સેનાપતિ ધીમે ધીમે ઘોડાપર બેસી આવતા જણાયા તેમાના એક તરૂણ સેનાપતિએ પાસેના એક પ્રૌઢ સેનાપતિને પુછ્યુ "આ વખતે ચરણાદ્રિ તરફ સૈન્ય મોકલવાની શી જરૂર હતી તે મને સમજાતુ નથી !"

તે પ્રૌઢ સેનાપતિએ સહજ હસીને કહ્યુ 'માટેજ ડાહ્યા લોકો કહે છે કે, તરૂણ અને બાલક આગળ ગુપ્ત વાત કરવી નહિ ! એટલામા જ વડા સેનાપતિની આજ્ઞા વિસરી ગયો કે ?"

તોરણની પાછળ અધારામા છુપાઈ રહી પેલા પુરૂષે તે બન્ને સેનાપતિનુ સભાષણ સાભળી લીધુ હતુ તે સેનાપતિની પાછળ ઘોડેસ્વારની બીજી એક ટુકડી આવતી હતી તે દરવાજા પાસે આવી પહોચતા જ ભીડમા ભળી જઈ તે તોરણ બહાર નીકળી અધકારમા પૂર્વ દિશા તરફ જવા લાગ્યો

રાત્રીનો ત્રીજો પ્રહર પૂર્ણ થવા આવ્યો હતો એટલામા પેલો પુરૂષ સઘારામના તોરણ દ્વાર આગળ આવી પહોચ્યો તે શહેરના પ્રત્યેક તોરણ પર નોબત ગડગડી રહી હતી, સઘારામના પ્રત્યેક વિહારમા દેવપૂજનના શખઘટાદિનો ગભીર નાદ થતો હતો આ વખતે સઘારામમા સેકડો ભિક્ષુ અને ઉપાસિકાઓ એકત્ર થયા હતા

આપણો પુરૂષ દ્રષ્ટિએ પડતા જ એક ભિક્ષુએ તેને ઓળખી લઈને પુછ્યુ "નયસેન, આટલી રાતે ક્યાથી આવ્યો ?"

તેના પ્રશ્નનો ઉત્તર ન આપતા નયસેને સામુ પુછ્યુ "મહાસ્થવીર ક્યા છે ?"

ભિક્ષુ ધીમેથી બોલ્યો "વજ્રતારાના મદિરમા"

નયસેન તે ભિક્ષુને છોડી ગર્દીમા અદ્રશ્ય થયો

સઘારામના મધ્યભાગમા બુદ્ધદેવનુ મદિર હોઈ તેની જમણી બાજુએ બોધિસત્વ લોકનાથનુ દેવળ હતુ લોકનાથના વિહારના

ઇશાન ખુણામા વજ્રતારાનુ મદિર હતુ આ મદિરમા અષ્ટધાતુથી તૈયાર કરેલા અષ્ટપત્રી કમલની કળીમા દેવીની ધાતુમૂર્તિ ઉભી કરેલી હતી કમલની પ્રત્યેક પાખડી પર પુષ્પધટા, વજ્રઘટા ઇત્યાદિ દેવીની મૂર્તિઓ હતી આ વખતે આ નવદેવીની મોટા ઠાઠથી અર્ચા ચાલી રહી હતી એક ભિક્ષુ પુષ્પતારાની આરતી ઉતારતો હતો મદિરના એક ખુણામા દર્ભાસન પર બેસી મહાસ્થવીર બુદ્ધઘોષ સર્વ પૂજનની વિધિપર દેખરેખ રાખતો હતો મદિરના દ્વાર આગળ ઉપાસક અને ઉપાસિકાઓની ભીડ જામી રહી હતી

આ ગીર્દીમાથી નયસેન દરવાજામાથી અદર જઇ શકતો નહતો તેથી છેવટે દરવાજા આગળથી પાછો ફરી તે બારી પાસે આવ્યો અને તેમાથી તેણે ડોકીયુ કર્યું મહાસ્થવીર બારી પાસે જ બેઠેલો જણાયો દેવ પૂજનમા ફક્ત શુભ્ર પુષ્પનો ઉપયોગ થતો હોઈ કદી કદી એકાદ બે લાલ જાસવદીના પુષ્પ દેવીને અર્પણ કરવામા આવે છે એ પણ તેની દૃષ્ટિએ પડ્યુ

નયસેને પુન બારી પાસેથી મદિરના દ્વાર આગળ આવી ઉપાસક પાસેથી એક લાલ જાસવદીનુ પુષ્પ માગી લીધુ તેણે પુન બારી આગળ આવી તે ફૂલ બુધઘોષપર ફેક્યુ મહાસ્થવીર એક ગ્રથ વાચતો વાચતો પૂજન વિધિ કરી રહ્યો હતો એટલામા સામેની પોથીપર લાલ ફૂલ પડેલુ જોઇ તેણે મસ્તક ઉચુ કરી આમ તેમ જોયુ બારીમા નયસેનને ઉભેલો જોઇ બુદ્ધઘોષે તે ફૂલ પાછુ તેના તરફ ફેક્યુ, અને મદિરના એક ભિક્ષુને બોલાવી કહ્યુ " મારે ઉઠવુ પડશે એમ લાગે છે તુ અહી બેસીને પોથી વાચ ! "

મહાસ્થવીર મદિરમાથી બહાર નીકળવા ઉઠયો નયસેને બારીમાથી તેને ઉઠતા જોયો તે પણ બારી આગળથી ખસી જઇ લોકોની ગીર્દીમા પેઠો

મહાસ્થવીર મંદિરમાંથી બહાર નીકળે છે જાણી ઉપાસક અને ઉપાસિકાઓએ તરત જ તેમને માર્ગ કરી આપ્યો બુદ્ધઘોષ આમ કે તેમ દૃષ્ટિ પણ ન કરતા ધીમે ધીમે ચાલવા લાગ્યો એટલામા નયસેને પણ ગર્દીમાંથી બહાર આવી તેને પ્રણામ કર્યા

તેને આશિર્વાદ આપી બુદ્ધઘોષ તેવીજ રીતે ચાલવા જતો હતો પણ નયસેને તેના કર્ણમા ધીમે રહી કઇ કહ્યુ

બુદ્ધઘોષે પણ તેને ધીમે રહી કહ્યુ "ત્રીજા માળની ઓર-ડીમા આવ થોડીવાર પછી"

નયસેન પુન જનસમુદ્રમા પેઠો અને મહાસ્થવીર સધારામ તરફ ચાલ્યો ગયો

સધારામમા આવતા જ બુદ્ધઘોષ ત્રીજા મજલે જઇ એક નાની ઓરડીમા બેઠો અંદર આવીને તેણે તેના દ્વાર બધ કરી દીધા. ઓરડીમા એક નાનો ધુપદીપક બળી રહ્યો હતો મહાસ્થવીર તરફ આ વખતે કોઇએ પણ દૃષ્ટિ કરી હોત તો જોનારને જાણે તે જપ કરવામા એકાગ્ર બની ગયો છે એમજ લાગત, પરતુ આ વખતે અતિશય ઉત્કઠાથી ખરેખર તે નયસેનની જ રાહ જોતો હતો

સુમારે અડધી ઘટિકામા દ્વારપર કોઇએ થાપ મારી મહા-સ્થવીરે ઉઠી ધીમે રહી દ્વાર ઉઘાડ્યુ અને આમ તેમ જોઇ નયસેન અદર પેઠો

મહાસ્થવીરે દ્વાર મનોબર બધ કરી સાકળ દીધી અને ધીમેથી પુછ્યુ "નયસેન, આટલી રાત્રે કેમ આવ્યો ? કઇ નવીન સમાચાર છે કે ?"

નયસેને કિંચિત હસીને કહ્યુ 'દેવ, તેવી કઇ બાતમી હોયા સિવાય આપને આટલી રાત્રે ત્રાસ આપવા હુ આવુ એમ આપ માનો છો કે ?"

'શી ખબર છે ?" બુદ્ધઘોષે ઉત્કઠાપૂર્વક પુછ્યુ

" હમણા જ થોડા વખતપર અનેક ઘોડેસ્વાર પશ્ચિમ તોરણ-માથી ચરણાદ્રિદુર્ગ તરફ ગયા "

" શુ કહે છે ? કેટલા સ્વાર હતા ?"

" તે હુ બરાબર જાણી શકયો નથી, પણ ને પાચ હજાર-થી તો વધારે જ હોવા જોઇએ એમ લાગે છે "

થોડીવાર વિચાર કર્યા પછી મહાસ્થવીરે પુછ્યુ ' ઠીક તેનો સેનાપતિ કોણ હતો ? "

" તે પણ સમજાયુ નથી ? "

" ત્યારે હવે એ સમાચાર ક્યા પહોચાડવાનુ કહે છે ? "

" કાન્યકુબ્જ કે પ્રતિષ્ટાન "

" ઠીક છે તેમ વ્યવસ્થા કરૂ છુ "

નયસેન હજી પણ ધીમેથી બોલ્યો " પણ વાત મોકલવાનુ કાર્ય કંઇ સહેલુ નથી કારણ, આ વખતે નગર જનોને બહાર જવાની મના કરવામા આવી છે "

ક્ષણવાર સ્તબ્ધ રહી મહાસ્થવીરે કહ્યુ હા તુ કહે છે તે ખરુ છે આ બાતમી કેવી રીતે મોકલવી એ એક પ્રશ્ન જ છે નયસેન, તુ સહજ અહી બેસી રહે હુ થોડો પ્રયત્ન કરી જોઉ છુ ! "

" જેવી આજ્ઞા ! "

મહાસ્થવીરની સામે એક નાની વેદી હતી તે પર એક નાની પૂજન ઘટા હતી તે હાથમા લઇ તેણે બે વખત હલાવી એકજ પલમા બહારથી કોઇએ દ્વાર પર થાપ મારી નયસેને ઉઠી બારણુ ઉઘાડયુ અને એક વૃદ્ધ ભિક્ષુએ અદર આવી મહાસ્થવીરને પ્રણામ કર્યા

મહાસ્થવીરે કહ્યુ " મૃગદાબ સઘારામના આચાર્ય બુદ્ધશ્રી નીકળી ગયા કે નહિ તેનો તપાસ કરી આવતો ! "

પ્રણામ કરી ભિક્ષુ ચાલ્યો ગયો અને થોડીવાર પછી પાછો આવી બોલ્યો "આચાર્ય ગયા નથી—અંધારામમાં જ છે"

આ શબ્દોથી મહાસ્થવીરને સંતોષ થયો હોય તેમ લાગ્યું તેણે કહ્યું "આચાર્યને અહીં બોલાવી લાવ જોઇએ"

તે ભિક્ષુ બહાર ગયા પછી મહારથવીરે નયસેનને કહ્યું "આ વખતે ચરણાદ્રિ તરફ એટલું લશ્કર કેમ જાય છે તે સમજાતું નથી!"

નયસેને કહ્યું "એટલું મદ્‌ભાગ્ય છે કે એક સૈનિકના મુખથી આટલી ખબર પણ મળી ગઇ! આ સંબંધી મારી તેજ વખતે જીજ્ઞાસા ઉત્પન્ન થઇ તેથી મેં પશ્ચિમ તોરણ પાસે આવી જોયું તો ખરેખર સૈન્ય નગર બહાર નીકળી ગયું હતું! તત્કાળ એ વાત કહેવા દોડતો અહીં આવ્યો"

મહાસ્થવીરે દીર્ઘ નિશ્વાસ નાખી કહ્યું "આપણે મોટી પંચાતમાં આવી પડ્યા છીએ! યશોધવલ રાજમાં આવ્યો છે ત્યારથી ગુપ્તચરો કંઇ વાત મેળવી લાવતા જ નથી નગરમાં, છાવણીમાં અને રાજભુવનમાં આપણા અનેક ગુપ્તચર છે, પરંતુ તેમાંનો કોઇપણ એક વાત લઇને મારી પાસે આવ્યો નથી! કેવું આશ્ચર્ય! સંઘના કાર્યમાં અતિ કંટક ઉપસ્થિત થાય છે એ વાત મેં 'સમ્રાટ' ને જણાવી છે પણ તેથી કંઈ લાભ થયો નથી કારણ મહાદેવી આગળ સમ્રાટનું કંઈ પણ ચાલતું નથી"

પરંતુ મહાસ્થવીરનું ભાષણ પૂર્ણ થયું નહિ તેટલામાં જ થોડા વખતપર ગયેલો ભિક્ષુ એક પ્રૌઢવયના, સાધારણ બાંધાના, શરીરની ચામડીપર કરચલીઓ પડેલા ભિક્ષુને લઈ ત્યાં આવ્યો

આ નવીન ભિક્ષુએ મહાસ્થવીરને પ્રણામ કરતા જ તેણે કહ્યું, "આચાર્ય મહજવાર અહીં બેસો"

ભિક્ષુએ આગળ મુકેલા એક દર્ભાસનપર તે નવીન ભિક્ષુ બેઠા પછી મહાસ્થવીરે કહ્યું, "આચાર્ય! કેટલાક જરૂરના કાર્ય માટે

તમારે હમણાને હમણા નગર બહાર જવુ જોઇએ કેટલીક અત્યત મહત્વની બાતમી આપી તમને કાન્યકુબ્જ અથવા પ્રતિષ્ઠાન મોકલવાનો વિચાર છે આજે થોડા જ વખતપર પાટલીપુત્રમાથી પુષ્કળ સ્વારો ચરણાદ્રિ તરફ નીકળી ગયા છે 'સામ્રાજ્ય'ના કોઈ મુખ્ય સેનાપતિને એ વાત બને તેટલી વહેલી પહોચાડવી જોઈએ તોરણપરના પ્રતીહારો રાત્રે કોઇને પણ નગર બહાર જવા દેતા નથી પણ તમારે હમણાને હમણા જવુ જોઇએ કઈપણ યુક્તિ કરી તમે તુરતમા નગર બહાર જઈ શકશો ?"

"પ્રયત્ન કરી જોઉં છુ"

"ક્યા રસ્તે જશો ?"

"ખુશકી રસ્તે જવુ શક્ય નથી જલમાર્ગે જવાય છે કે કેમ તે માટે યત્ન કરી જોઉં છુ"

"ઠીક છે, નયસેન, ગગાદાદે તુ આચાર્ય સાથે જા"

આચાર્ય બુદ્ધશ્રી, અને નયસેન મહાસ્થવીરને પ્રણામ કરી ચાલ્યા ગયા

---

## પ્રકરણ ૫ મું.

---

### સખીની સલાહ.

લગભગ પ્રહર દિવસ વહી ગયો હતો શરદ્કાલના દિવસ હોવાથી તાપ વિશેષ ન હતો પાટલીપુત્રના એક મોટા રસ્તે બહુ મૂલ્ય પડદાવાળો મેનો વેગથી પૂર્વ દિશા તરફ જતો હતો પાટલીપુત્રના જે ભાગમા શ્રેષ્ઠી અને સાર્થવાહ લોક રહેતા હતા, તે ભાગના રસ્તા નાના, સાકડા અને ખરાબ હતા રાજભુવનનો મેનો અને તેની પાછળ તથા આગળ સમ્રાટના દડધરોને ચાલતા

જોઇ નાગરિકો નમ્રતાથી મેનાને માર્ગ આપતા હતા પરંતુ કદી કદી મેનો લઈ જવાને અડચણ આવતી હતી, કારણ ચોતરફના રસ્તેથી જતા આવતા ગાડી ઘોડા, રથાદિનો આ સ્થળે ભેટો થતો હતો ની કદી તે પડદામા બેઠેલી વ્યક્તિ પડદામાથી બાહ્ય લોકોને રન્તો નેતી હતી

આ પ્રમાણે કેટલીક વાર સુધી માર્ગક્રમણ થયા પછી તે વ્યક્તિની આજ્ઞાનુસાર એક સ્થળે મેનો પૃથ્વીપર મુકવામા આવ્યો અને તેમાથી બુરખા યુક્ત એક સ્ત્રી બહાર નીકળી તેને બહાર આવતી જોઇ દડધરો ઉતાવળથી આગળ આવ્યા અને તેમાના એકે નમ્ર પણે પુછ્યુ " આપ અહીં શા માટે ઉતર્યા ? મહા પ્રતીહારે અમને શ્રેષ્ઠીના વરના દ્વાર આગળ જ ઉતારવા કહ્યુ છે "

તે સ્ત્રીએ કહ્યુ ' કઇ હરકત નહિ તમે એ વિષે કઈ વિચાર કરશો નહિ અને મહા પ્રતીહારને પણ કહેશો નહિ મેનામા બેસીને તે ઘેર મારાથી જવાય તેમ નથી એક વખત જેને ઘેર હુ દાસી હતી, તેને ઘેર આજે હુ રાજસેવિકા બની માટે એક રાજાની રાણીની માફક મેનામા બેસી કેમ જઇ શકુ ? મેના અને ભોઇને અહીજ રહેવા દો માત્ર તમે બે મારી સાથે આવો એટલે બસ છે !"

એમ કહી તે સ્ત્રી આગળ ચાલવા લાગી કેટલેક દૂર ગયા પછી તે એક મકાનમા પેઠી અને સાથેના દડધરોને દ્વાર આગળ ઉભા રહેવા કહ્યુ

તે મકાનના આગણામા જ એક દાસી હાથમા સાવરણી લઇ ઉભી હતી તે સ્ત્રીને અદર આવતા જોઇ તેણે આગળ આવી પુછ્યુ- 'તમે કોણ છો ? ક્યાથી આવ્યા ? શુ કામ છે ? કોને મળવુ છે ?"

તે સ્ત્રી સહજ હસી અને બુરખો દૂર કરી બોલી " અરે વસતિકા ! ભલી છે તુ તો ! બહુ સાર ઓળખાણ રાખે છે !

આટલા વર્ષ આપણે એકજ ઘરમા એકજ ઠેકાણે ડાટયા, એકજ સ્થળે ખાધુ પીધુ તોએ ફક્ત ત્રણ વર્ષમા તે બધુ એકદમ ભૂલી ગઇ લાગે છે ! કમાલ થઇ બા, તારા આગળ ! મોઇ મને પુછે છે, ' કયાથી તમે આવ્યા અને કોને મળવુ છે ! અહાહાહા ! આરતી ઉતારો બાઇના પ-થી ! "

આ લાબુલચ ભાષણ સાભળી તે સ્ત્રીના હાથમાથી સાવરણી પડી ગઇ અને તે આશ્ચર્યથી સ્તભિત થઇ તેના તરફ ટગર ટગર જોઇ રહી ! એક બે ક્ષણ પછી તે બોલી " અરે મા ! તરલા તો ન હોય ?"

તે સ્ત્રી કઇ પણ બોલ્યા સિવાય માત્ર ગાલમા ને ગાલમા હસી !

' અર મા, તરલાજ છે ને બહેન, અવસ્ય તરલા ! કેવી નવાઇ ? કહે છે કે મને ઓળખી જ નહિ ! અરે, પણ તને ઓળખવી જ કેવી રીતે, હુ તો કહુ છુ ! તુ આટલી બનીઠનીને આવી છે તેથી મારા ડોળા અજાઇ ગયા એટલે તને ઓળખુ કેવી રીતે ? તારો આ ઠાઠમાઠ જોઇ મને તો લાગ્યુ કે, કોઇ મોટા ગેહની ગેહાણી બાઇ સાહેબને મળવા આવ્યા છે ! તરલા, સાચુ કહુ છુ. તુ બહુ ખરાબ બાયડી છે ! "

તરલાએ વચ્ચે જ કહ્યુ " કેમ ! એવુ તે શુ થયુ છે મારા હાથે ? "

" બધાએ તારા નામના ગીત ગાય છે ! બા, તુ તો હવે મોટુ માણસ થઇ ! રાજભુવનના અતપુરની તુ તો દાસી થઇ છે ! અરે મા ! તારા રૂપ અને જુવાનીનો મદ કોણ જાણે કેટલેએ પહોચ્યો હશે ? તને હવે જુનુ ઘર કયાથી યાદ આવે ? "

તરલાએ કહ્યુ " વસતિકા, તારો બડબડાટીઓ સ્વભાવ પહેલાના જેવો જ રહ્યો ! તુ બુઢ્ઢી થઇ એટલે દુનિઆના બધા જ માણસો ડોસા અને કદરૂપા બની જાય "

વસતિકા ચીડવાઇને બોલી "મોઈના મોઢામાં જીભને હાડકું જ નથી ! જાણે કે હવે રાજની દાસી બની એટલે આસમાનને ચાર આગળનું છેટું રહ્યું નહોય ? આંખો તો ચાર થઇ ગઇ ! મારૂં સોનું પણ મોઢને લોઢું દેખાય છે બગલાને પણ કાગડો જુએ છે મારામાં રૂપ કે જુવાની હશે કે નહિ હોય, તારે તેની શું કરવા પંચાત જોઇએ ?"

તરલા ખડખડ હસતી બોલી " અરે છે કે નહિ તે જરી આરસામાં જો એટલે બધું જણાઇ આવશે !"

વસતિકાએ બૂમ પાડી કહ્યું " તું જ જોને તારે જોવું હોય તો આરસામાં તારૂં કાળું મો ! મને જોવાની જરૂર નથી ! ઘર છોડી ગઇ પણ સ્વભાવ કંઇ બદલાયો નહિ ! સવારના પહોરમાં આવી મારી માથે વઢવા !"

તરલા તો હસવા જ લાગી ! જેમ જેમ તેનું હસવું વધતું ગયું તેમ તેમ વસતિકાનો રોષ વધતો જ ગયો અને તેનો કર્કશ પણ તે પ્રમાણમાં બદલાતો ગયો તે સાંભળવાથી ઘરમાથી કોઇએ મૃદુ સ્વરે પુછ્યું " વસતિકા અરે વસતિકા, કોની માથે સવારના પો'રમાં આમ વઢવા બેઠી છુ ?"

"વસતિકાએ હજી પણ તેવા પંચમ સૂરમાં જઇ કહ્યું "આપણી આ તરલા, અરે મોટી બહેન તરલા ! આપની લાડકી તરલા આવી છે તે મોઈ મારી માથે વઢવા બેઠી છે !"

" શું કહે છે ? શું કહ્યું, વસતિકા ?"

આખું ઘર ધમધમાવી નાખતી વસતિકાએ બૂમ પાડી "આપની તરલા, આપની પ્રાણ સખી, હમેશ જુવાનીમાં રહી નાજુક બનેલી પુતળી તરલા આવી છે, મોટી બહેન ! સાંભળ્યું ?"

અંદરથી કૃશ શરીરની એક તરૂણી બહાર આવી તરલાને જોઇ તે આશ્ચર્યથી છક્ક બની ગઈ હોય એમ જણાયું ક્ષણવાર પછી

આગળ આવી તે તરલાના હસ્ત સ્વહસ્તમા લેઇ મૃદુ હાસ્ય કરતી બોલી "કેમ રાણી સાહેબ ભલુ આપને આટલા દિવસે-વર્ષે સ્તો-અમારા જેવા ગરીબનુ સ્મરણ થયુ ?"

તરલાએ હાથ ખેચી લઇ યુથિકાને અભિવાદન કરી કહ્યું-'બસ્યુ બહેન ? એવુ બોલશો નહિ!"

યુથિકાએ ખિન્ન સ્વરે કહ્યું 'ખરૂજ છે તરલા, આ વરનો રસ્તો પણ તુ ભૂલી ગઇ, નહિ ?"

'ભૂલી ગઇ હોઇશ તો તે તમારા જ માટે બહેન'

યુથિકાના નેત્રમાથી ધડધડ પ્રવાહ નીકળી ગાલપર સરી પડવા લાગ્યો તેણે પાલવથી અશ્રુ લુછી નાખી તરલાનો હાથ પકડ્યો અને તેને અત પુરમા લઇ ગઇ તે જોઇ વસતિકા મનમાજ બડબડતી નીચે પડેલી સાવરણી હાથમા લઇ પોતાના કાર્યમા પ્રવૃત્ત થઈ

પોતાના પ્રથમના માલીકને ઘેર આવ્યા પછી તરલાએ સવને નમન કરી કુશલ પ્રશ્ન પુછ્યા યુથિકાપણ તેની સાથે ફરતી હતી. સર્વને મળ્યા પછી છેવટે તે તરલાનો હાથ પકડી પોતાના શયન ગૃહમા ખેચી ગઇ અને દ્વાર બધ કરી માકળ ચડાવી દીધી

તરલા જમીન પર જ બેસતી હતી પરતુ જોરથી તેને પોતાના પલગ પર બેસાડી યુથિકા તેના ગળે વળગી પડી તે ગદ્ગદ સ્વરે બોલી "મારૂ શુ થશે તરલા ?"

તરલાએ હસીને જવાબ આપ્યો "અરે, બીજુ વળી શુ થવાનુ હતુ બહેન ?-લગ્ન!"

તેના ગાલપર તમાચ મારી એક ખિન્ન હાસ્ય કરી યુથિકાએ પુછ્યુ "ક્યારે ?"

"થોડા વખતમા!"

"કોની સાથે પણ ?"

"બીજા કોની સાથે બહેન? મારી સાથે!'

યુથિકાએ હસીને કહ્યું 'તારી સાથે તો મારૂ લગ્ન ક્યારનું એ થઇ ગયું છે, તરલા!"

"ત્યારે શું જોઇએ છે બહેન? બીજુ લગ્ન કરવાનો તમારા વિચાર હોય એમ લાગે છે!"

"જા મર, એક વખત! તારૂ મોઢું એક ઘડી પણ ઠઠ્ઠા મશ્કરી કર્યા સિવાય રહેતું નથી! કહે બહેન કહે! હું આવીજ રીતે છેવટે મરીશ!"

'અલામલા ટળો, તમારી બહેન! તમે શા માટે મરો? તમે જો મરશો તો તમારા શ્રેષ્ઠી કુટુંબમાં આવા પ્રેમના રંગ કોણ રમશે?'

'પ્રેમના રંગ રમીશ, હા, રમીશ સ્વર્ગમાં! બહેન તરલા, આ વખતે જરૂર હું મરણ પામીશ જ. હવે હું સારી રીતે જાણી ગઇ છું કે, મારે આ જીવનમાં કંઇ બહુ દિવસ કાઢવાના નથી. ગયા ત્રણ વર્ષમાં એક વખત પણ—એક ક્ષણ સુદ્ધાં તેમનું દર્શન આ ભાગ્ય-હિનને થયું નથી! તરલા, એક વખત પણ છેવટે તેમનું દર્શન થાય તે માટે હું ઘણી અધીરી બનેલી છું."

યુથિકા આગળ બોલી શકી નહિ. તેનું હૃદય ભરાઈ આવ્યું. તે પોતાની બાલ્યસખીના ગળે વળગી અશ્રુ સારવા લાગી.

તરલાએ અતિ મુશ્કેલીથી યુથિકાને સહજ શાંત કરી છેવટે કહ્યું "બહેન! સાચું કહું છું, આટલા ઉતાવળા થશો નહિ. વસુ-મિત્ર તે કેદખાનામાંથી મુક્ત થયા છે અને સુખશાંતિમાં છે. જીવને જોખમમાં નાખી તેમને મેં મુક્ત કર્યા છે તે તમારા માટે જ ને? વસુમિત્રપર હમણા યશોધવલની સંપૂર્ણ પ્રીતિ છે—તેમનાપર મહા-નાયકનો અતિ વિશ્વાસ છે—એ સર્વ વાત મેં તમને કેટલાક દિવસપર કહેવડાવી હતીને?"

"તરલા એ સર્વ વાતો મે સાભળી છે પરતુ તેમની મુક્તતા અન્યને અર્થરૂપ થઇ છે પિતાજી કહે છે, 'સ્ત્રી અને ધન માટે જેણે સધનો તીરસ્કાર કર્યો છે, ભિક્ષુના પવિત્ર વસ્ત્રનો જેણે ત્યાગ કર્યો છે, તેને હુ કદી પણ મારી પુત્રી આપીશ નહિ!' "

"એ વાત પણ મે સાભળી છે, બ્હેન!"

"ત્યારે હવે મારી શી સ્થિતિ થશે?"

' બહેન, ધૈર્ય ધરો, બ્હીશો નહિ—"

"તરલા, તને ખબર નથી કે મારાપર દુખના ડુગર પડવાના છે પિતાજી ગુપ્ત રીતે મારા નાશની તૈયારી કરી રહ્યા છે! મારા લગ્ન માટે તે બહુ ઉતાવળ કરે છે તરલા, તને કહુ છુ કે મારૂ લગ્ન અન્ય કોઈ સાથે થશે તો હુ મારો પ્રાણ કાઢીશ આ જીવનમા તેમનુ દર્શન કદી થશે કે નહિ, તે હું સમજી શકિત નથી પણ તેમને તુ નિશ્ચયપૂર્વક કહેજે કે, આ યુથિકાનો દેહ કદી પણ અન્યનો બનશે નહિ પરપુરૂષના સ્પર્શથી કદીપણ કલકિત થશે નહિ! કહેજે કે, યુથિકાના દેહમા પ્રાણ હશે ત્યાસુધી તેનો પિતા અન્યને આપી શકશે નહિ! હાય! તેમના દર્શનની મને પ્રબળ ઇચ્છા છે! એક વખત પણ દર્શન થાય તો કેવુ સારૂં? તરલા, જો હુ એમને એમ મરી જાઉં તો કહેજે કે તમારા દર્શનની પ્રબળ વાસનામા યુથિકાએ દેહ તજ્યો છે!"

હૃદયભાવનાના આવેશમા યુથિકાનો કઠ રૂધાયો તરલા પણ બોલી શકી નહિ યુથિકાનુ મસ્તક હૃદય સાથે સજ્જડ દબાવી તે તેના કેશપર પ્રેમથી હાથ ફેરવવા લાગી ઘણીવારે તરલામા બોલવાનુ સામર્થ્ય આવ્યુ. તેણે કહ્યુ "એક વાત મે સાભળી છે, બહેન! પરતુ એ સર્વ બધુગુપ્તનુ કારસ્થાન છે, એ વાત યશોધવલને ગુપ્ત પત્રદ્વારા જણાઈ છે તેમણે જ આજે ખાસ આગ્રહપૂર્વક મને

મોકલી છે ! આજ સુધી તેમની ઈચ્છાને લીધે જ હુ આવી શકી ન હતી ! મારા મનને તો આવવા માટે કઈનુ કઈ થઈ રહ્યુ હતુ ’

કેટલીકવાર સુધી બન્ને સ્તબ્ધ બેસી રહ્યા થોડીવાર પછી મુખ ઉચુ કરી યુથિકાએ પુછ્યુ, “ ત્યારે હુ શુ કરુ, તરલા ’

“ અહીંથી જતા રહો છો ? ’

“ જતા રહેવુ ? અરે બાપ ! કોની સાથે ‘ બાહુ બ્હીક લાગે છે મને ! તરલા, શુ કહે છે તુ ’ ’

“ એમ ડરગો નહિ, બહેન ! મારી સાથે કઈ નાશી જવાનુ નથી ! તમારા સ્વપ્નનો પેલો અનિરુદ્ધજ સ્વત તમને લેવા આવગે પછી છે કઈ ?”

શરીરે કપારી ખાઈ યુથિકા બોલી “ છટ , બહેન ! ઘરમાથી નાસી જવુ ? મારા જેવી કુલવાન કન્યાને એ કેમ શોભે ? ”

લજ્જા, ભય વગેરે વિકારોથી યુથિકાના વદનકમલપર એકાએક લાલી ચઢી આવી તે જોઇ તરલાએ કહ્યુ “ ત્યારે તો શુ કરગો ‘ વસુમિત્ર સાથે જવા પણ તમે તૈયાર નથી ? ”

“ તરલા, શુ કહે છે ? પિતાજી મને શુ કહેશે સર્વ જગત શુ કહેશે ? ”

બહેન, હુ તો મા સ્પષ્ટ કહુ છુ—દૂધ અને દહીંમા પગ રાખો તો તે ન ચાલે ! ઠીક, તમારે આવવુ નથીને ? તમારા હૃદયેશ્વરને હુ શુ કહુ ‘ તેમને જઇને કહુ કે—રાજા સાહેબ, નોકાની પવનમા તમારુ હૃદય સિહાસન વસડાઇ ગયુ છે અને તે બીજો કોઈ દબાવી બેઠો છે ! ”

“ મર, અહીંથી તુ ! ”

‘ ત્યારે તમે કરશો શુ ? ’

“ નક્કી-જઈશ હવે ! ”

“ એ ઉત્તરની જ આશા રાખીને હુ આવી હતી ” તરલાએ કહ્યુ

યુથિકાએ પોતાની પ્રિય સખીને દૃઢ આલીગન આપી ચુબન પર ચુબન લઇ તેને હેરાન કરી નાખી તેમાથી જેમ તેમ છૂટયા પછી તરલાએ કહ્યુ " અરે બાઇ સાહેબ, તે બિચારા ગરીબ પ્રાણી માટે કઇ તો સીલક રહેવા દો સર્વ થાપણ મને આપીને દેવાળુ કાઢવાનો વખત લાવશો નહિ ! "

યુથિકાએ હસી પડી તરલાના ખભાપર એક મુક્કી મારી ! તરલાએ કહ્યુ " ત્યારે વખત ગુમાવવામા લાભ નથી "

" આજે જ જવાનુ છે ? "

" હા, આજે રાત્રે જ "

" ક્યારે ? "

" બે પ્રહર પછી "

" કયે રસ્તે આવી શકશો ? "

" અત પુરના બાગનુ દ્વાર ઉઘાડુ રાખજો હુ આવીને તમને તેડી જઇશ વસુમિત્ર બાગની બહાર ઘોડાપર ઉભા રહેશે પણ ઘોડાપર બેસતા આવડશે કે બહેન ? "

" શી રીતે આવડશે ? "

" ત્યારે તમે જઇ શકશો નહિ, એમજ લાગે છે "

" તુ તારી મેળે જઇને કહે કહેજે કે જે જે કરવા કહેશો તે તે કરશે "

" ઠીક, ત્યારે જાઉ છુ હવે ! "

યુથિકાને આલિગન આપી ઘરના સર્વ મનુષ્યોની રજા લઇ તરલા ઘરમાથી બહાર નીકળી પરતુ બારણામા જતા જ સામેથી વસતિકા આવતી જણાઇ તેને જોતા જ તરલાએ હસીને કહ્યુ " વસતિકા ! મારા પર રીસાઈ તો નથી ને ? "

વસતિકા પ્રથમથી જ રોષે ભરાઇ હતી વાકયુદ્ધમા જશ નહિ મળવાથી તે બહુજ ચીડાઇ હતી તરલાનુ આ ભાષણ

કાને પડતા તે ગર્જના કરી ઉઠી “ આવી પાછી રાડ વઢવા! સવારથી ગયેડીને કંઇ કામ જ નથી વઢતી ઝગડતી ઘેરઘેર ભીખ માગતી ફરે છે ! ”

તરલાએ જોયું કે, વસતિકા જેવી રણજાતિ કુશળ પંડિતા સાથે યુદ્ધ કરી વિજય મેળવવામાં બહુ વખતની જરૂર પડે તેમ છે અને હમણાં એવા કાર્યમાં વખત ગુમાવવો ઈષ્ટ નથી ! તેથી તે અતિશય નમ્રતાથી અહીંની તહીંની કેટલીક વાતો કરી વસતિકાને શાંત પાડી સાથેના દંડધરો સહ મેના તરફ ગઇ વસતિકા હવે ખૂલ્લી રીતે બોલી શકી નહિ ત્યારે મનમાં જ બબડતી અંદર ગઇ

---

## પ્રકરણ ૬ ઠું.

### આચાર્યનું અભિમાન.

રાજભૂવનમાં આવી પહોંચતા જ તરલા અંતઃપુરમાં ન જતા યશોધવલદેવના સ્થાન તરફ ગઇ મહેલના સર્વ પ્રતીહાર અને દંડધર તરલાને સારી રીતે ઓળખતા હતા, તેમણે આદર અને કંઇક ભયથી બાજુએ ખસી જઇ રસ્તો આપી દીધો મહા નાયકના શયનગૃહના દ્વારમાં જ હાથમાં સાધારણ લાકડી લઈ સ્વતઃ મહાપ્રતીહાર વિનયસેન ઉભો હતો તેણે તરલાને અટકાવી પુછયું “ શું કામ છે તરલા ? ”

તરલાએ કહ્યું “ મહાનાયકને ઘણી જરૂરની વાત કહેવા આવી છું ”

હસ્તમાંની સોટી દ્વાર આગળ આડી કરી વિનયસેને કહ્યું “અંદર મહારાજ છે આ વખતે અંદર જવા રજા મળશે નહિ”

“ પણ પ્રતીહાર ! બાતમી અતિશય મહત્વની છે ”

વિનયસેને માથું હલાવી કહ્યું “ ત્યારે વાત મને કહે.

હુ અદર જઈ મહાનાયકને કહીશ નહિ તો થોડો વખત અહીજ ઉભી રહે ! ”

તરલાના મનમા એકવાર એવો વિચાર આવ્યો કે વિનયસેન અતિશય વિશ્વાસુ અધીકારી છે, તેની પાસે યુથિકાની વાત કરવાથી કઇ હાની થવાની નથી માટે તેને કહેવી, પરતુ પુન તેને એવુ લાગ્યુ કે એમ વાત કોઇને ન કરવી એજ સર્વથા ઇષ્ટ છે આવી રીતે આગળ પાછળનો વિચાર કરી તરલા બોલી “મહા પ્રતીહાર, ક્ષમા કરો બાતમી અતિશય ગુપ્ત છે કોઈને પણ કહેવાની મને રજા નથી હુ અહીજ રહું છુ, મહારાજ જાય કે મને ખબર આપજો, હુ પોતે જ મહાનાયક પાસે જઇશ ”

તરલાને અદર જવામા પ્રતિબધ થવાથી થોડેક દૂર સ્તભની બાજુમા બેસીને તે મનમા વિચાર કરવા લાગી યુથિકાને તેના ઘરમાથી લઇ આવવા કેવી યોજના કરવી અને તેને ક્યા સુરક્ષિત રાખી શકાશે તેના જ વિચારમા તે હતી પુષ્કળ વખત વિચાર કરવા છતા પણ તે એક નિશ્ચય પર આવી શકી નહિ. તેથી “ એક શુદ્ર દાસીએ એ વિષે વિચાર કરવાની જરૂર નથી ” એમ તેણે ધાર્યું પોતાની બુદ્ધિ અને યુક્તિ પ્રયુક્તિને મનમાને મનમા અનેક વાર ધિક્કાર આપતી તે પુન મહાનાયકના શયનગૃહ તરફ જવા લાગી પરતુ તે એક બે પગલા આગળ આવી ન આવી તેટલામા જણાયુ કે, દ્વારમા સમ્રાટ યશોધવલદેવ, યૂવરાજ કુમાર માધવ ગુપ્ત અને મહામત્રી હૃષીકેશશર્મા ઉભા છે તેમને જોઇને તે એક સ્તભની આડે ડબાઈ ગઇ,

સમ્રાટ યશોધવલને ઉદ્દેશી બોલ્યા “ત્યારે તમે ક્યારે જશો ?”

યશોધવલે કહ્યુ “ કાર્તિક સુદ તેરસે ! ”

“ બહુસારૂ ! માધવ તો તમારાથી વહેલો નીકળવા કહે છે ! મને લાગે છે કે, ચરણાદ્રિદુર્ગ તરફથી કઇ સમાચાર આવતા પહેલા માધવે જવુ ઠીક નથી ”

' પ્રભાકરવર્ધનને પણ ખુલ્લી રીતે શત્રુત્વ જાહેર કર્યું છે, તદપિ મહાદેવીના વાર્ષિક શ્રાદ્ધપર સમ્રાટના કુટુમ્બનો કોઈપણ મનુષ્ય હાણેશ્વર હોવો જોઇએ કુમાર માધવગુપ્ત આ લાંબો પ્રવાસ જલદી પૂર્ણ કરી શકશે નહિ તેમને હાણેશ્વર પહોચવામા ઓછામા ઓછા આડાઆઠ મહિના થયા સિવાય રહેશે નહિ માટે એ વહેલા નીકળે એજ ઠીક છે અમે સ્વારી લઈ નીકળીએ તે પહેલા જ કુમાર પ્રવાસ શરૂ કરે એમ હુ ઇચ્છુ છુ "

સમ્રાટ ઉંડો નિશ્વાસ નાખી નીચુ મુખ કરી ઉભા રહ્યા ક્ષણવારે તે બોલ્યા "ત્યારે તમારી ઇચ્છા પ્રમાણે થવા દો નીકળવા માટે કયો દિવસ તમે નિયત કર્યો છે ?"

યશોધવલે કહ્યુ "અશ્વિનના શુકલ પક્ષમા જવાનો સારો સમય છે "

હૃષીકેશશર્માએ આમાનુ કંઈ સાભળ્યુ નહતુ તેથી તેમણે વિનયસેનને પુછ્યુ ' કેમ વિનયસેન ? છેવટે શો વિચાર નિશ્ચિત થયો ? "

પરંતુ વિનયસેન તેમને ઉત્તર આપે તે પહેલા યશોધવલે હૃષીકેશના કાનમા મોટેથી કહ્યુ ' મંત્રીવર ! અશ્વિન શુકલ પક્ષમા કુમાર માધવગુપ્તે હાણેશ્વર જવુ એવુ ઠરાવ્યુ છે "

મહામંત્રીએ કહ્યુ "ઠીક, સારૂ છે ! "

ત્યારપછી સમ્રાટને કહ્યુ "મહારાજ કાલે રાત્રે એક ગુપ્ત ચરને પકડયો છે તે આપે જાણ્યુ ? "

" ના ક્યા પકડાયો ? "

" તે પ્રાતઃકાળે નૌકાદ્વારા નગર છોડી જવાનો પ્રયત્ન કરતો હતો, પરંતુ આપણા ગૌડ નૌકાસૈનિકોએ કુશલતા પૂર્વક તેને નૌકાસહ પકડી લીધો છે "

' તે મગધનો જ રહીશ છે કે ? "

"આપણા ગુપ્તચરોએ તેને ઓળખ્યો છે તેનું નામ બુદ્ધશ્રી છે ને જોકે મગધ નિવાસી નથી, તોપણ સામ્રાજ્યની પ્રજામાંનો જ છે કાલે સવારે મહારાજાધિરાજની આજ્ઞાથી જ્યારે આપણું નૌકાસૈન્ય નગર છોડી નીકળ્યું, ત્યારે એક નાની નૌકા આપણી નૌકાઓમાં મળી ભીડમાં જલદીથી નીકળી જવા પ્રયત્ન કરતી હતી પરંતુ આપણી નૌસેનાની હુશીયારીથી તેનો તે પ્રયત્ન વ્યર્થ ગયો અને તે પકડાયો પકડાયા પછી તપાસ કરતાં તે અંગ દેશમાંથી વારાણશી જતો હતો છતાં તેને પકડવામાં આવ્યો છે એમ કહેવા લાગ્યો, પરંતુ આપણા ગુપ્તચરોએ અમોને તેના વિષે એવી ખબર આપી છે કે ગયા બે વર્ષથી તે કપોનિક સંઘારામના મહાસ્થવીર બુદ્ધઘોષના આશ્રયમાં આવી રહેલો છે એ બુદ્ધશ્રીને શી શિક્ષા કરવી ?"

કંઈક વિચાર કરી સમ્રાટે કહ્યું "તમે તેને કઈ શિક્ષા કરવા સલાહ આપો છો ?"

"બુદ્ધશ્રી શત્રુનો ગુપ્તચર છે એમાં લવલેશ શંકા નથી તેમ ન હોત તો ખોટા વેશમાં જુદા જ વખતે નગર છોડી જવાની તેને શી જરૂર હતી ? મારું તો અનુમાન એવું છે કે, ચરણાદ્રિ તરફ આપણું સૈન્ય નીકળી ગયું છે, એ વાત કોઈ પણ રીતે બુદ્ધઘોષે મેળવી હોવી જોઈએ અને બુદ્ધશ્રી એ સમાચાર સ્થાણ્વીશ્વર પહોંચાડવા જતો હશે બુદ્ધશ્રી અતિશય ભયંકર અને કપટી મનુષ્ય છે તેને પકડતાં જ તેણે બે માણસને ઘાયલ કર્યા છે અને કારાગૃહમાં તેનો અતિશય છળ થયો તોપણ તેણે પોતાની ગુપ્ત વાતનો એક અક્ષર પણ ઉચ્ચાર્યો નથી ! ગુપ્તચરને યોગ્ય એવી જ શિક્ષા બુદ્ધશ્રીને થવી ઘટે છે "

"શું કહો છો ? તેને મૃત્યુની શિક્ષા કરશો તમે ?" સમ્રાટે ધ્રૂજારી છૂટવા જેવું કરી કહ્યું

"હા, પણ મહારાજની આજ્ઞા થશે તો જ !"

"એના કરતાં બીજી કોઈ સૌમ્ય શિક્ષા કરવામાં આવે તો નહિ ચાલે ?"

"ફક્ત તેના એકજ અપરાધપર દૃષ્ટિ રાખી ચલાવી લેવા જેવુ નથી એ ભયકર માણસ જો જીવતો રહેશે તો સામ્રાજ્યનુ કેટલુ અનિષ્ટ કરી શકશે તે તરફ પણ દૂર દૃષ્ટિ રાખી વિચાર થવો જોઇએ છે."

"યશોધવલ, હજી આપણે કેટલી નરહત્યા કરવાની છે? નિરર્થક રક્તપાત કરવામા શો અર્થ?"

"ત્યારે મહારાજાધીરાજની શી આજ્ઞા છે?"

"બુદ્ધશ્રીને છોડી દઇશુ તો નહિ ચાલે?"

યશોધવલે દૃઢ સ્વરે કહ્યુ "બિલકુલ નહીં, મહારાજ!"

"ત્યારે તેને કારાગ્રહમા રાખો"

"જેવી આજ્ઞા!"

સમ્રાટ ચાલ્યા ગયા અને યશોધવલ શયનગૃહમા પાછા જતા હતા એટલામા થાભલા પાછળથી બહાર આવી તરલાએ પ્રણામ કર્યા

મહાનાયકે હસીને પુછ્યુ "તરલા, શુ થયુ તારા કામનુ?"

"આપના આશિર્વાદથી કામ પાર પાડીને જ હુ આવી છુ"

"યશોધવલે કહ્યુ "ઠીક! તારી સખી પિતાનુ ઘર છોડીને આવવા તૈયાર છે ને?"

"હા,–હમણા જ!"

"કુલવાન કન્યા પિતાનુ ઘર કેમ છોડી નાસી જઈ શકે? જગત્ શુ કહેશે? એવી શકા કુશકા યુથિકાએ કાઢી નહિ કે?"

"શકા થઇ હતી, પણ છેવટે થવુ જોઇએ તેજ થયુ! પ્રેમનો વિજય થયો!"

"વાહ–અતિ ઉત્તમ! ત્યારે હવે વ્યર્થ સમયનો વ્યય કરવામાં શો અર્થ છે, તરલા?"

"આર્યની આજ્ઞા થશે તો આજે રાત્રે જ હુ યુથિકાને લઈ આવીશ"

યશોધવલે કહ્યું “ ઘણું સારૂ, તારી સાથે વસુમિત્ર આવશે જ બીજા કોની જરૂર છે તે કહે ।”

થોડીવાર વિચાર કરી તરલાએ કહ્યું “ વિશેષ મનુષ્યોને લઇ જવાની જરૂર જ છે કે ? ”

“ વસુમિત્ર સિવાય બીજો કોઇ વિશ્વાસુ માણસ તારી સાથે રાખવાની આવશ્યકતા છે ”

“ જેવી આપની આજ્ઞા ! પણ એવો વિશ્વાસુ માણસ ક્યાંથી મળશે ? ”

યશોધવલે સહજ હસીને કહ્યું “ તેવો માણસ તુ જ શોધી કાઢને ? ” તરલા કઇંક વિચાર કરી બોલી “ મને એવો માણસ ક્યાંથી મળશે આર્ય ? ”

“ તરલા, શોધી જો, તેવો માણસ પણ તને મળ્યા સિવાય નહિ રહે તુ ચતૂર છે ! ” એટલુ કહી યશોધવલ શયનગૃહમા ચાલ્યા ગયા

તરલા પોતાના મનમા વિચાર કરવા લાગી —મહાનાયકે મને ક્યા ગુચવાડામા નાખી ? વસુમિત્ર સિવાય બીજો માણસ અને તે પણ અત્યત વિશ્વાસુ જોઈએ, એવો માણસ મને કયાથી અને કેવી રીતે મળશે ? મહાનાયકના કથનનો અર્થ તરલાના લક્ષમા નહિ આવવાથી તે વિચાર વમળમા પડી જ્યા ને ત્યા સ્થિર થઇ ઉભી હતી

એટલામા અકસ્માત કેટલાએ દિવસે તરલાને આચાર્ય દેશાનદનુ સ્મરણ થયુ તેનુ સ્મરણ થતા જ તે એટલુ તો હસી કે તેનુ પેટ પણ દુખી ગયુ

સઘારામમાથી જીવતપણે નીકળી આવ્યા પછી આચાર્ય દેશાનદ રાજભૂવનમા જ રહ્યો હતો. યશોધવલે તેને અભય વચન આપી તેના અન્ન વસ્ત્રની સારી વ્યવ્સ્થા કરી દીધી હતી પ્રાણભયથી દેશા-

નદ ગજભૂવનની ચતુસીમા છોડી કદી ક્યાઇ પણ જતો નહતો. અને કોઇ બૌદ્ધ તેની દષ્ટિએ પડતો તો તે તેને ગાલી પ્રદાનથી વધાવી લેતો હતો દેશાનદ હમેશ પોતાના પોષાકમા અવનવા રગ પુરવામા નિમગ્ન રહેતો હમણા તેણે મસ્તિકપરના કેશ વધારી, દાઢી અને મછોને ઝાડપાનનો રસ લગાડી રગી દીધી હતી ! તેને જો કોઈ તેના પોતાના વિષે કઇ પુછતુ તો તે રોકડુ કહેતો કે, " મારા શૌર્યની મહાનાયકે સારી પરીક્ષા કરેલી હોવાથી તેમણે મને પોતાના શરીર રક્ષક નીમી રાખ્યો છે ! અરે, એથી તો હુ રાજભુવન છોડીને બહાર જઇ શકતો નથી ! મહાનાયક સાથે હવે હુ બગદેશની સ્વારીમા જવાનો છુ ! "

પોતાના અત્યત એકનિષ્ઠ સેવકનુ સ્મરણ થતા જ તરલા પેટ પકડીને હસી હતી તે યશોધવલના મહાલયમાથી તરત જ બહાર નીકળી તોરણ તરફ ગઈ અને ચોક ઓળગી પહેલા તોરણમા–પ્રતીહાર અને દ્વારપાલને રહેવાના સ્થાનો એ આવી પહોચી ત્યાની બે ત્રણ ઓરડીમા દેશાનદને ખોળ્યો પણ તે મળ્યો નહિ દેશાનદ મળ્યો નહિ તેથી તરલા ફીકરમા પડી કારણ, સમયનો વ્યય કરવાનો અવકાશ રહ્યો નહતો ! પુન બે ચાર ઓરડીઓ તે જોઈ વળી, પરતુ આચાર્યશ્રીનો પત્તો લાગ્યો નહિ છેવટે તે પહેલા ચોકના તોરણમાથી બહાર આવી તેણે સ્હામુ જોયુ તો ખાઈના કીનારે એક વિશાળ પીપળ વૃક્ષ નીચે દેશાનદ બેઠેલો જણાયો ડોસાની સામે એક મોટો ચકચકતો આરસો પડયો હતો સ્નાન કરીને તે પોતાના કેશ ઓળવામા લીન થઈ ગયો હતો !

રાજભૂવનમા રહેવા આવ્યો ત્યાર પછી દેશાનદને તરલા મળી જ નહતી એમ કહીશુ તો ચાલશે તેને મળવા તે હમેશ ઉત્કઠા પૂર્વક પ્રતીક્ષા કર્યા કરતો હતો, પણ રાજભૂવનના અતપુરમા

પગ મુકવાની તેને કદી પણ ઇચ્છા થતી નહતી તરલાને તો એ બુદ્ધ મંદિરની ભેટ લેવાનુ અત્યાર સુધી કંઇ કારણ જ મળ્યુ નહતુ

પુષ્કળ દિવસે તરલાનુ દર્શન થવાથી દેશાનંદ આનંદાવેશમા ભાન ભૂલી ગયો ! તરલાએ સ્ત્રી વેષ આપી સંઘારામના જીર્ણમંદિરમા પુરી રાખ્યો હતો, કેવળ તરલા માટે જીવ જવાનો વખત આવ્યો હતો અને યશોધવલે જો રક્ષણ કર્યું નહોત તો ભિક્ષુઓએ યમમંદિરમા પહોચાડી જ દીધો હોત વગેરે વાતો તેના સ્મરણમાથી ખસી ગઇ હશે કે શુ ! તરલાને જોતા જ તે ઘેલો બની ગયો દેશાનંદને ચોતરફ અંધકાર જણાવા લાગ્યો ડોસાને પ્રથમ તો એવુ લાગ્યુ કે, તરલા કંઈ પણ કામ માટે રાજભવનની બહાર જાય છે ! પણ જ્યારે તે તેના તરફ આવે છે, એવુ તેને જણાયુ, ત્યારે તેનો સર્વ ભ્રમ એક નિમિષમા દૂર થઈ ગયો હવે માત્ર અત્યંત પ્રબલ એવા અભિમાને દેશાનંદના મગજપર સત્તા જમાવી ! તરલા કેવળ મળવા આવી છે, એમ હવે ડોસાએ જાણ્યુ એટલે તેના પર રીસાઇ બેસવાનો નિશ્ચય કરી તે પોતાના રહેલા લાબા કેસ વીખેરવામા જાણે કે મગ્ન થઇ ગયો હોય તેમ બતાવવા લાગ્યો !

તરલાએ ધીમે ધીમે ગજગતીથી દેશાનંદ પાસે આવી ભૂમિ સુધી નીચે વળી પ્રણામ કર્યા મૃદુ હાસ્ય કરતા કરતા તેણે પુછ્યુ " આચાર્ય, કેમ છે ? ઠીક છે ને ? ઓળખી કે આપની આ દાસીને ?"

પણ દેશાનંદ ઉત્તર શેનો આપે ? તે તરત જ તેના તરફ પીઠ કરી બેઠો !

તરલાએ જાણ્યુ કે આચાર્ય રોષે ભરાયા છે માટે તેમને મનાવવા જોઇએ આવો વિચાર કરી તરલા સહજ મોટેથી હસી અને દેશાનંદની છેક પાસે જઈ બેઠી ડોસાનુ માથુ ફરવા લાગ્યુ, પણ તેથી તેણે કંઇ તરલા તરફ મુખ ફેરવ્યુ નહિ !

તરલાને લાગ્યુ કે, આચાર્યે આ વખતે રોષનુ પ્રદર્શન ભરવાનો નિશ્ચય કર્યો છે મારે પણ તેને સહજ જાલીમ માત્રા આપવી જોઇએ તરત જ તેણે એક નાનો પણ દેશાનદ સ્પષ્ટ સાભળે તેવો નિશ્વાસ નાખી કહ્યું "પુરૂષની જાતજ એવી હોય છે જેમને એક વખત પણ જોઈને નેત્રને સતોષ આપવા ત્રણ વર્ષથી ટળવળતી હતી, તે તો મારા તરફ નજર કરીને જોતા પણ નથી !"

હવે દેશાનદ સ્તબ્ધ બેસી રહે તે અશક્ય હતુ તરત તરલા તરફ મુખ ફેરવી તે અસ્પષ્ટ સ્વરે બોલ્યો "તુ-ત-તુ-પુન —"

બુદ્ધા તરફ એક તીવ્ર કટાક્ષ બાણ નાખી તરલા બોલી બહુ સારૂ, બહુ સારૂ, ઠીક ! વળી પાછા તમેજ મને સતાવો છો ને ? અરે આચાર્ય, કેવળ તમારે લીધે જ મારી જાત ગઈ, કુળ ગયુ, આબરૂ ગઈ અને લોક લજ્જા પણ ખોઇ, છતા તમેજ મને ન છળો ત્યારે કળી શેનો ?"

દેશાનદ આશ્ચર્યથી દીગજ બની ગયો ! તદન અસ્પષ્ટ સ્વરે ગભરાઈ જઇ તેણે પુછ્યુ "તરલા, અરે આ બધુ તુ શુ બોલે છે, તે મારા લક્ષમા જ આવતુ નથી ! તારા મનમા છે શુ ? દુષ્ટ બધુગુપ્તના હાથમા સપડાઇને તુ મને પકડી જવાને આવી છેને ? કહે એક વખત સ્પષ્ટ કહી દે ! તુ કેમ આવી છે ?"

દેશાનદનુ અભિમાન દૂર થવુ અતિ કઠિન છે એવી તરલાની ખાત્રી થઇ, અને તેણે છેવટે સ્ત્રીઓના અમોઘ અસ્ત્રનો પ્રયોગ કરવાનો નિશ્ચય કર્યો તેણે એકદમ પાલવ ચક્ષુપર નાખી દીધો અને અદરથી ડુસકા પર ડુસકાની શરૂઆત કરી તેના નેત્રોમા જો કે જળનુ બિદુ પણ ન હતુ, તો પણ સ્ત્રી જાતિના સ્વાભાવિક એવા કૌશલ્યથી કહો કે અન્ય કારણથી કહો, પણ તરલાના તે કાળા નેત્ર અશ્રુથી ભરાઇ આવ્યા છે એમ દેશાનદને જણાવા લાગ્યુ !

હવે માત્ર બિચારા દેશાનંદનું ધૈર્ય ટકી શક્યુ નહિ ! તરલાના અશ્રુ જળમા તેણે કરેલો નિશ્ચય ક્યાનો ક્યા વહી ગયો ! તેનુ હૃદય તદ્દન વ્યાકુલ થઇ ગયુ. તરલાની પાસે જઇ તેણે અત્યત પ્રેમમૃદુ સ્વરે પુછ્યુ ' તરલા, શુ થયુ ? કેમ રડે છે ? કહે-કહે તરલા મને કહે ! "

તદપિ તરલા તરફથી કંઈ જ ઉત્તર મળ્યો નહિ ! બિચારો દેશાનંદ તદ્દન નાઇલાજ થઈ સ્તબ્ધ રહ્યો લગભગ એક ઘડી સુધી હુસકા ભર્યું રૂદન કર્યા પછી તરલા સહજ શાત થઈ અને તેનુ રડવુ અટક્યુ પછી તેણે દેશાનંદને કહ્યુ " આચાર્ય, તમે મારાપર ચીડાયા તે તમારી દૃષ્ટિએ બરાબર હતુ—પણ ખરેજ કહું છુ કે તમે તે મદિરમા સપડાઈ ગયા તેમા મારો લેશ માત્ર અપરાધ નથી ! તેનુ કારણ હુ નથી— "

" ત્યારે કોનો ? " દેશાનંદે આશ્ચર્ય ચકિત થઇ પુછ્યુ

" અદૃષ્ટ ! બીજુ શુ ? અરે, મેજ તમારો છુટકો કરવા માટે મહાનાયકને તમારા સંવાગમમા બીજે દિવસે મોકલી દીધા હતા ! "

તરલાના આ ભાષણથી દેશાનંદને પોતાની ભૂલની સંપૂર્ણ ખાત્રી થઈ તેનો ગુસ્સો વગેરે નષ્ટ થઈ ઉલટ તે તરલા પર અત્યત પ્રસન્ન થઇ ગયો

પોતાનો હેતુ પ્રગટ કરવાની ઉત્તમ સધી છે એમ જોઈ તરલાએ દેશાનંદને કહ્યુ " આચાર્ય, કંઈક અતિ અગત્યના કામ માટે હું આજે તમારી પાસે આવી છુ "

દેશાનંદે આશ્ચર્યચકિત થઇ પુછ્યુ " હા ! મારૂ કામ છે ? શુ કામ છે ? "

" પણ આમ જુઓ હ !–તે કામ અતિશય–અતિશય એટલે અતિશય જ ગુપ્ત છે પણ તમારા પર હુ કદી પણ ગેર

વિશ્વાસ કર તે શકય છે કે ? ખરૂ કહુ તો, તમને મારા મનની ગુપ્ત વાત કહેવાને બીલકુલ હરકત નથી !–પણ જુઓ વારૂ, તે કદી ક્યાંઈ–કદી પણ ઉઘાડી પડી ન જોઇએ ? ”

‘ છ છ તરલા ! મારાથી અને તે પણ તારી ગુપ્ત વાત ઉઘાડી પડે ! વ્યર્થ–! ”

તરલા આમ તેમ જોવા જેવુ કરી ધીમા સ્વરે બોલી, “ રાજકન્યા પોતાના વલ્લભને મળવા આજે રાત્રે પોતાના સંકેત સ્થળે જવાની છે તેણે પોતાની સાથે કોઈ વિશ્વાસુ માણસ લઈ જવાનો હોવાથી શોધી કાઢવા મને કહ્યુ છે તમે જશોને રાજકન્યા સાથે ? ”

“ એટલો જ ? ” શરીર કપારો ખાઈ આચાર્યે કહ્યુ

“ અર એમ શુ કરો છો ? હુ છુ ને સાથે ? ”

દેશાનદ આનદમા આવી જઈ બોલ્યો ‘ ત્યારે તો હુ જરૂર જ આવીશ ! ”

“ રાજકુમારીને તેના કુજવનમા પહોચાડીને તરત જ તમારે અને મારે સાથે પેર આવવાનુ છે, સમજ્યા ? ” દેશાનદે બહુ મારી ઉત્કૃષ્ટ રીતે ‘સમજ્યો’ હોય તેવા ભાવ વ્યક્ત કરી એક-દમ તરલાનો હાથ પકડયો ! તરલા યુક્તિથી હાથ છોડાવી લઈ દૂર જઈ ઉભી રહી અને બોલી ‘ ત્યારે રાત્રે હુ તમોને બોલાવીશ સભાળો ? જાગતા રહેજો–નહિતો નિરાતે પોઢી રહેશો !”

“ નહિ ! આખમા તેલ આજી જાગતો રહીશ તેની તુ ચિતા ન કરીશ ! પણ આવવાનુ માત્ર ન ભૂલીશ ! ’

“ નહિ ભૂલુ ! ”

---

# પ્રકરણ ૭ મું.

---

## સમુદ્રગુપ્તનુ ગીત

જુના રાજભુવનના તળમજલા પરની એક નાની ઓરડીમા જમી પરવારી યદુભટ્ટ પોતાની પથારી પહોળી કરી સ્વસ્થ પડયો હતો પડયા પડયા ડોસાને સહજ તદ્રી આવી ગઇ હોવી જોઇએ એમ લાગે છે કારણ યશોધવલદેવ ખોલીમા આવ્યા છે તે એ જાણી શકયો નથી !

યશોધવલે યદુભટ્ટ પાસે જઇ તેને હાક મારી તે સાથે જ તે ચટ્ટ દઇને જાગ્રત થઈ ગયો અને પથારી પર ઉઠીને બેઠો સામે મહાનાયક ઉભા છે એમ સમજાતા તે ઉતાવળો ઉતાવળો ઉભો થઈ ગયો પોતે આટલી અસાવચેતતાથી કેમ સૂઇ ગયો, તેનુ તેને આશ્ચર્ય થવા લાગ્યુ

મહાનાયકે પુછ્યુ "ભટ્ટ, ભોજનાદિ પરવાર્યા કે ?"

"જી, આર્ય ! કયારનુ થઇ ગયુ આર્ય ! આટલે દૂર આવવાનો શ્રમ કેમ લીધો ?"

"તારી પાસે કઇ વિશેષ કામ છે તેથી આવ્યો છુ"

યદુએ હાથ જોડી કહ્યુ "મને બોલાવ્યો હોત તો હુ જ આપની પાસે આવ્યો હોત, મહારાજ!"

'મારૂ કાર્ય ગુપ્ત છે તેથી ફરતો ફરતો હુ જ તારી ઓરડીમા આવ્યો છુ !"

"રકની ઝુપડીમા મહારાજ બીરાજશે કે ?"

એમ કહી યદુએ એક જુનુ પુરાણુ આસન કાઢી જમીન પર નાખ્યુ, અને મહાનાયકે તે પર સ્થાન લીધુ પછી તેમણે ભટ્ટને કહ્યુ "યદુ ! તારે મારૂ એક કામ કરવુ જોઇશે"

" સેવક તૈયાર છે, પ્રભુ ! શુ કામ છે ? "

" અમે સર્વ સ્વારીપર નીકળીએ તે પહેલા તારે એક દિવસ સમુદ્રગુપ્તની વિજયી સ્વારીનું મગલ ગીત ગાઇ સભળાવવુ જોઇએ "

ભટ્ટ, તને સ્મરણ છે કે ? અમે તે વખતે તો ઉગતા જુવાન હતા ત્યારે સ્વારીમા નીકળતા પૂર્વે તુ અમોને તે સભળાવતો હતો ! "

" એમા કઇ વિશેષ નથી, આર્ય ! સમુદ્રગુપ્તની વિજયવત સ્વારીનુ ગાન મે સેકડો વખત કહી સભળાવ્યુ છે ! "

" પણ હમણા તને તે ગીત સારી રીતે આવડે છે ને ? "

યદુએ ખિન્ન હાસ્ય કરી કહ્યુ " વાસ્તવિક રીતે તે ગીતનુ મને સ્મરણ પણ ન થતુ જોઇએ એવા જ બનાવ બને છે, પ્રભુ ! હવે મહારાજાધિરાજાએ આજ્ઞા જ કરી છે કે, ભાટ ચારણોએ પોતાના ગીત ગાવા નહી ! પછી અમે તે સર્વ ભૂલી જઇએ તો નવાઇ શી છે, આર્ય ? સમુદ્રગુપ્તની સ્તુતીના ગીત તો અનેક જણાએ રચ્યા છે કહો, તેમાથી કોનુ ગાઉ ? "

યશોધવલ કીચિત અટકી બોલ્યા " મને લાગે છે કે, હરિષેણુનુ ગીત જ સર્વોત્કૃષ્ટ છે તને તે આવડે છે ને ભટ્ટ ? "

" સરકાર, ગીતતો બધાએ અદ્યાપિ મને સારી રીતે આવડે છે ! અત્યાર સુધી કેવળ મારા ગીતોના શ્રોતા જ મળતા નહતા ! મહારાજાએ ગીત ગાવાની મને મના કરેલી હોવા છતા યૂવરાજના આગ્રહને વશ થઈ એક બે વખત ગુપ્તવશની કીર્તિના કથા–ગીત સભળાવ્યા હતા કદી કદી વાતના રૂપે અમાર ા ઉત્કૃષ્ટ ગીત મે તેમના કાન પર નાખ્યા છે પરતુ મહારાજાએ એક દિવસ તેમાની એક વાત સાભળવાથી તરત જ મારા કાન ખુલ્લા કરી નાખ્યા હતા, પ્રભુ ! "

" યદુ, તે દિવસ હવે જતા રહ્યા છે ! તુ ક્યારે તે ગીત ગાઈશ તે કહે ! "

યદુએ હાથ જોડી કહ્યુ " આપની આજ્ઞા હશે તો આ ક્ષણે પણ ગાવા તૈયાર છુ "

"તે ગીત ફક્ત મને જ સભળાવવાનુ નથી, યદુ ! પોતાના સર્વ જીવનમા પ્રથમ જ આ પ્રસગે જે યુદ્ધ યાત્રાએ જાય છે, તેમને પણ સભળાવવાનુ છે"

" ત્યારે જેમને સાભળવુ હોય, તે મને આપ એકત્ર કરો, એટલે બસ ! "

" ત્યારે તો હમણા જ સર્વ મડળને એકત્ર કરૂ છુ ! ઠીક છે"

યશોધવલે તાળી પાડી એક પ્રતીહાર દરવાજાની બાજુમા ઉભો રહ્યો હતો, તેણે અદર આવી મહાનાયકને પ્રણામ કર્યા યશોધવલે કહ્યુ " અરે, નરસિહદત્તને બોલાવી લાવ તો ! "

પ્રતીહારના ગયા પછી મહાનાયકે યદુભટ્ટને પુછ્યુ " પણ યદુ, તું એકલો ગાઈ શકીશને ? ગગાતટે સૈન્યની છાવણીના મેદાનમા તે ગીત બોલવુ પડશે "

આનદથી પ્રફુલ્લ થઇ યદુ બોલ્યો " પ્રભુ તે માટે આપ તલ માત્ર ફીકર ન કરશો આ યદુના કઠમા અદ્યાપિ સારૂ બળ છે. કોઇની પણ સહાયતાની અપેક્ષા નથી "

થોડા જ વખતમા પ્રતીહાર નરસિહદત્તને લઇ આવ્યો. નરસિહે આવતા જ નાયકને પ્રણામ કર્યા મહાનાયકે પુછ્યુ નરસિહ, કુમાર કયા છે ? "

" મહાદેવીના મહાલયમા "

" તેમને જઇને કહે કે, હમણાને હમણા ગગાતીરે છાવણીમા જવાનું છે સ્વારીપર જતા પહેલા એક દિવસ મગલગીત સાભળવાની વીર પ્રથા છે આજે યદુ સમુદ્રગુપ્તની વીજયી સ્વારીનુ ગીત ગાનાર છે તમે સર્વ તૈયાર થઇ આવો ! "

"યુવરાજને લઇ અમે હમણા જ શિબિર તરફ જઇએ છીએ' એટલુ કહી નરસિંહ ચાલ્યો ગયો પછી મહાનાયકે ભટ્ટને કહ્યુ 'ભટ્ટ, ચાલ આપણે પણ જઇએ।'

યદુભટ્ટે પોતાના વસ્ત્ર લીધા અને બન્ને જુના રાજભુવનથી નવા રાજભુવન તરફ નીકળી ગયા

મધ્યાહ્ન કાળે મહાનાયક યશોધવલનો રથ જે વખતે ગંગાતીર છાવણીમા આવી પહોચ્યો તે વખતથી સહજ પહેલા યુવરાજ અને તેમનુ મિત્રમંડળ ત્યા આવી પહોચ્યુ હતુ મેદાનમા છાવણીના સર્વ સ્વાર અને પદાતી સૈનિકો પોતપોતાના શસ્ત્રો લઇ સમાન અંતરે સરળ રેષામા ઉભા રહ્યા હતા વીસ હજાર પાયદળ અને સાત હજાર સ્વારનુ સૈન્ય નવીન શસ્ત્રાસ્ત્રો અને નવીન પોષાકોથી સજ્જ થઇ તેમની રાહ જોતુ હતુ, ગંગાના પ્રદેશમા ગૌડ દેશના નાવિકોથી ભરાયલી ત્રણસો નૌકા દશ હારમા સમાનતાથી ઉભી હતી

મહાનાયક દૃષ્ટીએ પડતા જ એકત્ર થયેલા હજારો મનુષ્યોએ એક સ્વરે જયધ્વની કર્યો । મહાનાયક યશોધવલ દેવ અને યદુભટ્ટ રથમાથી ઉતર્યા યુવરાજની આજ્ઞાથી ત્રણ હજાર ગૌડનાવિક પોતપોતાની નૌકા છોડી મેદાનમા આવી સ્વતંત્ર જગ્યાએ હારબંધ ઉભા રહ્યા રામગુપ્ત, યશોધવલદેવ, યુવરાજ શશાંક કુમાર માધવગુપ્ત, નરસિંહદત્ત, માધવવર્મા, અનંતવર્મા વગેરે પ્રમુખ મનુષ્યો સૈન્યના મધ્યભાગમા ઉભા રહ્યા, વૃદ્ધ યદુભટ્ટ વીણા લઈ તેમની સામે આવી બેઠો

ભટ્ટની વીણા વાગવા લાગી આરંભમા ધીમી, પછી ત્વરાથી. અતિશય ત્વરાથી તે વાગવા લાગી, વળી કેટલીક ક્ષણે તે અટકી. થોડીવાર પછી યદુભટ્ટે પુન વીણા વગાડવા માડી અને તેના સંગ સાથે આલાપ મેળવી ગાવાની શરૂઆત કરી વીણાના સૂરસાથે યદુ-

ભટ્ટનુ ગીત એક જીવ બની ક્રમેં ક્રમે અધિકાધિક ઉંચે ચઢવા લાગ્યુ એકત્ર થયેલા સર્વ મનુષ્યો ચિત્ર સમાન સ્તબ્ધ બની ભટ્ટનુ ગીત સાભળવા લાગ્યા

ભટ્ટ ગાવા લાગ્યો —

" એ કોણ જાય છે ભલા ? આર્યાવર્ત અને દક્ષિણ પ્રદેશને ધ્રુજાવતો એ કોણ જાય છે ? સેકડો રાજાના મુગટ રત્નોથી જેનો ગરૂડધ્વજ વિભૂષિત થયેલો છે પૂર્વ સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર સુધી અને હિમાલયથી કન્યાકુમારી પર્યંત સર્વ ભરતખડ જેની વિજયી સેનાના પાદધ્વનીથી કપે છે, એવો કોણ છે ?–મહારાજાધિરાજ સમુદ્રગુપ્ત !

" મગધવીરો ! સમુદ્રગુપ્તનુ નામ તમે સાભળ્યુ છે ? ધાન્યના ખેતરોમાના વ્યર્થ તણખલા માફક જેણે અચ્યુત અને નાગસેનને ઉથલાવી નાખ્યા છે, જેના પગલા પર પગલા મુકી સેકડો વર્ષે મગધસેના પુન વિજય સ્વારીપર નીકળે છે, તેજ એ સમુદ્રગુપ્ત !

" સાતમો વર્ષે મગધરાજ દિગ્વિજય માટે નીકળ્યા છે આર્યાવર્તમા રૂદ્રદેવ, મતિલ, નાગદત્ત, નન્દી, બલવર્મા વગેરે રાજાઓનો અધિકાર નષ્ટ થયો છે, દિગ્વિજયની અભિલાષા રાખનાર ચદ્રવર્મા લાકડીના સપાટાથી ભીરૂ બનેલા કુત્રાની માફક નાસી ગયો છે, નલપુરમા ગણપતિ નાગનુ ઉચ મસ્તક હવે અવનત થયુ છે, સર્વ આર્યાવર્ત પુન એક વખત એક છત્ર નીચે આવ્યુ છે ! મસ્તક અવનત કરી જગલી રાજાઓએ દાસ્યત્વ સ્વીકાર્યું છે આર્યાવર્ત જીતાયો છે ! સમુદ્રગુપ્તની વિજયી સેના દક્ષિણ તરફ જવા નીકળી છે

" મહાકોશલમા મહેન્દ્રનો અધિકાર નષ્ટ થયો છે ! ભયકર મહારણ્યના વ્યાઘ્રરાજે કુત્રા પ્રમાણે પૂછડી હલાવી દાસત્વનો સ્વોકાર કર્યો છે, પૂર્વ સમુદ્રતીરે જેનુ શીખર વાદળાથી આચ્છાદાઇ ગયુ છે, એવા મહેન્દ્રગીરીપરના દુર્જય કોટ્ટુરદુર્ગના અધિપતિ સ્વામિદત્ત,

પિષ્ટપુરના+ રાજા મહેન્દ્ર, પશ્ચિમ તરફના કેરલના મંદરાજ અને એરંડપલ્લાના દમન વિગેરે સિંહાસન છોડી માંડલિક બન્યા છે !

"મગધસેના દક્ષિણ તરફ જવા નીકળી છે સેંકડો યુદ્ધમાં વિજય મેળવી પલ્લવરાજ કાંચી નગરમા જઈ રહ્યો હતો, પરંતુ કાંચીનો પત્થરકોટ કે શંકરનું ત્રિશૂલ વિષ્ણુગોપ સામે રક્ષણ કરી શક્યા નહિ નગરતોરણપર ગરુડધ્વજ ઉડવા લાગ્યો મહાદેવના ત્રિશૂલની જગ્યાએ વિષ્ણુના ચક્રની સ્થાપના થઈ અવિમુક્ત ક્ષેત્રમા નીલરાજ, વેંગીનગરમા હસ્તિવર્મા, પલક્કમા* ઉગ્રસેન એ સર્વએ દાંતમા તૃણ પકડી મહારાજાધિરાજના ચરણમા પોત પોતાના મુગટ અર્પણ કર્યા ! ડુંગરોથી ઘેરાયલા દેવરાષ્ટ્રના× કુબેરે અને કુસ્થલપુરના ધનંજયે પોતાના રાજ્ય ગુમાવ્યા ! ભયથી સમતટ, ડબાક કામરૂપ, નેપાલ, કર્તૃપુર વગેરે ઘણે દૂર આવેલા પ્રદેશોના રાજાઓએ પણ તેમની સત્તા સ્વીકારી તેમને ખંડણી આપવાનું કબુલ કર્યું

"વિજયી સેના મગધ તરફ પાછી ફરે છે ! અવંતિકાની માલવ, આભીર અને પ્રાર્જુન જાતિ, જંગલી પ્રદેશની સનકાનિક, કાક, ખરપરિક જાતિ અને મધ્યસિંધુની અર્જુનાયન યૌધેયમદ્રકાદિ જાતિ, કે જે કદી કોઈપણ રાજાને આધીન થઈ નહતી, એવી એ જાતિઓ પણ મહારાજાધિરાજના ચરણમા નમ્ર થઈ છે !

"મહારાજાધિરાજ પાટલીપુત્રમા પાછા આવ્યા છે ! દેવપુત્ર શાહી શાહાનુશાહી, શક, મુરુંડ વગેરે જાતિઓએ ભયભીત બની બહુ મૂલ્ય રત્નોનો નજરાણો મોકલ્યો છે સમુદ્રપારના સિંહલરાજનું સિંહાસન કંપવા લાગ્યું છે ! કુળવતી સન્નારીઓના વૃંદો વિજયી સેનાનું પુષ્પાદિથી સ્વાગત કરે છે સેંકડો રાજાઓના મુગટપરના રત્નો રાજમાર્ગમા ફેંકી મહારાજાધિરાજાએ ભિક્ષુકોના ભિક્ષાપાત્ર

+ પિષ્ટપુર—આધુનિક 'પિટ્ટાપુરમ્' કોકોનાડાની ઇશાનમા નાર મૈલપર છે * પલક્ક—મલબારનું 'પલધાચેરી' × દેવરાષ્ટ્ર—મહારાષ્ટ્ર

ભરી નાખ્યા છે ! નૃગ, નહુષ, યયાતિ અંબરીષ ઇત્યાદિ રાજાઓએ પણ એવો દિગ્વિજય કર્યો નથી !

"કલીયુગમા કોણે અનેક વખત અશ્વમેધ કર્યો છે ? જેણે દાસી પુત્રનો વંશ પવિત્ર મગધ સિંહાસનથી દૂર કર્યો, જેના ભયથી પર્વતના શૃંગો અને મેદાનો પર પરદેશીઓ ધ્રૂજતા હતા, તેણે જ એવા અશ્વમેધ કર્યા છે અન્ય કોણ કરે ? કોનો અશ્વ આ દિગન્તથી તે દિગન્ત સુધી ફરી આવ્યો છે ? કોના યજ્ઞની દક્ષિણા લઈ બ્રાહ્મણ 'બ્રાહ્મણ' પ્રમાણે જ ગણાયા છે ? તે કોણ ? મહારાજાધિરાજ સમુદ્રગુપ્ત !"

ગીતધ્વની સ્તંભ્યો, હજારો કંઠમાથી જય ધ્વનીની પ્રચંડ ગર્જના નીકળી ! તે ભયંકર ધ્વની સાંભળી પત્થરથી બંધાયેલા કિલ્લા જેવા મજબુત કપોતિક સંઘારામમા મહાસ્થવીર બુદ્ધઘોષ પણ થરથરવા લાગ્યો !

પુનઃ ગીત ધ્વનીથી નભોમંડલ ગાજી ઉઠ્યુ —

"બંધુઓ ! બસો વર્ષ વહી ગયા છે પરંતુ મગધ અદ્યાપિ મગધ જ રહ્યો છે ! મગધની સેના દિગ્વિજયાર્થે હવે જલદી બહાર પડવાની છે મારી ખાત્રી છે કે, તમે પ્રાચીન મગધના માનનું, પ્રાચીન સામ્રાજ્યના માનનુ, મહાનાયકના માનનુ રક્ષણ કરી પાછા આવશો ! સમુદ્ર જેવા વિશાલ મેઘનાદના તીરપર તમારા બાહુબલની પરીક્ષા થશે ! મેઘનાદનુ કાળુ પાણી તમારે શત્રુ સૈન્યના રક્તથી લાલ કરી નાખવુ પડશે ! શત્રુની કુલવતી સ્ત્રીઓના કપોલ પ્રદેશ પરના કુંકુમ તમારે ભૂસી નાખવા પડશે ! મગધવીરો, તૈયાર થાવ તૈયાર થાવ !"

પુનઃ ગીતધ્વની અટક્યો પુનઃ હજારો કંઠમાથી પ્રચંડ જયધ્વની થયો ! સેનાપતિની આજ્ઞાથી સૈનિકો છાવણીમા ગયા

યશોધવલ ધીમેધીમે યદુભટ્ટ પાસે ગયા અને બોલ્યા "ભટ્ટ, હરિષેણનુ ગીત આજે કેમ તે વખતના જેટલું મધુર લાગ્યુ નહિ ?"

યદુ આશ્ચર્ય પામી બોલ્યો "એમ કેમ બને ? હું તો પ્રાણાંતક શ્રમ લઈ ગાતો હતો !"

એક દીર્ઘ નિશ્વાસ નાખી યશોધવલે કહ્યું "એમ છતાં કેમ મધુર લાગ્યું નહિ ? તે દિવસે ચંદ્રગુપ્તનું ગીત જેમ મર્મ સ્થળે પહોચ્યું હતું, તેમ સમુદ્રગુપ્તનું ગીત આજે મર્મ સ્થળે પહોચ્યું નથી !"

---

## પ્રકરણ ૮ મું.

### રાજકુમારીનો અભિસાર

રાત્રે તરલાએ રાજભૂવનની બહાર નીકળી દેશાનંદની ઓરડી આગળ આવી દરવાજા પર ધીમી થાપ મારી

બીચારા દેશાનંદને નિદ્રા ક્યાંથી હોય ? તે જાગ્રત જ હતો બારણું ઉઘાડી તેણે કહ્યું "આવની તરલા જરા અંદર !"

તરલા ઉતાવળા સ્વરે બોલી "અરે, મૂળમાં જ કેટલીવાર થઇ ગઈ છે, આચાર્ય ! હું અંદર આવતી નથી, તમે જ ઝટ બહાર આવો !"

"જ્યારેને ત્યારે તારૂં કામ જ એવું !"

નિરૂપાય બની દેશાનંદ બહાર આવ્યો તેનો પોષાક અને ઠાઠ જોઇ તરલા તો આશ્ચર્યથી મનજડ થઇ તેના મોઢા સ્હામે જ જોતી ઉભી રહી ! બુઢ્ઢાએ આજે ખરો ભપકો કર્યો હતો ! તેણે એક રંગી વસ્ત્ર પહેરી મસ્તકે જરીનો પટકો બાંધી દીધો હતો અને કમરે તલવાર બાંધી હાથમાં લાંબો ભાલો ધારણ કર્યો હતો

તરલા ટગર ટગર પોતાના તરફ જોઈ રહી છે જાણીને બુઢ્ઢાને લાગ્યું કે, મારો વીરવેષ જોઇ એ મારા પર ગુલતાન બની ગઇ છે ! તેણે રોફથી પુછ્યું "કેમરે, પસંદ પડું છું ને ?"

તરલાએ હસીને કહ્યુ "અરે, ઘણા દિવસથી પસદ થયેલા છો ! પણ આટલો ભપકેબાજ પોષાક તમને મળ્યો ક્યાથી ?"

ગભીરતાથી મસ્તક હલાવી દેશાનદે કહ્યુ "મળ્યો ગમે ત્યાંથી !"

"તો પણ ?"

"કેટલીક વસ્તુઓ મે વેચાતી લીધી હતી અને કેટલીક મહા-નાયકે બક્ષીસ આપી હતી"

"બાપરે ! વસ્તુઓ વેચાતી લીધી અને તે પણ તમે ? પણ વેચાતી લેવાને પૈસા ક્યાથી લાવ્યા ?"

દેશાનદે કહ્યુ "અરે, હુ જે દિવસે તારી સાથે અહીં આવ્યો તે દિવસે તારા માટે સવારામના ખજાનામાથી થોડુ ઘણુ લઇ આવ્યો હતો ની !"

તરલા હસીને બોલી "એમ ?"

તરલા આગળ ચાલવા લાગી દેશાનદ તેની પાછળ જવા લાગ્યો થોડા પગલા તે દૂર ગયો નહિ, તેટલામા ઠોકર ખાઇને તે નીચે પડયો !

તરલાએ પુછ્યુ "શુ થયુ, આચાર્ય ?"

દેશાનદે અટકતા અટકતા કહ્યુ "પગ ખસી ગયો !"

"શાથી ?"

દેશાનદ કંઈજ બોલ્યો નહિ તે પડયો તેનુ વાસ્તવિક કારણ એ હતુ કે, હમણા હમણા તેને રાત્રે બરાબર દેખાતું નહતું ! પરતુ પોતાનુ વ્યગ તે પ્રાણાતે પણ તરલાને કહેવા તૈયાર નહતો !

બન્ને પુન ચાલવા લાગ્યા થોડે દૂર ગયા નહિ તેટલામા સામે એક ઝાડનુ થડ હતુ, તે ન દેખાવાથી તેના ઝપાટાથી દેશાનદે બીજીવાર જમીન પર સાષ્ટાગ નમસ્કાર કર્યાં !

હવે માત્ર આચાર્યનુ વ્યંગ ચતુર તરલાના લક્ષમા આવ્યા સિવાય રહ્યુ નહિ ડોસો રતાંધળો છે, એવો તેજ ક્ષણે તેણે તર્ક કર્યો એક રીતે એ મારી વાત છે એમ તેને લાગ્યુ ડોસાને રાત્રે દેખાતુ નથી તેથી યુથિકાને તે રાજકુમારી જ સમજશે, એવી કલ્પના મનમા આવવાથી તરલા મનમા જ સહજ હસી

દેશાનન્દને સાથે લઈ તરલા ત્રીજુ તોરણ ઓળગી ગઇ તે જોઇ દેશાનન્દે કહ્યુ "અરે તરલા, આ શુ? તુ અતપુર તરફ તો ગઇ નહિ?"

તરલાએ હાસ્ય કરી કહ્યુ "તમારી અક્કલ પ્રમાણે હુ ચાલી હોત તો આચાર્ય, અત્યાર સુધીમા ક્યારનીએ મારા હાથમા લોહ શૃખલા પડી ગઈ હોત! શાબાશ છે તમને! આ સેકડો માણસો વચ્ચે થઇને તમને અતપુરમા લઈ જઉ, એટલે હુ પણ મરૂ, અને તમારા એ સો વર્ષ પુરા થાય!"

દેશાનદ શરમાઇ ગયો! તદાપિ તેણે તેને પુછ્યુ "ત્યારે રાજકુમારી કેવી રીતે આવશે, તરલા?"

તરલાએ પોતાના વસ્ત્ર નીચેથી દોરીનુ એક પીલ્લુ કાઢી આચાર્યને બતલાવી કહ્યુ "આ જોયુ? એની મદદથી રાજકુમારી નીચે ઉતરી આવશે, સમજ્યા?"

ઉભય આગળ ચાલવા લાગ્યા, બનતી ત્વરાથી નગરના માર્ગનુ ઉલ્લઘન કરી તે બન્ને શ્રેષ્ટીના ચોક આગળ આવી પહોચ્યા યુથિકાના પિતાના ઘર પાસે આવ્યા પછી તરલા પાછળના બાગમા ગઈ તેણે યુથિકાને બાગનો દરવાજો ખૂલ્લો રાખવા કહ્યુ હતુ, પરતુ તેણે જોયુ તો દરવાજો બધ જણાયો! હવે બીજો કઇ ઉપાય જ નહતો દેશાનદની સહાયથી તરલા બાગની દીવાલપર ચઢી, અને ત્યાથી દોરી નાખી તે ભીત પરથી નીચે ઉતરી દેશાનદ દોરીનો છેડો પકડી બહાર જ ઉભો રહ્યો.

કેટલીક વારે તરલા દીવાલ પાસે આવી, અને કહેવા લાગી " આચાર્ય તમે દીવાલની આ બાજુએ આવો બાગના દરવાજાને કોઈએ તાળુ માર્યું છે તે કેમે કરતા મારાથી નીકળતુ નથી!"

દેશાનદ મહાપ્રયત્ને દીવાલપર ચઢી અદર ઉતરી તરલા પાસે ગયો પરતુ અતિશ્રમ કરવા છતા તાળુ કાઢી શકાયુ નહિ! તે જોઇ તરલાએ કહ્યું "આચાર્ય, તમે આ દીવાલની છાયામા લપાઇ રહો! હુ રાજકુમારીના પ્રિયકરને બોલાવી લાવુ છુ"

રાત્રીના બે પ્રહર વ્યતીત થઈ ચદ્રોદય પણ થયો હતો ચદ્ર-પ્રકાશ જો કે મદ હતો, તો પણ તેથી દેશાનદની ક્ષીણ દષ્ટીને ઠીક સહાય મળી તરલાની આજ્ઞા પ્રમાણે તે છાયામા સહજ ઠીક જગ્યો જોઇ દબાઇ ગયો

તરલા પુન દીવાલપરથી ઉતરી બહાર આવી, અને યુથિકાના પિતાના ઘર સાથેની એક નાની ગલ્લીમા ગઈ

ત્યા અધારામા એક વ્યક્તિ દબાઈ રહી હતી તેણે ધીમેથી પુછયુ "કોણ ? તરલા ?"

તરલાએ ઉત્તર આપ્યો "હા, તમે હવે જલદી આવો"

"ઘોડો લઈને જ આવુ ?"

"હા, ભલે!"

"કેટલે સુધી કામ આવ્યુ છે ?"

"અહાપી હું અદર જઈ શકી નથી શ્રેષ્ઠીએ બાગના બારણે તાળુ લગાવેલુ જણાય છે!"

ઘોડાપર બેઠેલા વસુમિત્રને સાથે લઇ તરલા પુન શ્રેષ્ઠીના બાગ પાસે આવી પછી દોરીની સહાયથી બન્ને દીવાલ ઓળગી શ્રેષ્ઠીના ઘરમા જવાના દ્વાર આગળ આવી પહોચ્યા વસુમિત્રે તાળુ ઉઘાડવા ઘણો પ્રયત્ન કર્યો, પણ તે સર્વ વ્યર્થ ગયો!

છેવટે તરલા બોલી "ત્યારે, બ્હેનને દીવાલ પર ચઢી કુદકો મારીને આવવુ પડશે એમ લાગે છે હવે વધારે વખત જવા દેવામા કઇ અર્થ નથી રાત્રી વહેતી જાય છે શ્રેષ્ઠીના અંત પુરમા જવાનો બીજો એક રસ્તો હું જાણુ છુ "

વસુમિત્રે તરલાની સલાહ પસદ કરી તરલાએ દેશાનદને કહ્યુ "આચાર્ય, તમે અહી જ દબાઇ રહેજો, સમજ્યા ? બીજુ કોઈ આવે તો દોરી ખેચી લેજો."

દેશાનદે કહ્યુ "પણ તમે બહુ વાર લગાડશો નહિ ! અરે, આ રાત્રીનો ભયકર વખત ! ભૂત પ્રેત પણ આ વખતે ફરવા નીકળવાના !"

તરલાએ હસીને કહ્યુ, 'તમે બીલકુલ બ્હીશો નહિ, આચાર્ય ! અમે હમણા જઇને તરત આવીએ છીએ !"

વસુમિત્ર અને તરલા વરમા ગયા જતા જતા વસુમિત્રે પુછ્યુ "તરલા, તારી સાથે એ કોણ આવ્યો છે ?"

"તમે ના ઓળખ્યો !"

"ના !"

તરલાએ કહ્યુ "કેટલાએ દિવસ તમે બન્ને એક જગ્યાએ રહેલા હતા, તોએ ઓળખાણ ના પડયુ ?"

"ના, કોણ છે એ ? તુ જ કહે !"

"અરે, મધારામનો આચાર્ય દેશાનદ !"

વસુમિત્રે આશ્ચર્ય પામી કહ્યુ "શુ ? દેશાનદ ? શુ કહે છે તુ તરલા ?"

તરલાએ સ્મિત હાસ્ય કરી કહ્યુ "ત્યારે જતી વખતે તમે પોતેજ પુછી લેજો—"

"એમ ? ત્યારે આપણા આચાર્ય, કેમ ?"

બન્નેએ પગનો બીલકુલ અવાજ ન થવા દેતા સુમિકાના શયનગૃહમા પ્રવેશ કર્યો.

આ તરફ તરલા અને વસુમિત્ર શ્રેષ્ઠીના ઘરમા ગયા પછી બિચારો દેશાનદ મોટા સકટમા પડયો ! તરલા જ્યારે વસુમિત્રને બોલાવવા ગઈ હતી ત્યારથી તેને ભય લાગવા માડયો હતો પરતુ એ વાત તરલાને કહેવાનુ તેનામા ધૈર્ય જ ન હતું, હીમત જ થતી ન હતી દેશાનદે પ્રથમ કમરમા લટકતી તરવાર ખેચી સ્હામે મુકી અને પોતાના ભાલાનુ ફળ તપાસી જોયુ આથી તેના મનને સહજ ઠીક લાગવા માડયુ, પરતુ તેટલામા તેની દૃષ્ટિ પાછળ ફરી તો એક બે આબાના વૃક્ષ નીચે ગાઢ અધકાર જણાયો તે જોઇને જ તેની કમર નરમ થઈ ગઈ તે પોતાની જગ્યા છોડી પાચ પગલા આગળ આવ્યો, અને ધીમે ધીમે અન્તપુરના દ્વાર આગળ આવી ઉભો બાગ તરફ જોયુ તો વસુમિત્રનો ઘોડો સ્વસ્થતાથી ઉભેલો જણાયો ઘોડાના સાનિધ્યથી દેશાનદમા સહજ હિમતનુ સ્ફૂરણુ થયુ કારણુ, તેને ખાત્રી હતી કે, કોઇ ભૂત બૂત જો નજીકમા આવ્યુ હોત, તો ઘોડો શાત પણે ઉભો રહત નહિ !

આ સ્થિતિમા લગભગ એક ઘડી વહી ગઇ, પરતુ તરલા કઈ પાછી આવી નહિ બાગમા ઝાકળથી ભીના થયેલા વૃક્ષોની શાખાઓ વાયુના સપાટાથી ઝુલતી હોઈ, તેના પાન પરના હજારો ઝાકળ બિદુમા ચદ્રના કિરણુ પ્રતિબિબિત થયા હતા આ દેખાવ જોઇ બુઢ્ઢાને એવો ભાસ થયો કે, સફેદ વસ્ત્રોથી જેનુ સર્વ શરીર આચ્છાદાયલુ છે, એવો એક અતિ ઉચો ધીટ પુરૂષ પોતાને સંકેત કરી બોલાવે છે ! દેશાનદના ભયની હવે સીમા રહી નહિ ! ભયથી તેની બુદ્ધિ શુદ્ધિ નષ્ટ થઈ ગઇ ! બારણા આગળજ તરવાર અને ભાલો નાખી જે તરફ વસુમિત્ર અને તરલા ગયા હતા, તે તરફ તે હાફતો હાફતો દોડવા લાગ્યો દીવાલના મધ્યભાગમાથી એક અતિશય સાકડો રસ્તો અતપુર તરફ જતો હોઇ, તે રસ્તાના અતે એક આડો રસ્તો હતો વસુમિત્રે અદર જતી વખતે આ દ્વાર

ઉઘાડુ રાખ્યુ હતુ, તેમા થઇ દેશાનદ શ્રેષ્ઠીના અત પુરમા સહેલાઇથી જઈ શકચો ! અધકારમા ચો તરફ ઘૂમતા છેવટે તે રસ્તો ભૂલ્યો ! હવે માત્ર ભયથી તેના હોશ કોશ ઉડી ગયા અને તે ગાડાની માફક હાફળો ફાફળો ફરવા લાગ્યો

યુથિકા અને વસુમિત્રનુ પ્રેમી યુગ્મ આજે ચાર વર્ષે પ્રથમ મળ્યુ હતુ ! આવી ભેટમા જે જે પ્રકાર બનવા જોઇએ તે સ્વાભાવિક રીતે જ બની ચુકયા ! પ્રથમ મૌન્ય, પછી રીસામણાનુ પ્રદર્શન, પછી મનામણુ, ડસ્કા ભરતા રડવુ અને છેવટે આવેગ દૂર થતા મધુર મીલન, ઇત્યાદિ ઈત્યાદિ સર્વ પ્રકાર નવલકથામા થતા વર્ણન પ્રમાણે તે પ્રણયી યુગ્મની આ ભેટમા બન્યા !

આ સ્થિતિમા લગભગ એક ઘટિકા નીકળી ગઇ ઓરડીના દ્વાર વચ્ચે ઉભી રહી તરલા તે બન્નેને બહાર આવવાને અતિ આગ્રહ કર્યા કરતી હતી, પરતુ તેના શબ્દનો દશમો ભાગ પણ આ વખતે તે પ્રણયી યુગલના કર્ણપટે જતો હતો કે કેમ, તેની શકા હતી ! યુથિકા હવ પોતાના પિતાનુ ગૃહ ત્યજી જતી હતી. પુન પોતે આ ઘરમા આવશે કે નહિ તે બદલ તેને સદેહ થતો હતો તે પોતાની પાળેલી એક બિલાડીને પપાળતી પપાળની પોતાના પ્રિયકર સાથે ધીમે ધીમે વાર્તાલાપ કરતી હતી, વચ્ચેજ પાજરામા પોઢેલા લાડકા પોપટને ચુબન કરતી હતી અને તેટલામા જ તરલાની સૂચનાથી ગભરાઇ જઈ પિતૃગૃહને હમેશને માટે ત્યજી જવા ઉદ્યોગ પણ કરતી હતી

આવી રીતે રાત્રીનો ત્રીજો પ્રહર પણ વહી ગયો નગરના પ્રત્યેક તોરણોમા અને દેવાલયમા મગલવાદ્ય વાગવા લાગ્યા તેનો અવાજ કાને પડતા જ તરલાએ ઉતાવળે ઉતાવળે અદર જઇ યુથિકાને હાથ પકડી બહાર લઇ આવી વસુમિત્ર પણ તે ઉભયની પાછળ પાછળ આવ્યો છેવટે એક વખત યુથિકા અશ્રુસારતી પોતાના પિતાના ગૃહમાથી નીકળી.

તરલાએ બાગની દીવાલ પાસે આવી જોયુ તો દેશાનદનો પત્તો લાગ્યો નહિ ! માત્ર અત પુરના દ્વાર આગળ તેની તરવાર અને ભાલો પડેલા હતા ! આ બાજુ વસુમિત્ર તે વખતે યુથિકાનુ સાત્વન કરવામા નિમગ્ન થઈ ગયેલો હતો !

તરલાએ તેમને કહ્યુ "અરે, આપણો આચાર્ય તો કઈ જણાતો નથી !"

"એટલે, પણ ગયો ક્યા ?" વસુમિત્રે કઇક ભયમિશ્રિત આશ્ચર્યથી પુછ્યુ

આ વખતેજ ઘરમા કઈ ધડ લઇને પડ્યુ અને તેનો અવાજ થયો તે સાથે જ વસતિકા, "ચોર, ચોર ! દોડો દોડો !" એમ મોટેથી બૂમ પાડતી હોય તેમ લાગ્યુ !

વસતિકાની આ બૂમ સાભળી તરલાએ કહ્યુ 'મહારાજ ! હવે સત્યાનાશની પાટી વળવાનો પ્રસગ આવ્યો જણાય છે ! આપણને શોધવા બુઢ્ઢો અત પુરમા પેઠો લાગે છે ! તેને રાત્રે કઈ દેખાતુ નથી—અવશ્ય કોઇ સુતેલા માણસ સાથે અથડાઇ પડ્યો હોવો જોઇએ ! હવે બીજુ ત્રીજુ કઇ નહિ, ચાલો, નાશો અહીથી !"

પરતુ તરલાનુ વાક્ય પુરૂ થતા પહેલા જ યાતના સૂચક એવા કઇ અસ્ફૂટ ઉદ્ગાર કાઢી યુથિકા મૂર્છિત થઇ તરત જ જો વસુમિત્રે તેને પકડી લીધી ન હોત તો તે જમીન પરજ અફળાઇ પડી હોત !

વસુમિત્રે ગભરાઈ જઈ કહ્યુ "તરલા, હવે શુ કરીશુ ?"

"હુ એને પકડી રાખુ છુ, તમે સપાટાબધ દીવાલ પર ચઢી જાવ જોઇએ !"

એમ કહી તરલાએ મૂર્ચ્છા પામેલી યુથિકાને પકડી રાખી, અને વસુમિત્રે એક જ કુદકે ભિતનુ મથાળુ પકડી યુથિકાને ઉપર

ખેચી લીધી પછી તરલા પણ ઉપર આવી અને તેણે યુથિકાને પુન પકડી રાખી ક્ષણમા વસુમિત્રે બહાર કુદી પડી યુથિકાને નીચે ઉતારી

તરલાએ નીચે કુદી પડી કહ્યુ "હવે ઘોડા પર સ્વાર થઈ યુથિકાને પણ ઉપર લઇ લો !"

તરલાની સૂચના પ્રમાણે ઘોડા પર સ્વાર થઇ વસુમિત્રે યુથિકાને પણ ઉપર લીધી ત્યારપછી તરલાએ કહ્યુ "આજુબાજુના લોકો જાગ્યા હોય એમ જણાય છે તમે ભાગો—નાશો તાબડતોબ ! એકદમ મહાનાયકના મહાલયમા જાવ, પછી સર્વ વ્યવસ્થા તે કરશે !"

વસુમિત્ર જરા ગુચવાતા ગુચવાતા બોલ્યો, "અને તુ અહીં રહીને શુ કરીશ ?"

"મારા વિશે લેશ માત્ર ચિતા કરશો નહિ મારી સટકી જવાની ઇચ્છા હોય છતા મને કોઇ પકડી રાખે, એવો માણસ હજુ સુધી તો આ પાટલીપુત્રમા જનમ્યો નથી !"

વસુમિત્રે તીરની માફક ઘોડો છોડી મુકયો, અને નિમિષમાત્રમા તે અદશ્ય થયો !

આ તરફ વસતિકાની બૂમાબૂમથી આજુબાજુના લોકો જાગી ઉઠયા અને કેટલાક મશાલો દીવા લઇ ચોર શોધવા બહાર પણ નીકળ્યા અધારામા અને મકાનોની છાયામા દબાતી દબાતી અવાજ ન થવા દેતા તરલા પણ ત્યાથી છટકી નાઠી !

ખરી વાત એ હતી કે, અધારામા બ્હીકથી આમ તેમ ભટકતા ભટકતા દેશાનદ વસતિકા સાથે અથડાઈ તેના પગ પડયો હતો ! વસતિકા એ કઈ સામાન્ય ન હતી ! તેણે દેશાનદના પગ સજ્જડ પકડી રાખી ચોર ચોર ! ધાજો, ધાજો ! એવી બૂમો પાડી સર્વ મહોલ્લો ગજાવ્યો ! ઘરના માણસોએ ઉઠીને જોયુ તો ખરેખર એક અપ-

રીચીત માણસ વર્મતિકાના હાથમા સપડાયેલો જણાયો ! અર્થાત સર્વએ મળી તે ચોરની યથેચ્છ સેવા કરવાની શરૂઆત કરી

મારના સપાટાથી ગભરાઇ જઇ બિચારો દેશાનદ પોકાર કરવા લાગ્યો " અરે, પ્રતિજ્ઞા પૂર્વક કહુ છુ કે હુ ચોર નથી ! મને ન મારશો, ન મારશો ! પ્રાણ જાય છે ! અરે, હુ ચોર નથી ! મહાનાયક યશોધવલદેવનો હુ તો શરીર રક્ષક છુ રાજકન્યા પોતાના પ્રિયકરને મળવા આવેલી હોઇ તે મને સાથે લઇ આવી છે "

દેશાનદનો આ બબડાટ સાભળી એક બે જણાએ તેને પુછ્યુ ' ક્યાની રાજકન્યા ? "

" ક્યાની એટલે ? સમ્રાટ મહાસેનગુપ્તની પુત્રી ! "

દેશાનદનો આ ઉત્તર સાભળી સર્વ મોટેથી હસવા લાગ્યા કારણ સમ્રાટને પુત્રી જ ન હતી !

એટલામા કોઇએ કહ્યુ " એને સારી પેઠે પુષ્પાજલી આપો ! મોટો પક્કો ચોર છે ! એને સવારે નગર રક્ષકને સ્વાધીન કરો ! ત્યા એને ખબર પડશે કે રાજકન્યા કોણ છે ? "

દેશાનદ ઉત્તમ–મધ્યમ–કનિષ્ઠ એમ ત્રણે પ્રકારના તડાકા સહન કરી સ્વસ્થ રહ્યો સવારે નગર રક્ષકો તેને કારાગૃહમા લઈ ગયા એકત્ર થયેલા લોકો નિદ્રાની લહેરમા પોતપોતાના ઘરમા ચાલ્યા ગયા યુથિકા પિતાના ઘરમાથી ગઇ, એ વાત તે રાત્રે કોઇ પણ જાણી શક્યુ નહિ

અશ્વ ફેરવતો વસુમિત્ર થોડા જ વખતમા રાજભુવનમા આવ્યો રસ્તામા શીતલ વાયુ લહરીથી યુથિકા સાવધ બની હતી તોરણના રક્ષકો વસુમિત્રને સારી રીતે ઓળખતા હોવાથી કોઇએ કઇ ન પુછતા રસ્તો ખુલ્લો કરી આપ્યો નવા રાજભુવન સામે ઘોડા પરથી ઉતરી વસુમિત્ર યશોધવલદેવના મહાલયમા ગયો.

મહાનાયક અદ્યાપિ સુધી નિદ્રાધિન ન થતા તેની જ રાહ જોતા હતા તેમની આજ્ઞાથી એક દાસી યુથિકાને અંત:પુરમા લઇ ગઈ, ત્યાર પછી વસુમિત્ર પણ મહાનાયકને પ્રણામ કરી ત્યાંથી ચાલ્યો ગયો

## પ્રકરણ ૯ મું.

---

### સ્વારી

આશ્વિન માસના શુકલ પક્ષના પ્રારંભમા મહાધર્માધ્યક્ષ નારાયણ શર્મા કુમાર માધવગુપ્તને સાથે લઇ દાણેશ્વર જવા નીકળ્યા ચર-ણાદ્રિથી હરિગુપ્તે ' યુદ્ધ સિવાય કિલ્લો હસ્તગત થયેલો હોઇ દાણે-શ્વરના સૈન્યે હજુ પ્રતિષ્ઠાન છોડયુ નથી ' એવો સદેશો મોકલ્યો હતો આથી નિશ્ચત ચિત્તે યશોધવલદેવ બગ ભૂમિપર સ્વારી લઈ જવાની તૈયારી કરવા લાગ્યા

હેમત ઋતુના અતમા પાયદળ અને રણનૌકા વગેરે ગૌડ તરફ નીકળી ગયા, પાયદળ સૈન્યે ખીણ સર કરી લીધા પછી યશો-ધવલદેવ અને યુવરાજ શશાંક એમણે ઘોડેસ્વાર સૈન્ય સાથે લઇ નીકળવુ એમ ઠર્યું તે વખતે ગૌડ કે બગદેશમા પ્રવેશ કરવામા મડલની વિશાળ ડુગરી ખીણ તાબામા લેવાનો અતિ આવશ્યકતા રહેતી હતી એક હજાર વર્ષ પછી બગાલનો છેવટનો સ્વતત્ર નવાબ કાસિમઅલ્લિખાંનો આ દુગમ ખીણમા પરાભવ થવાથી, તેને સર્વ રાજ્યસત્તાથી વિમૂખ થઈ છેવટે ભિક્ષાપાત્ર લેવુ પડયુ હતુ ' ગુપ્તવશના સમ્રાટના અમલમા અત્યત વિશ્વાસુ સેનાપતિ સિવાય કોઈને પણ મડલદુર્ગનો અધિકાર આપવામા આવતો નહતો નર-સિંહદત્તના પૂર્વજો તરફ ઘણા લાબા કાલથી આ દુર્ગની કિલ્લેદારી

ચાલતી આવી હતી તેના બાપ તક્ષદત્તના મૃત્યુ પછી જ ગલી લોકોએ મ ડલદુર્ગ હસ્તગત કરી લીધો હતો સમ્રાટે દુર્ગની કિલ્લેદારી બીજા એક સેનાપતિને આપી હતી, કારણ નરસિ હદત્ત આ વખતે બાલ્યાવસ્થામા હતો યશોધવલદેવની અનુમતિ લઈ નરસિ હદત્ત પાયદળ સૈન્ય સાથે મ ડલદુર્ગ તરફ ચાલ્યો ગયો હતો બ ગદેશની સ્વારીનો અ ત આવ્યા પછી નરસિ હને તેના પૂર્વજોના અધિકારનુ સ્થાન આપવાનુ સમ્રાટે વચન પણ આપ્યુ હતુ

ગત પ્રકરણમા કહ્યા પ્રમાણે યુથિકા રાજભૂવનમા આવી પહોચી તે સાથે જ યશોધવલદેવે તેને અ ત પુરમા મહાદેવી પાસે મોકલી દીધી હતી બ ગદેશનુ યુદ્ધ સમાપ્ત કરી પાછા આવ્યા પછી વસુમિત્ર સાથે તેનુ લગ્ન કરવાનો તેમણે વિચાર કર્યો હતો, અને ત્યાસુધી યૂથિકાએ રાજભૂવનના અ ત પુરમા જ રહેવુ એમ ઠરાવ્યુ હતુ તરલા સ્વારીપર જતા પહેલા જ વસુમિત્ર અને યુથિકાનો લગ્નસમાર ભ કરી નાખવા યશોધવલદેવને આગ્રહ કરતી હતી પર તુ મહાનાયકે કેમે કરતા તેના આગ્રહને સ મત્તિ આપી નહિ યશોધવલ કહેતા, “ પોતાની નવવિવાહિત વધુને પાછળ મુકી યુદ્ધમા જવુ એ વીરને માટે સર્વથા અશક્ય છે યુદ્ધ અવશ્ય થવાનુ જ છે તેમા શુ થશે શુ નહિ તે કઈ નક્કી નથી હોતુ તેથી કોઇપણ વીરે વિવાહ બ ધનથી બ ધાઇ જવુ તે ઉચિત નથી ! ”

છેવટે તરલાને પોતાનો આગ્રહ છોડી દેવો પડયો

કેટલાક દિવસે તે ડુ ગરી ખીણુ સ્વાધિન કરી પાયદળ સૈન્યે ડુ ગરી પ્રદેશના જ ગલી લોકોને પરાજય પમાડી સ્વસત્તા નીચે તેમની પાસે સેવાનો સ્વીકાર કરાવ્યો છે, અને થોડુ સૈન્ય તે ખીણુના રસ્તા પર રાખી નરસિ હદત્ત ગૌડદેશ તરફ ચાલ્યો ગયો છે, એવા સમાચાર આવી પહોચ્યા. આ પછી થોડા જ દિવસમા શુભ મુહુર્ત જોઇ યશોધવલદેવ યૂવરાજ શશાકને લઈ પાટલીપુત્રથી

નીકળ્યા તે દિવસે માહારાજાધિરાજની આજ્ઞાથી રાજધાનીમા મોટો ઉત્સવ થયો નગરના પૂર્વ તોરણમાથી બે હજાર સ્વાર સહ યૂવરાજ બ ગદેશ પર સ્વારી લઈ નીકળ્યો માધવવર્મા અને અ-નતવર્મા તેના શરીર રક્ષક થઇ તેની સાથે નીકળ્યા અને વૃદ્ધ સમ્રાટ મહાસેનગુપ્તે નગરતોરણમા આવી પુત્રને પોતાના બાલમિત્રને સ્વાધીન કર્યો તે વખતે સમ્રાટનુ વામનેત્ર વારવાર ફરકતું હતુ ! યશોધવલદેવે તેમને પુષ્કળ ધૈર્ય આપી તેમની રજા લીધી.

યોગ્ય સમયે યૂવરાજ મ ડલદુર્ગમા આવી પહોચ્યો પાયદળ સૈન્ય લઇ નરસિહદત્ત ગૌડ પહોચ્યા પછી રસ્તામા મ ડલ છોડી એ સર્વ ગૌડ તરફ વળ્યા તે વખતે ગૌડ એક નાનુ શહેર હોઇ તે પ્રદેશની રાજધાનીનુ સ્થાન હતુ સામ્રાજ્યની નૌકા ગૌડ પહોચ-તા જ ગૌડના મહાકુમારામાત્યે મોટા સમારભથી યૂવરાજનુ સ્વાગત કર્યું બદરની નૌકાઓપર નાનાવિધ ર ગની પતાકાઓ ઉડવા લાગી અને નગરના રસ્તાઓમા સર્વ પ્રકારે શણુગારવામા આવ્યા સધ્યાકાળ થતાજ લાખો દિપમાલાઓથી તે નાનુ શહેર અત્ય ત ઉજ્જવલ દેખાવા લાગ્યુ ગૌડમા પુષ્કળ સુશિક્ષિત સૈનિકો સ્વેચ્છાથી યૂવરાજના સૈન્યમા આવી મળ્યા પ્રત્યક્ષ સમ્રાટ કુમારગુપ્તનો વ શજ પોતે દિગવિજયાર્થે નીકળ્યો છે, એમ સાભળી ગૌડના અમાત્યો પોત પોતાના શરીર રક્ષક સૈન્યની ટુકડીઓ લઇ સામ્રાજ્યના ગરૂડધ્વજ નીચે એકત્ર થયા યૂવરાજે જ્યારે ગૌડ છોડ્યુ, ત્યારે બે હજારને બદલે દસ હજાર સ્વાર તેમની સાથે નીકળ્યા

પૌ ડ્રવર્ધનની હદ પૂર્ણ થતા જ બ ડખોર સામ તોના અમલના પ્રદેશોનો પ્રારભ થયો બિચારી નિરપરાધી પ્રજાએ આન દથી સમ્રાટના યૂવરાજનુ સ્વાગત કર્યું તેમનુ પાયદળ ગામોના ગામો

* મહાકુમારામાત્ય—રાજકર્તાની પદવી

કબજે કરતુ વધવા લાગ્યુ એકાદ બે ઠેકાણે નાના નાના જમીનદારોએ પોતાના માટીના કિલ્લાની મદદથી સામ્રાજ્યના સૈન્યને અટકાવવા પ્રયત્ન કર્યો, પરતુ યશોધવલદેવે તેમના કિલ્લા પોતાના તાબામા લઇ તે કિલ્લાદારોને એવી સખત શિક્ષા કરી કે ઘણા મહત્તર* અને મહત્તમ+ ભયથી ચુપચુપ નમતુ મુકી મહાનાયકને શરણે આવ્યા આ પ્રમાણે મેઘનદના પશ્ચિમ કીનારા સુધીનો પ્રદેશ સમ્રાટની સત્તામા આવ્યો પોષ મહીનાના છેવટના ભાગમા સર્વ પાયદળ, ઘોડદળ અને નૌકાસૈન્ય મેઘનદના કીનારે એકત્ર થયુ, દૂરદૂરથી મહાનાયકે શરણ આવેલા સામતોને પુન તેમના સર્વ અધિકાર આપી દીધા તેઓએ અતિ આનદથી પુષ્કળ વર્ષોની બાકી રહેલી ખડણી યુવરાજને આદરપૂર્વક અર્પણ કરી એક લાખથી વિશેષ સુવર્ણ મુદ્રા પાટલીપુત્ર મોકલવામા આવી, પરાભવ પામેલા સામતોની રીત જોઇ મેઘનાદના બીજા કીનારા પરના સામતોએ પણ ધીમે ધીમે મહાનાયક તરફ પોતાના વકીલો મોકલવાનો આરભ કર્યો

મેઘનાદના પૂર્વ તરફના કીનારાપરનો અને સમુદ્ર તીર પરનો સમતટ પ્રદેશ જે સામતોની સત્તામા હતો, તેમાના ઘણાખરા મહાયાન મતના બાદ્ધ અનુયાયી હોઈ બ્રાહ્મણ ધર્મના કટ્ટા શત્રુ હતા તે વખતે પશ્ચિમ તટ તરફ જે સામતોના રાજ હતા તે જો કે બૌદ્ધાનુયાયી હતા, પણ તે બ્રાહ્મણ ધર્મના દ્વેષી નહતા કારણ, બ્રાહ્મણ ધર્મના લોકો સાથે તેઓ દીર્ઘકાળ પર્યંત રહ્યા હતા, તેથી તેમના મનમા તે ધર્મવિષે દ્વેષના મળ ઉડાણમા ગયા નહતા આજ અરસામા વજ્રાચાર્ય, શત્રુસેન, સઘસ્થવીર બધુગુપ્ત વગેરે બૌદ્ધસઘના નેતાઓ બગદેશમા આવેલા હોઇ, તેમની સહાયથી

* મહત્તર—જમીનદાર

+ મહત્તમ—એક વિશિષ્ટ પ્રકારના સંસ્થાનિક

બંડખોરોને કાણેશ્વર તરફથી જોઇએ તેટલી આર્થિક સહાય ઉત્સાહ અને ઉત્તેજન મળેલુ હતુ કાન્યકુબ્જમા બુદ્ધભદ્ર અને કાણેશ્વરમા અમોવરક્ષિત, નરસેન અને બન્ધુગુપ્તની સહાય અને ઉત્તેજનથી આર્યાવર્તમા એકછત્રી બૌદ્ધરાજ્ય સ્થાપન કરવા પ્રયત્ન કરતા હતા' બંગ અને સમતટ પ્રદેશના સામંતોએ પોતાના વકીલો મોકલ્યા તેપરથી યુવરાજ શશાંકને લાગ્યુ કે, બંગદેશ અલ્પ પ્રયત્નથી તાબામા આવ્યો છે પરંતુ માનવ ચરિત્રના પૂર્ણ અનુભવી વૃદ્ધ મહાનાયક, એ વાત પર સહેલાઇથી વિશ્વાસ ધરાવે તેમ નહતા તે સારી રીતે જાણતા હતા કે મેઘનાદના પશ્ચિમ કીનારા તરફતો ફક્ત સામંતો જ બંડખોર છે, પરંતુ નદના પૂર્વ કીનારે સામંતથી તે છેવટના સામાન્ય ખેડુત સુધીના સર્વ કોઇ ગુપ્ત સામ્રાજ્યની વિરુદ્ધ છે

મેઘનાદના કીનારાપરની છાવણીમા નિવાસ હતો ત્યારે યશોધવલને એવી ખબર મળી કે, ઉત્તર તરફ કામરૂપનો રાજા ખૂલ્લી રીતે બંડખોરોને મદદ કરે છે! મગધના ગુપ્ત રાજના રાજા સાથે ભગદત્ત વંશીય કામરૂપના રાજાને ઘણા દિવસથી ફાવતુ ન હતુ અર્થાત તે ઉભયમા ઘણા દિવસથી તંટો ચાલતો આવ્યો હતો એ કારણથી બંગ અને કામરૂપ પ્રદેશની સીમાપરનો એકફળદ્રુપ પ્રદેશ જન-શૂન્ય અરણ્યરૂપ બની ગયો હતો! સમ્રાટ મહાસેનગુપ્તે યુવાવસ્થામા કામરૂપના રાજા સુસ્થિતવર્માને પરાજય આપી કેટલાક વખત માટે એ તંટાનો ભડકો ઓલવી નાખ્યો હતો સુસ્થિતવર્માના પુત્ર સુપ્રતિષ્ઠત વર્માની કારકીર્દીના પ્રારંભમા કામરૂપના રાજા સાથે ગુપ્ત સમ્રાટનો કોઇ જાતનો વાંધો ન હતો પરંતુ એકવાર યુદ્ધની શરૂઆત થયા પછી કામરૂપનો રાજા સ્વસ્થ બેસશે નહિ, એ વાત યશોધવલદેવે સમ્રાટને સ્પષ્ટ રીતે સમજાવી હતી મેઘનાદના કીનારા પર સામ્રાજ્યનું સૈન્ય શિબિરમા માત્ર આળસમા દિવસો પસાર કરતું હતુ કામરૂપના રાજાની હીલચાલની ચોક્કસ બાતમી મળ્યા

સિવાય યશોધવલદેવ પણ મેઘનાદ ઉતરી સામે કીનારે જવાની હીમત કરી શકતા ન હતા પરંતુ હવે કામરૂપનો રાજા સામ્રાજ્ય સાથે ખૂલી રીતે શત્રુત્વ દર્શાવે છે, એવા સમાચાર આવવાથી તે એક પ્રકારે નિશ્ચિત થયા હતા એમ કહીશું તો તે ચાલવા જેવું છે

થોડા જ દિવસમાં યશોધવલના ગુપ્તચરો એવી ખબર લાવ્યા કે, સુપ્રતિષ્ઠિત વર્માનો ન્હાનો ભાઇ ભાસ્કર વર્મા પોતાના સૈન્યસહ બંગદેશના બંડવાળાઓને સહાય આપવા નીકળ્યો છે આગળ વધેલું કામરૂપનું સૈન્ય બ્રહ્મપુત્રાના પશ્ચિમ તીરે રહી ત્વરીત ગતીથી આવે છે ભાસ્કરવર્મા સૈન્યની બીજી ટુકડીઓ સહ તૈયાર થયો છે! પરંતુ અદ્યાપિ પણ બંગદેશના સામંત સુલેહ માટે વિનંતિ કરવા વકીલો મોકલે જ જતા હતા!

યશોધવલદેવે સેનાપતિઓની સલાહ લેવા માટે એક સભા ભરી મેઘનાદના કીનારા પરના વિશાળ આમ્રવનમાં ધવલની છાવણી પડી હતી એક મોટા વિસ્તીર્ણ આમ્રવૃક્ષ નીચે આ સભા માટે નવી રાવટી ઉભી કરેલી હોઇ, યશોધવલદેવ, યુવરાજ શશાંક, નરસિંહ, માધવવર્મા, વિરેન્દ્રસિંહ અને અનંતવર્મા એટલા તેમાં એકત્ર થયા હતા

યશોધવલદેવે તે વખતની પરિસ્થિતિ સર્વને સમજાવી છેવટે પુછ્યું "આ વખતે આપણે શું કરવું તે વિષે તમો સર્વના કેવા વિચાર છે?"

તેજ ક્ષણે યુવરાજે કહ્યું, "શત્રુ સૈન્ય બંડખોરોને આવી મળે તે પહેલા જ બન્ને સૈન્યપર તૂટી પડવું જોઇએ!

યુવરાજની આ સૂચનાથી યશોધવલને પૂર્ણ સંતોષ થયો હોય એમ જણાયું આનંદથી મસ્તિષ્ક હલાવી તેમણે કહ્યું, "ઉત્તમ. અત્યુત્તમ! વત્સ, તારી એ સલાહ તદ્દન યોગ્ય છે પરંતુ શત્રુના

બન્ને સૈન્ય એકત્ર થતા પહેલા તેના પર હલ્લો કરી, તેમને હતાશ કરવા કેવી યોજના કરવી ' ”

યૂવરાજે કહ્યુ “ મને લાગે છે કે, આપણે સૈન્યના બે વિભાગ કરવા બગદેશ માટે બે હજાર સ્વાર અને સર્વ નૌકા રાખી બાકીના ઘોડદળ અને પાયદળ સૈન્યનો અર્ધો ભાગ કામરૂપ તરફ મોકલી દેવો ”

“ પરતુ એ સૈન્યની જવાબદારી કોના પર નાખવી ? ”

“ આપની અનુમતિ હશે તો એ સૈન્ય સાથે હુ જવા તૈયાર છુ કીવા નરસિહ અથવા માધવ એ એમાંથી કોઇ પણ જશે ”

યશોધવલે મૃદુ સ્વરે કહ્યુ “ વત્સ, એ સ્વારીનો તુ જ સેનાપતિ થા ભગદત્તનુ કુટુબ સમુદ્રગુપ્તના કુટુબની સમાનતા ધરાવનારૂ નહિ હોય પણ તે અતિપ્રાચીન રાજકુટુબ છે ભાસ્કરવર્મા પણ તારા જેવો તરૂણ છે એ તો સ્પષ્ટ છે કે, બડનો નાશ કરવામા જો કે ધનનો લાભ થવા જેવો હશે, પણ તેમા યશનો ભાગ ઘણો જ થોડો હોય છે એમા કઇએ શકા નથી કે, તુ આગળ વધી જો ભાસ્કરવર્માને પરાજય આપીશ તો યુદ્ધનો અત જલદી આવશે સર્વ સૈન્ય જો બગદેશ પર જ તૂટી પડશે તો બગને તોડી પાડવામા બહુ દિવસ લાગશે નહિ જો એકાદ ભૂલથી કદાચિત તુ હાર પામીશ, તો આ યોજનાથી તારી પીઠ સાચવવાને મને મુશ્કેલી પડશે નહિ ઠીક, તારી સાથે કોણ કોણ આવશે ? ”

નરસિહ, માધવ, વિરેદ્ર વસુમિત્ર વગેરે,સર્વ એકદમ સાથે જ બોલી ઉઠયા “ હુ–હું જઇશ ! ”

તેમની પાછળ બાલક અનતવર્મા પણ બોલી ઉઠયો “આર્ય, હુ પણ યૂવરાજ સાથે જઇશ ! ”

યશોધવલદેવ સહજ હસીને બોલ્યા “ અરે, તમે સર્વ જ

યુવરાજ સાથે જવાનુ કહો છો, ત્યારે મારી સાથે કોણ રહેશે ? શુ હુ વૃદ્ધ એટલે મારી પાસે કોઇ જ નહિ હોય તો ચાલશે ?" યશોધવલદેવના આ શબ્દો સભળાતા જ સર્વ નીચુ મુખ કરી સ્તબ્ધ બેસી રહ્યા શો ઉત્તર આપવો તે કોઇને સમજાયુ જ નહિ છેવટે મહાનાયકે કહ્યુ " તમે સર્વ યુવાન છો મને લાગે છે કે યુવરાજ સાથે એક પ્રાઢ વીરે જવાની જરૂર છે, વિરેન્દ્રસિહને યુવરાજ સાથે જવા દો નરસિહ, વસુમિત્ર અને માધવ એમાથી એક જણુ યુવરાજ સાથે જશે "

આ સબધમા ઘણી વાર સુધી ઉહાપોહ થયો, અને છેવટે ઠર્યું કે, નરસિહે જ યુવરાજ સાથે જવુ

પાછળથી અનતવર્મા ધીમે રહીને બોલ્યો " આર્ય યુવરાજ સાથે મને જવા અનુમતિ આપો "

યશોધવલે હસીને પુછ્યુ " અનત, તુ પણ જવાનુ કહે છે ? તુ જઇને શુ કરીશ ?"

અનતે શરમાઇ નીચુ જેઇ કહ્યુ " આર્ય, યુવરાજને છોડી હુ પાછળ રહી શકીશ નહિ !"

અનતનો વિશેષ આગ્રહ જેઈ યુવરાજ તેને પણ સાથે લઈ જવા તૈયાર થયો, અને યશોધવલે પણ તેમા અનુમતિ આપી

બીજેજ દિવસે પ્રાતકાળે દશહજાર પાયદળ, આઠહજાર ઘોડેસ્વાર અને પચાસ રણનૌકા લઇ યુવરાજ શશાકે યશોધવલને વદન કરી છાવણી છોડી

પાયદળ સૈન્ય અને નૌકાએ ધીરે ધીરે ગભીર ગતીથી પ્રયાણ કર્યું નરસિહદત્તને શકરનદના તીર પર રહેવા કહી યુવરાજ સ્વાર સૈનિકોને લઇ આગળ વધ્યો સીમા ઉલ્લઘી કામરૂપના સૈન્યે તે સમયે ઉત્તરની સીમા નજીકનુ ગામ લુટવા માડ્યુ હતુ અદ્યાપિ ભાસ્કરવર્મા શકરનદ ઉતરી આવ્યો ન હતો જે સૈનિકો યુવરાજ

સાથે આવ્યા હતા, તેમાના ઘણાખરા ગૌડનિવાસી હોઈ, તેમનુ સર્વ જીવન યુદ્ધ વ્યવસાયમા વ્યતિત થયુ હતુ શત્રુ સૈન્યને નિશ્ચિત પણે ગામ લુટવામા નિમગ્ન થયેલુ જોઇ, વીરેન્દ્રસિંહ અને ગૌડ સામતોની સલાહ મેળવી યુવરાજ પોતાનુ સર્વ સૈન્ય લઈ એકદમ તેનુ સૈન્ય પર તુટી પડયો ! કામરૂપનુ સૈન્ય જુદી જુદી સો ખસો ટોળીઓ લુટવામા વહેચાઇ જઇ લુટાલુટ કરવામા નિમગ્ન થઈ ગયુ હતુ તેના સેનાપતિને યુવરાજના આગમનની ખબર મળી હતી, પરતુ આટલા અલ્પ અવકાશમા તે ઠેઠ સીમાએ આવી પહોચશે, એવી તેને સ્વપ્ને પણ કલ્પના ન હતી ! એકાએક ઘોડેસ્વારોના પ્રચડ સૈન્યે હુમલો કરવાથી કામરૂપનુ સૈન્ય વારવાર હાર ખાવા લાગ્યુ તેમાનો ઘણો ભાગ ખપી ગયો અને રહ્યા તેમણે લુટ છોડી ય પલાયતે ' નો સહેલો માર્ગ ગ્રહણ કર્યો ! સેના નાયકે ધૈર્ય આપી વિખરાયલા સૈન્યને એકત્ર કરવા પુષ્કળ પ્રયત્ન કર્યા, પરતુ તેમા તેને બીલકુલ જય મળ્યો નહિ !

અતે વારવાર પરાજય પામેલુ કામરૂપનુ સૈન્ય શતદ્રનદના કીનારા પર એકત્ર થયુ પરતુ પુન પુન સજ્જડ માર ખાવો પડયાથી તે સૈન્ય એટલુ કમઝોનત અને ધૈર્ય ગલિત બન્યુ હતુ ફક્ત બે હજાર સ્વાર સહ વીરેન્દ્રસિંહે તેના પર હલ્લો કરી તેને શતદ્રનદના બીજા તટની પાર પહોચાડયુ હતુ ! સ્વત યુવરાજ શશાક પુષ્કળ સૈન્ય લઇને કામરૂપ પર હલ્લો કરવા આવે છે, એવી બાતમી દૂત દ્વારા ભાસ્કરવર્માને મળી તે પણ તૈયારી કરી મજલ દર મજલ કરતો ત્વરિત ગતીથી આગળ ચાલવા લાગ્યો રસ્તામા જ જીવ લઇને નાસતા તેના પોતાના સૈનિકોના મુખથી મહાન પરાજયની વાત સભળાઈ શતદ્રનદના કીનારે આવીને તેણે જોયુ તો ઠેકાણે ઠેકાણે મગધસૈન્યે નાકે બદી કરી નદીનો સર્વ કાઠો દુર્જય બનાવી દીધો હતો તેને લાગ્યુ કે યુદ્ધ સિવાય નદી ઓળગાવી શક્ય નથી !

એક લક્ષ કરતા વિશેષ સૈન્ય લાવી યૂવરાજ ભાસ્કર વર્માએ શંકરનદના ઉત્તર કીનારે છાવણી નાખી તે સ્વત શૂર હતો, વીર બચ્ચો હતો–તત્ક્ષણે નદી ઓળગવાની તે પણ તૈયારી કરવા લાગ્યો પરતુ તેના ઘોરણી સેનાપતીએ તેને પુષ્કળ રીતે સમજાવી જેમ તેમ અટકાવી રાખ્યો તેણે તેને સમજાવીને કહ્યું કે, આપણે લાબો પ્રવાસ કરી આવેલા હોવાથી આપણુ સૈન્ય આ વખતે તદ્દન થાકી ગયેલુ છે મગધ સામ્રાજ્યનુ સૈન્ય અત્યત પરાક્રમી અને દુર્જય કોઈ યૂવરાજ શશાંકના અગમા કઈ પણ દૈવી શક્તિ છે, એવો પોકાર પરાજિત સૈન્યના મુખથી જ્યા ત્યા પડી રહ્યો છે! તે પ્રમાણેજ શંકરનદ નાનો છે પણ તે ઉંડો હોઈ, તેનો પ્રવાહ પણ ભયકર છે, અન્ય સમયે પણ પાર ઉતરવાને માટે તે મુસ્કેલ પૂર્ણ હોય છે તો જે વખતે સામો કીનારો શત્રુ સૈન્યના તાબામા હોય તે વખતે થાકેલા પાકેલા સૈન્ય સાથે ભયકર પ્રવાહમાથી સામી બાજુ જવુ તે શુ આપણે આપણા પર જ અનર્થ પરપરા ખેચી લેવા જેવુ નથી? યૂવરાજ ભાસ્કરવર્મા જો કે તરૂણ હતો, તો પણ તે ચચળ સ્વભાવી નહોતો શાત અને યુદ્ધકળામા પારગત હતો પોતાના વૃદ્ધ, દૂરદર્શી સેનાપતિની સલાહને માન આપી શંકરનદના કીનારા પર જ છાવણી નાખી તે શાત રહ્યો

નદીના બીજા તટે હજારો રાવટીઓ ઠોકવાનુ કામ ચાલતુ જણાતા ભાસ્કર વર્મા મારી સેનાની રાહ જુએ છે, એવો તર્ક યૂવરાજ શશાંકે સ્વાભાવિક રીતે કર્યો ત્રણ દિવસ અને ત્રણ રાત્રી નદના બન્ને કીનારા પર પડેલી બેઉ પક્ષની સેના એક બીજાના હલ્લાની રાહ જોઇ રહી હતી ચોથે દિવસે સવારે મગધ સેનાએ જાગ્રત થઈ જોયુ તો સામી બાજુની છાવણીમા રાવટીઓની સખ્યા ઓછી થયેલી લાગી. આ જોઈ શશાંકના લક્ષમા આવ્યુ કે, શત્રુ નદી ઉતરવાનો પ્રયત્ન કરે છે યુદ્ધકલા વિશારદ

ભારકરવર્માં પોતાના સૈન્યની જુદી જુદી ટુકડીઓ કરી એકજ સમયે જુદા જુદા સ્થળે નદી ઉતરવાનો પ્રયત્ન કરશે, તે પણ કુમારના લક્ષમા આવવાને વાર લાગી નહિ. યૂવરાજ શશાંક અને વીરેન્દ્ર મોટી ચીતામા પડયા કારણ, પાયદળ સૈન્ય લઈ નરસિંહ દત્ત અદ્યાપિ આવી પહોચ્યો ન હતો

ઘાયલ થયેલા સૈનિકો અને નિરૂપયોગી સૈન્ય સિવાય સાડા સાત હજાર ઘોડેસ્વારોનુ સૈન્ય આપણી પાસે તૈયાર છે, એમ શશાંક અને વીરેન્દ્રને ગણત્રી કરતા જણાયુ આ સૈન્યના બે વિભાગ કરી કામરૂપના એક લાખ સૈનિકને તે અટકાવી રાખવાની તૈયારી કરવા લાગ્યો યૂવરાજને એવુ વિલક્ષણ સાહસ નહિ કરવા વીરેન્દ્ર અને ગૌડ સામંતોએ પુષ્કળ રીતે સમજાવવા પ્રયત્ન કર્યો, પરંતુ રણાગણ છોડીને જવાને શશાંક બીલકુલ તૈયાર થયો નહિ, આટલા મુઠભર સૈન્યથી કામરૂપની પ્રચંડ સેના સામે થવુ તે એક ભ્રમિષ્ટ—ગાડાનુ કામ છે, અને આ સાહસનુ મૃત્યુ એ એકજ પરિણામ છે એવી વીરેન્દ્ર અને ગૌડ સામંતોની સંપુર્ણ રીતે ખાત્રી હતી તેથી તેમણે એક સ્વાર યશોધવલદેવ તરફ અને એક સામંત નરસિંહદત્ત તરફ એમ બેને તરતજ મોકલી દીધા નરસિંહદત્ત અને પાયદળ સૈન્ય અહીથી ચાળીસ ગાઉ દૂર હતુ ! યશોધવલ મેઘનદના કીનારે છાવણીમા હતા શંકરનદના કીનારેથી તે છાવણી એક મહિનાના માર્ગપર હતી

કેમે કરતા યૂવરાજ સમરાગણ છોડીને જવા કબુલ થતા નથી એમ જ્યારે સામંતોને જણાયુ, ત્યારે તેની સાથે તે પણ પ્રાણ આપવા તૈયાર થયા ! સૈન્યની ચળવળની સર્વ વ્યવસ્થા સેનાપતિના હાથમા મુકી મુખ્ય મુખ્ય સામંતો યૂવરાજના શરીરરક્ષક સૈન્યમા આવી મળ્યા અને સો શરીર રક્ષકને બદલે ત્રણસે શરીર રક્ષક લઇ યૂવરાજ શશાંક છાવણીમાથી બહાર પડયો

રજા લેતી વખતે યૂવરાજનો હાથ પોતાના હસ્તમા લઇ નેત્રમા પાણી લાવી વીરેન્દ્ર કહ્યુ " કુમાર ! જો પાછા આવ્યા પછી આ

સ્થળે આપ મને જોઇ શકો નહિ, તો સમજજો કે વીરેન્દ્ર હવે આ ભૂતલપર નથી ! જો કદી આપ સ્વદેશમા જાવ તો મહાનાયકને કહેજો-કે, મહેન્દ્રસિંહના પુત્રે પણ સેવામા પોતાનુ જીવન અર્પણ કર્યું છે ! જ્યા સુધી દેહમા પ્રાણદીપ ઝળકતો હશે ત્યાસુધી એક પણ સ્વાર ઘાટ છોડશે નહિ, એવી ખાત્રી રાખજો !"

ચાર હજારમા થોડા જ ઓછા સ્વાર લઇ યૂવરાજ પર્વત તરફ નીકળી ગયો આપણી કથાના સમયે શકરનદના બન્ને કીનારા ધનઘીચ અરણ્યથી ઢકાઈ ગએલા હતા બ્રહ્મપુત્રના સગમસ્થાનથી એ ત્રણ ગાઉમા એ ત્રણ સ્થળ સિવાય ઉતરવાનુ ક્યાઈ પણ શક્ય નહતુ યૂવરાજે છાવણી છોડી તેટલામા તરત જ આકાશ વાદળાથી ભરાઈ ગયુ ! સૈન્ય ધીમેધીમે નદના કીનારે કીનારે ચાલવા લાગ્યુ છાવણીથી સુમારે બાર ગાઉ દૂર આવ્યા પછી કામરૂપના સૈન્યની એક ટુકડીની તેમને ખબર પડી યૂવરાજે નજીક જઇ જોયુ તો લગભગ દસહજાર સૈનિકો સામે કીનારે એકત્ર થયેલા હોઇ જગલમાથી લાકડા મેળવી પુલ બાધવાનો પ્રયત્ન થતો જણાયો આ સ્થળે બે મોટી ટેકરીઓની વચ્ચેથી પ્રવાહ જતો હતો, તેથી નદીનુ પાત્ર બહુ પહોળુ નહતુ

યુવરાજે સૈન્યને અટકાવી હવે શુ કરવુ તે વિષે સામતોની સલાહ પુછી તેઓએ એકમત થઈ કહ્યુ કે, આવા સ્થળે નજીવુ સૈન્ય લઈને પણ પુષ્કળ સૈન્યને અટકાવી શકાશે !

સામતની સલાહ પ્રમાણે તે ઠેકાણે એક હજાર સ્વાર રાખી બાકીનુ સૈન્ય લઇ યુવરાજ આગળ ચાલવા લાગ્યો. તેના વદન પર ભયની લેશમાત્ર પણ છાયા જણાતી નહતી

ચાલતા ચાલતાં સધ્યા સમય થયો ચાલી ચાલીને સર્વ થાકી ગયા હતા તેથી વિશ્રાંતિ માટે નદતટે યુવરાજની આજ્ઞાથી સૈન્યે મુકામ કર્યો આ સૈન્ય પાસે માત્ર એક તબૂ હતો ! પોતાના

સામંત અને સેના નાયક મહારાજ યુવરાજ શશાંક આ તંબૂમાં આવી બેઠો, અને બીજા સૈનિકોએ મોટા મોટા વૃક્ષોનો આશ્રય લીધો, પરંતુ તેથી તે કંઈ પર્જન્ય વૃષ્ટિમાંથી બચી શક્યા નહિ, એક સરખો વરસાદ પડતો હોવાથી તેમને ટાઢપણ લાગવા માંડી જંગલમાં આ વખતે સૂકાં લાકડાં મળવા અશક્ય હોવાથી તેનો ઉપયોગ કરવાની સવડ પણ રહી નહિ

મધ્યરાત્રી વહી ગયા પછી તો મુશળધાર વૃષ્ટિ થવા લાગી ! ક્ષણવાર પણ તે અટકી નહિ ! તે માઘના ટાઢીના દિવસ ! સર્વ અંગ જળથી તળબોળ બનેલાં ! વળી ઉપરથી અસ્ખલિત પર્જન્ય ધારા ! માથું મુકવાનું પણ સ્થાન નહિ ! આવી સ્થિતિમાં યુવરાજના સૈન્યે તે રાત્રી હાલ બેહાલમાં પૂર્ણ કરી

સવાર થયું, તો પણ વરસાદનો એક સરખો જ પડતો હતો ! તેવી વૃષ્ટિમાં જ યુવરાજે પોતાનો મુકામ ઉઠાવી સન્હસહ આગળ ચાલવા માંડયું જંગલના રસ્તાઓમાં જ્યાં ત્યાં પાણી જ પાણી થઇ ગયું હતું ! વૃષ્ટિથી અતિશય શીતળ બનેલો વાયુ સપાટાથી વહેતો હોવાથી સ્વારોને પોતાના ઘોડાને વ્યવસ્થિત રાખવામાં પણ હરકત આવતી હતી !

આ પ્રમાણે મધ્યાન્હ થયા પછી યુવરાજનું સૈન્ય એક વખત જંગલમાંથી બહાર નીકળ્યું સેના નાયકોને બહાર નીકળતા જ સામે એક મોટું મેદાન લીલાછમ ઘાસથી છવાઈ ગયેલું જણાયું આ સ્થળે નદનું પાત્ર વિશાળ હતું પરંતુ પાણીની ઉંડાઈ ઘણીજ થોડી હતી સામા કીનારા પર લીલાછમ મેદાનમાં શત્રુની મોટી છાવણી પડેલી હોઇ તેમાં પચાસ હજાર જેટલા સૈનિક હોય તેમ લાગતું હતું, ચાલી ચાલીને થાકી ગએલા પોતાના સૈનિકોને સેના પતિએ એકત્ર કર્યા ક્ષુધા અને ટાઢીથી મૃતપ્રાય બનેલા સ્વાર ઘોડા પરથી ઉતરી યુદ્ધમાટે તૈયાર થવા લાગ્યા પણ યુદ્ધ કરે કોણ ?

સામે કીનારે પડેલી શત્રુ છાવણીમા તો એકે માણસ જણાતો નહતો

ત્રણ પ્રહર દીવસ વહી ગયા પછી એક સ્વારે આવીને યૂવરાજને જણાવ્યુ કે “ કેટલાક ગ્રામ્યનિવાસી આગેવાનો આવ્યા છે અને તે આપને મળવા ઇચ્છે છે ”

યૂવરાજે તેમને લઇ આવવા સ્વારને હુકમ કર્યો થોડીજવારમા કેટલાક ઠીગણા અને ચપટા નાકના કામરૂપ નિવાસીઓને તે યૂવરાજ પામે લઇ આવ્યો તેઓએ યૂવરાજને પ્રણામ કરી કહ્યુ “ સરકારના ચારપાચ હજાર અશ્વ અમારા વાસના ખીડના ખીડ ખાઇને સાફ કરી નાખે છે જો સરકાર તેમને ત્યાથી કાઢી લેવા પોતાના સ્વારોને હુકમ કરશે તો સૈન્ય અને ઘોડા માટે ખાદ્યાદિ પુષ્કળ પદાર્થ લાવી આપવા અમે તૈયાર છીએ ”

યૂવરાજની આજ્ઞાથી છૂટા મુકેલા ઘોડાઓને ખીડમાથી સૈનિકો પાછા લઇ આવ્યા, અને તે ગ્રામ્યજનોએ પણ કૃતજ્ઞતા બુદ્ધિથી જોઇએ તેટલો ખોરાક અને ચારો લાવી આપ્યો તે સર્વ પદાર્થોનો યથેચ્છ ઉપયોગ કરી તાજા બન્યા સધ્યાકાળ થતા જ નદીના બન્ને કીનારે હજારો ધૂણીયો સળગી પણ તે દિવસે કઇ યુદ્ધ થયુ નહિ !

જગલમાથી ડાળીઓ, કાટા વગેરે લાવી સૈનિકોએ નદી કીનારે સમય પુરતી પુષ્કળ ઝુપડીઓ ઉભી કરી મધ્યરાત્રે યૂવરાજ અને અનતવર્મા તબૂ છોડી એક એવી જ ઝુપડીમા આવી બેઠા હતા આકાશ હજુ પણ વાદળાથી ભરેલુ હોઈ વાયુનો વેગ જોસભેર વધે જતો હતો, પણ માત્ર વરસાદ પડતો નહતો

યૂવરાજે પુછ્યુ “ અનત, નદીનુ પાણી વધ્યા જેવુ લાગે છે, કેમ નહિ ? ”

અનતવર્મા ઉઠીને નદીમા ઉતરી બોલ્યો “ હા મહારાજ ! પાણી બહુ વધી ગયુ છે ! ”

“ ઠીક છે તુ ઉપર આવ ”

સવારે આકાશ વાદળા રહિત બન્યુ અને વાયુ પણ બધ પડ્યો નદીનુ પાણી પણ ધીમે ધીમે ઓછુ થવા લાગ્યુ સેનાપતિને યુદ્ધ માટે તૈયાર થવા યૂવરાજે આજ્ઞા કરી નદી તટનુ રક્ષણ કરવા સ્વારોની કઇ જરૂર ન હોવાથી યૂવરાજની આજ્ઞાથી પચાસ સ્વાર બાકીના સ્વારોના ઘોડા લઇ જ ગલમા જઈ બેઠા અને અઢી હજાર સૈનિકો યુદ્ધ માટે તૈયાર થઇ નદ કીનારે આવી ઉભા રહ્યા

આ બાજુ સહજ સાજ દેખાવા લાગતા પૂર્વેજ કામરૂપનુ સૈન્ય નદ ઉતરવા તૈયાર થયુ સ્વત ભાસ્કરવર્મા આ સૈન્યની ચળવળ કરતો હતો રાત્રે ધૂણીઓ જોઇ તેણે તર્ક કર્યો હતો કે, સામે કીનારે શત્રુ સૈન્ય આવી પહોચ્યુ છે ! સૂર્યોદય પૂર્વેજ સૈન્યને આગળ વધવા તેણે હુકમ કર્યો

પ્રચડ જયધ્વની કરી હજારો સૈનિક શકરનદના શીતળ વારિમા ઉતર્યા !

## પ્રકરણ ૧૦ મું.

### શકરનદનુ યુદ્ધ

આ પછી બે ઘડીએ ભગવાન સૂર્યનારાયણે જ્યારે આકાશના પૂર્વ ભાગમા પોતાનુ અસ્તિત્વ પ્રકટ કર્યું, ત્યારે ભાસ્કર વર્માના સૈન્યનો ઘણો ખરો ભાગ નદના પાત્રની મધ્ય પર્યંત આવી પહોચ્યો હતો આ તરફના તટપર બે અઢી હજાર સૈનિકો સહ શશાક એક નિશ્ચલ, અભેદ્ય ખડકની માફક, સજ્જ થઇ શત્રુ સૈન્યની પ્રતિક્ષા કરતો ઉભો હતો ઘોડદળ સૈન્ય પાસે ધનુષ્ય બાણ કદી હોતા નથી આપણે દૂર રહેલા શત્રુસૈન્યને કઇપણ હાની કરી શકીશુ નહિ, એવો વિચાર કરી શશાકનુ સૈન્ય તદ્દન સ્વસ્થતાથી જ્યાને ત્યા ઉભુ હતુ

જેમ જેમ શત્રુનુ સૈન્ય નજીક જણાવા લાગ્યુ, તેમ તેમ કામરૂપનુ સૈન્ય પ્રચડ જયધ્વનો કરતુ અધિક વેગથી આગળ આવવા લાગ્યુ વાદળા એક બીજા સાથે વેગથી અફળાતા જેવી પ્રચડ ગર્જના થાય છે તેવી રીતે બન્ને પક્ષના સૈન્ય એકબીજા પર ધસ્યા ત્યારે તેમના શસ્ત્રાસ્ત્રોનો ભયકર ખણખણાટ ઉત્પન્ન થયો ! કામરૂપના સૈન્યના મુખડાની ગતિ કુઠિત થઇ અને તે આગળ વધી શક્યુ નહિ મગધ સૈન્યના આઘાતના સપાટાથી ભય પામી આગળના સૈનિકો પાછળ હઠવા લાગ્યા, પરતુ તેમની પાછળ હજારો સૈનિક આવતા હતા તેમણે તેઓને પાછા ન હઠવા દેતા આગળ ધસવાની ફરજ પાડી કામરૂપના સૈન્યે પુન કીનારા પર ચઢી જવાનો પ્રયત્ન કર્યો પરતુ મગધ સૈન્યે તેમને બીજી વખત નદીના પાત્રમા પાડી દીધા !

પરતુ કામરૂપનાવીર એટલી સહેલાઇથી પરાજિત થાય તેવા સામાન્ય ન હતા ગતી કુઠિત થવાથી તે હજારો સૈનિકોએ મગધના મુઠભર સૈન્યપર બમણા આવેશથી હલ્લો કર્યો પરતુ તેમનો ફરી પણ પરાજય થયો અને તેમને પાછુ જ હઠવુ પડયુ ! એ હજાર ગૌડવીર પાષાણની માફક નિશ્ચલ ઉભા હતા ! હજારો શત્રુસૈનિકોના આવેશ પૂર્ણ હૂમલાથી તેઓ એક પગલુ પણ પાછા હઠયા નહિ ! આ વખતે જય મળવો અશક્ય છે, એવો વિચાર કરી તેઓ મૃત્યુ આધિન થવાને તૈયાર થઇ ગયા હતા મૃત્યુ માટે તૈયાર થઇ રહેલા મગધવીર જીવત હોતા તેમનો પરાભવ કરે તેવુ સૈન્ય તે સમયે સમગ્ર જગતમા એક પણ ન હતુ, એમ કહેવાને હરકત નથી

શકરનદના બીજા કીનારે હાથીપર બેસી યૂવરાજ ભાસ્કરવર્મા સૈન્યને હુકમો આપ્યા કરતો હતો પોતાનુ સૈન્ય વારવાર ધૈર્ય ખોઈ પાછુ હઠે છે, એમ જોઇ તેના ક્રોધ અને અધીરાઇની મર્યાદા રહી નહિ ! તેણે માવતને હાથી આગળ કરવા આજ્ઞા કરી. હાથી પાણીમા

ઉતર્યો, પરંતુ એક વખત પાણીનો નામ લેતાજ તે એક પત્થરના સ્તંભ પ્રમાણે ત્યાનો ત્યા નિશ્ચલતાથી ઉભો રહ્યો। તે આગળ ખસે તે માટે માવતે પોતાથી બનતા સૌ પ્રયત્ન કર્યા—અંકુશના મજબુત આઘાતથી જર્જર થઇ હાથી ચીસો પાડવા લાગ્યો,—પરંતુ એક પણ પગલું આગળ વધ્યો નહિ।

ક્રોધથી રાતોચોળ બની ભાસ્કરવર્મા હાથી ઉપરથી કુદી પડ્યો પાસે ઉભલા એક સેનાપતિનો ઘોડો લઇ, તરતજ તે તેના પર સ્વાર થયો આ વખતે યુદ્ધ ખરા રંગમા આવ્યુ હતુ એટલામા એકદો મેઘના ગડગડાટ પ્રમાણે ભયંકર નાદ થઇ જાણે સર્વ જગતજ ગાગડી ઉઠ્યુ હોય એમ લાગ્યુ। પક્ષી પોતાના માળા છોડી અને પશુ સ્થાન વનભાગનો આશ્રય દૂર કરી ચોતરફ હાફળા ફાફળા નાશવા લાગ્યા। યુવરાજ ભાસ્કરવર્માને પીઠપર લઇ ઘોડો નદી તીરપરથી ક્યાનો ક્યા નાશી છૂટ્યો। પુષ્કળ પ્રયત્નથી પણ ભાસ્કરવર્મા તેને અટકાવી શક્યો નહિ।

તે અવર્ણનીય પ્રચંડ શબ્દ સાભળી ઉભય પક્ષના સૈનિકો સ્તભિત થઇ જ્યાને ત્યા ઉભા રહ્યા ખેચેલી તલવારો જેવીને તેની અટકી ગઇ। હાથમા ઢાળા ભાલા લઇ ગૌડસૈનિકો ચોતરફ જોવા લાગ્યા ક્ષણમાત્રમા યુદ્ધ બધ થયુ। વિસ્મયતાથી મૂઢ બનેલા સૈનિકોએ દૂર નજર કરી તો, નદના પાત્રમા પર્વતપ્રાય પાણીનુ પૂર અત્યત વેગથી ધસી આવતુ હોઇ, તેમા હજારો પશુ પક્ષી, વૃક્ષો, લતાઓ વગેરે ખેચાઈ આવતા જણાયા ગૌડસૈન્ય આ ભયકર પ્રકાર જોઇ તરતજ પાછુ હઠ્યુ જોતજોતામા ક્ષણ બે ક્ષણમા તો પાણીનો પ્રચંડ પ્રવાહ ત્યા આવી પણ પહોચ્યો। ક્ષણવારમા કામરૂપના અસખ્ય સૈનિકો દૃષ્ટિથી દૂર થયા। ગૌડસૈનિકોએ પોતાથી બન્યુ તેટલુ કરી શત્રુસૈનિકોને તે જંગી પૂરમાથી બચાવ્યા નદીનુ પાત્ર વિસ્તૃત થતુ જોઇ યુવરાજે સૈનિકોને ઘોડાપર સ્વાર થવા આજ્ઞા આપી. જોતાજોતામા બન્ને બાજુના મેદાન પાણીથી ભરાઈ ગયા સામા

કીનારાપર દુશ્મનના બે ત્રણ હજાર સૈનિકો ગયા હતા તેમણે કયારનુએ ય પલાયનના સહેલા માર્ગનુ અવલબન કર્યુ હતુ ગૌડસૈન્યે સમીપના ઉચ પ્રદેશનો આશ્રય લીધો

પહેલા વાટ પર યુવરાજ શશાંકે જે હજાર સ્વાર રાખ્યા હતા, તે સ્વારો પરાક્રમની પરાકાષ્ઠા કરી શત્રુને પુલ બાધવામા વિઘ્ન કરતા હતા. એટલામા અણચીતવ્યુ આવતુ પ્રચડ પૂર તૈયાર થવા આવેલો પુલ પોતાની સાથે વમડી આગળ ધસી ગયુ! ઉભય પક્ષના સૈનિકોએ તરત જ જેમ તેમ કરી ઉંચાણના ભાગમા આશ્રય મેળવી પોતાના પ્રાણ બચાવ્યા!

ત્રીજા દિવસે સવારે જ્યારે શશાંકનુ સૈન્ય આ પથકને આવી મળ્યુ ત્યારે નદીનો સામો કીનારો જન શૂન્ય થઇ ગયો હતો! ભાસ્કરવર્માના સૈન્યમાથી ભયના માર્યા નાશી છૂટેલા સૈનિકોના મુખથી બનેલા વિદ્યુત્પાતની વાર્તા સાભળી ત્યાનુ કામરૂપનુ સૈન્ય રાત્રેને રાત્રે જ નાશી ગયુ હતુ!

વીરેન્દ્રસિંહ શત્રુ સૈન્યના ધસારાની રાહ જોઇ રહ્યો હતો પરતુ કામરૂપના સૈન્યે નદી ઓળગવાનો પ્રયત્ન જ ન કર્યો! પ્રચડપૂરથી જ્યારે નદીનો પ્રવાહ અતિશય ચચલ બની ગયો, સેંકડો સશસ્ત્ર સૈનિકોના પ્રેત જ્યારે કાંઠે લાગ્યા, ત્યારે વીરેન્દ્રસિંહને યુવરાજ માટે અતિશય ચિંતા થવા લાગી

ચોથે દિવસે સવારે વીરેન્દ્રસિંહને કેટલેક છેટે કંઈ મોટો ગડબડાટ અને જય ધ્વની સભળાવવા લાગ્યો તે જ ક્ષણે તે લઢાઇ માટે તૈયાર થયો તેને એવુ લાગ્યુ કે યુવરાજના નાના સૈન્યને હાર આપી તેમાના ઘણા સૈનિકોના પ્રાણ કાઢી વિજયી ભાસ્કરવર્મા આપણા પર હલ્લો કરવા આવતો હોવો જાઇએ! પરતુ જયધ્વની નજીકમા આવતા જ, સમ્રાટ મહાસેનગુપ્તના નામનો જ તે જય જયકાર છે, એમ તેને સ્પષ્ટ સભળાયુ તે સાભળી વીરેન્દ્રસિંહના આશ્ચર્યની મર્યાદા જ રહી નહિ!

વિચાર કરતા કરતામા યૂવરાજનુ સૈન્ય છાવણીમા આવી પહોચ્યુ તે વખતે સાત–સાડાસાત હજાર કંઠમાથી જે પ્રચડ જયઘોષ થયો, તેનાથી દશે દિશાઓ કપિત થઈ ગઈ! સામા તીર પર પડેલા ભાસ્કર વર્માના સેનાપતિની પોતાનો પરાજય થવાની ખાત્રી થવાથી, તેણે છાવણીમાથી સૈન્ય સહ પોબારા ગણ્યા! યૂવરાજના મુખથી બનેલા બનાવની વાત સાભળી, વીરેન્દ્રસિહની ખાત્રી થઈ કે યુદ્ધમા આપણો જય થયેલો ન હોઇ, ભગવાને જ અકલ્પિત ચમત્કાર ઉત્પન્ન કરી આપણુ રક્ષણ કર્યુ છે

શકરનદના યુદ્ધ પછી સાત આઠ દિવસે પાયદળ સૈન્ય લઈ નરસિહદત્ત નજીકમા આવ્યો છે, અને એક દિવસમા તે છાવણીમા આવશે એવી બાતમી આવી નદીનુ પાણી ઉતરતા જ વીરેન્દ્રસિહે સામા કાઠા પરની શત્રુ છાવણી પોતાના તાબામા લીધી હતી નરસિહદત્તના આગમનની વાત સાભળતા જ ઘણુખરૂ સૈન્ય સાથે લઇ યૂવરાજે શકરનદના બીજા કોનારા પર મુકામ નાખ્યો

બીજે દિવસે સવારે સુમારે પ્રહર દિવસે પાયદળ સૈન્ય આવી પહોચ્યુ તેણે નદી ઓળગી શકરના તે તટે પોતાની છાવણી નાખી વારવાર પરાજય થવાથી અને વિશેષત અકસ્માત થયેલા વિદ્યુત્પાતથી ભાસ્કરવર્માનુ બચેલુ સૈન્ય નિરૂત્સાહી બની નાશી ગયુ હતુ પુષ્કળ પ્રયત્ન કરવા છતા તે એક સ્થળે એકત્ર થઇ શકયુ નહિ શકરનદના યુદ્ધ પછી એક મહીને પચીસ હજાર સૈનિક લઇ ભાસ્કર વર્મા શશાક સાથે યુદ્ધાર્થે તત્પર થયો શશાક હજુ પણ શકરતટપરની છાવણીમાજ હતો તેની ઇચ્છા કામરૂપપર ચઢાઇ લઇ જવાની હતી, પરતુ સૈન્ય ઘણુ ઓછુ હોવાથી નરસિહદત્ત અને વીરેન્દ્રસિહે મહામહેનતે તેને અટકાવી રાખ્યો હતો

યૂવરાજની છાવણીની નજીકમા જ સૈન્યની હારોની હારો હતી નરસિંહના પાયદળ સૈન્યે પર્વતના શીખર, ખીણો અને સાકડા રસ્તા પોતાના તાબામા લઈ લીધેલા હોઇ, વીરેન્દ્ર અને શશાક પોતાના

સ્વાર લઇ ખીણમા લપાઇ બેઠા હતા ભાસ્કરવર્માએ જ્યારે તે ડુગરી ઉપર હલ્લો કરી પોતાના તાબામા લેવા પ્રયત્ન કર્યો ત્યારે નરસિંહે તેને સખત હાર આપી હતી આથી કામરૂપનુ સૈન્ય થાકી ગયુ આ સંધીનો લાભ લઇ શશાંક અને વીરેન્દ્રના સ્વારોએ શત્રુપર અતિ આવેશ અને શૌર્યથી હૂમલો કર્યો આ પ્રચંડ આઘાત સહન ન થવાથી ભાસ્કરવર્માના સૈન્યે ભય પામી પીઠ ફેરવી નાશવાનો આરંભ કર્યો લડાઈ પુરી થતી જોઇ, કેટલાક એકનિષ્ઠ સામંતોએ ભાસ્કરવર્માને જૂલમથી હાથીપર બેસારી રણાંગણનો ત્યાગ કર્યો

તેમની આકૃતીથી સ્વાભાવિક રીતે જ શશાંકના સૈન્યનો ઉત્સાહ વધી ગયો યૂવરાજ અને વિરેન્દ્રે પોતાના વીરો સહ નાશી જતા શત્રુસૈન્યની પૂંઠ પકડી તેમાના હજારો સૈનિકોનો નાશ કરી, સેંકડોને કેદ કર્યા ભાસ્કર વર્માના પચીસ હજારનો ચોથો ભાગ પણ કામરૂપનુ દર્શન કરી શક્યો નહિ !

વીરેન્દ્રે કહ્યુ "તમે સર્વ ગાડાપીર જ લાગો છો ! કામરૂપ ફેરા ડુંગરાળ છે એકલાખ સૈનિકોને માટે પણ તેને જીતવાનુ કાર્ય મુસ્કેલ પૂર્ણ છે વળી નીલચલપર હલ્લો કરવાનો એટલે આરમારી સૈન્યની પણ જરૂર પડે તેમ છે અને અઢાર હજાર સૈનિકોએ એકલાખ સૈનિકોને અટકાવ્યા તેમા આપણા પરાક્રમ કરતા પરમેશ્વરી કૃપાનો જ લાભ વિશેષ છે !"

શશાંકે કહ્યું "મહાનાયકને વસુમિત્ર સાથે સર્વ આરમારી સૈન્ય મોકલવા હુ લખુ છુ"

વીરેદ્રે પુછ્યુ, "આ સ્વારી માટે સઘળુ દરીયાઇ સૈન્ય લાવશો ત્યારે બંગની સ્વારીની શી વ્યવસ્થા થશે ? પાછળ શત્રુને ઉભો રાખી દૂરના પ્રદેશપર ચઢી જવુ ને રણનીતિથી તદ્દન વિરૂદ્ધ છે !"

ગૌડસામતોએ પણ એકમતથી વીરેદ્રેના વિચારને પુષ્ટિ આપી

તેઓએ કહ્યું, " કામરૂપપર સ્વારી લઇ જવાનો મુખ્ય ઉદ્દેશ સિદ્ધ થયો છે જ ? જે સૈન્ય બડખોરોને સહાય કરવા જતુ હતુ, તે સૈન્યનો સમૂળ નાશ થયો છે હવે નવીન સૈન્ય એકત્ર કર્યા સિવાય ભાસ્કરવર્મા પુન યુદ્ધ કરે તે અશકય છે એ સર્વ વાતોનો વિચાર કરતા, આ તક સાધી લઇ બગદેશમા જઇ બડખોરોનો નાશ કરવો એ જ ઇષ્ટ છે, એમ અમને લાગે છે "

સર્વના મત આ પ્રમાણે વિરૂદ્ધ પડવાથી કામરૂપપર સ્વારી લઇ જવાનો વિચાર દૂર કરવાની શશાકને જરૂર પડી છેવટે બે હજાર સ્વાર અને બે હજાર પાયદળ લઈ ભાસ્કરવર્માની હીલચાલપર લક્ષ રાખવા માટે એક સેનાપતિએ બ્રહ્મપુત્રના કીનારે રહેવુ અને બીજા સૈન્યે પાછુ ફરવુ એમ ઠર્યું

સભા બરખાસ્ત થયા પછી વીરેન્દ્રસિહે યૂવરાજને કહ્યુ " કુમાર ભાસ્કરવર્માની છાવણીમા એક ડબામાથી કેટલાક અમૂલ્ય રત્નો મને મળી આવ્યા છે, તે આપને બતલાવવાની સધી જ આટલા દિવસમા મળી નહિ ! "

" ત્યારે બતાવોને હમણા જ ! " શશાકે ઉત્સુકતાથી કહ્યુ

યુવરાજ અને નરસિહદત્ત કુતૂહલ અને જીજ્ઞાસાથી પ્રેરાઇને વીરેન્દ્રસિહ સાથે તેની રાવટીમા ગયા ત્યા જતા જ વીરેદ્રસિહે એક વસ્ત્રમાથી એક નાનો રૂપાનો ડબો બહાર કાઢયો, અને તે તેમને બતાવી હસતા હસતા કહ્યુ " આ ડબામા શુ છે તે આપ બન્ને જાણી શકશો કે ? "

યૂવરાજે હસીને કહ્યુ, " ના ભાઇ ! પણ આ ડબાપર યૂવરાજ ભાસ્કરવર્માનુ નામ કોતરેલુ જણાય છે ! "

વીરેદ્રસિંહે તે ડબો ઉઘાડી તેમાથી રત્નને બદલે કેટલાક ફાટેલા ભૂજપત્રો બહાર કાઢયા !

તે જોઇ કુમારે કહ્યુ " આતો પત્રો જણાય છે ! કોના છે ? "

" આપ જ વાચી જુઓ ! "

એક એક ભૂજ પત્ર લઇ યુવરાજ વાચવા લાગ્યો પહેલા ભૂજ પત્રમા નીચે પ્રમાણેની બે ત્રણ લીટી હતી —

" આશા નથી ! મારૂ લશ્કર સત્વરે ચરણાદ્રિદુર્ગપર ચડી જશે માધવ અહીં આવ્યો છે, યશોધવલ અને શશાંક ગમે તેમ થાય પણ પાછા ફરવા ન જોઇએ ! મામા જીવત હોવાથી ખૂલ્લી રીતે હું તેમની સાથે શત્રુત્વ કરી શકતો નથી ! પ્રભાકર વર્ધન

પત્ર વાચતા વાચતા યૂવરાજનો ચહેરો ફીક્કો પડી ગયો ! તે જોઈ વીરેન્દ્રે કહ્યુ " કુમાર, એમ ગભરાશો તે કેમ બનશે ? હજી બે પત્ર વાચવાના છે ! "

મહાકષ્ટપૂવક મનનો આવેગ દબાવી શશાક બીજો પત્ર વાચવા લાગ્યા —

" મહારાજ ગ્રહવર્મા— ..

એકલાખ સુવર્ણ મુદ્રા આવી છે

ઠાણેશ્વરથી મહારાજાધિરાજનો પત્ર આવ્યો છે જો કોઇપણ ઉપાયથી શશાકને જગત્માથી નષ્ટ કરી શકશો, તો જોતજોતામા યુદ્ધ પૂર્ણ થશે અને યશોધવલ પણ અમારા હાથમાથી છટકી પાછો સ્વદેશમા જઇ શકશે નહિ. આશીર્વાદક

સ ઘસ્થવીર બન્ધુગુપ્ત "

" ત્યારે બધુગુપ્ત હજી બગદેશમા જ છે ? "

" સ્પષ્ટ છે આ પત્રો મહાનાયકને બતલાવવા જોઇએ ! '

" ત્યારે હમણામે હમણા એક સ્વારને રવાના કરો "

" છટ્, એમ કરવુ ઠીક નથી આપણે જ સાથે લઈને જવુ ઠીક છે પણ કુમાર, હજુ એક પત્ર રહ્યો છે "

યૂવરાજે ત્રીજો પત્ર વાચવાની શરૂઆત કરી —

" આ વખત પાટલીપુત્રમા સુશિક્ષિત સૈનિકોની સખ્યા બે ત્રણ હજારથી અધિક નથી આપ યૂવરાજનો પરાભવ કરો તે સાથે જ એકદમ પાટલીપુત્રપર ચાલ્યા આવજો ચરણાદ્રિની પેલીતરફ ઠાણેશ્વરની સેના તૈયાર થઇ રહેલી છે આશીર્વાદક

મહાસ્થવીર બુદ્ધઘોષ "

પત્ર વાચી ખિન્ન ચિત્તે શશાક વિચારમા નિમગ્ન બની ગયો. વીરેદ્રસિહ અને નગસિહદત્ત તેના મનને શાત કરવાનો પ્રયત્ન કરી તેને તબૂમા લઇ ગયા

બીજે દિવસે નગસિંહદત્તને ત્યા રાખી શશાક અને વીરેદ્રસિહ મેઘનાદની છાવણી તરફ નીકળી ગયા

---

## પ્રકરણ ૧૧ મુ

---

### ભાગ્યકથન

**પા**ટલીપુત્ર નગરના નવીન રાજભૂવનની નજીક એક ફુલબાગમા શાકરનુ એક જુનુ દેવળ હતુ એક દિવસે સવારે દેવળના ગુબજની જ્હાર બેસીને એક તરુણી ભીના વસ્ત્રોસહ મહાદેવની પૂજા કરતી હતી તે તરુણીનુ શરીર મળી જેવુ પાતળુ હોઈ વર્ણ ગૌર હતો તેની કાતિ તપ્ત સુવર્ણ પ્રમાણે તેજપૂજ હતી તેના તે ભીના વસ્ત્રમાથી તેના અગની ઉજ્વળ સુવર્ણકાતિ દગ્ગોચર થતી હતી અને તેના ઘૂટણ સુધી લટકતા ભ્રમર જેવા કાળા વિપુલકેશ વાયુની લહરીથી તેની પીઠ અને ગાલપર આમતેમ ફરફરતા હતા !

એક હસ્તે પોતાના વસ્ત્રનો છેડો દબાવી તે તરુણી એકાગ્રચિત્તે શકરનુ પૂજન કરતી હતી અર્ધ્ય ચદન, પુષ્પ, બિલ્વદલ અને નૈવેદ્ય તેણે યોગ્ય સમયે મૂર્તિને અર્પણ કર્યા પછી ઘૂટણીએ પડી હસ્ત જોડી, નેત્ર મીચી તે મહાદેવની પ્રાર્થના કરવા લાગી –

" દેવાધિદેવ ! યુદ્ધમા સમ્રાટને સપૂર્ણ જય મળવા દે મહાનાયકને સુખરૂપ પાછા ફરવા દે, યુવરાજ શશાકને વિજયી બનાવી પુન સુખરૂપ આવવા દે, અને–અને–"

એટલામા તે યુવતીની પાછળ કોઇએ હસતા હસતા કહ્યુ "અને શ્રેષ્ઠી વસુમિત્રને તારુણ્ય અને સૌદર્યમા લેશ માત્ર ખામી ન

આવવા દેતા યુથિકાદેવીના હૃદય પર્યંત સુખરૂપ આવી પહોચવા ? ! એમને બહેન ? ”

યુવતીએ ગભરાઈ પાછળ વળી જોયુ તો દુષ્ટ તરલા હસતી હસતી પોતાના તરફ જોતી ઉભેલી જણાઈ લેશમાત્ર પાદધ્વની ન થવા દેતા તરલા પાછળ ક્યારની ઉભી રહી છે તે તે બીચારી જાણી પણ શકી ન હતી !

તરલાએ હસતા હસતા પુછ્યુ “ હવે કેમ બોલતા નથી, બ્હેન ? વસુમિત્ર માટેજ આટલી હૃદયપૂર્ણ પ્રાર્થના ચાલતી હતીને ? કહો–કહો બાઇ સાહેબ ! ”

તરલાના આ ભાષણથી તે સુંદરીના સુંદર મુખપર એકદમ લજ્જાની લાલી પ્રસરી ગઇ ! તેના રમણીય કપોલપરની રક્ત છટા જાણે કે વિદ્યુત વેગે સર્વ શરીર પર વ્યાપી ગઈ !

તે સુંદર દેખાવ જોઇ તરલા પણ તદ્દન મોહિત બની ગઇ ! તેણે કહ્યું “ અહાહા ! આ વખતે વસુમિત્ર કયા હશે ? આવી અપૂર્વ શોભાનુ દર્શન તેમના નસીબમા કયાથી હોય ? ”

તે તરૂણીએ પોતાના દાડમકળી જેવા દતથી અધર કરડયો, અને તે એટલે સુધી કે તેનો ઓષ્ટ જોતા જ જોનારને સહજ વિદિત થાય કે ઓષ્ઠ હમણાજ દતથી દબાયા છે ! પછી નેત્રમીચી, હસ્ત જોડી તેણે ભક્તિ ભાવથી પુન મહાદેવને નમસ્કાર કર્યા

તરલા તેજ વખતે હાસ્ય કરી કહેવા લાગી “ દેવાધિદેવ ! મારા મનમા જે ઇચ્છાથી ખળભળાટ થઇ રહ્યો છે તે લજ્જાથી હું તારી પાસે પ્રગટ કરી શકતી નથી ! મારા હૃદયનુ રત્ન મારા હૃદયમા પાછુ આવી ત્યા અક્ષય રહે તેમ કર ! કૃષ્ણચતુર્દશીના દિવસે અમે બન્ને આવી તારી પૂજા કરીશુ ! પ્રભુ, મારી એક દુષ્ટ સખી અહીં આવીને ઉભી ઉભી પ્રાર્થના સાભળે છે, નહિ તો મે બીજી કેટલીએ ગુપ્ત ગોષ્ટીઓ તને કહી હોત ! ”

દેવને પ્રણામ કરી યુથિકા ઉઠી અને તરલા તરફ વક્ર દષ્ટીએ

જોઇ બોલી “ લુચ્ચી, મરતી પણ નથી એક વખત—”

તરલા ખડખડ હસી પડી અને બોલી “ તમારામા જો પૂર્વના ઋષી પ્રમાણે પોતાનો શાપ ખરો કરવાનુ સામર્થ્ય હોત તો, બહેન, દિવસમા મારે ઓછામા ઓછા સો વખત મરવુ પડ્યુ હોત ! ‘ મર જા એક વખત ! ’ એક વખત મરતી પણ નથી લુચ્ચી ! ’ સિવાય તમે મને બીજુ શુ કહોછો ? ઠીક, બહેન, તમારી ઇચ્છા પ્રમાણે હુ જો મરીશ તો તમોને તમારો શ્યામ સુદર કોણ લાવી આવશે ? તેમ જ વિચાર કરી જુઓ—”

“ તરલા, તે બહુ ચબાવલાપણુ ચલાવ્યુ છે ! મહાદેવીના કર્ણપર જા કઈ જશે તો તે આપણને શુ કહેશે ? ”

“ અહાહાહા ! કેટલી આબરૂની કાળજી બળી છે ! જાણે કે મહાદેવી તમારા ઉછાછળા ગુણ જાણતા જ નથી ! ”

યુથિકા ચીડાઇને બોલી “ મારા ગુણ મહાદેવીને ખબર હો કે ન હો, પણ તુ તારી મેળે હમેશ મારી મશ્કરી કરીશ નહિ ! તને હુ કહી રાખુ છુ–મને બહેન, ઘણી શરમ આવે છે ! ”

‘ શુ બાઇ સાહેબ કહો છો ? મનની વાત છુપાવી રાખે તે માણસ ઉત્તમ, અને ઉઘાડુ બોલે કે, તેના જેવુ કોઇ ખરાબ જ નહિ ! અરે, તમે તો હવે વૃદ્ધ થઇ ગયા છોને ? તમારૂ ગુહ્ય બહાર પડે કેટલા દિવસ થયા છે વારૂ ! તમને હુ એક વિલક્ષણ દેખાવ બતલાવવા માટે બોલાવવા આવી ત્યારે જન્મમા કદી નહિ ભૂલવા જેવા બીજો જ એક દેખાવ અહીં જોવા મળ્યો અહાહા ! વસુમિત્ર જો આ વખતે અહીં હોત તો કેવી મઝા આવી હોત ? પણ તે તો આ વખતે લશ્કરી છાવણીમા ભયકર સ્થિતિમા દિવસ કાઢતા હશે ! ”

તરલાના મુખના આ છેવટના શબ્દો સાભળી યુથિકાના નેત્ર અશ્રુવારિથી ભરાઇ આવ્યા, પણ મનનો ભાવ ગુપ્ત રાખવા તેણે પુછ્યુ “ કેમ, તું શુ મને બતાવવાની હતી ? ”

"ચાલો મારી સાથે, હું બતલાવું છું દેવીના દેવળમાં તમારા જેવી એક ગાંડી છોકરી પૂજન કરતી બેઠી છે—"

વિશેષ કંઈ ન બોલતાં બન્ને બાગમાંથી બહાર પડી.

ભાગીરથીના કાંઠે ગંગાદ્વાર નજીકમાં જ દેવીનું એક મંદિર હતું. અતિશય જુના પત્થરથી બાંધેલા તે દેવળમાં ઉપાધ્યાય મહારાજ દેવીની પૂજા કરતા હતા દેવળના આગળના ભાગમાં મહાદેવી હસ્ત જોડી ઉભાં હતાં સામે ચિત્રવિચિત્ર કળાકૌશલ્ય યુક્ત સ્તંભથી અત્યંત શોભાસ્પદ બની રહેલા મંડપમાં બહુ મૂલ્ય રેશમી વસ્ત્રો પરિધાન કરેલી કેટલીક તરૂણ સ્ત્રીઓ અને બાલિકાઓ ઉભી હતી મંડપના એક ખૂણામાં બેસી એક યુવતી લાલ જાસવંદીનાં પુષ્પો રક્તચંદનના ગંધમાં ડુબાવી એકાગ્ર ચિત્તથી પૂજન કરી રહી હતી તેને આરાધ્ય દેવ કે દેવી કોણ હતું તે બીલકુલ જણાતું ન હતું પ્રભુના બદલે તેની સામેના સ્તંભ નીચે, રક્તચંદનના ગંધમાં ભીંજવેલાં લાલ જાસવંદીનાં પુષ્પોની એક મોટી ઢગલી જણાતી હતી!

યુથિકા અને તરલાએ દેવી મંદિરના આંગણામાં પ્રવેશ કરતાં જ આ યુવતીને જોઇ ધીમે રહી, પગલાનો અવાજ ન થવા દેતાં તે બન્ને તેની પાછળ ઉભી રહી! તે વખતે પૂજા પૂર્ણ કરી, નેત્ર મીચી, હાથ જોડી તે રમણી પોતાની આરાધ્ય દેવીને પ્રણામ કરતી હતી

યુથિકા અને તરલાને તેની પ્રાર્થનાના અસ્પષ્ટ શબ્દ સંભળાયા તે બોલતી હતી—"મા, કુમારને સુખરૂપ યુદ્ધમાં વિજયી બનાવી પાછો લાવજે! તે સુખરૂપ આવશે ત્યારે મારા રક્તથી તારા દેવળની જમીન ભીંજવીશ, માતા, યુવરાજને વિજયી બનાવી પાછા લાવ કુમાર સાથે ભાઇ, અનન્તવર્મા, માધવવર્મા, મહાનાયક, વીરેન્દ્રસિંહ એ સર્વને પણ સુખરુપ લાવજે! મા, કોઇને પણ સમરાંગણપર કાળને આધીન થવા ન દઇશ! કોઇનુએ મરણ થશે તો તારા ચરણમાં હું મારો ભોગ આપીશ! મરણનો હવે મને બીલકુલ

ભય લાગતો નથી મા, મા, કુમારને સુખરૂપ પાછા લાવ તારા ચરણમા મારી બીજી કોઈ જાતની પ્રાર્થના નથી ! "

એટલામા તરલા પાછળથી હસતી હસતી બોલી "ચિત્રાદેવી, 'કુમાર' 'કુમાર' કહી તમે કોને હાક મારો છો ? "

ચિત્રા ચમકીને એકદમ ઉઠી ઉભી થઇ ! તેણે પાછળ ફરી જોયુ તો તરલા અને યુથિકા દ્રષ્ટીએ પડી લજ્જાથી તેનો ચહેરો લાલચોળ થઇ ગયો અને તે ત્યાથી એકદમ નાશી ગઈ !

તેના પગલા સાભળી મહાદેવીએ પુછ્યુ "કોણ છે રે ? '

તરલા બોલી ' ચિત્રાદેવી ! "

" ચિત્રા તો પુજન કરતી હતી–તે આમ એકાએક નાશી કેમ ગઈ ? "

તરલાએ કહ્યુ "પુજા પુરી કરી તે દેવીને નમસ્કાર કરતા હતા, તેટલામા અમે આવ્યા તેમની પ્રાર્થના અમે સાભળી ગયા છે એવુ સમજાતા જ તે શરમાઇને એકદમ નાશી ગયા ! "

મહાદેવીએ હસીને પુછ્યુ, "કેમ વારુ ? કેવી પ્રાર્થના કરતી હતી ? '

' તે બોલતા હતા, ' કુમાર સુખરૂપ યુદ્ધપરથી પાછા આવશે તો હુ હૃદયના રક્તથી મહાકાળીની પૂજા કરીશ ' ! "

તરલાના આ શબ્દો સાભળી મહાદેવી મોટેથી હસવા લાગ્યા ગગા, લતિકા વગેરે સ્ત્રીઓ પણ હસી હસીને આડી પડી ગઇ ! મહાદેવીના કહેવાથી લતિકા ચિત્રાને શોધી લાવવા દેવળમાથી ગઈ

પછી મહાદેવીએ પુછ્યુ "તરલા, યુથિકા ક્યા ગઇ ? તે આજે મારી પાસે બીલકુલ આવી જ નથી કેમ વારુ ? "

ચિત્રાની પ્રાર્થના સભળાતા યુથિકાના નેત્ર પાણીથી તરબોળ બની ગયા હતા સમદુખી એવી તે બાલિકાની પ્રાર્થના સાભળી તેને પોતાના પ્રિય વલ્લભનુ સ્મરણ થઇ આવવાથી તે પોતાને ભૂલી ગઇ હતી ! થોડા વખત પૂર્વે કરેલી પ્રાર્થના તરફ તેનું સર્વ લક્ષ

ગયેલુ હોઇ, વસુમિત્રનુ મ ગળ કરવા તે આ વખતે દેવાધિદેવને મનમાને મનમા વાર વાર વિનવતી હતી તરલા અને મહાદેવીના સવાદનો એક અક્ષર પણ યુથિકાના કાનમા પ્રવેશી શક્યો ન હતો! મ દિરમાની યુવતીઓનો હાસ્યધ્વની સાભળી તે ચમકીને ભાનપર આવી! એટલામા મહાદેવીએ તરલાને પુછેલો પ્રશ્ન સાભળી તેના ગાલ અને કાન પુનરપિ લજ્જાથી રક્તમય બની ગયા!

તરલાએ મહાદેવીને ઉત્તર આપ્યો "આ રહ્યા—આ અહીં છે!

યુથિકાએ ધીમે ધીમે આગળ થઇ મહાદેવીને પ્રણામ કર્યા તે ચુપચાપ તેમની પાસે ઉભી રહી તેના વદનપર લજ્જાના લક્ષણ જોઇ મહાદેવીએ પ્રેમાળ સ્વરથી પુછ્યુ "તુ આજે કેમ હમેશની માફક મારી પાસે ન આવી, યુથિકા? તને શુ થાય છે ભલા?"

"કઇ પણ ઉત્તર ન આપતા યુથિકા પગના અગૂઠાના નખથી જમીનની માટી ઉખેડવા લાગી"

તરલાએ કહ્યુ "દેવી, બહેન તો મહાદેવના દેવળમા પૂજન કરતા હતા!"

"ઠીક, પજન કરતી હશે! પણ તેથી આટલી શરમ શા માટે?' મહાદેવીએ હસીને કહ્યુ

તરલાએ મૃદુહાસ્ય કરી યુથિકા તરફ જોઈ કહ્યુ "એમની પણ લગભગ ચિત્રાદેવી જેવી જ સ્થિતિ થઇ છે, બીજુ શુ?"

યુથિકાએ શરમાઇ માથુ વિશેષ જ નીચુ ઘાલ્યુ એટલામા ચિત્રાનો હસ્ત પકડી તેને ખેચતી ખેચતી લતિકા પણ ત્યા આવી પહોચી

મહાદેવીએ ચિત્રાને પુછ્યુ "ચિત્રા, તુ દેવી આગળ શી પ્રાર્થના કરતી હતી?"

ચિત્રાનો ચહેરો લજ્જાથી આરક્ત બની ગયો. તે પણ તરત નીચે જોવા લાગી મહાદેવીએ ચિત્રાને તરત જ પાસે ખેચી લઇ

તેના શરીરપર હસ્ત ફેરવતા ફેરવતા કહ્યુ "ચિત્રા, તેમા એટલુ શરમાવા જેવુ શુ થયુ તને ? તુ મને કહે–મારા કાનમાં કહે એટલે આમાનુ બીજુ કોઇએ નહિ સાભળે !"

પણુ મહાદેવીનુ આશ્વાસન સાભળી ચિત્રા તેમના વક્ષસ્થળમા મુખ છુપાવી ડુસ્કા ભરવા લાગી ! મહાદેવીએ તેને પુષ્કળ સાત્વન આપી તરલાને હસીને કહ્યુ "તરલા આ સર્વ આજે તો મોટી ભક્ત બની ગઇઓ છે ! દેવીને પ્રાર્થના કરવા જેવુ તારૂ કોઇ નથી ?"

તરલાએ સ્મિત કરી કહ્યુ "દેવી ! મારા જેવી ગરીબ દાસીને કોણુ હોય ? છે–મારે મારો યમ છે જ છેવટે !"

લતિકા મહાદેવી પાસે જઇ તેમના કાનમા ધીમે ધીમે કહેવા લાગી "ના દેવી ! તરલા તદ્દન–તદ્દન અસત્ય બોલે છે ! એને પણુ એક છે ! તેનુ નામ જાણો છો તમે ?"

મહાદેવીએ હસીને મસ્તિષ્કથી "ના" એવો ઇસારો કર્યો

"તેનુ નામ વીરેન્દ્રસિંહ ! તરલાએ પોતાની ઓરડીની ભીંતપર એક દિવસે ધીમે રહી વીરેન્દ્રનુ નામ લખ્યુ હતુ, પણુ મે તે જોયુ છે એવુ લક્ષમા આવતા તેણે તે તત્તજ ભૂસી નાખ્યુ હતુ !"

લતિકા જો કે આ સર્વ માહિતી મહાદેવીના કાનમા તદ્દન ધીમે રહી કહેતી હતી, તોપણુ તેનો અક્ષરે અક્ષર ત્યા બેઠેલી પ્રત્યેક વ્યક્તિને સભળાતો હતો તેનુ કથન પૂર્ણ થતા જ તે સ્ત્રી વૃદમા જે હાસ્ય પ્રસર્યુ તેનુ વર્ણુન કરી શકાય તેમ નથી !

તરલાની સ્થિતિ ચમત્કારી બની ગઈ ! તે પીઠ ફેરવી નીચુ મુખ કરી ઉભી રહી લતિકા કઇંક વિશેષ બોલવાની હતી પણુ તેટલામા એક દાસીએ આવી મહાદેવીને કહ્યુ "દેવી, મહાપ્રતીહાર વિનયસેન આપનુ દર્શન કરવા આવે છે"

"ઠીક છે તેમને અહી જ લઇ આવ !"

કેટલીક ક્ષણે વિનયસેને આવી મહાદેવીને પ્રણામ કર્યા દેવીએ પુછ્યુ "કેમ, વિનયસેન શુ કામ છે ?"

"મહાદેવીની આજ્ઞાનુસાર મહામ ત્રીએ એક જોશીરાજને મોકલી આપ્યા છે"

"એમ ? ક્યા–ક્યા છે તે ?"

"જોશીરાજને ગ ગાદ્વાર આગળ ઉભા રાખી, હુ આપની પરવાનગી લેવા આવ્યો છુ"

"જાવ, તેમને અહી જ લઇ આવો"

વિનયસેન મહાદેવીને પ્રણામ કરી ત્યાથી ચાલ્યો ગયો કેટલીકવારે એ વૃદ્ધ બ્રાહ્મણને લઇને તે પુન અ દર આવ્યો. દેવીની આજ્ઞાથી દાસીએ પાથરેલા દર્ભાસન પર જોશીરાજ બેઠા

મહાદેવીએ તેમની સામે જઇ નમસ્કાર કર્યા જોશીરાજે તેમને હાથ બતાવવા વિનતિ કરી તેમણે હસ્ત આગળ ધર્યો ઘણીવાર સુધી લક્ષપૂર્વક નિરીક્ષણ કરી જોશીરાજે કહ્યુ "દેવી, થોડા જ દિવસમા આપના મનને ભારે કષ્ટ થવાનુ છે–પર તુ તે બહુ દિવસ ટકી રહેશે એમ લાગતુ નથી"

મહાદેવીએ અત્યત ઉત્કઠાથી પુછ્યુ "પણ મારો પુત્ર સુખરૂપ યુદ્ધપરથી પાછો આવશેને જોશી મહારાજ ?"

જોશીરાજે જમીનપર રેષાઓ દોરવાનો આર ભ કર્યો કેટલીકવારે તે બોલ્યા "યુધમા જય મેળવી અવશ્ય પાછા આવશે ! તેમને યુદ્ધમા ભયકર ઘા થશે,–પરતુ તેનાથી તેમનો કાળ થવાનો સ ભવ દેખાતો નથી !"

"કેટલા દિવસે આવશે મારો પુત્ર ?"

"હજુ ઘણા દિવસ લાગશે, મહાદેવી !"

મહાદેવીએ આતુરતાથી પુછ્યુ "પણ હુ મરીશ તે પહેલા આવશેને ? હુ જીવતા તેને મળી શકીશ કે ?"

જોશીરાજે પુન મહાદેવીનો હાથ જોઈ કહ્યુ "હા દેવી! આપ અવશ્ય રાજમાતા થશો.

મહાદેવી અતિશય સંતુષ્ટ થઇ જોશીરાજની સંભાવનાની યોગ્ય વ્યવસ્થા કરવા અંત:પુરમાં ગયા. આ ઉત્તમ સંધી જોઈ લતિકા સુથિકાને હાથ પકડી જોશીરાજ પાસે ખેંચી લાવી અને બોલી અરે જોશીરાજ, આ છોકરીનું કેમે કરતા લગ્ન થતુ નથી! જુઓ! એના સર્વ જીવનમા કદી પણ લગ્ન થવાનો સંભવ છે કે?"

સુથિકાનો હાથ બરાબર જોઇ જોશીએ કહ્યુ "હા, એનો વિવાહ અવશ્ય થશે."

"થશે? પણ ક્યારે?"

જમીન ઉપર કઇ આંકડા મુકી જોશીએ કહ્યુ "પાંચ વર્ષે!"

સુથિકાએ પોતાના કાનમાંથી એક બહુ મૂલ્ય રત્નાભૂષણ કાઢી જોશીરાજના હસ્તપર મુક્યુ બ્રાહ્મણે કૃતજ્ઞહૃદયે તેને આશીર્વાદ આપ્યો "બેટા, તું રાજાની રાણી થઇશ!'

ત્યારપછી ચિત્રાનો હાથ જોઇ જોશીએ કહ્યુ "તારો પણ રાણી થવાનો યોગ છે બેટા! પણ માત્ર એકજ રાત્રી!"

પછી લતિકાનો હસ્ત તે જોશીએ પોતાના હાથમાં લીધો. તેમણે બરાબર અવલોકન કર્યુ જમીન ઉપર આંકડા લખ્યા અને ભૂસ્યા પછી કહ્યુ "સમુદ્રતટે મહારાજ સાથે ગાંધર્વ વિવાહ થવાનો યોગ જણાય છે બેટા, તું પણ એક દિવસ માટે રાજાની રાણી થઇશ!"

ચિત્રા અને લતિકાને જોશીરાજના ભવિષ્યનો કાંઇ અર્થ સમજાયો નહિ! ખિન્ન બની તે બન્ને સ્તબ્ધતાથી ઉભી રહી.

હવે સુથિકાએ સંધી સાધી! તેણે તરલાને ખેંચી આણી તેનો હાથ પકડી કહ્યુ 'એનો પણ હાથ જુઓ, જોશી મહારાજ!"

જોશીરાજે તરલાના હાથ તરફ ઘણીવાર સુધી જોઈ કહ્યુ ‘ તારા જીવનના આરભના દિવસો કષ્ટમા જશે ખરા, પણ પછી તુ રાજાની રાણી થઈશ એક દિવસ રોહિતાશ્વદુર્ગની સ્વામીની બનીશ ! ”

જોશીરાજનુ આ ભવિષ્ય સાભળી તરલા ખડખડ હસી પડી અને બોલી “ અરે જોશીરાજ, તમે ગાડા તો નથી થયાને ? અરે, હુ તો, એક ગરીબ દાસી છુ, હુ રાજાની રાણી થઈશ ક્યાંથી ? ”

એટલામા જોશીરાજની સભાવના હસ્તમા લઇ મહાદેવી ત્યા આવ્યા આશા ઉપરાત દ્રવ્યલાભ થવાથી જોશીરાજ અત્યત પ્રસન્ન મનથી દેવીની રજા લઈ જવા તૈયાર થયા, ગગા, લતિકા વગેરે યુવતીઓ મડપમાથી ચાલી ગઈ, યુથિકા પદર–પાલવ વગેરે સભાળી નીચે જોવા લાગી, મહાદેવીએ આશ્ચર્યથી પાછળ વળી જોયુ તો સમ્રાટ ઉભા રહેલા જણાયા

સમ્રાટે અદર આવી પુછ્યુ “ દેવી શુ ચાલે છે ? ”

મહાદેવીએ કહ્યુ “ આ જોશીરાજને મહામત્રીએ મોકલ્યા હતા તે હાથ જોતા હતા ”

“ તારો હસ્ત જોયો કે ? ”

“ હા ”

“ શુ કહ્યુ ? ”

“ શશાક યુદ્ધમા જય મેળવી અવશ્ય પાછો આવશે ”

મહાસેનગુપ્તે આગળ આવી પોતાનો હસ્તપણ જોવા જોશીરાજને વિનતિ કરતા કહ્યુ “ મારા જીવતા શશાક પાછો અવશે કે ?”

સમ્રાટનો હસ્ત જોતા જોશીરાજ મોટા સકટમા પડયા હોય એમ જણાયુ નીચે બેસી તેમણે જમીન ઉપર ઘણા આકડા લખ્યા અને ભૂસ્યા !

"નથી સમજાતુ કઇ ? સમ્રાટે ચિતાતુર થઈ પુન પુછ્યુ

જોશીરાજે અસ્પષ્ટપણે કહ્યુ "કઈ બરાબર સમજાતુ નથી !"

નીચુ મુખ કરી સમ્રાટ વિચાર કરતા કરતા ત્યાથી જડ પગલે ચાલ્યા ગયા

---

# પ્રકરણ ૧૨ મુ.

---

## મેઘનદનુ યુદ્ધ.

શંકરનદના કીનારાપર યુવરાજ શશાક મહાન સકટમા સપડાયો છે, એવા સમાચાર આવતા જ યશોધવલદેવે બાકીના બે હજાર સ્વાર સાથે આપી વસુમિત્રને યુવરાજને મદદ કરવા તરત જ મોકલ્યો તે, પણ બીલકુલ વિલબ ન કરતા મેઘનાદ ઉતરી બીજા કીનારા પર ચઢી ગયા ત્યા વિશેષ હરકત આવી નહિ અને તેમણે નદીના પૂર્વ તીરપર પોતાની છાવણી નાખી

પ્રથમ પ્રથમ એક બે બડખોર સૈન્યની ટુકડીઓએ વિશેષ સાહસ બતલાવી યશોધવલને ત્રાસ આપવાનો આરભ કર્યો જળયુદ્ધનો બીલકુલ અનુભવ નહિ હોવાથી મગધસેના તદ્દન ગભરાઇ ગઈ, પરતુ પ્રયત્નની પરાકાષ્ટા કરી ગૌડ—નાવિકોએ મગધ સૈન્યની કીર્તિનુ રક્ષણ કર્યુ યુદ્ધદિશા અન્ય તરફ જ ઝુકેલી જોઇ યશોધવલ પણ સહજ ગભરાયા પાયદળ સૈન્યને છાવણીમા રાખી ત્રણ હજાર ગૌડસૈનિકોની સહાયથી એક એક ગામપર હલ્લો કરી મહાનાયક તે તે ગામો પોતાની સત્તામા લેતા જતા હતા યુદ્ધકલાનો પરિચય ન હોવા છતા ગામના લોકો પગલે પગલે અતિ ત્રાસ આપે છે એમ જોઈ યશોધવલદેવની ખાત્રી થઇ કે, આવા પ્રકારનુ યુદ્ધ ચાલુ રહેશે તો સો વર્ષે પણ બગદેશ આપણી સત્તામા આવે એવી આશાને લેશ પણ સ્થાન રહેતુ નથી !

યશોધવલ દેવ આવા સકટમા હતા તેટલામા શકરનદના યુદ્ધના સમાચાર બગદેશમા જઇ પહોચ્યા બડખોર સામતો કામરૂપના સૈન્યની રાહ જોતા હતા ભાસ્કરવર્મા પોતાના સૈન્ય સાથે આવી પહોચે તે પૂર્વેજ યુદ્ધનો અત આવશે, એમ જ્યારે તેમણે જાણ્યુ ત્યારે શસ્ત્રો મુકી દઇ તેઓ મહાનાયકને શરણે આવ્યા છેવટે રહી સામતોની તોફાની પ્રજા ! બૌદ્ધધર્મના કેવળ આધાર સ્તભ એવા બધુગુપ્ત, શત્રુસેન, જીનેન્દ્રબુદ્ધિ વગેરે બૌદ્ધાચાર્યોની ઉશ્કેરણીથી આ પ્રજા સમ્રાટની સત્તા સ્વીકારવા કેમે કરતા કબૂલ થતી નહતી ! આ કારણથી સામતો વિકટ ચિંતામા પડયા ! છેવટે પોતાનો દેશ છોડી, પોતાની પ્રજા છોડી તેઓ યશોધવલ દેવના આશ્રયે છાવણીમા આવી ગયા

યુદ્ધ જોસભેર ચાલુ થયુ ઠાણેશ્વરના રાજા તરફથી ઉત્તેજન મળતુ હોવાથી ભાસ્કરવર્માનો મોટો પરાજય થવા છતા બધુગુપ્તે બીલકુલ પાછા ન પડતા યુદ્ધ તેવુ જ જોરથી ચલાવ્યુ હતું પરતુ યોગ્ય નેતા નહિ હોવાથી બડખોરોના અશિક્ષિત સૈન્યનો વારવાર પરાભવ થવા લાગ્યો ! આથી મગધ સૈન્યમા ઉત્સાહનુ અવનવુ તેજ પ્રકટયુ અને તે પુન વિશેષ વ્યવસ્થિત રીતે યુદ્ધ કરવા લાગ્યુ ગામ ઉપર ગામ, શહેર ઉપર શહેર તાબે થઇ તે ઉજ્જડ થવા લાગ્યા તોપણ બગદેશની બૌદ્ધધર્માનુયાયી પ્રજા સામ્રાજ્યની સત્તા કેમે કરતા કબૂલ કરતી નહતી ! દૂરદર્શી યશોધવલને વિચારાતે એવુ જણાયુ કે આવા પ્રકારની લઢાઇથી કઇપણ ફળપ્રાપ્તિ શક્ય નથી ! પ્રદેશ ઉપર પ્રદેશને ઉજ્જડ બનાવવાથી સ્વતને કે સમ્રાટને યતકિંચિત્ ફાયદો થાય તેમ નથી એ કારણથી સામતોની સહાયથી યશોધવલદેવે સામદામનો ઉપાય યોજવા માડયો

પરતુ યશોધવલની ઇચ્છા પ્રમાણે બન્યુ નહિ સુલેહ થઈ નહી બન્ધુગુપ્તની ઉશ્કેરણીથી પ્રજાજનોએ યશોધવલને કહેવડાવ્યુ કે,

અમે ઠાણેશ્વરની પ્રજા છીએ, પાટલીપુત્રની સત્તા પ્રાણ જતા પણ સ્વીકારીશુ નહિ !

વસતના પ્રારભમા યુદ્ધયાત્રાનો ઉદ્યોગ પુન શરૂ થયો. એટલામા યુવરાજ શશાકપણ પાછો આવી યશોધવલ દેવને મળ્યો મહાનાયક તે વખતે ધવલેશ્વરના કીનારે છાવણી નાખી રહ્યા હતા ઘણે દૂરથી આવવાથી યૂવરાજનુ સૈન્ય વિશ્રાતી માટે તદ્દન અધીરૂ બની ગયુ હતુ તેથી યુદ્ધ અટકાવી તેમને કેટલાક દિવસ વિશ્રાતી આપવી એવી યશોધવલની ઇચ્છા હતી પરતુ ગૌડ સામતોએ તેમને આગ્રહપૂર્વક કહ્યુ કે, જો ગ્રીષ્મ ઋતુમા યુદ્ધ પૂર્ણ નહિ થાય તો પાટલીપુત્રને બીજુ એક વર્ષ છાવણીમા વ્યતિત કરવાની જરૂર પડશે ! કારણ, વર્ષારતુમા બગદેશમા યુદ્ધ અશક્ય છે !

યુદ્ધ શરૂ થયુ ચૈત્ર મહિનાના અતમા સુવર્ણ ગ્રામ સામ્રાજ્યની સત્તામા આવ્યુ પછી મહાનાયક અને શશાક વિક્રમપૂર પર ધસી ગયા ગૌડ સામતોની સહાયથી નાની મોટી અનેક નૌકાઓ સામ્રાજ્યના સૈન્યને આવી મળી હતી પાયદળ સૈન્યને પણ હવે જળયુદ્ધનો સારો અનુભવ થયો હતો ઘોડદળ સૈન્ય છાવણીમા રાખી મહાનાયક, યુવરાજ, વીરેદ્રસિહ, વસુમિત્ર અને માધવવર્મા એમણે યુદ્ધનૌકાના અનેક ભાગ કરી ચોતરફ બડખોરો પર જુદા જુદા હલ્લા કરવાની શરૂઆત કરી આથી નાઇલાજ થઇ બડખોરોની સેનાને પાછુ હઠવુ પડયુ

વૈશાખ મહિનાના આરભમા બહુધા યુદ્ધ પૂર્ણ થવા આવ્યુ હતુ જય મેળવી યૂવરાજ ત્વરાથી દક્ષિણ તરફ જતો હતો એટલામા એકાએક શત્રુની સેકડો નૌકાઓ આવી પહોચી અને તેમણે મેઘનાદના તીરપર યૂવરાજપર હુમલો કર્યો ! તે વખતે યૂવરાજ પાસે ફક્ત વીસ નૌકા અને સુમારે ચારસો સૈનિક હતા વીરેદ્રસિહના સૈન્યની ટુકડી તે સ્થાનથી સુમારે પદર ગાઉ દૂર

હતી અને યશોધવલની છાવણી તો દસ દિવસના માર્ગપર હતી ! યૂવરાજને રજા આપતી વખતે મહાનાયકે વિદ્યાધરનદી નામના એક અનુભવી વૃદ્ધ સામતને તેમની સાથે ખાસ મોકલ્યો હતો તેણે યૂવરાજને આ વખતે ધીમે ધીમે પાછા ફરવાની સૂચના કરી. પરતુ તેની એ સલાહ યૂવરાજને કદી પણ માન્ય થાય તેવી નહતી, અને તે ગ્રહણ પણ થઇ નહિ ! ગમે તે થાય તોપણ યુદ્ધ જ કરવુ, એવો યૂવરાજ અને અનતવર્માનો દૃઢ નિશ્ચય થયો તેમણે એવુ ઠરાવ્યુ કે અરૂણોદય વખતે શત્રુ સૈન્યપર ધસી જવુ કોઇપણ ઉપાયે શત્રુનો ભેદ થશે તો બસ છે ! પછી પાછા ફરવાનો કઇપણ સભવ રહેશે, નહિતો સર્વ પૂર્ણ થશે !

ઉજ્જડ મેદાનમા એકાદ શ્વાપદ મરણોન્મુખ થઇ પડેલુ હોય છે તો જેમ ઘણે દૂરદૂરથી હિસ્રપક્ષીઓના ટોળા આવી પહોચી તેના ચરણની રાહ જોતા દૂર બેસી રહે છે તેમજ બડખો-રોનુ સૈન્ય યુવરાજના સૈન્યની ચોતરફ ઘેરો નાખી યોગ્ય સમયની રાહ જોઇ રહ્યુ હતુ પ્રત્યેક ક્ષણે તેમની શક્તિની વૃદ્ધિ થતી હોઈ પ્રત્યેક ક્ષણે જુદાજુદા ગામોમાથી નાની મોટી નૌકામા બડખોરોની સેના મરણના દ્વારમા પડેલા શત્રુના આયુષ્યની છેવટની ઘડીનો નાશ કરવા આનદથી દોડી આવતી હતી

હવે કાળક્ષેપ કરવામા કઇ અર્થ નથી, એક વખત સોક્ષમોક્ષ કરવો જ ઇષ્ટ છે, એવો વિચાર કરી યૂવરાજ બીજે દિવસે સવારે એકદમ શત્રુ સૈન્યપર તૂટી પડયો ! પરતુ તેનો હેતુ બીલકુલ સધાયો નહિ ! શત્રુનો વ્યૂહ લેશમાત્ર ભેદાયો નહિ !

બપોરે સર્વ સૈન્યને તીરપર એકત્ર કરી યૂવરાજે તેમની રજા લીધી " જો શત્રુ સૈન્યની હાર ભેદી શકાશે તો આપણે ફરી મળી શકીશુ—નહિ તો મળીશુ સ્વર્ગમા ! પ્રત્યેક નૌકાએ શત્રુની હાર ભેદી પાર જવાનો પ્રયત્ન કરવો, કોઈએ કોઇની રાહ જોવી નહિ ! " સૈન્યને આજ્ઞા મળી

તે દિવસે યૂવરાજ ના ના કહેતો ગ્હ્યો અને અનતવર્મા તથા વિદ્યાધરનદ યૂવરાજની નૌકામા ચઢી ગયા રણકુશળ એવા વીસ નાવિકો તેની નૌકા ચલાવતા હતા પ્રચડ આવેશથી યૂવરાજની વીસે નૌકા શત્રુનૌકાપર તૂટી પડી ! યુદ્ધની એકજ ધુમશ્ચક્રી ચાલી ! યૂવ-રાજના નજીવા સૈન્યે બતાવેલા અવર્ણનીય પરાક્રમથી અજાઇ જઇ બ ડખોર સૈન્યની નૌકાઓ પાછી હઠી ! પરતુ યૂવરાજ તેમની હાર ભેદી શક્યો નહિ !

યૂવરાજની આજ્ઞાથી સર્વ નૌકા પાછી ફરી સુશિક્ષિત ઘોડ-દળની માફક મુઠભર મગધસેના પુન શત્રુ સૈન્યપર ધસી ગઇ આ વખતે યૂવરાજની નૌકા સર્વથી આગળ હતી તેના અગ્રભાગે પોતાના વિજયી અસ્ત્રાશસ્ત્ર લઇ સ્વત યૂવરાજ શશાક યુદ્ધ કરતો હતો ! આ વખતે માત્ર શત્રુની હાર ભેદાઇ ! જીવપર ઉદ્દાર થયેલા સુશિ-ક્ષિત રણકુશળ વીરોના પ્રચડ આવેશનો હલ્લો સહન ન થવાથી તે અશિક્ષિત ગ્રામ્ય નૌકાઓ શ ુને પીઠ બતાવી નાશવા લાગી ! યૂવરાજની નૌકા વિધુત વેગે શત્રુના બ્યૂહની વચ્ચે ફરતી હતી તેના અ-ત્યત તીક્ષ્ણ અસ્ત્રશસ્ત્રોના પ્રચડ આઘાતથી સેકડો બ ડખોર હમેશને માટે પોઢી ગયા ! શત્રુપક્ષના એક પ્રહારના આઘાતથી વિદ્યાધરનદ બેશુદ્ધ થઇ પડયો હતો અનતવર્મા અને દસ નાવિકો સહજ પણ વિશ્રાતી ન લેતા યૂવરાજનુ રક્ષણ કરતા હતા

બ ડખોરની એકાદી નૌકા દૃષ્ટીએ પડતા જ યૂવરાજ તેની પૂઠ પકડી તેજ વખતે તેના પર પ્રહાર કરતો હતો તરતજ તે નૌકા જલદેવને અર્પણ થતી, કીંવા ચુપકીથી પોતાનો પરાજય સ્વીકારી યૂવરાજને શરણે આવતી છેવટે વ્યૂહ પૂર્ણ રીતે નષ્ટ થયો, શત્રુની નૌકાઓ છિન્નભિન્ન થઇ ગઇ ! સેકડો નૌકાઓએ નાશી જઈ પોતાના પ્રાણ બચાવ્યા

સધ્યા સમયના અરસામા બહુધા લઢાઇ પૂર્ણ થઇ ! એટ-

લામા શશાકને જણાયુ કે, એક સ્થળે બડખોરોની કેટલીક નૌકા એકત્ર થઈ આવેશથી યુદ્ધ કરે છે, ને ગૌડવીરો કેમે કરતા તેનો પરાભવ કરી શકતા નથી તેજક્ષણે યૂવરાજે નાવિકોને એકદમ નૌકા ત્યા લઇ જવા આજ્ઞા કરી યૂવરાજને મદદેઆવતા જોઇ ગૌડવીર બમણા ઉત્સાહથી યુદ્ધ કરવા લાગ્યા નૌકાપરનૌકા રસાતાળ પહોચવા લાગી, પરતુ કોઈપણ શરણે આવ્યુ નહિ તે જોઈ યૂવરાજને મોટુ આશ્ચર્ય લાગ્યુ

યુદ્ધનો પ્રચડ કોલાહલ, શસ્ત્રાસ્ત્રોનો ખણખણાટ, ઘાયલ થયેલા અને કાળના મુખ આગળ પડેલા સૈનિકોના કરુણ આર્તસ્વરમા પણ "શત્રુ ! આ વખતે શશાકની નૌકા દાવમા આવી છે !" એમ કોઇએ બૂમ પાડી કોઈને કહ્યુ હોય એવો શશાકને ભાસ થયો !

યૂવરાજે આશ્ચર્યથી સામે ચોક્કસ દૃષ્ટા કરી જોયુ તો શત્રુની અનેક નૌકાના મધ્યભાગમા એક તદ્દન નાની નૌકામા બે બૌદ્ધ ભિક્ષુ બેઠેલા જણાયા તેમાથી એકને તો શશાકે બરાબર ઓળખ્યો ! તે ભિક્ષુ બીજો કોઈ નહિ પણ, ખુદ વજ્રાચાર્ય શત્રુસેન છે એવી શશાકની ખાત્રી થઇ

એટલામા જ બીજા ભિક્ષુએ તાકીને મારેલા શરથી જખમી થઇ એક નાવિક જળમા પડયો! પાછળથી અનતવર્માએ બૂમ પાડી "કુમાર ! સાવધ રહો !"

પરતુ અનતની સૂચના તરફ બીલકુલ લક્ષ ન આપતા યૂવરાજે નૌકાને આગળ કરવા આજ્ઞા કરી એટલામા બીજા ભિક્ષુએ નેમધારી શર ફેકયુ તરત જ શશાકના લક્ષમા તે આવ્યુ અને આત્મરક્ષણાર્થે ઢાલ ઉચી કરી પરતુ તેને સ્પર્શપણ ન કરતા શર તેનાથી દસહાથપર પાણીમા પડયુ તેજ વખતે બીજા એક બાણથી બીજો એક નાવિક ઘાયલ થઇ કાળવશ થયો

યુદ્ધપૂર્ણ થવા આવ્યુ હતું એ નૌકા પ્રયત્નની પરાકાષ્ટા કરી ને ભિક્ષુઓનુ સંરક્ષણ કરતી હતી યુવરાજના હુકમથી સર્વ નૌકાઓએ તે બે નૌકા પર એકદમ હલ્લો કર્યો !

એટલામા " શત્રુ ! તુ શુ કરે છે ? " બીજા ભિક્ષુના મુખમાથી નીકળેલા શબ્દો શશાકને સભળાયા

શત્રુસેને કહ્યુ " મારૂ શરીર તદ્દન બધિર થઇ ગયુ છે ! હાથ ઉચકાતો જ નથી !"

આ જ ક્ષણે બીજા ભિક્ષુએ યુવરાજ તરફ નિશાન તાકી એક શર જોરથી ફેક્યુ પરતુ તેણે યુવરાજને સ્પર્શ પણ કર્યો નહિ વિદ્યુત વગથી દોડી આવી અનતવર્માએ તે પોતાની છાતી પર લીધુ તેજ વખતે સર્વ ભાન નષ્ટ થઈ અનત ધડ દઇને નૌકા પર પડયો !

આ વખતે યુવરાજની નૌકા તે ભિક્ષુની નૌકાની પાસે જ આવી પહોચી હતી અનત તરફ લક્ષ આપવાના જેટલો યુવરાજને અવકાશ ન હતો જોતજોતામા બીજો ભિક્ષુ હાથમા તલવાર લઈ શશાક પર તૂટી પડયો પોતાનુ રક્ષણ કરવા યુવરાજે પોતાની વિજયી ફરસી ઉપાડી તે ફરસીનો ભિક્ષુને માત્ર સ્પર્શ થયો હોત તો તેને આ જગતમાથી આટી પોટી વાળી ' નિર્વાણ ' ને પ્રાપ્ત થવુ પડયુ હોત ! પરતુ એક બખતરી સૈનિકે દોડી આવી ફરસીનો પ્રચડ આઘાત પોતા પર ઝીલી લીધો ફરસીથી બખતર નિમિષ માત્રમા તૂટી ગયુ અને તેનુ મસ્તિષ્ક પણ દૂર થઈ ગયુ !

આજ મધી સાધી તે બીજા ભિક્ષુએ તલવારથી યુવરાજના શીરસ્ત્રાણપર જબરજસ્ત આઘાત કર્યો તત્ક્ષણે શશાક અચેતન બની મેઘનાદના ઉડા જળમા પડયો ! તે સાથે જ વજ્રાચાર્ય શત્રુસેને પણ પાણીમા કુદકો માર્યો !

સંધ્યાકાળથી જ આકાશમા ઇશાન ખુણામા વાદળા એકત્ર થવા લાગ્યા હતા જે ક્ષણે શશાંકનુ ચેતન શૂન્ય શરીર મેઘનાદના કાળા ધગમા પડ્યુ, તે જ ક્ષણે પ્રચંડ ગર્જના થઈ એકદમ ભયંકર તોફાન શરૂ થયુ ! ઉભયપક્ષ યુદ્ધ બંધ કરી સ્વરક્ષણના ઉપાય કરવા લાગ્યા શત્રુકે મિત્રની શોધ કરવાનો તેમને આ વખતે અવકાશ જ રહ્યો ન હતો !

## પ્રકરણ ૧૩ મું

---

### માછીની ઝૂપડીમા

શીતળા નદીના કીનારે આંબા અને કણુસના વૃક્ષોની ઘનઘોર છાયામા એક નાની ઝૂપડી હતી ઝૂપડીના, છાણથી લીપી સ્વચ્છ કરેલા આગણામા એક કાળા રંગની સ્ત્રી ઉતાવળથી જાળ ગુંથતી બેઠી હતી તેની સામે એક ગૌરવર્ણો તરૂણ બેઠેલો હોઇ તે તેનુ કૌશલ્ય વિસ્મિત દૃષ્ટિથી જોઈ રહ્યો હતો

ઝૂપડી તરફ જોતા જ તે એકાદ માછીની હોવી જોઇએ એમ સ્વાભાવિક રીતે જણાઇ આવતુ હતુ જ્યા ત્યા નાની મોટી જાળો પડેલી હતી અને ઝુપડીના બારણામા જ ભરેલા માછલાના ઢગલાના ઢગલા પડયા હતા નદીના સફેદ રેતાળ ભાગ પર બે ત્રણ નાની હોડીઓ પડી હતી નજીકમા મનુષ્ય વસ્તીનુ ક્યાઇ ચિહ્ન પણ દેખાતુ ન હતુ ચોતરફ જ્યા જોઇએ ત્યા પાણી જ પાણી અને સ્થળે સ્થળે લીલી છમ વનલતાના કુદરતી રીતે બનેલા કુંજ દૃષ્ટિએ પડતા હતા

ઝૂપડીના આગણામા બેઠેલી તે યુવતી રંગે કાળી હતી ખરી, પરંતુ રૂપમા સુંદર હતી તેના સુડોલ, સુંદર અને પ્રમાણ બદ્ધ

અવયવ તરફ જોતા, એકાદ અત્યંત કુશળ કારીગરે કાળા હીસા પત્થરની સુંદર મૂર્તિ જાણે નિર્માણ કરી હોય એમ લાગતુ હતુ તે તરૂણી અત્યંત રમ્ય એવી બેઠકમા ઠીકઠાક બેઠેલી હોઈ માથુ વાંકુ કરી બન્ને હસ્તે જાળ ગુંથવામા મગ્ન થઇ ગઈ હતી વચ્ચે વચ્ચે કિંચિત હાસ્ય કરી તૃષિત દૃષ્ટિથી તે સામે બેઠેલા તરૂણ તરફ જોતી હતી તેની તે રમણીય દૃષ્ટિનો અર્થ બીજો શો હોય ? અસહનીય એવી તૃષ્ણા, અટકાવવાને કઠિન એવી લાલસા અને હૃદયને થતી અવ્યક્ત–પરંતુ અત્યંત દારૂણ એવી યાતના, એ સર્વ તે મધુર દૃષ્ટિથી વ્યક્ત થતા હતા !

તે યુવતીનો સોબતી તદ્દન યુવાન હતો. તેનુ વય કંઈ વીસ વર્ષથી વિશેષ જણાતુ ન હતુ પરંતુ તેનુ રૂપ તદ્દન અસાધારણ હતુ તે અત્યંત–અત્યંત–નિસ્વરૂપ સુંદર સૌંદર્ય ઢીમર–માછી કુળમા દૃષ્ટિએ પડવુ કદી જ શક્ય ન હતુ ! કોમળ સૂર્યકિરણથી વિકસેલા લાલ કમળના ગર્ભરંગ પ્રમાણે તેની કાંત તદ્દન અવર્ણનીય હતી ! ધૂળની બીછાત પર તે બેઠો હતો, અને મેલા તથા ફાટેલા વસ્ત્રો તેના શરીર પર હતા, પણ તે રક્ષાના સૂક્ષ્મ આવરણથી આચ્છાદાયલા લાળા જેવો જણાતો હતો મુંડી નાખેલુ તેનુ મસ્તક હતું અને તેના સર્વ અંગ પર શસ્ત્રાસ્ત્રના આઘાતના ઘા દેખાતા હતા તેના મસ્તિષ્કની ડાબી બાજુએ એક મોટો ઘા હોઇ, તે અદ્યાપિ પૂર્ણ રીતે ભરાઈ આવ્યો ન હતો માછીઓની ઝૂંપડીઓમા આવુ અસાધારણ, દિવ્યરૂપ કદી પણ જણાતુ નથી તેથી જ તે માછીની પુત્રી કદી કદી નેત્રની પાંપણ પણ ન હલાવતા તે તરૂણ તરફ જોતી હતી તે તરૂણ માત્ર એકાદ અજાણ બાલક પ્રમાણે વિસ્મય અને આનંદથી તે તરૂણીનુ ચપળ હસ્ત કૌશલ્ય જોતો હતો.

એટલામા તે બન્નેને ન સમજવા દેતા એક બીજો તરૂણ ધીમે ધીમે તેમની પાછળ આવી ઉભો રહ્યો તે બન્નેના લક્ષમાં આ વાત

આવી નહિ હમણા જ આવેલા તરૂણના એક હાથમા એક લાખો-લચ ભાલો હોઇ બીજા હાથમા પાણીમા ભીંજેલી એક સાધારણ જાળ હતી.

આ બીજો યુવક કેટલીકવાર સુધી આ તરૂણીની હીલચાલ તરફ ચુપકીથી જોતો હતો પછી તેણે તે તરૂણીને કહ્યુ "ભવ, શુ કરે છે?"

તરૂણીએ ચમકીને એકવાર ઉંચે જોયુ, અને તે સહજ ગુસ્સામા જ બોલી! "તને આંખો નથી કે? હુ શુ કરૂ છુ તે તને બરોબર જણાય છે ને?"

તે બીજા તરૂણે હાથમાનો ભાલો સજ્જડ પકડયો અને કહ્યુ "મને બાપુ, કઇ બરાબર સમજાતુ નથી!"

"ત્યારે અહી નકામો શુ કરવા ઉભો રહ્યો છે? અહીથી જતો રહેને!"

તે તરૂણ માથુ હલાવી દઢ સ્વરે બોલ્યો "હુ નથી જતો બાપુ ક્યા છે?"

મુખ ઉચુ પણ ન કરતા ભવ જાળ ગૂથતી રહી

"ભવ, બાપુ ક્યા છે?"

ભવે કપાળે કરચલીઓ પાડી ઉચે જોઇ તીવ્ર સ્વરે કહ્યુ "સુતા છે ઝૂપડીમા!"

તે તરૂણ ક્ષણવાર વિચાર કરતો ઉભો રહ્યો પછી કપાળે આટીઓ પાડી તેણે એકવાર ભવ તરફ જોયુ અને કઈંક નિશ્ચય કરી તે ઝૂપડી તરફ ગયો

આ જોઇ તે તરૂણીએ મોટેથી બૂમ પાડી "નવીન, અરે નવીન—" નવીને પાછા ફરી તિરસ્કારથી કહ્યુ "કેમ?"

'ત્યા શા માટે જાય છે તુ?"

"બાપુને બોલાવવા."

"બાપા થાકી પાકી સૂઇ ગયા છે તેમને નકામો ઉઠાડીશ નહિ, સમજ્યો ?"

ભવની સૂચના તરફ લક્ષ ન આપતા નવીન આગળ જવા લાગ્યો કર્કશ સ્વરે તરૂણીએ પુન તેને કહ્યુ "નવીન—નવીન! પાછો ફર—બાપાને ઉઠાડીશ નહિ—"

નવીન નિરૂપાય બની પાછો ફર્યો અને ભવ પાસે આવી ઉભો રહ્યો પરતુ ભવે તેના તરફ દૃષ્ટી પણ ન કરી તે તો જાળ ગૂથતીજ બેસી રહી

નવીન કેટલીકવાર સુધી નિસ્તબ્ધતાથી તે તરૂણી તરફ જોતો ઉભો હતો છેવટે તેણે હાક મારી "ભવ—"

પણ તેનો કઇ ઉત્તર મળ્યો નહિ!

"ભવ!"

તોપણ ઉત્તર મળ્યો નહિ!

"ભવ—ભવ!"

ભવે કપાળ ચઢાવી પુછ્યુ "કેમ ?"

તરૂણી એક વખત છેવટ પોતાની સાથે બોલી એ વિચારથી નવીનને આનદ થયો હોય એમ જણાયુ તે વિનવણી યુક્ત સ્વરે બોલ્યો "ચાલ ભવ, આપણે જઇ આવીએ—"

"ક્યા રે ?"

"હોડીમા બેસી જરા ફરી આવીએ કહુ છુ"

"જા, હુ નથી આવતી!"

"કેમ, ભવ ?" નવીને ખિન્ન સ્વરે પુછ્યુ

"મને હોડીમા બેસીને જવાનુ નથી ગમતુ!"

"આટલા દિવસ તો ગમતુ હતુ!"

"ઠીક, પછી ?"

"હવે કેમ નથી ગમતુ ?"

"ચાલ જા–તારા સવાલનો હુ કઇ જવાબ આપતી નથી !"

બિચારો નવીન મુખ ચઢાવી ભવ તરફ જોતો સ્તબ્ધ રહ્યો જાળ ગૂથવામા ભવે ઘણી ભૂલો કરી ! પરસ્પરને અત્યત વિરોધી એવી બે ભાવના આ વખતે તેના હૃદયની સત્તા માટે એકબીજા સાથે દારૂણ યુદ્ધમા પડી હતી

કેટલીકવાર સુધી ગહ જોઈ નવીને પુન હાક મારી "ભવ—"

"કેમ તુ મારી પાછળ આમ એક સરખો પડયો છે નવીન ?"

"તને હોડીમા બેસીને ફરવાનુ ઘણુ ગમે છે તેથી હુ તને બોલાવવા આવ્યો હતો ચાલને ભવ !—"

"હુ તારી સાથે નથી આવતી !"

"મારી સાથે નથી આવતી કેમ ?"

"તારી સાથે આવુ તો લોકો મને અપવાદ આપેને ! તારી સાથે હુ નથી જ આવતી, જા !"

"આટલા દિવસ મારી સાથે આવવા માટે લોકોએ તારૂ નામ પણ દીધુ નથી ! આજે જ તે અપવાદ આપશે ?"

"જા, મને કઇ ખબર નથી !"

એમ કહી હાથમાની જાળ જમીન પર પછાડી ભવ ગુસ્સે થઇ ત્યાથી જવા ઉઠી

"ભવ–જઇશ નહિ, જઇશ નહિ !"

પણ ભવ શેની ઉભી રહે ? તે ફડફડાટ ટગતી ક્યારનીએ ત્યાથી જતી રહી હતી !

નવીન પણ ખિન્ન હૃદયે ધીમે ધીમે બીજી દિશાએ નીકળી ગયો નવીન જતો રહેલો જણાતા જ ભવ તરતજ પુન ત્યા આવી પેલો ગૌરવર્ણો તરૂણ અદ્યાપિ બેઠો હતો ત્યાજ બેસી રહ્યો

હતો તેના તરફ પ્રેમપૂર્ણ દ્દષ્ટીથી જોતા જોતા ભવે પુન જાળ ગૂથવાનુ કામ ચલાવ્યુ.

તે તરૂણે વચ્ચે જ એક વખત તેને હાક મારી "ભવ—"

પ્રસન્ન મુદ્રાએ ભવે પુછ્યુ "કેમરે ?"

"ભવ, નવીન કેમ એમ અહીથી ચાલ્યો ગયો ?"

"અરે તે તો ચીડાઇને ગયો !" ભવે હસીને કહ્યુ

"'ચીડાવુ' એટલે શુ ભવ ?"

તેના આ પ્રશ્નથી ભવનુ પેટ હસી હસીને દુખી ગયુ અને તે એટલે સુધી કે હસી હસીને તે પેલા તરૂણના શરીરપર આડી પડી ગઇ ! તે તરૂણ ગભરાયલાની માફક તેના સામુ ટકટક જોઇ જ રહ્યો ! ભવે તેને પુછ્યુ "ગાડા, તને કેમ કઇ જ સમજાતુ નથી ?"

"ના !"

"ચીડાવુ એટલે શુ રે ?"

'કોને ખબર !"

"ઠીક, પ્રેમ એટલે શુ ?"

"કોને ખબર !"

"પ્રેમ પણ જાણતો નથી તુ ?"

"ના, ભવ !"

"મારો કેની, તારા પર પ્રેમ સજ્જડ ચોટયો છે ગાડા !"

"કોને ખબર !"

"ત્યારે તને શેની ખબર છે ?" ભવે હસીને પુછ્યુ

"ના ભવ ! મને કઇપણ ખબર નથી !"

"ખરૂ કહે છે ?"

"ખરેખર !"

ભવ તો હસી હસીને થાકી ગઈ કેટલીકવારે તેણે પુન પુછ્યુ

"ગાડા, સાચુ કહે ! આટલા દિવસ તુ ક્યા હતો ?"

"હુ નથી જાણુતો ભવ !"

"તારૂ ઘર ક્યા છે ?"

"કોને ખબર, ભવ !"

"તને માબાપ, ભાઇ બહેન, કોઇ જ નથી કે ?"

તે તરૂણુ ગળગળા ખિન્ન સ્વરે બોલ્યો "હતા, ભવ, હતા ! કોઈ પણુ મારા, કોઇ પણુ જગ્યાએ હતા, એમ મને લાગે છે ! પણુ ક્યા ? ક્યા અધાર દેશમા ? એ સર્વ પર જાણે કે અધકારનો પડદો પડયો છે !"

"બરાબર યાદ કરી જો ગાડા, તારૂ કોણુ ક્યા હતુ તે !"

"ના, ભવ ! મને તે યાદ આવતુ નથી ! યાદ આવવા માંડે છે કે, મારા માથામા કઇનુ કઇ થઇ જાય છે !"

"ભવ, તુ નવીન સાથે ફરવા કેમ ન ગઈ ?"

"મને તેની સાથે જવાનુ નથી ગમતુ, ગાડા !"

"પણુ પહેલા તો તને તેની સાથે જવાનુ ઘણુ પસદ હતુ, ભવ !" ભવે ખિન્ન હાસ્ય કરી કહ્યુ "તુ તો ગાડો છે ! તારે તે જાણીને શુ કરવુ છે ? તુ આવે છે કે ફરવા ? કહે"

"આવુ છુ"

"તને હોડીમા બેસી ફરવા જવાનુ ગમે છે ?"

"ગમે છે–ઘણુ ગમે છે ! નદીના પાણીમા મારૂ કઈપણુ ખોવાઇ ગયુ છે, અને તે શોધીશ તો પુન મને જડશે એમ લાગે છે અને તેથી મને નદીમા ફરવાનુ ઘણુ ગમે છે !"

"ચાલ ત્યારે !"

"નવીનને બોલવી લાવુ ?"

"શા માટે ?" ભવે કપાળ ચઢાવી કહ્યુ.

"તે તો હમેશ આવે છે તારી સાથે–"

" જવાદે ! પણ આજે હુ તેને નથી બોલાવતી "

" કેમ ? "

" હુ તને નથી કહેતી તુ આવતો હોયતો ચાલ મારી સાથે–આવે છે ? "

ઇચ્છા ન હોવા છતા તે તરુણ ઉઠયો ભવે પાલવ કમરે ખેચી બાધ્યો તેણે એક નાની હોડી રેતીમાથી ખેચી જઇ પાણીમા નાખી તે તરૂણ તેમા ચઢીને બેઠા પછી ભવ બન્ને હાથથી હલેસા મારી હોડી ચલાવવા લાગી

હોડી દષ્ટિ બહાર જતા જ નવીન નદી કીનારાપરના એક આમ્રકુજમાથી બહાર આવ્યો જ્યા સુધી તે બન્નેની હોડી જણાતી હતી ત્યા સુધી તે તીરપર ઉભો હતો તે દષ્ટિથી દૂર થતા જ એક નિશ્વાસ નાખી ધીમેધીમે ઝુપડી તરફ પાછો ફર્યો

એટલામા કીનારા પરથી તેને કોઇએ બૂમ પાડી " નવીન–"

" જીહા–"

" ભવ ક્યા છે ? "

" હોડીમા ફરવા ગઈ છે "

' તુ નથી ગયો કે તેની સાથે ' "

" ના "

" કેમ ? "

નવીન કઈ ઉત્તર ન આપતા માથુ નીચુ કરી ઉભો રહ્યો

" ભવ સાથે કોણ ગયુ છે ? "

' ગાડો ? "

' ઠીક, તુ આવ સન્યાસી મહારાજ આવ્યા છે "

નવીને કાઠાપર ચઢી જોયુ તો એક ફણુસના ઝાડ નીચે ભગવા વસ્ત્રથી પરિધાન થયેલો એક વૃદ્ધ બેઠેલો જણાયો. તેની પાસે જઈ નવીને તેને ભક્તિપૂર્વક પ્રણામ કર્યા

વૃદ્ધે પુછ્યુ " તે કયા છે ભલા ? "

" કોણ ? "

" તમારો અતિથિ ! "

" ભવ સાથે હોડીમા ફરવા ગયો છે ! "

" ઠીક, તે કેવો છે ? "

" સારો છે "

" પાછળની વાતો તેને કઈ સાભળે છે કે ? "

' કઈ નહિ તે ગાડાનુ ગાડપણ હજુ તેવુ જ છે ! "

" ઠીક ત્યારે, હુ હમણા જાઉ છુ પુન આવીશ '

' એમ કહી તે વૃદ્ધ સન્યાસી ચાલ્યો ગયો

" જેણે નવીનને હાક પાડી હતી તેણે તેને પુછ્યુ " નવીન, તુ કેમ ભવ સાથે ગયો નહિ ? "

" મને આજે ઠીક લાગતુ નથી ! "

બન્ને નાના પ્રકારની વાતો કરતા બેઠા અને એવી સ્થિતિમા ઘણો સમય વહી ગયો બે ઘડી રાત્રે ગીત ગાતી ગાતી ભવ ગાડાને લઇ પાછી આવી નવીન હજુ સુધી તટપર બેસી રહ્યો હતો, પરતુ ભવ તેની સાથે બીલકુલ બોલી નહિ

એક મોટો નિ શ્વાસ નાખી નવીન ત્યાથી ચાલ્યો ગયો

---

# પ્રકરણ ૧૪ મું.

—— o ——

## અનન્તવર્માનુ બડ

સાયકાળ થવાને વિશેષ અવકાશ નહતો. મેઘનાદ નદના કીનારે રેતીપર બે સૈનિક વાતો કરતા બેઠા હતા સામે છાવણીનો વિશાળ વિસ્તાર દેખાતો હતો હજારો રાવટીઓથી નદનો કાંઠો છવાઇ ગયો હતો કીનારાપર આવેલા વૃક્ષો નીચે ચૂલા ચેતાવી સૈનિકો પોતાના પેટપાણીની વ્યવસ્થા કરવામા લીન થઇ ગયા હતા

બોલતા બોલતા પહેલા સૈનિકે કહ્યુ "છટ ! હવે અહી મન જ લાગતુ નથી ! ઘેર ક્યારે જઇ શકાશે તે કઇ સમજાતુ નથી, ભાઇ !"

બીજો સૈનિક બોલ્યો "તેનુ કઇ અનુમાન થતુ નથી, હાય ! યૂવરાજ જો જીવતા હોત તો ક્યારનાએ આપણે આપણા દેશમા જઇ બેઠા હોત !"

"હાય, હાય ! કેવો ભયકર અનર્થ તૂટી પડયો ! ગુપ્ત સામ્રાજ્ય હવે રસાતાળે જ પહોચ્યુ

"એકદર પરિસ્થિતિ જોઇ તેમ લાગે છે ખરૂ ! મહાનાયક કહે છે, માધવગુપ્ત પ્રભાકરવર્ધનનો વેચાયલો ગુલામ થઇને રહેશે ! તે રાજ ચલાવી શકે એ વાત જ શકય નથી !"

"સમ્રાટ તરફ ખબર ગઇ કે ?"

"મને લાગે છે કે હવે પહોચી હશે !"

"યૂવરાજના મરણનો વૃતાત તે સાભળ્યો છે કે ?"

"હા સાભળ્યો છે"

"ક્યા સાભળ્યો ?'

"યૂવરાજની નૌકાના નાવિકો અનતવર્મા અને વિદ્યાધરનદને લઇ આવ્યા છે તેમના મુખથી મે તે વાત સાભળેલી છે

" તેમણે શું કહ્યું ? "

" તેમણે કહ્યું, ' એક દિવસે બડખોરોના અસંખ્ય સૈનિકોએ યૂવરાજના સૈન્યને ઘેરી લીધું એટલા મોટા સૈન્ય સાથે અલ્પ સંખ્યાએ યુદ્ધ કરવું તે આત્મઘાત કરવા જેવું છે જાણી વિદ્યાધરે યૂવરાજને પાછા ફરવા સલાહ આપી પરંતુ કુમાર તેમનું કહેવું શેના સાંભળે ? વિદ્યાધરની સલાહ તેમણે ધૂતકારી કાઢી, એટલુંજ નહિ પણ મુઠીભર સૈન્યસહ તે અસંખ્ય શત્રુપર તૂટી પડયા !"

" ઠીક પછી ? પછી શું થયું ? " પહેલા સૈનિકે અત્યંત આતુરતાથી પ્રશ્ન કર્યો

" ફક્ત વીસ નૌકા અને ત્રણસો ચારસો સૈનિકો લઈ તે વીરશ્રેષ્ઠ સો કરતા અધિકનૌકા પર એકદમ તૂટી પડયો ' અને સર્વમાં આશ્ચર્ય જેવું એ હતું કે, બંડખોરોનો નાશ થઇ તેમને નાશતા ભારે પડયું ! લઢાઇ બહુધા પૂર્ણ થતા એક સ્થળે શત્રુની દસબાર નૌકા આવેશથી યુદ્ધ કરી રહી છે અને તેમનો પરાજય કરી શકાતો નથી એમ યૂવરાજને જણાયું, ત્યારે તેમણે પોતાની નૌકા એકદમ ત્યાં લઇ જવા હુકમ કર્યો, અને તે શત્રુપર તૂટી પડયા ! તેજ વખતે જંગી યુદ્ધ થઇ ઉભયપક્ષના ઘણા માર્યા ગયા, વિદ્યાધરનંદ અને અનંતવર્માને ઘાયલ થવાથી મૂર્છિત થઈ પડયા એટલામાં અકસ્માત પ્રચંડવાયું અને વાદળાનું તોફાન થયું અને કોણ કયાં ગયો તે કોઇના લક્ષમાં આવ્યું નહિ ! ત્યારથી યૂવરાજનો પત્તો લાગતો નથી ! કોઇ કહે છે, તે યુદ્ધમાં માર્યા ગયા અને કોઈ કહે છે તે પાણીમાં પડી મરણ પામ્યા ! "

પહેલા સૈનિકે ખેદ પામી પુછયું " આ વાત સાંભળી યશોધવલદેવે શું કહ્યું હશે ? "

" મહાનાયકને એ વાતની ખબર આપવાનું કામ અત્યંત મુશ્કેલી ભરેલું હતું યશોધવલને સમાચાર પહોચાડવાની કોઇ હિંમત

કરી શક્યુ નહિ ! યુદ્ધ પછી ત્રણ દિવસે વિદ્યાધરનંદ શુદ્ધિ ઉપર આવ્યા ત્યારે તેમણે મહાનાયકની મુલાકાત લીધી અનંતવર્મા તો અદ્યાપિ શુદ્ધિ પર આવ્યા નથી ! આજે ત્રણ દિવસથી યશોધવલે મુખમા પાણી પણ મુક્યુ નથી, કે પોતાની રાવટીમાંથી બહાર પણ આવ્યા નથી ! વિરેન્દ્રસિંહ, વસુમિત્ર, માધવવર્મા વગેરે કોઇએ સેનાપતિને તે દર્શન આપતા નથી ! શંકરનદના તીર પર નરસિંહ દત્તને સર્વ સમાચાર જણાવવામા આવ્યા છે તે પણ થોડા દિવસમા આવશે જ ! ”

“ હાય ! ત્યારે યૂવરાજ સર્વને ત્યજી ગયા ! હવે સમ્રાટ-દેવની કેવી સ્થિતિ થશે ! યશોધવલદેવ હવે પાટવી પુત્રને મુખ કેવી રીતે બતલાવશે ? ”

આ વખતે અંધકાર વિસ્તૃત થતો જતો હોઇ ચો તરફ સર્વ શાંત હતુ, તે સૈનિકના મુખથી ઉક્ત શબ્દ બહાર પડયા ન પડયા, તેટલામા પાછળ યશોધવલદેવ આવી બોલ્યા “પાટલીપુત્રને હુ કેવી રીતે મુખ બતાવુ, એજ વિચાર મને થયા કરે છે !”

બન્ને સૈનિકોએ પુઠ ફેરવી જોયુ તો તેમને જણાયુ કે, સ્વત યશોધવલદેવ પાસે જ ઉભેલા હોઇ, તેમની પાછળ કેટલાક અંતર પર મુખ્ય મુખ્ય સેનાપતિ અને સામન્ત માથુ નીચુ ઘાલી ઉભા છે મહાનાયકના મસ્તક પર વસ્ત્ર વગેરે કંઈ નહોતા, તેમના લાબા લચ શુભ્ર કેશ વાયુથી ઉડતા હતા, તેમનુ ચિત્ત સ્થિર ન હોઇ તે બહુધા પાગલ જ બન્યા હોય એમ લાગતું હતુ !

નિસ્તબ્ધતાનો ભંગ કરી મહાનાયકે તીવ્ર સ્વરે કહ્યુ “ વીરે-ન્દ્ર, સાભળ ! હજુ પણ હુ ગાડો બન્યો નથી તો પણ થોડા જ વખતમા હું પુરો પાગલ બનીશ, વસ્ત્રો ફેંકી દઇ નગ્ન સ્થિતિમા નાચવા લાગુ ત્યારે મને પાટલીપુત્રમા લઇ જજે હત ભાગ્ય

મહાસેનગુપ્ત જ્યા સુધી જીવતા રહે ત્યા સુધી તેમને કહેજે કે યશોધવલને તેના પાપનુ પૂર્ણ પ્રાયશ્ચિત મળ્યુ છે ! પ્રાચીન ધવલ-વંશ નિર્મૂલ થવા છતા યશોધવલના પાપનો ઘડો ભરાયો ન હતો, તે માટે જ વૃદ્ધનો વિશ્વાસ, આંધળાનો આધાર, તેના હાથમાથી ખેચી લઈ યશોધવલ દૈવ સાથે દ્યુતક્રીડા કરવા ગયો !"

"સાભળ, વસુમિત્ર, સાભળ ! મગધસૈન્યનો સામાન્ય સૈનિક પણ 'વૃદ્ધ યશોધવલ હવે પાટલીપુત્રને મુખ કેવી રીતે બતાવશે ?' એમ કહે છે ! ખરૂ જ છે ! મારા બાલમિત્રને તેના પુત્ર વધની વાત હુ કેવી રીતે જણાવુ ? જોશીનુ ભવિષ્ય સાભળી મહાસેનગુપ્ત સદા સર્વદા પુત્રશોકના ભયથી વ્યાકુલ રહેતા તેમનુ સાત્વન કરી, તેમને જુદી જુદી વાતો સમજાવી યુવરાજ શશાકને–મહાસેનગુપ્તની આખની કીકીને મે ખેચી આણી તે વખતે હુ સમજી શક્યો નહિ, પણ હવે મને સારી રીતે સમજાયુ છે કે, આ ડોસો યશોધવલ યુદ્ધ કરવા આવ્યો નહોતો પણ અદૃષ્ટ સાથે રમત રમવા આવ્યો હતો !"

વીરેન્દ્રસિહ મહાનાયકને ઉદ્દેશી કંઈ શાતિદાયક શબ્દ કહેવા જતો હતો, પણ તેટલામા તેને અટકાવી યશોધવલ જ વચ્ચે બોલવા લાગ્યા "ઉભો રહે, વીરેન્દ્ર ! મને શાત કરવાના તારા સર્વ પ્રયત્ન વ્યર્થ છે ! ઓષ્ઠ દાબે તોએ હજુ દૂધ નીકળે, તેવા કોમળ બાલકને લઇ હુ પ્રયત્ક્ષ મૃત્યુની મશ્કરી કરવા આવ્યો ! પણ હુ શુ કરૂ છુ, તે તે વખતે મને સમજાયુ નહિ ! જેને પુત્ર કેવળ પ્રાણરૂપ છે, તેવા વૃદ્ધ મહાસેનગુપ્ત નગરના તોરણમા સ્વત આવ્યા, અને પોતાના હસ્તે શશાકને મારે સ્વાધીન કરી કહ્યુ હતુ કે, 'યશોધવલ, યુદ્ધનુ પરીણામ ગમે તેવુ આવવાનુ હોય તે આવે ! પણ મારા શશાકને માત્ર પાછા લઈ આવજે !' તેના નેત્રની પુતળી હું હમેશાને માટે કાઢી લઉ છુ, એમ સમ્રાટને તે વખતેજ લાગ્યુ હતું ! વીરેન્દ્ર, વસુમિત્ર, મહાસેનગુપ્ત મારો સમ્રાટ નથી, મગધનો ચક્રવર્તી નથી ને મારો

પ્રિય બાલમિત્ર છે હાય ! કીર્તિધવલના શોકથી વ્યાકુલ બની હુ તેને વિસરી ગયો હતો, પણ પછી એ પુત્રશોકને પણ વિસારે મુકી પ્રિય મિત્રના પુત્રનો વધ કરવા હુ પાટલીપુત્રમા આવ્યો ! હા, કુમાર શશાકનો વધ મે જ કર્યો છે ! તેની ખાત્રી હતી કે, જ્યા સુધી યશોધવલના દેહમા પ્રાણ છે ત્યા સુધી તેનો વાળ પણ કોઇથી વાકો નહિ થઈ શકે ! એજ સમજથી શ્રદ્ધા પૂર્વક ગણ્યાગાઠયા સૈનિકો લઇ યૂવરાજ વિકરાળ વનરાજ સમો શત્રુની લાખની ગણત્રીએ ગણાતી સેનાપર તુટી પડયો હતો મુઠીભર માણસો લઈ તે બગના બડને તોડી નાખવા ધસી ગયો હતો તેની ખાત્રી હતી કે યશોધવલ સેકડો ગાઉ દૂર હશે, પણ સકટ સમયે તે દોડી આવીને હૃદય સરસો ચાપ્યા સિવાય નહિ રહે પણ મારો એ શશાક હવે કયા છે? મારો કુમાર કયા છે ? હુ અભાગી તેનુ રક્ષણ ન જ કરી શકયો ! કુમારને યુદ્ધ કેમ કરવુ તે શીખવ્યુ પણ આત્મરક્ષણની કળાનુ ભાન નહોતુ કરાવ્યુ બસ યુદ્ધનો અત આવ્યો અને તે સાથે મારા શશાકનો અવતાર પણ પૂર્ણ થયો ”

ગાત્ર શિથીલ થઇ જવાથી ધ્રૂજતા ધ્રૂજતા મહાનાયક રેતીપર ઢળી પડયા સેનાપતિ અને સામત હાથ આપી ઉઠાડવા દોડી આવ્યા, પણ મહાનાયકે તેમને અટકાવી કહ્યુ “હુ હજુ શુદ્ધિમા છુ પણ જો ખરેખર શુદ્ધિ મારી જશે તોજ કઇક સ્વસ્થતા પામી થાકીશ કીર્તિધવલ મને ત્યજી ગયો અને તે અસહ્ય દુખ સહી લીધુ તેમ શશાકનુ મૃત્યુ પણ સહી લેવુ જોઇએ પરતુ ત્રણ દિવસને ત્રણ રાત્રી કેવી ગઈ છે તે જાણો છો ? શશાકની માતાને શુ કહીશ ? વૃદ્ધ મહાસેન ગુપ્તને કયા શબ્દોથી શાત કરીશ ? બીજો પણ એક ભયકર વિચાર મારા ચિત્તને ચીરી રહ્યો છે !—સમ્રાટ સમુદ્રગુપ્તનુ સિહાસન પ્રભાકરવધનને કેવી રીતે દબાવી પડવા દઉં ? ”

નદી કીનારાની રેતીમા બેઠેલા તે બન્ને સૈનિક લગભગ ગાડા બની ગયેલા મહાનાયકની શોચનીય સ્થિતિ, ચિત્રની માફક સ્તબ્ધ બની જોઈ રહ્યા હતા ! કેટલેક દૂર ઉભી રહેલી મગધસેના મૂકપણે નેત્રો માથી અશ્રુ સારતી સારની વૃદ્ધ મહાનાયકના શબ્દો સાભળતી હતી !

એટલામા અણુચીંતવ્યા કરૂણસ્વરે કોઈએ ચીસ પાડી "યુવરાજ, શશાક તમે ક્યા છો ? હજુ મારા શરીરમા શક્તિ આવી નથી, મને બરાબર દેખાતુ નથી, પગ ઉંચકવાનુ સામર્થ્ય નથી યુવરાજ, કુમાર, એમ છુપાઇ ન બેસો ! આવો, આવો, દોડી આવી મને હૃદય સાથે દાબો ! તમારા માટે મારો પ્રાણુ કેવો વ્યાકુળ બની ગયો છે ? યુવરાજ, શશાક આવો—"

આ કરૂણસ્વર સાભળી માધવવર્મા ચમકીને બોલ્યો "કોણુ ! અનત તો ન હોય ?"

ક્ષીણસ્વરે પુન કોઈ બોલ્યુ "ક્યા છો તમે કુમાર ? તમે મને કઇએ દેખાતા નથી યુવરાજ, તમે દૃષ્ટિએ નહિ પડો તો હુ કેવી રીતે જીવી શકીશ ? હવે મારો અત ન જૂઓ, શશાક, પ્રભુ ! હવે લપાઇ બેસશો નહિ ! નિદાન એક વખત પણુ તમને જોઇ નેત્ર તૃપ્ત કરી લેઇશ મને પાસે બેસાડી બે શબ્દ મારી સાથે બોલો અને પછી એ સતાકુકડી રમો !"

અનતવર્મા ધીમે ધીમે મહાનાયક તરફ જવા લાગ્યો મહાનાયકના હૃદયમા વિલક્ષણ રીતે શોકસમુદ્ર ઉછળવા લાગ્યો તેમણે ગદ્ગદિત થઇ પુછ્યુ "અનત, મારો કુમાર શશાક ક્યા છે ?"

તેમનો સ્વર ઓળખી અનતે કહ્યું "કોણુ ? મહાનાયક ? યુવરાજ ક્યા છે ? મને હજુ આખે બરાબર દેખાતુ નથી !"

વૃદ્ધ મહાનાયકે અનતને તરત જ ખેચી પોતાના ખોળામા બેસાડયો અનતે વિસ્મયતાથી પુછ્યુ "મહાનાયક કુમાર ક્યા છે ?"

યશોધવલદેવે ડુસ્કાં ભરતાં કહ્યું "બેટા, તેને જ શોધતો હું ભટકું છું!"

અનંતને અધિક જ આશ્ચર્ય થયું તેણે કહ્યું "ત્યારે શું, યૂવરાજ આપને પણ દર્શન દેતા નથી?"

માધવવર્માએ પાસે જઇ તેનો હાથ પકડ્યો અને કહ્યું, "અનંત, તું મહેજ આમ આવ તો!"

અનંત કડાણ સ્વરે બોલ્યો "માધવ, યૂવરાજ ક્યાં છે રે?"

યશોધવલ હવે હૃદયનો આવેગ અટકાવી શક્યા નહિ! એક બાલક પ્રમાણે તેમણે રડતાં રડતાં કહ્યું "અનંત, મને લાગે છે, તારો યૂવરાજ સર્વને છોડીને ચાલ્યો ગયો! સર્વ જન્મ માટે છોડી ગયો!—પુનઃ તે પાછો આવશે નહિ!"

અનંતે ધીમેધીમે મહાનાયકના ખોળામાંથી ઉઠી ચોતરફ દૃષ્ટી ફેરવી કહ્યું "ત્યારે યૂવરાજ અમને ત્યજી ગયા કેમ? તેથી જ મને કોઈ લઢાઇની વાત કહેતું નથી!"

કેટલીકવાર પુનઃ સર્વત્ર સ્તબ્ધતા છવાઈ રહી પછી યશોધવલે કહ્યું 'તમે સર્વ હવે પાટલીપુત્ર જાવ હું અહીં બંગદેશમાં રહું."

મહાનાયકનું આ ભાષણ પુરૂં થયું નહિ તેટલામાં અનંતે ગર્જના કરી કહ્યું શું કહ્યું મહાનાયક, અમોને? પાટલીપુત્ર પાછા જવું! પાટલીપુત્ર જઈ મહારાજાધિરાજને કયું મુખ બતલાવવું? મહાદેવીને અમારે શું કહેવું? 'જ્યાંસુધી દેહમાં પ્રાણ હશે, ત્યાંસુધી યૂવરાજની પીઠ હું નહિ છોડું,' એવી દેવીના દેવળમાં પ્રતિજ્ઞા કરીને હું આવ્યો છું પણ હું અભાગી હજુ જીવું છું—યૂવરાજ મને છોડી ગયા? કયું મુખ લઇને હું પાટલીપુત્રમાં પ્રવેશ કરૂં?"

એમ કહી જોતજોતામાં અનંતે વસુમિત્રની કમરે લટકતી તલવાર સડાક બહાર કાઢી, અને તે પોતાને કપાળે લગાડી કહ્યું "આ

તલવારને સ્પર્શ કરી હું પ્રતિજ્ઞા કરૂં છું કે, યૂવરાજ શશાંક જો કદી પાછા આવશે તોજ આ અનંતવર્મા પાટલીપુત્રમાં પગ મુકશે, નહિ તો આખા જન્મમાં પણ ત્યાં જશે નહિ !"

એવા શપથ લઈ અનંતે મસ્તકપરથી તલવાર નીચે ઉતારી ઘૂંટણ આગળ રાખી તેના બે ટૂકડા કરી નાખ્યા અને પછી ઘૂંટણીએ પડી તેણે મહાનાયક પાસે બેસી હાથ જોડી કહ્યું "દેવ, આ મૌખરી બંડખોર બન્યો છે ! આપ મુખ્ય સેનાપતિ !—પણ હું આપની આજ્ઞા બીલકુલ માનનો નથી ! મને કેદ કરવાની આજ્ઞા કરો !"

એકદમ હજારો કંઠમાંથી પ્રચંડ જયધ્વની થયો ! મગધ વીરોના હૃદયમાં વિલક્ષણ વિચાર વમળ ઉદ્‌ભવ્યા અને સર્વ ભાન ભૂલી પ્રચંડ જયધ્વની કરવા લાગ્યા ગાંડાની માફક ડસકા ભરતા એક બીજાને આલીંગન કરવા લાગ્યા ! 'યૂવરાજ પાછા નહિ આવે તો કોઇપણ મગધમાં પાછો જશે નહિ !' એવા સર્વએ શપથ લીધા

પછી માધવવર્મા, વસુમિત્ર, વીરેન્દ્રસિંહ વગેરે એકેએક સેનાપતિ આગળ આવી યશોધવલને કહેવા લાગ્યો "અમે સર્વ બંડખોર છીએ !—અમારામાંનો કોઈપણ આપનો હુકમ માનતો નથી !—અમે પાટલીપુત્રમાં પાછા જતા નથી !"

વૃદ્ધ યશોધવલ નિસ્તબ્ધપણે ઉભા હતા ! તેમના ચક્ષુ બંધ હોઈ તેમના ગાલપરથી અસ્ખલિત અશ્રુધારા વહી જતી હતી !

પરંતુ તેટલામાં અનંતના જખમમાંથી રક્તસ્રાવ થવા લાગ્યો તે મૂર્ચ્છિત થઇ યશોધવલના પગ આગળ ધબ દઈને પડ્યો !

---

# પ્રકરણ ૧૫ મું.

## જ્યોતીપરનું પતંગીયું !

નદી કીનારે આવેલા આમ્રકુંજમાં બેસીને ભવ એક ગીત ગાતી હતી, અને પેલો ગૌરવર્ણો તરૂણ તેના પગ આગળ બેસી મોહિત બની તેનું તે ગીત સાંભળવામાં તલ્લીન બની ગયો હતો!

સંધ્યા સમય થઇ ગયો હતો. દક્ષિણ દિશામાંથી શીતળ વાયુની લહરીપર લહરી આવી નદીના જળસ્પર્શથી વિશેષ જ શીતળ બની જગતને તદ્દન શાંત કરી નાખતી હતી! જ્યાં ત્યાં શાંત નિસ્તબ્ધતા પ્રસરેલી હોઇ જાણે કે સર્વ જગત જ મુગ્ધ બની તે ઢીમર કન્યાના, અપ્સરાને પણ શરમાવનારા કંઠમાંથી નીકળતું મધુર સંગીત સાંભળી રહ્યું હતું.

આ સ્થિતિમાં કેટલોક સમય વહી ગયો. ભવે પોતાનું તે મધુર ગીત બંધ કર્યું. તેજ વખતે જાણે કે જગતનું માયાબંધન તડ લઇને તૂટી ગયું! પક્ષી પોતાના માળામાં પુનઃ કિલકિલાટ કરવા લાગ્યા! શીતળતાની હજારો લહરી કીનારાપર અથડાઈ ઉછળવા લાગી!

ભવનું ગાન અટકતાં જ તે તરૂણ પણ એકદમ ચમક્યા જેવું કરી બોલ્યો. "ભવ, અટકી કેમ?"

ભવે તેને કંઈ ઉત્તર આપ્યો નહિ. માત્ર તેના તરફ વક્ર દૃષ્ટિથી જોઇ તે હસી!

ગાડાએ પુનઃ પુછ્યું. "ગાતી ગાતી અટકી કેમ, ભવ?"

"અરે, ગીત પુરૂં થયું તેથી!"

"પણ તારૂં ગીત પુરૂં કેમ થયું?"

ભવ પુનઃ હસીને સ્તબ્ધ રહી.

"ભવ, તારૂ ગીત પુરૂ કેમ થયુ ?"

"'કેમ' નો હુ કઇ ઉત્તર આપી શક્તિ નથી!"

"કેમ ઉત્તર આપી શક્તિ નથી?"

"તુ તદ્દન ગાંડો છે તેથી! સમજ્યો ગાડા?"

"સમજ્યો!"

કેટલીકવાર સુધી ઉભય ચૂપ હતા ભવ એક સરખી ટગરટગર ગાડા તરફ જોતી હતી ત્યારે તે નદી તરફ જોતો હતો

પછી કેટલીકવારે ગાડાએ હાક મારી "ભવ—"

"કેમ રે?"

"ભવ! તારૂ ગીત મને સાભળવુ બહુ ગમે છે!"

ભવે હસીને કહ્યુ "એમ! મારૂ ગીત તને કેમ ગમે છે, ગાડા?"

"તારૂ ગીત ઘણુ મીઠુ છે તેથી!"

"એમ?"

પુન કેટલીક ક્ષણસુધી બન્ને સ્તબ્ધ રહ્યા પછી એક નિશ્વાસ નાખી ભવે ગાડાને પુછ્યુ "ગાડા, હું તને ગમુ છુ કે?"

"હા, ગમે છે ભવ, બહુ ગમે છે"

ભવને આ ઉત્તરથી ઘણો આનદ થયા જેવુ જણાયુ. તેણે હસીને પુછ્યુ "કેમ વારુ હુ તને ગમુ છુ, ગાડા?"

"તારૂં ગીત બહુ જ મીઠુ લાગે છે તેથી! કેવુ મીઠુ ગાય છે!"

"એટલા માટે જ હું તને ગમુ છુ?"

"હા?"

"અને બીજા કશા માટે નહિ?"

"નથી ખબર!"

ભવે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો, તે મુખ ફેરવી નદીના પ્રવાહ તરફ જોઇ રહી

ગાડાને તેના આ વર્તનથી કિંચિત્ આશ્ચર્ય થયા જેવુ દેખાયુ. ક્ષણવારે તેણે કહ્યુ "ભવ—"

"કેમરે !"

"ભવ, આજ તુ બીજુ કઇ નથી ગાતી કે ?"

"ના—"

"કેમ ?"

"અરે, સંધ્યાકાળ થઇને ? હવે ઘેર જવુ છેકેનહિ ?"

"સંધ્યાકાળ તો દરરોજ થાય છે, !"

ભવે ખડખડ હસી કહ્યુ "ત્યારે હુ પણ દરરોજ નથી ગાતી કે ?"

"તો પણ તુ ગા જ !"

"શા માટે ?"

"તારૂ ગીત સાભળી મનની તૃપ્તી જ થતી નથી !" તે તરૂણે તરુણી તરફ કરૂણ દૃષ્ટિથી જોઇ કહ્યુ

ભવના મુખ પર આનંદ અને હાસ્યની લહરી પ્રસરી, પરંતુ તે ક્ષણ માત્ર જ ! કેટલીક વાર સુધી તે સ્તબ્ધ બેસી રહી અને પછી બોલી "ગાડા, વારૂ તુ કોણ છે ?"

"હુ કોણ છુ ! ગાડો છુ" ગાડાએ હસીને કહ્યુ તેના હાસ્યમા ખિન્નતાની છાયા ભરેલી હતી !

"ગાડા, તુ જન્મથી જ આવો ગાડો છે ?"

ગાડો ગભરાઇને કેવળ તેના મુખ તરફ ટગરટગર જોઇ રહ્યો !

"ગાડા ! મે તને શુ પુછ્યુ ?"

"શુ ?"

"તુ જન્મથી જ ગાડો છે ?"

"એટલે શુ, ભવ ?"

ભવ મોટેથી હસીને બોલી "ગાડા, ખરૂ જ છે, તુ તદ્દન ગાડો છુ તને પહેલાની વાત કદીપણ યાદ આવતી નથી કે ? કદી એકલો બેસે છે, ત્યારે પણ—કદી-રાત્રે—"

"કદી કદી મને કઈક યાદ આવે છે, ભવ !–"

"શુ યાદ આવે છે ?"

"બરોબર નથી સાભળતુ ! મને એવુ લાગે છે કે, કોઇપણ કદી પણ ક્યાઈ પણ, મારા હતા ! પણ એ સર્વ તદ્દન છાયા જેવુ ભાસે છે સ્પષ્ટ દેખાતુ નથી !"

"ઠીક, તુ અહી કેની રીતે આવ્યો ? છે યાદ કઈ તને ?"

"ના !"

"પણ તે સમજવુ જોઇએ એમ તને નથી લાગતુ ?"

"ના !"

"ગાડોજ છે ને તુ ?"

"પણ તુ તારી મેળે ગાને, ભવ !"

"શુ ગાઉ ?"

"આ ચદ્રની ચાદરણીનુ ગીત !"

ભવે મનમા ગણુગણી તે ગીત ગાવાનો પ્રારભ કર્યો શુકલ પચમીના ચદ્રનો ક્ષીણપ્રકાશ આમ્ર કુજનો ઘનઘોર અધકાર નષ્ટ કરવા અપૂર્વ પ્રયત્ન કરતો હતો, પણ તેનો તે પ્રયત્ન બીલકુલ વિજયી થતો નહતો ! નદીના કાળા જળના તરગમા પ્રતિબિબિત થઇ તે તે કૃષ્ણકામિનીને વિદ્યુલ્લતાનુ રૂપ આપતો હતો ! તે ઢીમર કન્યાનો કઠ જે પ્રમાણે મધુર હતો, તે પ્રમાણે જ તે ચદ્રના ચાદરણાનુ ગીત અત્યત સુદર હતુ તે ગાડો તે તરૂણી તરફ પલકારો પણ ન મારતા એક સરખો જોઈ રહ્યો હતો, તેને તેનાથી અનિર્વર્ણનીય આનદ થતો હોય તેમ દેખાતુ હતુ !

અકસ્માત ગીત અટક્યું ને તેની સાથેજ ગાડો ગભરાઈને ભવ તરફ જોવા લાગ્યો

" ગાડા, તને ચંદ્રનું ચાંદરણું ગમે છે કે ? "

" હા, ઘણું ગમે છે, ભવ ! "

" હું ગમું છું કે તને ? "

" હા, ભવ ! "

" કેમ ? "

" કોને ખબર ! "

" ગાડા, તું અહીં આવ્યો ત્યારથી તું પણ મને ઘણો ગમે છે ! "

તે ઢીમર કન્યા તો પ્રેમથી ભાન ભૂલી ગઈ હતી ! તે ગાડાનું અસાધારણ સૌંદર્ય જોઈ એકાદ ક્ષુદ્ર પતંગીયા પ્રમાણે તેણે સૌંદર્ય જ્યોતીમાં કુદકો માર્યો હતો ! ડોસા દીનનાથે પોતાની પુત્રી હમેશ ઘેરજ રહે તે માટે અનાથ બાળક નવીનને દૂર દેશથી ખાસ લઈ આવી ઘર જમાઈ કરવાના હેતુથી નાનપણથી પોતાની નજર નીચે ઉછેર્યો હતો હવે ભવને નવીનનો તિરસ્કાર કરતી જોઈ ડોસાને ઘણું ખોટું લાગતું, અને તે પોતાની પુત્રીને સમજાવવાનો પ્રયત્ન પણ કરતો. પરંતુ ભવ હવે તેને બીલકુલ સાંભળતી ન હતી ! ગાડો ત્યાં આવતા પૂર્વે તે ઘણી સારી, આજ્ઞાધારક પુત્રી હતી પણ તે આવ્યા પછી સર્વ ચક્કર એકદમ ફર્યું ! હવે ભવ ઘર સંસાર તરફ બીલકુલ જોતી નહતી દિવસ હો કે, રાત હો, પીંજરામાંથી મુક્ત થયેલી એકાદ પંખીણીની માફક તે ગમે ત્યાં ફરતી હતી ! કદી ખેતરમાં, મેદાનમાં અને કોતરમાં ફરતી તો કદી નદીમાં હોડી નાખી હલેસાં મારતી ગમે ત્યાં જતી ! ડોસા દીનનાથને તેનું આ વર્તન બીલકુલ પસંદ પડતું નહતું, તો પણ ભવ તેની એકની એક પુત્રી હોવાથી તેના પર તે કદી ગુસ્સે થતો નહતો નવીનને ભવનું આ

વર્તન પસંદ થવું અસંભવિત જ હતું પરંતુ તેને પણ તે મૂગા રહી મહન કરવું પડતું હતું. કદી એક અક્ષર પણ ભવની વિરૂદ્ધ ન કાઢતા તે સંસાર કૃત્યમાં ડોસાને મન પૂર્વક મદદ કરતો હતો

કેટલીકવાર સુધી બન્ને ચૂપ રહ્યા હતા, ગાડો ચંદ્ર તરફ સ્થિર દૃષ્ટિએ જોતો હતો, ભવ શૂન્ય દૃષ્ટિથી દૂર જોતી હતી

ભવે પુનઃ એકદમ વચ્ચે જ પુછ્યું "ગાડા, કહેને કહે મને–'

"શું ભવ ?"

"તું છે, કોણ ?"

"કોને ખબર, ભવ !"

"સંન્યાસી મહારાજ તો કહે છે કે, તું રાજપુત્ર છે ખરૂં ?"

"રાજપુત્ર એટલે શું ?"

"રાજપુત્ર એટલે રાજાનો પુત્ર."

"કયો રાજા ?"

"સંન્યાસી મહારાજ આવશે એટલે હું તેમને તે પુછીશ ! '

"પણ સંન્યાસી મહારાજ કોણ ?"

"જે તને અહીં મુકી ગયા તે—"

"મને સંન્યાસી મહારાજ અહીં લાવ્યા ?"

"હા—"

"કોણ છે તે ?"

"તે તો ગારૂડી છે બાપ !—"

"ગારૂડી એટલે શું ?"

"જાદુ કરે છે તે, અરે ! તે સંન્યાસી મહારાજ ઝાડની ડાળી ઉપર બેસીને અહીં આવે છે ! '

"તે મને તમારી પાસે કેમ લાવ્યા ?"

"હા, કહે છે કે તું લડાઈમાં મરી ગયો હતો !—એ સંન્યાસી મહારાજે તને હોડીમાં લઇને બચાવ્યો પણ તોફાનનેલીધે હોડી ઉધી

વળી ગઇ હતી ! સારા નશીબે બાપુ માછલા પકડવા ગયા હતા તે વખતે તમે નજરે પડયા તેથી બચાવીને અહીં લાવ્યા "

" મને તો એમાનુ કઈ સાભળતુ નથી ! '

" કેવી રીતે સાભળે ? "

" કેમ ભલા ? "

' તુ તો તે વખતે તાવથી બેભાન પડયો હતો ! "

" તે મન્યાસી કયા ગયા ? "

" તને અમારી ઝૂપડીમા રાખી ઝાડ પર ચઢી ઉપર ને ઉપર કયાએ ઉડી ગયા ! "

" પુન તે અહીં કયારે આવશે, ભવ ? "

" તેની મને ખબર નથી ! પણ એટલુ નક્કી છે કે તે આવ્યા સિવાય નહિ રહે ! "

" ઠીક, પછી શુ થયુ ? "

" તારા શરીર પર શુ છે તે બરાબર જો ! "

" શુ છે ? "

" આ આટલા ડાઘા શેના દેખાય છે ? "

" નથી કાંઈ દેખાતુ "

" બાપુ નદીમાથી બચાવી જ્યારે તને અહીં લઇ આવ્યા ત્યારે તારા શરીરપર જ્યા ત્યા ઘા પડેલા હતા ! નવીને મલમ પટા બાધી તારા એ ઘા રૂઝવ્યા છે

" નવીને ? " એમ કહી ગાડો કેટલીક વાર સુધી ચૂપ રહ્યો પછી માથુ હલાવી તેણે કહ્યુ " ના ભાઇ, મને એમાનુ કઇ યાદ આવતુ નથી ! "

એટલામા પાછળથી નવીને બૂમ પાડી કહ્યુ " ભવ, બાપુ બોલાવે છે તને "

" શા માટે ? "

" હુ નથી જાણતો "

" ત્યારે જા, હુ નથી આવતી "

ગાડો બોલ્યો " ભવ, તુ કેમ નથી જતી ' નવીનને ખોટુ લાગશે બાપુને ગુસ્સો આવશે—"

" ગમે તે થવાદે–હુ જઈશ નહિ—'

" ત્યારે અહીં બેસીને તુ શુ કરીશ ' "

" ગીત સાભળીશ ' "

સાભળુ છુ–સાભળીશ "

ભવ ગીત ગાવાને ગણુગણુવા લાગી, એટલામા પાછળથી ડોસાએ હાકમારી " ભવ આમ આવ તો "

" બાપુ, હુ હમણા નથી આવતી ! "

' ખાવુ પીવુ કઇ નથી ? "

" ના ! "

" ગીત ગાવાથી પેટ ભરાશે કે ' '

" ભરાશે ! "

ડોસો ગુસ્સે થઈ બોલ્યો " મર જા ત્યારે !—"

ગાડો ઉઠીને ઉભો થઈ બોલ્યો " ભવ, ચાલ ઘેર જઈએ

" ગીત નથી સાભળતો ? "

" ના—બાપુ ગુસ્સે થયા છે "

વિશેષ કઇ ન બોલતા ગાડાનો હાથ પકડી ભવ ઝૂપડી તરફ જવા નીકળી

# પ્રકરણ ૧૬.

## મહાસેનગુપ્તનુ ભવિષ્ય

મેઘનાદના યુદ્ધ પછી પાચ વર્ષનો દીર્ઘકાળ વહી ગયો છે અદ્યાપિ પણ યશોધવલદેવ સેનાપતિઓ અને મામ તો પાટલીપુત્રમા પાછા આવ્યા નથી

વીરેન્દ્રસિહ ગૌડમા, વસુમિત્ર બગદેશમા, માધવવર્મા સમતટ પ્રદેશમા, નરસિહદત્ત રાઢમા અને યશોધવલદેવ તથા અનતવર્મા મેઘનાદ તટપરની પોતપોતાની છાવણીમા રહેતા હતા આજ અરસામા સમ્રાટ મહાસેનગુપ્તનો મૃત્યુકાળ સમીપ આવેલો હોઇ તેમણે યશોધવદેવનુ સ્મરણ કર્યું છે, એવી બાતમી પાટલીપુત્રથી આવી

મહાનાયકે જુદા જુદા સ્થળોએ વીરેદ્રસિહાદિ સેનાપતિ તરફ દૂત મોકલ્યા, પરતુ તે સર્વએ મહાનાયકને કહેવડાવ્યુ કે "અમોને કેદ કરી મોકલ્યા સિવાય અમે અમારી મેળે પાટલીપુત્રમા પગ મુકીએ એ તદ્દન અશકય છે!" તેમનો આ સદેશ સાભળી યશોધવલ ચિંતામા પડયા એક બાજુ વાર થાય તો સમ્રાટનો મેળાપ કઠિન થઇ પડશે એવા સમાચાર વારવાર આવવા લાગ્યા તેથી ગમે તે થાય તો પણ પાટલીપુત્રમા જવાની જરૂર છે, એવો વિચાર કરી યશોધવલ ત્યા જવાની તૈયારી કરવા લાગ્યા

સમ્રાટને શશાકના કાળ સમાચાર પુષ્કળ દિવસથી મળ્યા હતા તે ભયકર—અત્યત દારૂણ વાત વિદ્યુત્પાત પ્રમાણે અથડાઈ ત્યારથી સમ્રાટ તદ્દન નિશ્ચલ જ થઇ પડયા હતા! તે દિવસથી દરબારમા તેમને કોઈ જોઈ શકયુ નહિ! તે ક્ષણથી અત પુરમા જ તે રહેલુ આયુષ્ય વ્યતિત કરવા લાગ્યા જીવન ચૈતન્યશક્તિ વૃદ્ધના જર્જરિત થયેલા શરીર પીંજરમાથી ધીમે ધીમે ઘટતી જતી હતી સમ્રાટ

હવે થોડા જ દિવસના અતિથી છે, એ વાત અમાત્યને ક્યારનીયે સમજાઈ હતી

જોતજોતામા પાચ વર્ષ વહી ગયા માધવગુપ્ત કાણેશ્વરથી પાટલીપુત્રમા પાછો આવ્યો હતો પ્રભાકરવર્ધન અને તેના બે પુત્રને નવીન યૂવરાજ માધવગુપ્ત અતિ પ્રિય થઇ પડયો છે, એવી વાત નારાયણશર્માને મળી હતી ચરણાદ્રિદુર્ગમા હવે સૈન્યની વિશેપ જરૂર નથી એવુ જોઈ હરિગુપ્તને ત્યાથી સૈન્યસહ પાછા બોલાવવામા આવ્યા હતા યશોધવલદેવ બગદેશમા રહીને જ સામ્રાજ્યના સૂત્ર હલાવતા પારાવાર શોક કરતા હતા હર્ષીકેશશર્મા, નારાયણશર્મા, રામગુપ્ત, હરિગુપ્ત, વગેરે આશ્વાસન આપી નભાવે જતા હતા. માધવગુપ્ત દિવસે દિવસે અધિકાધિક પરાક્રમી થતો જતો હતો વચ્ચે સામ્રાજ્યના કારોબારમા ગાડાની માફક કઈપણ ઉધુછતુ કરતો હતો, તેથી તે તે વખતે રાજ વ્યવસ્થામા ઘણો ગોટાળો થઇ જતો હતો ! એ સાભળી યશોધવલ અત્યત ઉદ્વિગ્ન બની જેમ તેમ દિવસો કાઢતા હતા

થોડા જ દિવસમા લુપ્ત થનાર દીપકની જ્યોત હમણા ઉજ્વલ થયેલી જણાઇ મૃત્યુપૂર્વે મહાસેનગુપ્તમા અતિ હુશીયારી આવવા માડી અને ચૈતન્ય પણ રમવા લાગ્યુ તેમણે યશોધવલને જોવાની ઇચ્છા પ્રદર્શિત કરી અને તેજ વખતે દૂતને મોકલવામા આવ્યા

પાચવર્ષે યશોધવલદેવ પાટલીપુત્રમા પાછા આવ્યા બગદેશ જીતીને મહાનાયક પાટલીપુત્રમા આવે છે, એ વાત સાભળી નાગરિકોએ ઉલ્હાસપૂર્વક તેમનુ સ્વાગત કરવાની પ્રચડ તૈયારીઓ કરવા માડી પરતુ 'સમ્રાટ મૃત્યુશય્યા પર હોય તે વખતે મહોત્સવ કરવા એ નાગરિકોને શોભાસ્પદ નથી, એવો મહાનાયકે સદેશ મોકલ્યો પરતુ નાગરિકોએ તે તરફ વિશેપ લક્ષ આપ્યુ નહિ નગર તોરણમા અને રાજમાર્ગમા હજારો નાગરિકોએ પ્રચડ જયધ્વની

કરી મહાનાયકનુ સ્વાગત કર્યું યશોધવલ નીચુ મુખ કરી મૂકપણે રાજભૂવનના તોરણમાથી અદર આવ્યા

ત્રીજા તોરણમા મહા પ્રતીહાર વિનયસેન મહાનાયકની રાહ જોતો જ ઉભો હતો તેના તરફથી સમ્રાટનુ મૃત્યુ હવે દૂર નથી એવી ખબર યશોધવલને મળી કપિત પગલે મહાનાયક અત પુરમા આવ્યા પાચ વર્ષે પાછા આવેલા દાદાને ઝડકડીને ભેટવા લતિકા દોડી આવી, પરતુ દાદાનુ મુખ જોતા ભયથી તે બેચાર પગલા પાછળ હઠી ! મહાનાયક સમ્રાટના શયનગૃહ તરફ ગયા

શયનગૃહના દરવાજામાથી જ ' કયા છે યશોધવલ ? ક્યા છે મારા બાલસ્નેહી ' " એવા અત્યત ક્ષીણ અવાજે સમ્રાટે ઉચ્ચારેલા શબ્દો મહાનાયકે સાભળ્યા મહાલયમા પ્રવેશ કરી, અતકાલની યાતનાથી જર્જરિત થયેલા પોતાના બાલમિત્રનો હસ્ત હાથમા લઇ વૃદ્ધ મહાનાયક જમીન પર બેસી ગયા અશ્રુના જબરજસ્ત પ્રવાહથી તે અધ બની ગયા ! ! તેમનુ હૃદય ભરાઇ આવ્યુ, તેમનુ વદન કરૂણાજનક થઈ થઇ ગયુ–મુખમાથી શબ્દ પણ નીકળ્યો નહિ !

ક્ષીણ સાદે મહાસેનગુપ્ત બોલ્યા "છટ્, છટ્, યશોધવલ, એમ ગાડા જેવુ શુ કરો છો ? રડો નહિ, રડો નહિ, રુદનને હવે અવકાશ નથી તમારો મેળાપ થયો નહતો તેથી જ જર્જર બનેલા આ દેહ પીંજરમાથી પ્રાણ ઉડી ગયો નહતો ! "

સમ્રાટના ઉશીકા આગળ પત્થરની મૂર્તિ પ્રમાણે મહાદેવી નિશ્ચલ બેઠા હતા પતિનો કઠ સૂકાયલો જોઇ તેમણે તેમના મુખમા થોડુ ગગાજલ મુકયુ

મહાસેનગુપ્ત પુન બોલવા લાગ્યા " સાભળો–યશોધવલ, બરાબર સાળળી લો શશાક જરૂર મૃત્યુવશ થયો નથી ! ભવિષ્ય કદી અસત્ય થવુ શક્ય નથી મારો પુત્ર અગ, બગ અને કલિંગનો એક છત્રો ચક્રવર્તિ સમ્રાટ બનશે ! તેના બાહુબળથી સ્થાણ્વીશ્વરનુ સિંહાસન ધ્રૂજી ઉઠશે ! "

યશોધવલ કંઈ બોલવાના હતા, પરંતુ તેમને તેમ ન કરવા દેતા સમ્રાટ બોલ્યા "સાભળો, યશોધવલ, પ્રથમ બરાબર સાભળી લો વાદવિવાદ કરવાને પળ માત્ર અવકાશ નથી! મારો શશાંક અવશ્ય પાછો આવશે! પણ બ્રહ્મદેવની ઇચ્છા જ તેની હોવાથી મારા પુત્રનુ તે સુદર વદન કમળ મારીદૃષ્ટિએ પડશે નહિ! શશાંક પાછો આવે કે તરત જ તેને તમે સિહાસનપર બેસાડજો,—વિનય—"

તત્ક્ષણે મહાપ્રતીહાર વિનયસેને આવી સમ્રાટના મુખ આગળ કાન ધર્યા

સમ્રાટે કહ્યુ "વિનય! સત્વરે ગરૂડધ્વજ લઈ આવ! હૃષી-કેશ ક્યા છે?"

"પેલી તરફના મહાલયમા!" એમ કહી તરત જ વિનયસેન ગરૂડધ્વજ લેવા દોડી ગયો

સમ્રાટ કહેવા લાગ્યા "યશોધવલ, મારૂ મૃત્યુ હવે સ-મીપમા છે જ્યાસુધી શશાંક આવે નહિ ત્યાસુધી સામ્રાજ્યનો કાર-ભાર યશોધવલ, તમે છોડશો નહિ તમે કારભાર છોડશો, કે માધવ સામ્રાજ્યનુ સત્યાનાશ કાઢી નાખશે!"

એટલામા ગરૂડધ્વજ હસ્તમા લઇ વિનયસેન ત્યા આવ્યો મહાદેવીની સહાયથી પાછળના તકીએ અઢેલી સમ્રાટ જેમતેમ કરી બેઠા અને અચકાતા અચકાતા બોલ્યા "યશોધવલ, આ ગરૂડધ્વજને સ્પર્શ કરી શપથ લો—'જ્યા સુધી શશાંક પાછો આવશે નહિ ત્યા સુધી હું રાજ્યકાર્યભાર છોડીશ નહિ!"—

સમ્રાટના કહેવા પ્રમાણે ગરૂડધ્વજને સ્પર્શ કરી યશોધવલે શપથ લીધા

સમ્રાટ પુન બોલ્યા "દેવી, તુ સતી થઇ શકીશ નહિ તારો પુત્ર અવશ્ય પાછો આવશે તારો શશાંક સિહસનાધિસ્થ થયા પછી ચિતારોહણ કરવાનુ સ્વતત્ર છે"

મહાદેવીએ પતિના ચરણનો સ્પર્શ કરી તેવા શપથ લીધા ત્યાર પછી સમ્રાટે અત્યંત સંતુષ્ટ થઇ સર્વ અમાત્યોને બોલાવવા આજ્ઞા કરી.

થોડા જ વખતમાં હૃષીકેશશર્મા, નારાયણશર્મા, હરિગુપ્ત, અને માધવગુપ્ત મહાલયમાં આવ્યા તે વખતે સમ્રાટ અત્યંત વ્યાકુલ થઇ ગયા હતા

પરંતુ તે સ્હેજ જીવન દીપ નષ્ટ થતા પૂર્વે પુનઃ એકવાર ઉજ્વલ થયો સમ્રાટે કહ્યું "નારાયણ, મારો ક્ષીણસ્વર હૃષીકેશના કર્ણ સુધી પહોંચશે નહિ હું જે કહું તે તમે તેમને સમજાવીને કહેજો આ છત્ર, આ દંડ અને સિંહાસન હું તમો સર્વના હાથમાં આપું છું મારો-તમારો યુવરાજ રાશાંક અદ્યાપિ જીવે છે-તે ખાત્રીથી પાછો આવશે તે પાછો આવે કે તરત તેને સિંહાસનપર બેસાડજો જ્યાંસુધી તે પાછો આવે નહિ ત્યાંસુધી માધવ રાજ્ય પ્રતિનિધિ તરીકે સિંહાસનપર બેસશે મારી છેવટની આ આગ્રહભરી વિનતિ માન્ય કરી છે એવી આ ગરૂડધ્વજને સ્પર્શ કરી પ્રતિજ્ઞા લ્યો

એકએક અમાત્યે ગરૂડધ્વજને સ્પર્શ કરી સમ્રાટની આજ્ઞા પ્રમાણે પ્રતિજ્ઞા લીધી પછી સમ્રાટે માધવને કહ્યું 'માધવ, તું પણ પ્રતિજ્ઞા લે "

માધવગુપ્તને પ્રતિજ્ઞા કરવામાં આનાકાની કરતો જોઇ યશોધવલદેવે તીવ્ર સ્વરે કહ્યું 'કુમાર, સમ્રાટ મૃત્યુ શય્યાપરથી આજ્ઞા કરે છે!"

સમ્રાટે કહ્યું "માધવ, 'વડીલબન્ધુ પાછો આવશે ત્યારે કંઈ પણ હરકત ન કરતાં સિંહાસન તેને આપીશ' એવા શપથ લે 'ભાઇ સાથે કદી પણ વિરોધ કરીશ નહિ' એવા શપથ લે "

કપિત સ્વરે સમ્રાટે કહ્યા પ્રમાણે માધવ જેમ તેમ નાઓ ઉચ્ચાર કર્યો! યશોધવલદેવે કહ્યું "મહારાજાધિરાજ આ વૃદ્ધની છેવટની એક વિનતિ છે સંકટમા સપડાવા છતા પોતે કાણેશ્વરનો આશ્રય કદી પણ લે નહિ, એવા શપથ કુમારને આપો!"

મૃત્યુપાશમા સપડાયલા સમ્રાટે મસ્તક ઉચુ કરી અત્યત ક્ષીણ સ્વરે કહ્યું "માધવ, મહાનાયક કહે છે તેવા શપથ લે"

ધ્રૂજતા હસ્તે ગરુડધ્વજને સ્પર્શ કરી માધવે શપથ લીધા, "સંકટમા સપડાઇશ તો પણ કાણેશ્વરનો આશ્રય કદીપણ લઇશ નહિ!"

મહાસેનગુપ્તને તેમની પોતાની આજ્ઞાથી જ શય્યાપરથી નીચે ઉતાર આવ્યા ત્રીજા પ્રહર આમમિત્ર, બધુ માધવ અને પાટલીપુત્રના સરદાર સામતો સમક્ષ સમ્રાટ મહાસેન ગુપ્તે આ નશ્વર જીવનનો ત્યાગ કર્યો!

---

# પ્રકરણ ૧૭ મુ.

## નવીનનુ વેર'

જોતજોતામા પાચવર્ષનો દીર્ઘકાલ પણ પૂર્ણ થયો પાછળના બે ત્રણ પ્રકરણમા નિર્દિષ્ટ કરેલો ગૌરવર્ણી સુદર તરુણ તે માછીની ઝૂપડીમા પાચ વર્ષ સુધી રહેવાથી તેનામા માછી જાતિના કેટલાક ગુણોએ પ્રવેશ કર્યો હોય તો તેમા આશ્ચર્ય જેવુ નથી! હવે તે ઝપાટાબધ હોડી ચલાવી શકે છે નદીમા જાળ નાખવામા પણ તેણે અપ્રતિમ કૌશલ્ય સપાદન કર્યુ હતુ. તે તરુણના હૃદયમા ભય કે શકાને લેશમાત્ર સ્થાન નહતુ તે સાહસિક પણ ભારે હતો આથી

માછી મમાજમા શક્તિ, સાહસ અને શૌર્ય વિષયમા તે અતિ પ્રસિદ્ધ થઇ બેઠો હતો

તે તરૂણે આટલા બધા ગુણુ પ્રાપ્ત કર્યા હતા ખરા, પરતુ તેનુ પૂર્વનુ નામ અધાપિ કઇ બદલવામા આવ્યુ નહતુ હજુ પણ સર્વ તેને 'ગાડો' એ નામથી જ બોલાવતા હતા ડોસો દીનનાથ તો તેને પ્રાણ સમાન માનતો હતો ! એટલુ જ નહિ પણ એક નવીન સિવાય સમગ્ર માછી કોમને તે પ્રિય થઇ પડયો હતો એમ કહીશુ તો ચાલશે આ પાચ વર્ષમા ને તરૂણના આશ્લેષમાનુ કોઇ પણ તેની શોધ કરવા આવ્યુ નહિ ! નામ, ગામ, કુલીશીલની તરૂણ ધીમે ધીમે માછીની ન્યાત સાથે તદ્દન મળી ગયો !

દીનનાથ તે તરૂણને નદીમાથી બચાવી પોતાની ઝપડીમા લાવ્યો, તે વખતે તેની ઉત્કૃષ્ટ શુશ્રુષા કરી નવીને જ તેના પ્રાણ બચાવ્યા હતા એમ કહીશુ તો ચાલશે પરતુ તે તરૂણ પર ભવનો પ્રેમ ચોટયો છે એ વાત લક્ષમા આવી ત્યારથી નવીન તેના પ્રતિ ઈર્ષાથી બળવા લાગ્યો હતો દીનનાથને કે ભવને ખરાબ લાગશે ધારી નવીન મુખદ્વારા એ સબધી કદી એક અક્ષર પણ કાઢતો નહતો, પરતુ ઇર્ષા અને અસૂયાની જ્વાળાથી નવીન બળી મરતો હતો ! મહા કષ્ટથી, અત્યત દીર્ઘ પ્રયત્નથી તેણે પોતાના હૃદયની આગ આજ સુધી જેમ તેમ દાબી રાખી હતી. પરતુ નૈસર્ગિક સ્વભાવ આગળ કૃત્રીમ પ્રયત્નનુ શુ ચાલે ? ખૂદ નવીનનીજ ખાત્રી હતી કે, આ ઇર્ષાગ્નિને ગમે તેટલો દબાવી રાખીશ તોપણ એ સર્વ બધનોને એક ચપટીની માફક ઉડાવી દઇ તે એકાદ વખત ભડભડ સળગી ઉઠયા સિવાય નહિ રહે એક વખત એ ભડભડ બળવા લાગશે તો આશ્રયદાતા વૃદ્ધ દીનનાથનો ગરીબ સસાર તેમા બળીને ખાખ થઇ જશે, એવી પણ તેને ભીતિ હતી તેમ ન થાય તે માટે નવીન પોતાનુ અત -

ઝરણુ દબાવવા અતિશય પ્રયત્ન કરતો હતો

એક દિવસે હમેશની માફક નદી કાઠાપર એક ઝાડની વિશાળ ઘટામા ભવ અને ગાડાનું પ્રણયી યુગ્મ બેઠેલુ હતુ ભવ ઉત્સુકતા પૂર્વક પોતાના નૂતન વલ્લભની પ્રેમારાધના કરી રહી હતી આ દૃશ્ય નવીનને જો કે અપરિચિત ન હતુ, તોપણ આજે તે સ્થિતિ નજરે પડતા તેના સર્વ શરીરે આગ આગ ઉઠી રહી ! સૌદર્યની કેવળ ખાણુજ, એવો આ તરૂણ, ગાડો દીનનાથની ઝૂપડીમા આવ્યો ત્યારથી ભવનો પ્રેમ ઉડી ગયેલો હોઈ, ગાડો તેનો સ્વામી થઈ બેઠો છે, એ જો કે નવીનના લક્ષમા ચોક્કસ હતુ, તોપણ પોતાના પ્રતિપાલકને અત્યત દુ ખ થશે એ વિચારથી આ ચાલતા પ્રકાર તરફ વિશેષ લક્ષ ન આપતા તે ચુપકીથી પોતાના ગૃહકૃત્યો કરવામા લીન રહેતો હતો અને મનનો સયમ કરવામા તેને ઘણેભાગે યશ પણ મળ્યો હતો.

પરતુ દૈવી યોગાયોગ ! આજે શુ થયુ વિચિત્ર હશે કોણુ જાણે ! આજે સામેનો દેખાવ જોઇ નવીનનુ ભાન જતુ રહ્યુ ! સર્વ કૃત્રીમ બધનનો વિધ્વશ થઈ તેનો ઇર્ષાગ્નિ ભભકયો ! નવીનના શરીરનો પ્રત્યેક કણ બળવા લાગ્યો અને તેની સર્વ નસોનુ રક્ત જોરથી ઉછળવા લાગ્યુ ! તેના દેહના લાખો છીદ્રોમાથી અગ્ની જ્વાળા બહાર આવવા લાગી !

નવીનનુ માથુ ફરી ગયુ ! તે તગતજ ઝૂપડી તરફ વળ્યો અને આમતેમ જોઇ ખૂણામાથી એક લોખડનો મોટો ખીલો મેળવી વસ્ત્રમા છુપાવી નદીતટના ગીચ વનમા છુપાઇ ગયો

કેટલીકવારે દીનનાથે બૂમ પાડયાથી ભવ ઝૂપડી તરફ જતી રહી હતી અને એ પછી ગાડો એક નજરથી પત્થર ઉપર બેસી નદીના પાણી તરફ જોઇ રહ્યો હતો

જોઇએ તેવી તક પ્રાપ્ત થયેલી જોઇ નવીન ગાડાની પાછળ જઈ ઉભો નવીનનો અસૂયાગ્નિ પ્રતેજ થયો !

ક્ષણવારે નવીને હાક મારી " ગાડા—"

ગાડાએ ચમકીને પાછળ જોયુ તો આગના ભભૂકા ઉડાવતા ચક્ષુથી નવીન પોતાના તરફ જોતો જણાયો !

" ગાડા—"

" કેમ ? "

" ઝાડ ઉપરથી નીચે આવ જોઇએ—"

નવીનને ઉલટ કઈ પણ પ્રશ્ન ન કરતા ગાડો ઝાડ ઉપરથી નીચે ઉતરી તેની સામે આવી ઉભો રહ્યો

ક્ષણવાર સુધી ક્રોધાતિશયથી નવીનના મુખમાથી એક શબ્દ નીકળ્યો નહિ ! તેનુ સર્વાંગ થરથર કપતુ હતુ !

" કેમ નવીન ? તુ આવો કેમ જણાય છે ? '

નવીને પ્રશ્નનો જવાબ ન આપતા કહ્યુ " તુ અહી શુ કરતો હતો ? "

" પાણી સામે જોતો હતો !"

" નહિ–તે પહેલા ? "

" ભવ સાથે વાતો કરતો હતો "

" કેમ ? "

ગાડાને આ પ્રશ્નનો શો ઉત્તર આપવો તે સૂઝયુ નહિ ! તે ટગર ટગર નવીનના મુખ તરફ જોઇ રહ્યો

" કહે—ગાડા, ભવ સાથે તુ કેમ વાતો કરતો હતો ? "

' ભવ મને અહીં બોલાવી લાવી તેથી ! "

" પણ તુ કેમ આવ્યો ? "

" હુ આવતો નથી તો ભવ મારા પર ગુસ્સે થાય છે ! "

આગળ શુ બોલવુ તે નવીનને જ સુઝયુ નહિ ! કંપિત સ્વરે થોડી વારે તેણે પુછ્યુ "તુ ભવપર પ્રેમ રાખેછે, ગાડા ?"

"હા."

"કેમ ? તેના પર તુ કેમ પ્રેમ રાખે છે ?"

"ભવનુ ગીત મને બહુ ગમે છે, નવીન !"

"માટે જ તુ તેના પર પ્રેમ રાખે છે ?"

"હા"

નવીન ક્ષણવાર પોતાના પ્રત્યે જ વિચાર કરતો સ્તબ્ધ રહ્યો પછી હોઠ ચાવીને તે બોલ્યો "હુ તને આજે ઠાર મારીશ ગાડા !"

"મને તુ ઠાર મારીશ ?"

"હા—તને હુ ઠાર મારીશ ?"

"કેમ વારૂ નવીન ?"

નવીન બોલવામા ગુચાવા લાગ્યો—"તુ—તુ—ભ—"

"કેમ તુ મને ઠાર મારશે, નવીન ?"

"તુ ભવ પર પ્રેમ રાખે છે, તેથી ! સમજ્યો ?"

"વાહ ! ભવ પર મે પ્રેમ રાખ્યો માટે તુ મને ઠાર મારશે ?"

"હા—"

"નવીન મારો તારા ઉપર પણ પ્રેમ છે !"

"ખોટુ—તદ્દન ખોટી વાત !"

"ના—નવીન !"

"શુ નહિ ?"

"હુ ખોટુ કહેતો નથી—મારો તારા પર અતિશય પ્રેમ છે, !"

"ત્યારે તુ ભવ પર શા માટે પ્રેમ રાખે છે ?"

" કેમ ભલા નવીન ? એક ઉપર પ્રેમ કર્યો એટલે બીજા કોઈપર પણ પ્રેમ કરી શકાય નહિ ? "

" ના ! "

" તે હું જાણતો નહતો ! "

" જાણતો નહતો માટે શુ થયુ ? '

" ત્યારે ? "

" હુ તને ઠાર મારીશ બસ ! "

" પણ શા માટે ? "

નવીનને કેમે કરતા ગાડાના આ પ્રશ્નનો ઉત્તર જડયો નહિ ! તે કેટલીકવાર સુધી વિચાર કરતો સ્તબ્ધ ઉભો રહ્યો વળી પાછો બોલ્યો " ઠીક છે ત્યારે તુ કોઈપણ એકાદ શસ્ત્ર લઈ આવ તારી સાથે હુ લઢાઈ કરૂ છુ "

" પણ લઢાઇ શા માટે કરે છે ? "

" તેનુ કારણ એટલુ જ કે આપણા બન્નેમાથી હવે એકે મરવુ જ જોઈએ ઉભયને માટે આ જગતમા સ્થાન નથી ! "

" કેમ ભલા ! આપણે બન્ને સારી રીતે જીવતા રહીએ તો શી હરકત છે નવીન ? "

" ભવ ઉપર આપણો બન્નેનો પ્રેમ હોવો ઉપયોગનો નથી ! "

થોડીવાર વિચાર કરી ગાડાએ કહ્યુ " હુ તારી સાથે લઢી શકીશ નહિ ! "

" કેમ ? ડર્યો કે ? "

" ના, હું મરણથી ડરતો નથી—"

" ત્યારે પછી ? "

" તે મારા પ્રાણ બચાવ્યા છે માટે હું તારી સાથે લઢીશ નહિ ! "

" ગમે તેમ હશે તો પણ હું તને મારીશ ! તુ નહિ લડે કે મારી સાથે ?

" ના તે તે વખતે મને કેમ બચાવ્યો, ? "

" તે હું કઇ જાણુતો નથી ! બસ, હુ હવે તને ઠાર મારીશ ! "

" ઠીક છે, હુ તૈયાર છુ ! માર મને ! "

નવીન મોટી ગૂચવણુમા પડયો ! ગાડાને ઠાર મારવાની તેણે ધમકી આપી ખરી, પણ તેને મારવા તેનો હાથ મહા મહેનતે પણ ઉંચો થયો નહિ તે મુકૃપણે શૂન્ય દષ્ટીથી જોતો ઉભો રહ્યો

" નવીન, તુ મને ઠાર કર ! હું તારા ઉપર બીલકુલ ગુસ્સે થઇશ નહિ,

" કેમ ? "

" અરે તેજ મને બચાવ્યોને નવીન ! "

" માટે શુ થયુ ? "

" મને કોઇ પણ એવુ કહે છે કે, નવીનને મારીશ નહિ ! "

નવીન કઇજ બોલી ન શકયો, ત્યારે તેનો હાથ પકડી ગાડો બોલ્યો

" નવીન, ભવપર મે પ્રેમ કર્યો તેથી તને કેમ ક્રોધ આવે છે ? "

નવીન કઇ જ બોલ્યો નહિ !

" ભવ પર તુ પ્રેમ રાખે છે, હુ પણ રાખુ છુ, પણ હુ તો તારા પર કદી પણ ચીડાતો નથી ! " તોપણુ નવીન ચૂપ જ રહ્યો

દૈવલિખિત ખડન કોણુ કરી શકે ? એટલામા વનમાથી ભવે હાક પાડી " ગાડા, કયા છે તુ ? "

ભવના પ્રત્યેક શબ્દમા તીવ્ર પ્રેમભાવના સ્પષ્ટ થતી હતી ભવની તે બૂમ સાભળી નવીનના હૃદયનો દંડો પડેલો ઇર્ષાગ્નિ

પુન પ્રજ્વલિત થયો તે વખતની પોતાની પ્રખર મનોવૃત્તિ દાબી દેવાનો તેણે અપૂર્વ પ્રયત્ન કર્યો ! પણ તેમા તે ફાવ્યો નહિ !

ભવે પુન હાક મારી “ ગાડા, ક્યા છે તુ ? ”

આગમા ઘી પડ્યુ ! હાથમા છુપાએલો અણીદાર ખીલો ઉંચો કરી નવીને જોરથી ગાડાના મસ્તકપર પ્રહાર કર્યો તીવ્ર વદનાથી ચીસ પાડી ગાડો જમીન ઉપર મુર્છા ખાઇ પડયો નવીન નાશી છૂટયો ! દૂર હોવા છતા ગાડાની તે કારમી ચીસ ભવને સ્પષ્ટ સભળાઇ તેણે દોડી આવી તે જગ્યાએ જોયુ તો ગાડાનુ રક્તમય બનેલુ શરીર ઝાડ નીચે અસ્તવ્યસ્ત પડયુ હતુ ! એક મોટી ચીસ પાડી ભવ પણ તેના દેહ પર પડી !

પુત્રીની ચીસ સાભળી દીનનાથ ઝૂપડીમાથી દોડતો ત્યા આવ્યો બાપદીકરીએ મલી મતપ્રાય ગાડાને શુદ્ધિમા લાવવા પુષ્કળ પ્રયત્ન કર્યા, પરતુ તે શુદ્ધિ પર આવ્યો નહિ છેવટે તે બન્ને ગાડાને ઉંચકીને ઝૂપડીમા લઇ ગયા

---

## પ્રકરણ ૧૮ મું.

### જ્ઞાનોદય

તું કોણ છે ?”

“ ગાડા, મને ના ઓળખી કે તે ? બરોબર મારા તરફ જો ! અરે, હુ ભવ ન હોય કે તારી ? ”

“ હા, હા ! તુ ભવ જ છે ? પણ ભવ, મારો અનત ક્યા છે ? ”

માછીની ઝૂપડીમા મલીન, ફાટી તૂટી ગોદડી પર પડેલા આપણા પરિચિત ગાડા તરૂણ અને ભવ વચ્ચે ઉપરોક્ત

પ્રશ્નોત્તર શરૂ થયા હતા ગત પ્રકરણમા કહ્યા પ્રમાણે નવીને જોરથી કરેલા ખીલાના આઘાતથી તે રક્તથી તરબોળ બની બેશુદ્ધ થઈ પડયો હતો તેમાથી તે દીનનાથ અને ભવે કરેલા ઉપાયોથી ત્રણ દિવસે શુદ્ધી પર આવ્યો હતો !

ભવ ગાડાને તાડના પખાર્થી વા નાખતી બેઠી હતી તેણે વિસ્મીત થઇ પુછ્યુ “ ગાડા, અનત કોણ ? તુ શુ પુછે છે ? અનત કોણ ? ”

“ તુ નહિ સમજે ! વિદ્યાધરનદ ક્યા છે ? ”

ભવ ને લાગ્યુ કે, ગાંડો બેભાન સ્થિતિમા કઇ પણ બડબડે છે ! તેથી તે પોતાના પિતાને બોલાવવા લાગી “ બાપા, ગાડો શુ બોલે છે આ ? ”

દીનનાથ તે વખતે નદી કીનારે ઉભો રહી એક વિલક્ષણ દેખાવ જોતો હતો તેણે ઘણી મોટી મોટી નૌકાઓને મેવનાદ નદ ઓળગી જઇ પોતાના જ ગામ તરફ ઝપાટાબધ આવતી જોઇ

ગાડાએ પુન પુછ્યુ “ ભવ, તુ જઇને મારા અનતને બોલાવી લાવ યુદ્ધનુ છેવટ કેવુ આવ્યુ તે જાણવાને મારા પ્રાણ આકુળ વ્યાકુળ થઇ ગયા છે ! ”

એટલામા દીનનાથ સાથે એક વૃદ્ધ અને એક તરુણ એમ બે મનુષ્ય ઝૂપડીમા આવ્યા ઝૂપડીના દ્વાર આગળ કેટલાએ માણસોનો પાદધ્વની સભળાવા લાગ્યો ભવ તદ્દન આશ્ચર્ય ચકિત થઇ બહાર જોવા લાગી

દીનનાથની સાથે આવેલો તરૂણ ગાડાને જોતા જ તેની પથારી આગળ ઘૂટણીએ ટેકી નીચે બેઠો અને કમરમા લટકતી અસી બહાર કાઢી કપાળે લગાડી બોલ્યો “ મહારાજાધિરાજનો જય ! મહારાજે મને ઓળખ્યો કે ? ”

"કેમ ન ઓળખુ ? તમે વસુમિત્ર ! અનત ક્યા છે ?"

"તે ખુશીમા છે આપને હવે કઈ ઠીક લાગે છે કે, મહારાજ ?"

"હા પણ યુદ્ધ સમાચાર કેવા છે ?"

"યુદ્ધમા આપણો વિજય થયો છે મહારાજ ! પ્રભુ ઉઠીને ઉભા થઈ શકશે કે ?"

શશાક પથારી પરથી ઉઠી ઉભો રહે તે પૂર્વે દીનનાથ સાથે આવેલા વૃધ્ધે પાસે આવી પુછ્યુ "મહારાજ, આપ મને ઓળખો છો કે ?"

"હા, તમે વજ્રાચાર્ય શત્રુસેન !"

દીનનાથે આગળ આવી કહ્યુ "એમણે જ તને આપને પાચ વર્ષ ઉપર પાણીમાથી બહાર કાઢી બચાવ્યા હતા"

શશાકે અત્યત આશ્ચર્ય ચકિત થઇ પુછ્યુ, "વજ્રાચાર્ય ! તમે મને પાચ વર્ષ પૂર્વે–વસુમિત્ર, હુ ક્યા છુ ?"

'મહારાજ આપ બગદેશમા છો !"

વસુમિત્રના ખભા ઉપર ભાર રાખી શશાક ઉઠી ઉભો રહ્યો એક પત્થરના પૂતળાની માફક નિશ્ચલ ઉભી રહેલી ભવ આ સર્વ પ્રકાર જોતી હતી શશાક ઉઠે છે એમ જોઈ તે પણ ઉઠીને ઉભી રહી શશાક ઝુપડીના બારણા આગળ આવી ઉભો રહ્યો પટાગણમા અને નદીના કીનારે હજારો સૈનિક ઉભા હતા તેમાના કોઇ શકર તટે તો કોઈ બગદેશમા શશાકના હાથ નીચે લઢયા હતા પોતાનો નાયક દૃષ્ટિએ પડયો તે સાથે જ સર્વએ તેને ઓળખી પ્રચડ જયધ્વની કર્યો જે દૂર ઉભા હતા તેમણે અને નૌકામા રહેલા લોકોએ પણ પોતાનો જયઘોષ તેમા મેળવ્યો હજારો કઠમાથી 'મહારાજાધિરાજનો વિજય થાવ !' એવો ઘોષ નીકળવાથી દીગન્તર ધમધમી ગયુ !

આ જયજયકાર સાભળી શશાક આશ્ચર્ય પામ્યો તેણે પુછ્યુ "વસુમિત્ર, મને એ સર્વ 'મહારાજાધિરાજ' કેમ કહે છે ?"

વસુમિત્રે કહ્યુ "શાત થઈ આપ નીચે બીરાજો પછી હુ સર્વ વૃતાત આપને કહુ છુ"

શશાંકે આવેશથી કહ્યુ "નહિ, વસુમિત્ર, નહિ—હું શાત થઇશ નહિ ! શુ થયુ છે તે મને પ્રથમ કહો"

"મેઘનાદના યુદ્ધમા આપને જખમ થઇ આપ પાણીમા પણ ડુબી ગયા હતા પણ વજ્રચાર્ય શત્રુસેને આપને પાણી બહાર કાઢી આ માછીની ઝપડીમા લાવી રાખ્યા છે વજ્રચાર્ય આપને વચ્ચે વચ્ચે જોઈ જતા હતા પરતુ બધુગુપ્તના જાણવામા એ વાત આવી તેથી એમને કારાગૃહમા પુરી દેવામા આવ્યા વજ્રચાર્ય ત્યાથી પોતાનો છુટકો કરી લઈ અમારી પાસે નાશી આવ્યા અને તેથી જ પાચ વર્ષે આપનુ દર્શન થયુ છે આટલા દિવસમા અમારામાથી કોઇ સ્વદેશ ગયુ નથી કેવળ મહાનાયક યશોધવલદેવ મમ્રાટ મૃત્યુ શય્યાપર હોવાના—"

શશાક એકદમ વચ્ચે જ બોલી ઉઠયો "શુ ? મૃત્યુશય્યા પર ? પિતાજી આ જગત્મા નથી જ ત્યારે ?"

"મહારાજાધિરાજ સમ્રાટ મહામેનગુપ્ત પરલોકવાસી—"

"વસુમિત્ર, મરતી વખતે પિતાજીએ મારૂં સ્મરણ કર્યું હતુ કે ? હુ યુદ્ધમા મૃત્યુ પામ્યો એમ જ પિતાજીએ સાભળ્યુ હતુ ને ?"

"મહારાજ, લોકોના મુખથી મે એવુ સાંભળ્યુ છે કે સમ્રાટ મૃત્યુશય્યાપર હતા તે જ વખતે તેમણે યશોધવલને બોલાવી આપ જીવો છો જ, એમ નિશ્ચય પૂર્વક કહ્યુ હતુ જ્યોતિષ જોતા આપનો જીવનકાળ પૂર્ણ થયેલો ન હોવાથી આપ જીવતા હોઈ પાછા સ્વદેશમા આવશો, એવો સમ્રાટને દઢ વિશ્વાસ હતો તેમના એ જ વિશ્વાસથી મહાદેવી સતી થયા નથી

અને એંસી પચ્યાસી કરતા વધુ વય થવા છતા મહાનાયક અદ્યાપિ રાજકાર્યભાર ચલાવે છે—

" પિતાજી–પિતાજી ! અરે, તમે મને કેમ છોડી ગયા ! "

પિતાના મૃત્યુ સમાચાર સાભળી શશાંક એક બાલકની માફક ઉચ્ચ સાદે રડવા લાગ્યો. કેટલોક સમય આ પ્રમાણે ગયા પછી, તેનો શોકાવેગ સહજ નરમ થયો પછી તેણે વજ્રાચાર્યને પુછયુ 'વજ્રાચાર્ય, હમણા બંધુગુપ્ત કયા છે ? '

" મને લાગે છે કે હમણા તે પાટલીપુત્રમા છે "

' તેને મારી ખબર મળી છે કે ? "

" મને લાગે છે કે, આપ કયા છો તે તે જાણતો નથી, પરતુ આપ આ ભૂતળ પર છો એ વાત તેની ધ્યાનમા હોઇ આપને નિસહાય સ્થિતિમા સપડાવી ઠાર મારવાના પ્રયત્નમા રહેલો છે ? "

' મને બંધુગુપ્ત મારશે ? કેમ ? વસુમિત્ર, મહાનાયક કયા છે ? '

" પાટલીપુત્રમા જ છે વૈકુંઠવાસી સમ્રાટની અંતિમ આજ્ઞા પ્રમાણે તે પ્રથમની માફક રાજકાર્યભાર જુએ છે—પણ કેટલાક દિવસ પર થાણેશ્વરથી એક અમાત્ય આવેલો છે અને હાલમા માધવગુપ્તનો મુખ્ય પ્રધાન તે જ બન્યો છે "

મહાનાયકે રાજકાર્યભાર છોડી દીધો કે ? "

' તેમણે પોતાની મેળે છોડયો નથી છોડવાની તેમને ફરજ પાડવામા આવી છે "

" ત્યારે નરસિંહને પણ મંડલનો અધિકાર મળ્યો નહિ કે ? "

" ચિત્રાદેવીને મુખ બતલાવવુ પડે તેથી નરસિંહ પાટલીપુત્રમા ગયો નથી—"

શશાંક વચ્ચે જ બોલ્યો મિત્ર !—ચિત્રાદેવી !—"

" ચિત્રાદેવી સુખરૂપ છે, મહારાજ ! "

શશાંકે અચકાતા અચકાતા પુછ્યુ " ચિત્રાનુ લગ્ન થયુ કે વસુમિત્ર ? "

વસુમિત્રે આશ્ચર્ય પ્રદર્શક સ્વરે કહ્યુ ' ચિત્રાદેવીનુ લગ્ન ' અશક્ય, તદ્દન અસભવનીય વાત, મહારાજ ! ચિત્રાદેવી આપનીજ રાહ જોતા એક વિધવા પ્રમાણે કઠોર વ્રત સાધનમા દિવસ વ્યતિત કરે છે, રાજાધિરાજ ! "

શશાંકે ખિન્ન હાસ્ય કરી કહ્યુ ' તમારી યુક્તિકા પ્રમાણે-જને, વસુમિત્ર ' "

વસુમિત્રે નરમાઈ નીચે જોયુ શશાંકે પુન પુછ્યુ " નરસિહ ક્યા છે હમણા ? "

' તે હમણા રાઢમા છે તેણે પણ માધવગુપ્તની સત્તા કબૂલ કરી નથી "

વસુમિત્ર તરફ આશ્ચર્યથી જોઈ શશાંકે પુછ્યુ " વસુમિત્ર, માધવનુ નામ તમે એવી રીતે કેમ લો છો ' માધવને તમે સમ્રાટ તરીકે માનતા નથી કે ? '

વસુમિત્ર આવેશથી બોલ્યો " મહારાજાધિરાજ, હુ પણ બડખોર બન્યો છુ ! સમ્રાટના મૃત્યુ પછી એક કોડી પણ મે પાટલીપુત્ર મોકલી નથી આપણી સાથે જે જે બગદેશમા આવ્યા હતા, તેમાના કેવળ એક મહાનાયક યશોધવલદેવ માધવગુપ્તની આજ્ઞા માન્ય કરે છે, અન્ય કોઇએ તેની આજ્ઞા સ્વીકારતુ નથી ! રાઢમા નરસિહદત્ત, સમતટમા માધવવર્મા, બગદેશમા હુ, એમ સર્વ બડખોર બન્યા છે, મહારાજ ! મડલમા રહી ડુગરી પ્રદેશમા રહેતી જગલી જાતિની મદદ લઈ અનતવર્મા તો ખુલ્લી રીતે માધવગુપ્તના સૈન્યપર હુમલા કરે છે ! દક્ષિણ મગધ પણ તેની સત્તામા છે મડલથી તે રોહિતાશ્વ સુધી સર્વ ડુગરી પ્રદેશ તેના

અધિકારમા છે વૃદ્ધ મહાનાયકના મુખ તરફ જોઇ ગૌડમા વીરેન્દ્રે હજુ સુધી બડ કર્યું નથી એટલુ જ ! રામગુપ્ત અને હરીગુપ્ત પાટલીપુત્રમા રહી ઠાણેશ્વરના ગુલામ બની હુકમ માને છે !”

ચૂપકીથી ઉભો ઉભો શશાંક આ વાત સાભળતો હતો પછી કેટલીકવારે તેણે પુછ્યુ “ વસુમિત્ર, મારે હવે શુ કરવુ ?

વસુમિત્રે આવેશથી કહ્યુ “ મહારાજાધિરાજે એકદમ પાટલીપુત્ર જવુ ! ”

ખેદમય હાસ્ય કરી શશાંકે કહ્યુ ‘ ફક્ત તને એકલાને જ સાથે લઇ જઉ એમ કહે છે ? ”

સમ્રાટ તરફ જોઇ વસુમિત્રે દૃઢ સ્વરે કહ્યુ “ સર્વ મગધ સામ્રાજ્યમા બધુગુપ્ત અને બુદ્ધઘોષ સિવાય એવો એક પણ માણસ નથી કે જે આપનુ નામ સાભળતા જ મદદે દોડી ન આવે ! મહારાજ, હુ હમણાને હમણા દેશે દેશ સમાચાર મોકલુ છુ—એક મહિનામા પચાસ હજાર પાયદલ આપને આવી મળશે ! ’

‘ વસુમિત્ર, એકદમ એવી ગરબડ કરીશ નહિ હમણા ફક્ત માધવ અને નરસિહને ખબર આપ હમણાને હમણા માધવને સૈન્ય સહ આવવા કહે પણ નરસિહને ભગીરથના કીનારે જ રહેવા દેજે વીરેદ્ર અને અનતને ખબર આપવાની જરૂર નથી ”

“ કેમ, મહારાજ ? ”

‘ હું જાણુ છુ કે, તે બન્ને મારા કાર્ય માટે હમેશ સજ્જ થઈ રહેલા હોય છે ”

“ મહારાજ, હુ નૌકા તરફ જાઉં છુ આપ ત્યા સુધી પોશાક પહેરી તૈયાર થઇ રહો ! ”

એટલુ કહી વસુમિત્રે પોતાની તલવાર મસ્તકે લગાડી નવીન સમ્રાટનુ અભિવાદન કર્યુ પછી વજ્રાચાર્યને લઇ તે નૌકા તરફ ગયો

ભવ આશ્ચયથી દિગમઢ બની આ સર્વ પ્રકાર જોતી હતી વસુમિત્ર વગેરે ગયા પછી તે ધીમે ધીમે આગળ આવી તેણે પુછ્યુ, ' ગાડા તુ કોણ છે ? '

શશાકે હસીને કહ્યુ, " હુ હવે ગાડો નથી, ભવ ! હુ હવે રાજા છુ, સમજી ? "

એક નિશ્વાસ નાખી ભવ બોલી, " તુ હવે અહીંથી જતો રહીશ લાગે છે ? "

" હા, ભવ ! મારે હવે મારા દેશમા જવુ જોઇએ "

" ક્યારે જઈશ તુ ? "

' મને લાગે છે કે, આજે કે કાલે મારે અહીંથી નીકળવુ પડશે ! "

ભવ અત્યન્ત કરુણ સ્વરે બોલી, " ના, ગાડા, નહિ ! નિદાન આજ તો તુ ન જ જઇશ ! આજનો દિવસ હુ તને મારી આંખો ભરાય ત્યા સુધી જોઇ લેઉં. તુ કઇ ફરી ફરી અમારા જેવી ગરીબની ઝુપડીમા આવવાનો નથી ? "

ભવના નેત્રમાથી અશ્રુધારા વહેવા લાગી તે માથુ નીચુ વાળી ઝુપડીમાથી બહાર ગઈ શશાક પણ ખિન્ન હૃદયે ઝુપડી બહાર નાખેલી રાવટીમા વસ્ત્ર બદલવા નીકળી ગયો

મધ્યરાત્રિનો સમય હતો નદી કીનારે ઉભા કરેલા તબૂ સામે શશાક એકલોજ બેઠો હતો દૂર ધૂણીયો સળગતી હોઇ શશાકની ચોતરફ કેટલેક છેટે પહેરગીરો હતા તે અધકારમય મધ્યરાત્રે નવીન સમ્રાટ એકલોજ બેઠેલો હોઇ, વિચારતરગમા લીન બની ગયો હતો, મેઘનાદના યુદ્ધ પછી તેના ગાડપણમા જે છ વર્ષ નીકળી ગયા, તે દીર્ઘકાળમા જગતમા કેટલુ પરિવર્તન થઈ ગયુ હતુ ! હાય ! સમ્રાટ—પિતા—પરલોકવાસી થઈ માધવ મગધના સિહાસન પર બેઠો છે ! રાણેશ્વરના વકીલે વૃદ્ધ મહાનાયકને પદચ્યુત કરી

સામ્રાજ્યનો ડાગભાગ પોતાના હાથમા લીધો છે ! ચિત્રાનુ હજુ લગ્ન થયુ નથી, એમ વસુમિત્રે કહ્યુ હતુ તે વિષે વિચાર તરગ કદી કદી સમ્રાટના ચિતનમા ઉદ્‌ભવતા હતા

એટલામા નદીના જળમાથી એક માનવમર્તિ બહાર આવી શશાકના ચરણમા ઢળી પડી !

શશાકે આશ્ચર્ય ચકિત થઈ તે માણસ તરફ જોયુ, તેટલામા હસ્ત જોડી ને બોલ્યો " રાજા, મને તુ ક્ષમા કર ! તુ રાજા છે, મારા જેવો તુ ગરીબનથી, એમ આજે મે સાભળ્યુ છે તુ રાજા છુ દયાનો સાગર છુ મારા ભયકર અપરાધની ક્ષમા કર ! "

સમ્રાટે વિસ્મયથી જોયુ તો કાદવથી શરીર ખરડાયલુ છે, અગપર ભીના વસ્ત્ર છે, એવો નવીન પગમા પડેલો જણાયો સમ્રાટના નેત્રમા જળ આવી ગયા નવીનને ઉચકી લઈ હૃદય સરસો ચાપી શશાકે ગદ્‌ગદ્ સ્વરે કહ્યુ " નવીન ! તને હુ શા મદલ ક્ષમા કરૂ ભાઈ ? તુ ઇર્ષાથી ગાડો બન્યો હતો, તેથી તે મને માર્યો હુ પણ ગાડો થયો હતો, તેથી તારા હૃદયની તીવ્ર વદના હુ જાણી શકયો નહિ ! નવીન, ભવ તારી જ છે, સમજ્યો ? તેની સાથે લગ્ન કરીને સુખી થા ! "

સમ્રાટના આલીંગનમાથી મુક્ત થયા પછી નવીને કહ્યુ " તુ ખરેખર, તદ્દન ખરેખરો રાજા છે ! આટલો દયાવાન માણસ મે કદી જોયો નથી, રાજા, મે સાભળ્યુ છે કે હવે તુ તારા દેશમા જઈશ હુ પણ તારી સાથે આવીશ ! મે તારા મસ્તકમાથી લોહી કાઢયુ છે તેનુ પ્રાયશ્ચિત હજુ મને મળ્યુ નથી તે જો નહિ મળે તો મનના તાપમા હુ બળી મરીશ ! આ નવીન આજથી તારો ગુલામ બન્યો છે ! તુ ગાદીએ બેસીશ એટલે હુ જીવતો રહીશ તો પાછો અહી આવીશ "

એમ કહી નવીને શશાંકના પગ પકડયા. શશાંકે પુનઃ તેને ઉઠાડી હૃદય સાથે દાબ્યા. સમ્રાટના બહુ મૂલ્ય વસ્ત્રો કાદવથી ખરડાઈ ગયા.

બીજે દિવસે સવારે શશાંક પોતાના સૈન્યસહ નીકળ્યો. સેંકડો સશસ્ત્ર તરૂણ માછી લઇ દીનનાથ અને નવીન પણ તેની સાથે નીકળ્યા.

તે વખતે ભય કંઇ જ જણાઇ નહિ ! ગતથી જ તેનો કંઇને કંઇ પત્તો લાગ્યો નહતો !



## તૃતીય ખંડ

સંધ્યા

---

## પ્રકરણ ૧ લું.

---

### અતિથી !

શીતકાળનો આરંભ હતો એક દિવસે મધ્યાન્હ મંડલનો ભયંકર ડુંગરી રસ્તો ઓળંગી એક ઘોડેસ્વાર મંડલદુર્ગના સિંહદ્વાર સામે આવી ઉભો રહ્યો કીટીઓની હાર પ્રમાણે પુંઠળ ઘોડેસ્વાર અને હસ્તીઓ તેની પાછળ આવતા હતા

ઘોડેસ્વારે દુર્ગદ્વાર સામે ઉભા રહી પુછ્યું "કિલ્લામાં કોણ છે ?"

કિલ્લાના તટ પરથી એક પહેરાવાળાએ ઉલટ પુછ્યું "પણ તમે કોણ છો ?"

"અમે છીએ અતિથી !" સ્વાર હસીને ઉત્તર આપ્યો

"અતિથી ! ત્યારે અહીં શા માટે ? અતિથી ગૃહ તરફ જાવ !"

સ્વારે મોટેથી હસીને કહ્યું "અમે તો આ કિલ્લાના અતિથી છીએ ! અમે શા માટે અતિથી ગૃહ તરફ જઈએ ?"

પહેરાવાળાએ આશ્ચર્યથી પુછ્યું "કિલ્લાના અતિથી એ શાના વાત ? મે તો એવી વાત અદ્યાપિ સુધી સાંભળી નથી !"

"તુ તારી મેળે કિલ્લેદારને જઈને કહે—કિલ્લાનો એક અતિથી આવેલ છે, અને તેને કિલ્લામાં આવવું છે"

પહેરેગીરે સહજ ચીડાઈને કહ્યું "કિલ્લેદાર સાહેબ હજુ સુધી

ઉડયા નથી તમારા માટે આ ભલતા જ વખતે હુ જઈને ખુ૦ આપવા બેઠો છુ ! તમારી પાછળ ઘણા મનુષ્ય આવે છે એ ર‌ં ‌° તમારાજ છે કે ? ’

“ હા ”

પહેરાવાળાએ ધમકી યુક્ત સ્વરે કહ્યુ “ ત્યાર તો તેમને કિલ્લાથી સહજ દૂર રહેવા કહો ! તે પાસે આવશે તો પરીણા‌ ‌ મા- નહિ આવે તમોને હુ પ્રથમથી જ કહી રાખુ છુ !

સ્વારે હસીને પુછ્યુ ‘ અતિથી દુર શા માટે રહેશે ’

એટલા વખતમા તો આગળ આવેલા સ્વાર પામે પુષ્કળ ઘોડેસ્વાર અને પત્નીઓ આવી ઉભા રહ્યા તે જોઈ પહેરાવાળાએ તરત સીંગ ફુકી જોતાજોતામા કિલ્લાના દ્વારની પાસે સહસ્ત્ર સૈનિકો એકત્ર થઇ ગયા !

સ્વારે પુછ્યુ “ તમારા માલીક કોણ છે ? ”

પહેરગીરે કહ્યુ “અમારા માલીક છે અનતવર્મા ! ’

“ તેમને બોલાવ તો આ તરફ ! ”

‘ પ્રથમ તમારા સૈનિકોને પાછળ હઠવા કહો ! નહિ તો હલ્લા કરીને તેમને હઠાવવા પડશે

સ્વારની આજ્ઞા થતા જ તની માથેનુ સૈન્ય કિલ્લાથી કેટલે છેટે જઈ ઉભુ રહ્યુ

થોડા જ વખતમા બખતરથી સર્વાગે આચ્છાદાયેલા એક પુરુષ બુરજપર આવી આપણા સ્વારને પુછ્યુ “ આપ કોણ છો ? ’

સ્વારે કહ્યુ “ અમે દુર્ગના અતિથી છીએ ! તમે યજ્ઞવર્મના પુત્ર અનતવર્મા કે ?’

‘ હા, પણ આપ કાણુ ? આપનો અવાજ મને પરિચિત હોય તેમ લાગે છે ”

‘ મારા સ્વર પરથી તમે મને ઓળખ્યો નહિ ? ”

“ ના ’

" મને કદી તમે પાટલીપુત્રમા જોયો છે કે ? "

" જોયા હશે ! પણ હમણા હુ આપને ઓળખી શકતો નથી, એ ખરૂ છે "

" જરા સ્મરણ કરો પુષ્કળ વર્ષ પૂર્વે એક દિવસે કાણેશ્વ-રના સૈન્યની છાવણીમા કેદી બની તમે ગગા તટે ઉભા હતા—યાદ આવે છે કે ? "

" સાભળે છે, સારી રીતે સાભળે છે ! પણ આપ કોણ ? નરસિંહ તો નહિ ? "

આ ઉત્તર સાભળી આપણો સ્વાર એકદમ ખડખડ હસી પડયો ક્ષણવારે તેણે પોતાના મસ્તકપરનુ શીરસ્ત્રાણ દૂર કર્યુ તેજ ક્ષણે સૂવર્ણરગી, સુદર અને મૃદુ કેશ તેની પીઠ પર લટકવા લાગ્યા ! બાલસૂર્યના સૌમ્ય કીરણોનો સ્પર્શ થતા જ જાણે કે અગ્રી જ્વાલા કુદકા જ મારવા લાગી !

સ્વારના સૂવર્ણ કેશ દૃષ્ટિએ પડતા કિલ્લાના બુરજ પર ઉભા રહેલા પુરુષે હર્ષભેર બૂમ પાડી ' ઓળખ્યા ! ઓળખ્યા ! આપ રાજરાજ—મહારાજાધિરાજ શશાક છો ! '

એટલામા નરસિંહદત્ત, વીરેન્દ્ર, માધવમા, વસુમિત્ર વગેરે મુખ્ય મુખ્ય સેનાપતિઓ શશાક પાસે આવીને ઉભા રહ્યા અલ્પ સમયમા કિલ્લાના દરવાજા ઉઘડી ગયા અને સર્વ અદર આવ્યા આખો દિવસ મડલદુર્ગમા સૈન્ય આવ્યા કર્યું અને સધ્યાકાળ પૂર્વે થોડા બાકી રહેલા સૈનિકોને લઈ વિદ્યાધર પણ આવી પહોચ્યો વસુ-મિત્રે કહેલી વાત ખરી પડી ! શશાક સાથે પચાસ હજાર કરતા પણ વધુ સૈનિકો પાટલીપુત્ર જવા નીકળ્યા હતા !

શશાક બગદેશમાથી નીકળ્યા પછી થોડા જ વખતમા સમતટથી માધવવર્મા સસૈન્ય આવી મળ્યો ત્રણે જણ પોતાનુ લશ્કર

લઇ ભાગીરથી તટે આવ્યા એટલે શશાંક પાટલીપુત્ર જાય છે, એ વાત વિશેષ રીતે કોઇના જાણવામા આવી નહિ

ભાગીરથી તટે નરસિંહ પોતાના સૈન્ય સાથે મુકામ નાખી પડયો હતો આ સૈન્યને એકત્ર થયેલુ જોઇ કોઇને પણ આશ્ચર્ય થયુ નહિ

માધવગુપ્ત પોતાના પવિત્ર શપથનો ભગ કરી સિંહાસનપર બેઠો ત્યારથી સામ્રાજ્યના મુખ્ય મુખ્ય પ્રધાન તેના પર અત્યત અસતુષ્ટ થયા હતા આ પછી થોડા જ વખતમા ઠાણેશ્વરના અમાત્યની શીખવણીથી તેના હાથે જ્યારે વારવાર વૃદ્ધ મહાનાયકનુ અપમાન થવા લાગ્યુ, ત્યારે રાજના સરદાર સામતો ઘણાજ ક્ષુબ્ધ થયા ! પરતુ જો કે સર્વ આ પ્રમાણે અત્યત ક્રોધી અને અસતુષ્ટ થયા હતા, તોપણ માધવગુપ્ત એ સમુદ્રગુપ્તનો વશજ હોવાથી કોઇએ સ્પષ્ટ રીતે પોતાનો ક્રોધ કે અસતોષ પ્રકટ કર્યો નહતો !

મહાસેનગુપ્તના મૃત્યુ પછી એક વર્ષમા જ મગધના પ્રાચીન સામ્રાજ્યમા વિલક્ષણ ફેરફાર થઈ ગયા હતા ! ગૌડ અને બગ દેશમા શશાંકના મિત્રોએ બડ ઉઠાવ્યા હતા, દક્ષિણ મગધ કબજે કરી અનતવર્માએ મડલદુર્ગ પણ પોતાના તાબામા લીધો હતો પ્રભાકરવર્ધનના આગ્રહથી માધવગુપ્તે ચરણાદ્રિ અને વારાણસી અવન્તિવર્માને આપી દીધા હતા યશોધવલદેવે મસ્તક અવનત કરી ચુપકીથી આ સર્વ અપમાન સહન કર્યા ! શશાંક પાછો આવશે એ આશા દિનપ્રતિદિન મહાનાયકના હૃદયમાથી લુપ્ત થતી ચાલી બુદ્ધઘોષ, બધુગુપ્ત વગેરે બૌદ્ધ સઘના નેતાઓ હવે ખુલ્લી રીતે બ્રાહ્મણ ધર્મીઓપર અત્યાચાર કરવા લાગ્યા ! તેમના અત્યાચારથી પાટલી પુત્રના નાગરિકો હતાશ થઇ ગયા હતા ! સેકડો દેવાલયોની જમીન અને અન્ય સપત્તિ જોતજોતામા નષ્ટ થવા લાગી હજારો દેવ મદિરોમા મહાદેવ અને વાસુદેવની મૂર્તિને સ્થાને બૌદ્ધ મૂર્તિની સ્થાપ-

નાઓ થઇ ! બૌધ નેતાઓના ભયકર અત્યાચારથી નાસી ગયેલી પ્રજા મહાનાયકને શરણે આવી પરતુ બિચારા યશોધવલદેવ શુ કરે ? તેમનામા તેમનુ રક્ષણ કરવાનુ સામર્થ્ય જ રહ્યુ નહતુ !

ચોતરફથી આવતુ મહેસુલ બધ થવાથી રાજકોષ ખાલી થયો હતો ! વેતન ખીલકુલ નહિ મળવાથી સૈન્ય અન્નના અભાવે ક્ષુધાથી પીડાતુ હતુ ધીમેધીમે સૈનિકોની સહનશીલતાની અવધી આવી અને તેઓ પણ અત્યત ક્ષુબ્ધ થયા સેનાપતિના હુકમને નહિ માનના તેઓ ગામેગામ લૂટ ચલાવવા લાગ્યા ગામના લોકોને પણ આત્મરક્ષણાર્થે તેમની સાથે લડવાની જરૂર પડવા લાગી દેશમા ચોતરફ અધેર ચાલવા લાગ્યુ ! યશોધવલદેવ પાટલીપુત્રમા હોવા છતા, એક ચિત્રિત મૂર્તિ પ્રમાણે તેમને પણ ખુલ્લા નેત્રે સામ્રાજ્યની આ ભયકર સ્થિતિ જોવી પડની હતી

પ્રભાકરવર્ધનને ખબર મળી કે, મગધમા હવે મડનો ભડકો ઉડયા સિવાય રહેશે નહિ તેને એજ જોઇતુ હતુ સમુદ્રગુપ્તનો વશ રહે ત્યા સુધી તેને ચક્રવર્તી કહેવા કોઇ તૈયાર ન હતુ ! આથી પોતાના મામાના કુટુબની 'સમ્રાટ' પદવીનો નાશ કરવા તે કમર કસી તત્પર બન્યો હતો પ્રભાકરને ઉક્ત બાતમી મળવાથી અત્યત આનદ થયો અદરના તોફાન અને આતર કલહથી જ્યાર મગધ નિર્બળ થઈ જશે, પરાજય પર પરાજય પ્રાપ્ત કરી મગધ જ્યારે પોતાની પાસ આશ્રયની યાચના કરશે, ત્યારે તેને ખડણી ભરનારો એક ક્ષુલ્લક સામત બનાવી ગુપ્તવશની 'સમ્રાટ' પદવી નષ્ટ કરી નાખીશ, એવો નિશ્ચય પ્રભાકરે કર્યો હતો

મગધની આવી અધેર સ્થિતિ હતી તેજ વખતે શશાક બગદેશમાથી મગધ આવ્યો હતો

મડલદુર્ગમા નવીન સમ્રાટે પોતાના સલાહકારોની સભા ભરી એવુ ઠરાવ્યુ કે, યશોધવલને કઈપણ ન જણાવતા આપણે પાટલી-

પુત્રમા જવુ જોઇએ જરૂર હશે, તો પછી શહેરપર હુમલો કરી શકાશે ! માર્ગશીર્ષ સુદ ત્રયોદશીને દિવસે માધવગુપ્તનુ લગ્ન છે, એવી વાત અનતવર્માએ સભામા પ્રકટ કરી આજે જ પાટલીપુત્રપર હલ્લો કરવો એમ નરસિહદત્ત અને માધવવર્માએ જણાવ્યુ પાટલીપુત્ર શહેરમા કોઇપણ હિદુ પોતાની વિરૂદ્ધ શસ્ત્ર ઉઠાવશે નહિ એવી શશાકને પણ ખાત્રી હતી, પરતુ તે વિચાર તેણે કોઇને પણ જણાવ્યો નહિ

શશાકના સહચરોને આ વિચાર વિશેષ પસદ પડયો નહિ તેણે એક ઠરાવ્યુ કે આપણે ગૌડ દેશના સામતો છીએ એમ કહી વીરેન્દ્રસિહ સાથે સર્વ એ છુપા વેષેનગરમા પ્રવેશ કરવો ફક્ત નરસિહદત્તે સૈન્ય લઇ ઉપનગરમા રહેવુ અને દશ હજાર સૈનિકોએ લગ્ન સમારભમા ફરતી કેટલીક ટોળીમા મળી જઇ શકાય તે માટે આગળથી જ નગરમા જઇ રહેવુ

આ પ્રમાણે નિશ્ચય થતા હવે થોડા જ વખતમા પાટલીપુત્રમા આવીશ, એવા સદેશો વીરેન્દ્ર મહાનાયક યશોધવલને પહોચાડયો તેથી તેના આવાગમન માટે કોઇને આશ્ચર્ય થયુ નહિ દસહજાર સૈનિકોને જોઇને પણ કોઇને કઇ કલ્પના થઇ નહિ આજ અરસામા સમ્રાટના લગ્ન નિમિત્ત નિમત્રિત સામત અને જમીનદારો પોતપોતાના અગરક્ષક–રક્ષકસેનાસહ નગરમા આવતા હતા પદર દિવસ સુધીમા હજારો સૈનિકો ધીમે ધીમે આવી ગયા અને શશાકનુ બીજુ સૈન્ય નગરની ચાતરફના ગામોમા છુપા વેષે જઇ રહ્યુ

સમ્રાટ માધવગુપ્ત આ વખતે નિશ્ચિંત મને ઉત્સવ અને આનદમા નિમગ્ન બની ગયો હતો આ વખતે સકટની કલ્પના પણ તેને થતી ન હતી તે નિશ્ચય પૂર્વક માનતો હતો કે યુદ્ધમા પ્રભાકરવર્ધન પોતાને સાચવી લેશે, પ્રજા બડ કરશે તો તે મદદ કરશે અને જરૂર પડશે તો પોતે પણ સમરાગણમા ઉતરશે !

---

# પ્રકરણ ૨ જું.

## ચિત્રા જળપ્રવાહમાં—

પાટલીપુત્ર નગરમા આજે જ્યા ત્યા મોટો ઠાઠમાઠ અને ભ-પકો જણાતો હતો ! પ્રત્યેક તોરણમા મ ગળવાદ્યનો ગડગડાટ થતો હતો સર્વ રાજમાર્ગ પર પતાકાઓ ઉડતી હતી, પ્રત્યેક માર્ગ પુષ્પપલ્લવથી ભૂષિત બનેલો હતો નાગરિકોમા પણ ઉત્સાહ અને આન દની રેલછેલ ઉડી રહી હતી ભિન્નભિન્ન ર ગના ચિત્રવિચિત્ર અને મૂલ્યવાન વસ્ત્રો ધારણ કરી નાગરિકોની ટોળીઓ ખ જરી વગાડતી ગાન કરતી ચોતરફ ભટકતી હતી ! વચ્ચે વચ્ચે નગરમા જ્યા ત્યા શ ખનો ગ ભીર-નાદ થતો હતો શુભ્ર પુષ્પહાર અને પુષ્પો ચોતરફ વેરતી પુરસ્ત્રીઓ રસ્તાઓમા ફરતી હતી સુગ ધીથી આકાશ ભરાઇ ગયુ હોય તેમ જણાતુ હતુ નગરના દેવદેવળોમાના હજારો ઘ ટાનો ગ ભીરનાદ એક સરખો સભળાતો હતો

આજે સમ્રાટ રાજાધિરાજ માધવગુપ્તનુ લગ્ન હતુ !

એજ દિવસે મધ્યાહ્ન સમયે બખતરથી પરિધાન થયેલો એક વીરપુરૂષ શહેરમાના મુખ્ય રસ્તેથી રાજભૂવન તરફ જતો હતો તેને જોતા દારૂના નિશામા ચકચૂર બની મઝા ઉડાવતો એક નાગરિક બોલ્યો "અરે જુઓ જુઓ ! ગૌ–ગૌ–ગૌડ સૈનિક બખતર પહેરી લગ્નમા જાય છે ! "

આપણા સૈનિકે મુખ ફેરવી તેને પુછ્યુ "રાજભૂવન તરફ આજ રસ્તો જાય છે ને ? "

નાગરિકે કહ્યુ "હા, હા ! ઉ–ઉ–ઉત્તર તરફ જો ! "

સૈનિક આગળ જવા લાગ્યો, એટલામા તે નાગરિકે પોતાના મિત્રને કહ્યુ "કેમ-કેમરે ? એ એ ચિત્રાદેવી-દે-દેવી કોણ છે ? "

બીજા નાગરિકે કહ્યુ "એટલે ? તુ નથી જાણતો ? એ ચિત્રાદેવી તે મડલદુર્ગના તક્ષદત્તની કન્યા !"

"અ-અરે-એટ-એટલે, જે, જેની સાથે યૂ-યૂવરાજ શશાકનુ લ-લગ્ન થવાનુ નક્કી થયેલુ હતુ, તે, તેજ કે, એ ચિ-ચિત્રા ?"

તેનુ આ ભાષણ સાભળી તરત જ આપણો સૈનિક જતો અટક્યો તેણે પુછ્યુ "ચિત્રાદેવીનુ શુ થયુ કહો છો ?"

બીજા નાગરિકે સામે પુછ્યુ "તમે નગરમા ક્યારે આવ્યા ? ચિત્રાદેવી સાથે સમ્રાટ માધવગુપ્તનુ આજે લગ્ન થવાનુ છે તે તમે રસ્તામા નથી સાભળ્યુ કે ?"

તેના મુખના આ શબ્દો કર્ણપટે અથડાતા જ આપણા વીરનુ માથુ ફરવા લાગ્યુ ! તે સમતોલ ચૂકી જઇ નીચે પડવાની તૈયારીમા હતો, પણ સમીપની ભીતનો આધાર મળવાથી તે જેમ તેમ ફરી સ્થિર થયો !

તે જોઇ પહેલા નાગરિક બોલ્યો "અ-અરે-આ-આ શુ ? અરે આ આ-ગૌડ-ગૌડ-વી-વીર પ-પડયો ને !"

બીજા નાગરિકે હાસ્ય કરી કહ્યુ "અરે, રાજકીય આમત્રણથી આવેલા અતિથી જ કેની ! દીકરાએ દારૂ પર ઝપાટો માર્યો લાગે છે !"

"શા-શા માટે લુચ્ચાઓ દા-દારૂ પીએ છે કો-કોણ જાણે!"

તે બન્ને દારૂ બાજેની ટીકા આપણા સૈનિકે સાભળી નહિ એમ લાગે છે એકાદ મદ્યપાન કરી બેભાન બનેલા માણસની માફક તે ઝોકા ખાતો ખાતો રસ્તાની બાજુએ છેક પુષ્કરણીના કીનારે જઈ તે પડયો ! પછી તો તેની શુદ્ધિ નષ્ટ થયેલી જણાઈ !

ધીમે ધીમે દિવસ પૂર્ણ થઇ સંધ્યા સમય થયો, પણ તે ભૈનિક પડયો ત્યાંથી ઉઠયો નહિ ! ને દારૂ પીને પડયો હશે એમ સમજી કોઇએ તેની પાસે ગયું નહિ અને એવી સ્થિતિમાં રાત્રિનો પહેલો પ્રહર વહી ગયો. અપૂર્વ રંગરાગથી મંગલ વાદ્યોના પ્રચંડ ખળભળાટ વચ્ચે સમ્રાટનો લગ્ન-વિધિ રાજભવનમાં સંપૂર્ણ થયો. ત્યારે સૈનિક આપણો સ્વાર-વીરપુરુષ શુદ્ધિ પર આવ્યો. પછી તેણે શરીરપરથી બખતર દૂર કરી પુષ્કરણીમાં નાખી દીધું અને નજીકની એક દુકાનમાંથી શુભ્ર વસ્ત્ર ખરીદી લીધાં. પુષ્કરણીના કીનારા પર આવેલા એક વૃક્ષની ઘન છાયામાં તેણે નવીન વસ્ત્રો ધારણ કર્યાં અને પુનઃ રાજભુવનનો માર્ગ પકડયો.

રાજભુવનમાં પ્રવેશ કરતાં જ ત્યાં એકત્ર થયેલા નિશાળજન સમુદાયમાં ભળી જઇ ધીમે ધીમે તે અંતઃપુર તરફ ગયો. કોઇની પણ જાણમાં નહિ એવા એક ગુપ્ત માર્ગથી નવીન રાજભુવનના અંતઃપુરના બીજા માળપર તે થોડા જ વખતમાં આવી ઉભો રહ્યો. લગ્નોત્સવમાં લીન બની ગયેલી પુરાંગનાઓ કે અંતઃપુરના પહેરેદારો તેને બીલકુલ જોઇ શક્યા નહિ ! ગંગાકાંઠા પાસે, રાજભુવનના જે ભાગ નીચેથી ગંગા પ્રવાહ ગયો હતો, તેજ ભાગના બીજા માળ પરની અગાસી પર આવી આપણો સૈનિક એક અંધકારમય સ્થાનમાં છુપાઇ રહ્યો. અંતઃપુરનો તે ભાગ એક તરફ હોઇ તે વખતે ત્યાં કોઇ ચકલુએ ન હતું. તે ભાગ તદ્દન શાંત હોઇ રાજભુવનમાં ચાલતા ગડમડાટનો ત્યાં અંશ પણ ન હતો !

સર્વ દિશા ઉજ્જ્વલ અને રમ્ય ચંદ્રકિરણથી પ્રકાશિત થઇ હતી. ક્વચિત દૂરથી લગ્નોત્સવનો કોલાહલ ત્યાંસુધી પહોંચીને ગંભીર શાંતિનો ભંગ કરતો હતો !

કેટલીકવારે એક સ્ત્રી અગાસીપર આવી ઉભી રહી. તે સ્ત્રી ખરી યુવાવસ્થામાં હતી, તો પણ દૂરથી જોતાં તો તે બાલિકા હોય

એવોજ ભ્રમ થતો હતો ! તે યુવતી અસાધારણ સુદર હોઇ સર્વાગે રત્નાલકારથી છવાઇ ગઇ હોય તેમ લાગતુ હતુ તેના અલકારના બહુ મુલ્ય રત્નો ચદ્ર પ્રકાશમા ચકમકતા હતા ! તેનો કેશકલાપ મુક્ત હતો તેણે હમણા જ સ્નાન કર્યું હોય તેમ લાગતુહતુ તેણે એક બહુમુલ્ય શુભ્ર વસ્ત્ર ધારણ કરેલુ હતુ અને તેનો અગ્રભાગ જમીનપર લટકતોહતો એટલામા એકદાસીએ તે રમણીના વસ્ત્રનો નીચે લટકતોભાગ સહજ ઉપર ખોસ્યો અને તેના કેશ લુછવા માડયા. તે તરૂણીને દાસીનુ કાર્ય ગમ્યુ ન હોય એમ લાગ્યુ તે કટાળી હોય તેમ કરી બોલી “ અરે રહેવા દે એમને એમ, માલિની ! કેશ સુકાશે આપો આપ વાયુથી ! તુ તારી મેળે જા અહીંથી ! ”

બિચારી દાસી ઝાખી પડી ત્યાથી ચાલી ગઇ અને તે યુવતી અગાશીમા આમતેમ ફરવા લાગી

એટલામા બીજી એક દાસીએ આવીને કહ્યુ “ મહાદેવી ! નિંદ્રાનો સમય થયો છે ! ”

યુવતીએ પુછયુ “ એમ તે કેટલી રાત્રી થઇ છે ? ”

“ મધ્યરાત્રી થઈ હશે મહાદેવી ! ”

“ હુ એટલામા નથી સુતી તું જા ! ”

દાસીને ત્યાથી જવુ જ પડયુ કેટલીકવારે આપણો સૈનિક અ-ધકારમય આશ્રય સ્થાનમાથી બહાર આવ્યો તેણે દૂરથી જ આમતેમ જોઇ હાક મારી “ચિત્રા–”

યુવતીએ ચમકીને પાછુ જોયુ તો દૂર ચદ્રપ્રકાશમાં શુભ્ર વસ્ત્રો પરિધાન કરી ઉભો રહેલો યુવક જણાયો

પુન સૈનિકે કહ્યુ “ ચિત્રા !–”

તે તરૂણીને સ્પષ્ટ ભાસ થયો કે, કઠસ્વર પરિચિત જ છે તેણે કપિત સ્વરે પુછયુ “ આપ કોણ છો ? ”

સૈનિકે જરા નજીક આવી ઉત્તર આપ્યો ' ચિત્રા !—હુ તે !—"

" બખ્તર ઉપરથી પણ તુ મને ઓળખી શકી નથીને, ચિત્રા ? શુ હુ તારાથી એટલો બધો દૂર થઇ ગયો છુ ? "

એટલુ કહી તે વીરે તરત જ મસ્તકપરનો ટોપો દૂર કર્યો આજ વખતે નીલ આકાશમા એક વાદળુ ફરતુ ફરતુ આવ્યુ અને તેણે ભગવાન શશાકને ઢાકી દીધો પરતુ તે દૂર થતા જ ચદ્રપ્રકાશ પુન અધિક જ ઉજ્જ્વલ જણાવા લાગ્યો તે પ્રકાશની સહાયથી ચિત્રાદેવીએ જોયુ,—તે પુરૂષ અતિ સુદર અને ગૌરવર્ણીય હોઈ તેના સુવર્ણ કેશ વાયુની લહરીમા નૃત્ય કરી રહ્યા હતા !—તે દૃશ્ય દૃષ્ટિએ પડતા જ ચિત્રાએ ઝીણી ચીસ પાડી !

તે વીરપુરૂષે ચિત્રાની પાસે આવી કહ્યુ ' બ્હીશ નહિ ચિત્રા ! ચિત્રા ! બીલકુલ ડરીશ નહિ ! હુ તારા જેવો મનુષ્ય જ છુ ! —ભૂતપિશાચ નથી નરકમાથી હુ કઇ તને મળવા આવ્યો નથી ! "

ભય આશ્ચર્ય ઈત્યાદિ ભાવનાથી હૃદય એકદમ વ્યથીત થવાથી ને યાતનાને લીધે ચિત્રાનો શ્વાસ આ વખતે ગુચવાઇ ગયા જેવુ થયુ ! અતિશય પ્રયત્ને આત્મસયમન કરી તે કપતી કપતી બોલી તમે કુમાર શશાક !—"

મૃદુ હાસ્ય કરી તે પુરૂષે કહ્યુ " પટ્ટમહાદેવી ! તેજ હુ હુ શશાક જ ! એ સમયે હુ કુમાર હતો ખરો,—પણ તારો તો બાલ્ય સ્નેહી જ ચિત્રા દેવી ! "

' કોણ ?—યુવરાજ, યુવરાજ ! તમે ? "

" હા ચિત્રા ! હુ શશાક જ છુ ! તે મને પાછા આવવા કહ્યુ હતુ તેથી હું પાછો પાટલીપુત્રમા આવ્યો, ચિત્રા ! કેમ, મારી પ્રતિજ્ઞા મે પૂર્ણ કરીને ? "

ચિત્રા રડતી રડતી નીચે બેસીને બોલી યૂવરાજ, યૂવરાજ! ક્ષમા કરો મને ક્ષમા કરો "

'શેના માટે તને ક્ષમા કરૂ ચિત્રા' તે મને ખાસ પાછા આ-વવા કહ્યુ હતુ તેથી હુ આવ્યો! બાલ્યસખીએ લેવડાવેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે મતપ્રાય થયેલો આ શશાંક જીવનો અહી આવ્યો છે! એમા ક્ષમા શેની કરવાની ચિત્રા!"

"યૂવરાજ! શશાંકરાજ! એક વખત, ફક્ત એક જ વાર મને ક્ષમા કરો! યૂવરાજ! તમે મારા અપરાધ બદલ કેટલી કેટલીએ વાર ક્ષમા આપી છે! એક વખત-હવે એક વખત-"

"પણ ચિત્રા શેની ક્ષમા? આજે નગરમા આવ્યા પછી મે સાભળ્યુ કે, આજે તારૂ લગ્ન છે! તારા લગ્નોત્સવના આનંદનો ઉપભોગ લેવા હુ આવ્યો છુ, ચિત્રા!"

ચિત્રાદેવી ડુસકા ભરતા ભરતા શશાંકના પગ પકડવા જતી હતી, પરંતુ સમ્રાટે બે હાથ પાછા ખસી કહ્યુ "હા, હા! ચિત્રા મને સ્પર્શ કરીશ નહિ! આજે તુ મારી તે પૂર્વની ચિત્રા નથી મારા બંધુની વિવાહીત ધર્મપત્ની છુ! હવે પરપુરૂષનો તને સ્પર્શ પણ થવો ન જોઇએ! ચિત્રા! આજે તુ મગધ જેવા વિશાલ સામ્રાજ્યની પટ્ટ મહાદેવી છુ! મારા જેવા દીન નહી ભીખારીના પગમા પડવુ તને યોગ્ય છે કે? ઉઠ, મહાદેવી ઉઠ, અને તારા આ બાલમિત્રનુ સ્વાગત કર!"

ચિત્રાએ શશાંક તરફ જોઈ દૃઢ સ્વરે કહ્યુ "સાભળો યૂવરાજ! મારૂ કહેવુ એકવાર તો સાભળી લો! સ્વેચ્છાથી આ ચિત્રાએ કઈ લગ્ન કર્યુ નથી! મારા કથન પર વિશ્વાસ રહેશે કે?"

એક દીર્ઘ નિશ્વાસ નાખી શશાંકે કહ્યુ "વિશ્વાસ રાખવો નહિ એમ મને લાગે છે ખરૂ! પરંતુ ચિત્રા, હવે તુ માધવની

એક લક્ષ્મી છુ ! મારી તુ કોઈ પણ રીતે નથી ! પણ તેમા તારો દોષ નથી ! સર્વ દોષ મારો ! મારા અદષ્ટનો ! ”

ચિત્રા ઉઠીને ઉભી રહી છ વર્ષના દીર્ઘકાળે તે એક બીજાની સામે ઉભા રહ્યા ! વિમલચદ્ર પ્રકાશમા સ્નાન કરતુ સર્વ જગત અદ્યાપિ પણ તદ્દન શાંત–નિસ્તબ્ધ હતુ ! નીલાકાશમા નાના નાના શુભ્ર વાદળા વેગથી ધસી જતા હતા, નગરમા ચાલતો લગ્નોત્સવ પણ મદ થતો જતો હતો, ગડબડ અને કોલાહલ ઓછો થયો હતો, લગ્નોત્સવાર્થે થયેલી દીપમાલા પણ હવે મદ થઈ લુપ્ત થવાની તૈયારીમા હતી !

ચિત્રાદેવીએ રુદન કરતા કરતા કહ્યુ ‘ કુમાર ! મારે જે કહેવાનુ છે તે પ્રથમ કહેવાદો ! મને એકવાર–ફક્ત એકવાર ક્ષમા કરો ! શશાકરાજ, હુ તક્ષદત્તની કન્યા છુ, મારા કથન પર પૂર્ણ વિશ્વાસ રાખો ! ”

‘ તક્ષદત્તની કન્યાપર મારો પૂર્ણ વિશ્વાસ હતો, તેથી તો ચિત્રા, મૃતપ્રાય બનેલો આ શશાક પાટલીપુત્ર આવ્યો ! વિશ્વાસ નહોત, તો આટલુ કષ્ટ સહન કરી હુ શા માટે પાછો આવ્યો હોત ‘ પટ્ટ મહાદેવી ! તુ રમણી તેમા પણ અતુલ રૂપ સપન્ન અને ભર યુવાવસ્થામા છુ ! જેનો જગતમા કઈ પત્તો નથી તેવા પૃથ્વીપર કોઈપણ ખૂણે ભટકતા ભીખારીની રાહ ન જોતા મગધ સામ્રાજ્યના સમ્રાટ રાજરાજેશ્વરના કઠમા તે વિવાહ માલિકા આરોપી, તે પૂર્ણ રીતે યોગ્યજ કર્યું છે ચિત્રા ! એમા ક્યા છે તારો દોષ ? ”

“ યુવરાજ, શશાકરાજ ! આપ મને એટલી સામાન્ય સ્ત્રી સમજતા હતા કે ? ”

‘ ના, ચિત્રા નહિ ! બીલકુલ નહિ ! હુ સારી રીતે જાણતો હતો કે તુ એક સામાન્ય સ્ત્રી છે પણ મારા તે વિશ્વાસનુ ફળ મને આવુ મળવુ જોઇતુ હતુ કે ચિત્રા ? ”

"ક્ષમા કરો, યૂવરાજ, મને ક્ષમા કરો ! મે સ્વેચ્છાથી લગ્ન કર્યું નથી—"

શશાંકે તીવ્ર હાસ્ય કરી કહ્યુ ' લગ્ન કદી જૂલ્મથી થઈ શકેછે ખરૂં કે, ચિત્રા ?"

"હા, યૂવરાજ ! મહાદેવી અને દાણેનાગના વકીલે મારા ઉપર શુદ્ધ જૂલ્મ કરીને જ સમ્રાટ સાથે મારૂં લગ્ન કર્યું છે !"

"સાભળ, બરાબર સાભળી લે, મહાદેવી ! હા, આજથી તુ મગધ સામ્રાજ્યની મહાદેવી બની છે ! તુ હવે પૂર્વની બાલિકા નથી ! તે હવે યુવાનીમા પ્રવેશ કર્યો છે ચિત્રા, કોઇનુ હૃદય કોઈ જૂલ્મથી કાઢી લે, એ શકય છે કે ? એમ તને લાગે છે કે ? આ ક્ષણભગુર માનવ શરીર પર કોઇ પણ જૂલ્મ કરે એ શકય છે, પરતુ બલથી, જૂલ્મથી, કોઈનુ મન કોઇ કદી વશ કરી શકશે કે ?"

"યૂવરાજ, શશાકરાજ, ફરી ફક્ત એકજ વખત આ ચિત્રાને ક્ષમા કરો !"

"મે તો કયારનીએ તને ક્ષમા આપી છે, ચિત્રા ! નહિતો હું તને આ કાળુ મુખ બતાવવા આવ્યો જ ન હોત !"

"ત્યારે પછી—"

"પછી શુ ચિત્રા ?"

"ફરી ફક્ત એકજવાર—"

"અશકય ! ચિત્રા, તદ્દન અસભવિત વાત ! તેમ થવુ શકય જ નથી ! અશકય–અસભવનીય !"

"સાભળો યૂવરાજ, પણ મે કઇ જ અપરાધ કર્યો નથી '

"છટ્ ! ચિત્રા ! તુ તક્ષસેનની કન્યા છે, ગુપ્તકુલ વધુ છે ! તારા મુખે આવા શબ્દો બીલકુલ શોભતા નથી ! એકાદ સામાન્ય ક્ષત્રીય સ્ત્રી જો આચારભ્રષ્ટ થશે, તો લોકો તેને દોષ નહિ આપે પરતુ ચિત્રા, તુ તક્ષદત્તની કન્યા, સમ્રાટ મહાસેન ગુપ્તની પુત્રવધુ,

આ શશાંકની ભોજાઇ, મગધ સામ્રાજ્યની રાજરાજેશ્વરી છે ! એ વાત તારા જેવી લોકોત્તર સ્ત્રીને માટે યોગ્ય નથી, મહાદેવી !”

“ ત્યારે પછી શુ યૂવરાજ—”

“ બીજુ હવે તને શુ કહુ ? મારા શપથ, મારી પ્રતિજ્ઞા પુર્ણ કરવા માટે હુ પાછો આવ્યો, એટલુ જ ! મારી પ્રતિજ્ઞા હવે પૂર્ણ થઈ છે હવે દેવી, આ ભિખારી શશાંકને તદન ભૂલી જા આ શશાંક ખરેખર મૃત્યુ પામ્યો છે એમજ સમજ પાણીનો પરપોટો જેમ ક્ષણુમા જ પાણી સાથે મળી જાય છે—નષ્ટ થઇ જાય છે, તે પ્રમાણે હું એક ક્ષણુવારમા અનતમા કયાનો કયા નષ્ટ થઈ જઇશ ! આ વિશાલ જગતમા હુ કોઇનેએ શોધવા છતા મળી શકીશ નહિ. તુ સુખી રહે, એવો હુ તને આશીર્વાદ આપુ છુ હુ અત્યત સુખથી કાળને આધીન થવા જાઉં છુ ચિત્રા ! હવે મારા મનમા કોઈ જાતનુ દુ ખ નથી ! યુદ્ધમા મસ્તક પર સજ્જડ શસ્ત્રાઘાત થતા મારી શુદ્ધિ–બુદ્ધિ નષ્ટ થઇ અને દુરદેશમા મે કેવળ આટલા દિવસ અજ્ઞાનવાસમા કાઢયા પાચવર્ષે જ્યારે હુ શુદ્ધિ પર આવ્યો, ત્યારે પિતાજી મને છોડી ગયાછે, એમ મે સાભળ્યુ, પરતુ તે ભયકર દુ ખ પણુ જેમતેમ કરી સહન કરી અનતી ઉતાવળે હું પાટલીપુત્રમા દોડી આવ્યો આટલી ત્વરાથી હુ અહીં કેમ આવ્યો તે તુ જાણે છે ? તારા દર્શનથી જગતમા હુ અત્યત ધન્ય, અત્યત સુખી થઈશ, એજ આશાથી ચિત્રા, હુ આટલા વેગથી પાટલીપુત્રમા દોડતો આવ્યો હતો ! આશા હતી કે, પૂર્વ પ્રમાણે જ તુ મને મળવા તીરની માફક ધસી આવીશ, મને જોઇ વિમલ ઉચ્ચ હાસ્યથી તુ સર્વ દિગત ભરી નાખીશ, તને મળતા જ મારૂ દારૂણુદુ ખ અને શોક નષ્ટ થશે ! જો, ચિત્રા, જો વિમલ ચદ્ર પ્રકાશમા આ રેતીનુ મેદાન કેવુ સુદર દેખાય છે ! એજ મેદાનપર તારી સાથે ક્રીડા કરતા કરતા કેટલીવાર હુ ફર્યો છુ ! હાય ! હવે એ મેદાનપર તુ કદી પણુ રમતી જણાઈશ નહિ ! ચિત્રા ! જો, બરાબર લક્ષ આપી જો ! આ તારૂ રમ્ય

પુષ્પોદ્યાન ! તારા માટે આ બાગમા હુ હરબહાર શ્રમ કરતો હતો જે દિવસે લતિકા પ્રથમ જ આવી તે દિવસની વાત તને યાદ આવે છે કે ? ચિત્રા, લતિકાને મે પુષ્પ તોડી આપ્યુ ત્યારે તુ મારા પર કેટલી ચીડાઇ હતી, કેટલી રડી હતી હુ તને સમજાવતો હતો પણ તુ સમજતી નહતી ! સાભળે છે કે એ મધુ ? ”

“ યૂવરાજ—યૂવરાજ—! ” ચિત્રાના હૃદયના ટુકડા થવા લાગ્યા !

“ આજે આનદના દિવસે આનદ કરવા જ હુ અહીં આવ્યો છુ તારા મનને દુ ખ થાય તેવુ કઇપણ કરીશ નહિ યુદ્ધ પર જતી વખતે તારી પાસે શપથ લીધા હતા, તે પૂર્ણ કરવા માટે જ હુ આવ્યો હતો. જો ચિત્રા, જા હવે, આ શશાકને તુ હવે તદ્દન ભૂલી જા ! બાલ્યકાળની ક્રીડાને, તે પ્રેમને અને તે શપથને તદ્દન વીસરી જા ! મારો આશીર્વાદ છે—” શશાકે બન્ને હાથે પોતાનુ મુખ છુપાવી દીધુ !

“ યૂવરાજ ! શશાકરાજ—”

“ કેમ ચિત્રા ? ”

“ પુન એકવાર—એકવાર—મને બોલાવો—”

“ કેવી રીતે બોલાવુ ? કહે, આ—આ છેવટના મીલનમા તને હું દુ ખ કેવી રીત દઉં ? કહે, હુ કેવી રીતે બોલાવુ ? ”

“ જેવી રીતે પૂર્વે બોલાવતા હતા તેવી—”

“ ચિત્રા, ચિત્રિતા, ચિત્રાકિતા, ચિત્રાવલી,—પણ નહિ—નહિ ! માયાનો પ્રબળ મોહ હવે મારે અટકાવવો જોઇએ ! જા ચિત્રા, તુ જા હવે ! પરમેશ્વર તને પૂર્ણ સુખમા રાખે ! જા ચિત્રા, જા હવે ! ”

ચિત્રા અશ્રુ સારતી બોલી, “ક્યા જાઉ ? યૂવરાજ, હુ અભાગીની હવે ક્યા જાઉ ? ”

' કેમ ? એમ કેમ પુછે છે ? તારા પતિ જા પાસે આજે નાઝ પ્રથમ જ મીલન છે ને ? જા હવે, તારો પતિ તારી રાહ જોતો હશે ! "

" હુ અહીં જ રહીશ "

" છટ, ચિત્રા, એવી કલ્પના પણ ન કરીશ ! તેમ કરવુ તે મહત્ પાપ છે ! ચિત્રા, હુ જાઉ છુ હવે, પ્રયત્ન કરી મનને સભાળ ! જા-જા-હવ ! "

એમ કહી સમ્રાટે કેટલાક પગલા ભર્યા ચિત્રાદેવી તેમના તરફ સ્થિર દૃષ્ટિથી જોતી જોતી દઢસ્વરે બોલી " ત્યારે યુવરાજ, આ ભેટ-"

કઠ ભરાઇ આવ્યો શશાકની આખોમાથી અશ્રુપ્રવાહ છુટયો તો પણ સયમ કરી શશાકે કહ્યુ " હા ચિત્રા, આ જગતમા આપણુ આ છેલ્લુ જ મીલન ! હુ જાઉ છુ હવે "

મહાકષ્ટથી આત્મસયમન કરી શશાક બીજા પણ ચાર પાચ પગલા જોરથી ખસી ગયો તેટલામા ભાગીરથીના જળમા કઇપણ ભારે પદાર્થ પડયો હોય તેવો એકદમ ભાસ થયો ! શશાકે તરત જ પાછા ફરી જોયુ તો શુ ? ગચ્ચી પર કોઇપણ નહતુ !-ગગાના જળપ્રવાહમા હજારો પરપોટા થતા હતા !

જાણે શશાકના મસ્તકપર વજ્રઘાત થયો હોયની ! સર્વ બુદ્ધિ શુદ્ધિ નષ્ટ થઈ હોયની તેમ મહારાજાધિરાજ શશાકે પણ એકદમ અગાશીમાથી ગગમા કુદકો માર્યો !

આ વખતે આકાશના ઇશાન ભાગમા વાદળા એકત્ર થવા લાગ્યા હતા થોડાજ વખતમા તેનાથી સર્વ આકાશ ભરાઇ ગયુ ! વિમલ ચદ્રપ્રકાશ નષ્ટ થયો અને વૃષ્ટિનો આરભ થયો. સર્વ પૃથ્વી અધકારમય બની ગઇ !

---

# પ્રકરણ ૩ જું.

## બે સમ્રાટ !

દરબાર ભરાયો હતો. સમ્રાટ રાજાધિરાજ માધવગુપ્ત ઉદાસ મુખે સિંહાસન પર બેઠો હતો. તેજ પ્રમાણે સભામાં સ્થિત થયેલા સર્વ મનુષ્યોના વદન ઉતરી ગયેલા હોઈ સર્વ અવનત મુખે બેઠા હતા. કોઇના પણ મુખ ઉપર પ્રસન્નતા કે આનંદનું લેશમાત્ર ચિહ્ન જણાતું નહતું. કાલે તો પાટલીપુત્રમાં જ્યાં ત્યાં આનંદ અને ચેન સિવાય કંઈ નહતું ! પણ આજે વિષાદના કાળા ઘનઘોર વાદળાએ આનંદોત્સવના ચંદ્ર પ્રકાશને પૂર્ણ રીતે ઢાંકી દીધો હતો !

પણ એકાએક એવું પરિવર્તન થવા જેવું બન્યું શું ? પટ્ટ મહાદેવી ચિત્રાદેવીનો લગ્ન રાત્રીથીજ કંઇ પત્તો લાગતો નહતો ! હમણાં હમણાં દરબારમાં જે વિશેષ આવતા નહતા તે પણ આજે આવ્યા હતા. વેદીની નીચે પૂર્વના અમાત્ય હૃષીકેશશર્મા, મહાનાયક યશોધવલદેવ વગેરે સર્વ અધિકારી બેઠા હતા. ઠાણેશ્વરથી આવેલો વકીલ મુખ્ય અમાત્યના આસન પર બેઠો હતો. સર્વ મંડળ તદ્દન ચિંતાક્રાંત બેઠેલું હોઇ દરબારમાં જ્યાં ત્યાં ગાઢ શાંતિ પ્રસરી રહી હતી.

મહાપ્રતીહાર વિનયસેન સભામંડપના તોરણ પાસે ઉભો રહી પહેરો ભરતો હતો. તેની પાસે બે ત્રણ દંડધર અને પ્રતીહાર ઉભા હતા. એટલામાં સામે દૃષ્ટિએ પડેલા દેખાવથી એકાએક વિનયસેન ચમક્યો. સફેદ પોષાક ધારણ કરી આવતી એક વ્યક્તિ સાથે માધવશર્મા, વસુમિત્ર, વિદ્યાધરનંદ વગેરે 'બંડખોર' સેનાનાયક સભામંડપ તરફ આવતા હોય તેવો તેને ભાસ થયો ! વિનયસેને જોરથી આંખો ચોળી, શરીરે ચૂંટીઓ ભરી અને સામે જોયું, તો શું ? સામે વીરેંદ્રસિંહ ઉભો હતો !

વીરેન્દ્રસિંહે મહાપ્રતીહારને અભિવાદન કરી કહ્યું "મહાપ્રતીહાર, ગૌડદેશમાંથી એક સામંત મહાનાયકને મળવા આવ્યા છે—"

વિનયસેન આશ્ચર્ય ચકિત થઇ બોલ્યો "એટલે? પણ પ્રથમ તમે ક્યારે ગૌડથી આવ્યા?"

"હું હમણા જ આવું છું કહોને? લગ્નસમારંભમાં હાજર રહેવા આવ્યો હતો, પણ રસ્તામાં વાર લાગવાથી કાલે હું પાટલીપુત્રમાં આવી શક્યો નહિ!"

એટલામાં બડખોર મંડળ માંથેથી શુભ્ર વસ્ત્રધારી વ્યક્તિ પણ વિનયસેન સામે આવી બોલી "વિનયસેન, કંઈ ઓળખ પડે છે?"

મહા પ્રતીહાર આશ્ચર્ય ચકિત થઇ તેના ચહેરા તરફ જોઈ રહ્યો પુન ક્ષણ વાર તે વ્યક્તિએ પુછ્યું "વિનયસેન, એટલામાં જ મને ભૂલ્યો કે?"

વિનયસેને પુછ્યું "તુ—આપ કોણ છો?"

અનંતવર્માએ તરત જ તે વ્યક્તિના મસ્તકપરનો ફેંટો દૂર કર્યો પળવારમાં તેના ચકચકિત સુવર્ણરંગી કેશ તેની પીઠપર ઝુલવા લાગ્યા તે જોઇ વિનયસેનની કંઈ અવર્ણનીય જ સ્થિતિ થઈ! તે તરત જ ઘૂંટણીએ પડી હસ્ત જોડી બોલ્યો "યુવરાજ—મહારાજાધિરાજ!"

વિનયસેનને ઉઠાડી શશાંકે તેને પ્રેમથી દૃઢ આલિંગન કર્યું તેજ વખતે સમ્રાટને દંડધર અને પ્રતીહારોએ ઓળખી લઇ જયધ્વની કર્યો "મહારાજાધિરાજનો જય થાવ!" યુવરાજ શશાંકનો જય!" ઇત્યાદિ જય શબ્દથી તે સભામંડપ ગાજી ઉઠ્યો!

આ વખતે યશોધવલદેવ એકાગ્રચિત્તે ચિત્રા વિષે વિચાર કરતા હતા તક્ષદત્તની એકની એક કન્યાને ઉદ્દેશી કોઈ ન જાણે

તેમ મહાનાયકે એક બે અશ્રબિંદુ કાઢયા ! તેજ વખતે શશાંકનું નામ સાંભળી તે ચમકીને એકદમ ઉભા થયા

પુનઃ "મહારાજાધિરાજનો જય ! મહારાજ શશાંકનો જય !" એવો ધ્વની થયો તત્ક્ષણે જાણે કે ગાંડા બન્યા હોય તેમ મહાનાયક તોરણ તરફ દોડી ગયા ! તેટલામાં તોરણ આગળ ખુલ્લા માથે ઉભેલો એક તરૂણ મહાનાયકના ચરણમાં નમી પડયો ! મહાનાયક શશાંકને ઉઠાડી છાતી સરસો ચાંપવા જતા હતા, પણ તે અચાનક મૂર્છિત થઇ પડયા ! હરિગુપ્ત, રામગુપ્ત અને નારાયણ શર્મા પણ તોરણ તરફ દોડી આવ્યા સામે યુવરાજ શશાંક જ ઉભો છે, એવી તેમની પણ અલ્પકાળમાં ખાત્રી થઇ !

શશાંકે સર્વને અભિવાદન કરી તેમની ચરણરજ મસ્તક પર મુકી જયઘોષથી સભામંડપ વારંવાર કંપિત થવા લાગ્યો માધવ ગુપ્ત પણ આશ્ચર્ય ચકિત થઇ સિંહાસન પરથી ઉઠી ઉભો થયો વીરેંદ્ર અને વિનયસેન મૂર્ચ્છા પામેલા યશોધવલદેવને ઉચકી આગળ જવા લાગ્યા તેમની પાછળ શશાંક, નારાયણશર્મા, રામગુપ્ત, હરિગુપ્ત, અનંતવર્મા અને વસુમિત્ર સભામંડપમાં આવ્યા

આશ્ચર્યથી સ્તંભિત થયેલા સભાજનો પોતાની જગ્યાએથી ઉઠી ઉભા થઇ ગયા સર્વને પોતાના આસન ઉપરથી ઉઠતા જોઇ હૃષી કેશશર્મા પણ ઉઠી ઉભા થયા. સામે શશાંકને જોઇ તેમના આશ્ચર્યની સીમા રહી નહિ ! તેમણે દોડી જઇ શશાંકને હૃદય સાથે દબાવ્યો તે ગદ્‌ગદ્ સ્વરે બોલ્યા "ઓળખ્યા, તમોને મે ઓળખ્યા ! તમે શશાંક જ ! શશાંક મહારાજ પાછા આવ્યા ! અરે કોણ છે ? મહાદેવીને સત્વરે બોલાવી લાવો, તેમને કહો કે શશાંક, તમારો શશાંક પાછો આવ્યો છે ! હે પ્રભુ, ભગવન, જગદિશ, ખરેજ, તું અનાથનો નાથ છે ! તું સત્યની મૂર્તિ છે, તારો મહિમા જાણવાને કોણ સમર્થ છે ? શશાંક પાછો આવ્યો ! દામોદર ગુપ્તના પુત્રનું વચન અસત્ય કેમ થાય ?"

વૃદ્ધે શશાંકને હૃદય સાથે વટ્ટ પકડી રાખ્યો હતો તેને તેમણે પ્રણામ પણ કરવા દીધા નહિ ! ત્યાંસુધી વૃદ્ધના બધિર કર્ણમાં ચોતરફ થયેલા પ્રચંડધ્વનીએ પણ પ્રવેશ કર્યો નહતો !

ધીમે ધીમે યશોધવલદેવ પણ શુદ્ધિમાં આવ્યા તેમણે ઉભા થઇ કહ્યું " હૃષીકેશ, નારાયણ, તમે ક્યાં છો ? મારો શશાંક પાછો આવ્યો છે ! મહાસેનગુપ્તનું વચન સત્ય થયું છે ! મહાદેવી ક્યાં છે ? તેમને તરત જ બોલાવી લાવો–!"

ક્ષણવાર મહામંત્રીની શ્રવણશક્તિ પાછી આવી હોય તેમ જણાયું, તે યશોધવલ પાસે જઇ બોલ્યા " સાભળ્યું યશોધવલ ? ખરેખર શશાંક પાછો આવ્યો ! "

યશોધવલે દૃઢ સ્વરે કહ્યું " ત્યારે હૃષીકેશ આપણી પ્રતિજ્ઞા પૂર્ણ કરો "

" હા, હવે વિલંબ કરવામાં અર્થ નથી ! "

બન્ને વૃદ્ધે હાથ પકડી માધવગુપ્તને સિંહાસન પરથી નીચે ઉતારી પાડ્યો !

એક શબ્દ પણ ન બોલતા નીચું મુખ કરી માધવગુપ્ત મગધનું સિંહાસન છોડે છે, એવું જોઇ સ્થાણ્વીશ્વરના વકીલે બૂમ પાડી કહ્યું " મહારાજાધિરાજ ! કોના કહેવાથી આપ સિંહાસન ત્યજો છો ! અજ્ઞ અને અશિષ્ટ જનોના ! યુવરાજ શશાંક તો મરણ પામ્યો છે, હવે આપ એકલા જ આ સિંહાસનના અધિકારી છો દુષ્ટ લોકોના પ્રપંચના ભોગ થઈ પડી આપ કોણ છો તે ભૂલી ન જાવ ! "

તે રાજપ્રતિનિધીનું આ વાક્ય પુરૂં થયું નહિ તેટલામાં તો વાઘ પ્રમાણે કુદકો મારી અનંતવર્મા વેદી વેદી તરફ ધસ્યો અને સ્થાણ્વીશ્વરના વકીલને લાત મારી બાજુએ કર્યો !

તેટલામાં સભામંડપમાં ચોતરફથી, " રસ્તો છોડો, રસ્તો છોડો, મહાદેવી આવે છે ! " એવો પોકાર થવા લાગ્યો સભાસદોએ

આદરપૂર્વક મહાદેવીને રસ્તો આપ્યો ! માધવગુપ્ત વેદી નીચે આવી ઉભો રહ્યો ! વાર્ધક્યથી જર્જરિત થયેલા, શોકથી નમી ગયેલા મહાદેવી એક પાગલ પ્રમાણે દોડતા સભામંડપના મધ્યમાં આવ્યા એક ક્ષણવાર જ તેમણે શશાંક તરફ જોયા કર્યું અને ભેટી પડી હૃદય સાથે તેને વદૃ દબાવ્યો સર્વ લોકોએ આનંદથી પ્રચંડ જયધ્વની કર્યો !

મહાદેવીની સાથે જ લતિકા, ગંગા, યુથિકા, તરલા અને અન્ય પુષ્કળ પૂર સ્ત્રીઓ પણ સભા મંડપમાં આવી હતી તે સર્વને એક બાજુએ ઉભા રહેવાનું કહી યશોધવલે કહ્યું “ મહાદેવી, શાંત થાવ અને ખરા મહારાજાધિરાજને સિંહાસન પર બેસાડો ”

ડાણેશ્વરનો વકીલ હંસવેગ કુટિલ નીતિકુશળ અને વિચક્ષણ હતો લત્તાપ્રહારનું અપમાન પળવારમાં વીસરી જઈ તે મોટેથી બોલ્યો “ મહાનાયક, આપ જ્ઞાનવૃદ્ધ અને રાજનીતિ નિપૂણ છો ! મહામાયાથી ભ્રમિષ્ટ બની આપ કોને સિંહાસન પર બેસાડો છો ? યુવરાજ શશાંકતો ક્યારનો એ આ જગત તજી ગયો છે ! આ કોઈ લુચ્ચો, દાંભિક, વેષધારી જણાય છે ! ”

પોતાના ધન ગંભીર સ્વરથી સર્વ સભા મંડપ કંપાવતા મહાનાયકે કહ્યું “ સાંભળ ચોર ! રાજનીતિ તને યમને સોંપી દેવામાં હરકત કરે છે ! નહિતો આટલી વારમાં ક્યારનોએ મે તારો પ્રાણ લીધો હોત ! મને આ જગતમાં પગ મુકે લગભગ ૮૦ વર્ષ થયા છે લુચ્ચા કોણછે, વેષધારી કોણછે તે હુ સારી રીતે જાણુ છુ, સમજ્યો ? લુચ્ચા, સામે તને મગધનો ખરો સમ્રાટ જ દેખાય છે ! તેના આગળ ઘુંટણીએ પડી તેને અભિવાદન કર લુચ્ચા વેષધારી કોણ તે પ્રત્યક્ષ બાલકની માતાનેજ પુછ ! હૃષીકેશશર્મા, નારાયણશર્મા, રામગુપ્ત, હરિગુપ્ત, રવિગુપ્ત વગેરે રાજવંશના જુના સેવકોને પુછ ! કોને માટે અનંતવર્મા, વસુમિત્ર, માધવવર્મા વગેરે બડખોર સેના-

પતિ પાટલીપુત્રમા આવ્યા છે તેનો બરાબર વિચાર કરજો, વ્યર્થ બડબડાટ કરવામા શો અર્થ છે ?”

બિચારો હસવેગ નિરૂત્તર બન્યો ! પછી હર્ષિકેશ અને યશોધવલ એ બન્નેએ શશાકને સિહાસને બેસાડયો પુર-સ્ત્રીઓએ મગલ ગીત ગાઇ નૂતન સમ્રાટનો જયજયકાર કર્યો એકત્ર થયેલા જન સમૂહે પ્રચડ જયઘોષ કરી દિગ દિગાતર ધ્વની પ્રતિધ્વનીથી ભરી નાખ્યુ મહાદેવીની આજ્ઞાથી એક પરિચારિકા સૂવર્ણપાત્રમા ચદન, દૂર્વા અને અક્ષત લઇ આવી, ત્યા ઉભા રહેલા બ્રાહ્મણ અને વયોવૃદ્ધ અમાત્યે નવીન સમ્રાટને આશીર્વાદ આપ્યો

સર્વએ પોતપોતાનુ સ્થાન લીધા પછી વિનયસેને સિહાસન સામે આવી પ્રણામ કરી કહ્યુ “ મહારાજાધિરાજ, આપનો વૃદ્ધ સેવક લલ્લ તોરણમા ઉભો છે તે એક વખત આપનુ દર્શન કરવા ઇચ્છે છે ”

સમ્રાટે લલ્લને અદર લાવવા આજ્ઞા કરી ઘણીવારે વૃદ્ધાવસ્થાના કારણે વાકો વળી ગયેલો અને જ્યા ત્યા લથડી પડેલી ચામડીવાળો લલ્લ હાથમાની લાકડીથી ટેકતો ટેકતો સભા મડપમા આવ્યો. તેની તે મૂર્તિ જોઇ શશાકને ઘણુ આશ્ચર્ય થયુ તરત જ તે સિંહાસન પરથી ઉતરી લલ્લ તરફ જવા લાગ્યો સર્વ સભાસદોએ આશ્ચર્ય ચકિત થઇ જયજયકાર કર્યો

શશાકને આવતા જોઇ લલ્લ ઉભો રહ્યો તેના ચક્ષુ તેજ હિન અને મ્લાન થયા હતા, તો પણ તેમાથી અશ્રુધારા વહેવા લાગી ! તે કપિત સ્વરે બોલ્યો ‘ તમે–મારા કુમાર— તમે શશાક !”

સમ્રાટે દોડી જઇ લલ્લને આલિંગન આપ્યુ લલ્લે પણ પોતાના અસ્થિચર્મ બનેલા હસ્ત શશાકના ગળે નાખી ગદ્દગદ કઠે કહ્યુ “ કુમાર ! તમે ખરેખર પાછા આવ્યા ! તમે અવશ્ય પાછા આવશો

એમ સમ્રાટ અમને નિશ્ચયપૂર્વક કહી ગયા હતા, અને તેથી તો હુ અદ્યાપિ સુધી જીવતો રહ્યો—નહિતો પ્રભુ તરફ ક્યારનો એ જઈ પહોચ્યો હોત ! ”

અશ્રુના કારણે શશાંકને કઇ જણાયુ નહિ ! તે ગદ્ગદ સ્વરે બોલ્યો, “ દાદા !—’ આ વિલક્ષણ દેખાવ જોઇ ચોતરફ ઉભા રહેલા મહાજનો વારવાર જય જયકાર કરવા લાગ્યા

સમ્રાટે વૃદ્ધ લલ્લને વેદી પર લાવી બેસાડવા માડયો, પરતુ તે ત્યા બેસવા કબૂલ થયો નહિ ! ડાંડી પર ભાર લઇ ધ્રૂજતા ધ્રૂજતા ઉભા રહી તેણે કહ્યુ ‘ કુમાર, મહારાજાધિરાજ થઈ તમે એકવાર આ સિહાસન પર બેસો ! હુ તમને મારા નેત્ર તૃપ્ત થાય ત્યા સુધી જોઇ લેઉં ! ”

શશાંક સિહાસન પર બેઠો, તેના તરફ જોઇ લલ્લે કહ્યુ “ કુમાર, મને એક વાર તમારૂ પૂર્ણરૂપ જોવા દો તમારૂ છત્ર ક્યા છે ? ચમર ક્યા છે ? દડ ક્યા છે ? ’

વિનયસેને ગરુડધ્વજ લાવી સમ્રાટના હાથમા મુકયો યશોધવલદેવની આજ્ઞાથી ધોળુ છત્ર લઇ માધવગુપ્ત સિહાસન પાસે ઉભો રહ્યો રામગુપ્તના બે પુત્ર હાથમા ચમરી લઇ સમ્રાટ પર ફેરવવા લાગ્યા આ દેખાવ જોઇ વૃદ્ધ લલ્લના નેત્ર અત્યત ઉજ્વલ જણાવવા લાગ્યા તલવારને બદલ લાકડી ઉચકી કપાળે લગાડી તેણે સમ્રાટને રીતોચિત અભિવાદન કર્યુ પરતુ અત્યાર સુધી થયેલો વિશેષ પરિશ્રમ વૃદ્ધ લલ્લ સહન કરી શક્યો નહિ—વૃદ્ધ શ્રમથી થાકી જઇ નીચે પડી ગયો તેની આ સ્થિતિ જોઇ શશાંકે તેની પાસે આવી તેનુ મસ્તક પોતાના અકમા લીધુ

ડોસા અચકાતા અચકાતા બોલ્યો “ કુમાર, એકવાર મને બોલાવો—ફક્ત એક જ વાર ! ”

શશાંકે લલ્લના ગળા પર હાથ નાખી કપિત સ્વરે કહ્યુ “ દાદા—દાદા ! બ્હીશો નહિ ! ”

વૃદ્ધ હૃષીકેશ આસનપરથી ઉઠી મોટેથી બોલ્યા "હવે ભય શેનો મહારાજ? લલ્લ ચાલ્યો,-વૈકુંઠમાં સમ્રાટ મહાસેન ગુપ્તની સેવા માટે તેની આવશ્યકતા જણાવા લાગી છે હે અનાથનાથ મધુસુદન, આ મૃદ જીવને ગતી આપ, ભગવન! સર્વ હરિનામનું સ્મરણ કરો!"

હરિનામના સ્મરણથી સર્વ સભા મંડપ કંપિત થયો! લલ્લની છેવટની સ્થિતિ જોઈ સમ્રાટે તેના કાન પાસે મુખ લઇ જઇ કહ્યું "દાદા! દાદા! હરિનું નામ લો! હરિનામ લો—કહો 'હરિ જય જય હરિ!"

ડોસો ક્ષીણ સ્વરે બોલ્યો "હરિ—જય જય હરિ!"

લલ્લનો કં૦ ભરાઇ આવ્યો, નેત્રની પાપણો બે ત્રણ વખત હાલી અને ક્ષણ માત્રમાં તેણે અનંત માર્ગે પ્રયાણ કર્યું! તે સ્વામી ભક્ત સેવક જાણે કે ધણીનો વિરહ સહન ન થવાથી જ તેના તરફ ચાલ્યો ગયો

"દાદા—દાદા! ક્યાં ગયા મને મુકીને?" એવો પોકાર કરતો શશાંક લલ્લના શબ પર પડ્યો!

---

## પ્રકરણ ૪ થું.

### નરસિંહનો ત્યાગ

સંધ્યા સમય થઇ ગયો હતો ચિત્રશાળામાં શશાંક વિશ્રાંતિ લેતો હતો અસાધારણ સુંદર તરૂણ નૃતિકાઓ નૃત્યગીતાદિ આલાપનથી સમ્રાટના મનને આનંદ આપવા પ્રયત્ન કરી રહી હતી પરંતુ તે અભિષેકનો દિવસ હોવા છતાં સમ્રાટ આજે તદ્દન ખિન્ન બની ગયો હતો તેનો ચહેરો અતિશય ગંભીર હોઈ તે પર ચિ-

તાની રેષાઓ દૃષ્ટિએ પડતી હતી તેના તરફ જોતા, ત્યા ઉદ્ભવતો મધુર સગિત ધ્વની તેના કાન સુધી બીલકુલ પહોચતો ન હતો, તે નૃતિકાના રમણીય હાવ ભાવ તેનુ મન આકર્ષી લેવાને સમર્થ થતા ન હતા, એમ સ્પષ્ટ જણાતુ હતુ શશાકનુ મન આજે ઘણે દૂર મચાર કરતુ હતુ રાજપદના વૈભવ અને ચિંતાને ભૂલી જઇ, સુખદુખની વિસ્મૃતિ પામી તે વખતે સમ્રાટનુ હૃદય ચદ્રકિરણથી શુભ્ર જણાતા નવીન રાજભૂવનના અતપુરમા આમતેમ ભટકતુ હતુ કદી કદી ગગાના ઉડા જળ પ્રવાહમા કોઈને શોધતુ તરતુ હતુ !

શશાકની પાછળ વસુમિત્ર, માધવવર્મા અને અનતવર્મા બેઠા હતા તે સર્વના મુખ પણ ખિન્ન અને ચિતામગ્ન જણાતા હતા ચિત્રગૃહના દ્વાર આગળ મહાપ્રતીહાર વિનયસેન દડપર ટેકી ઉભો હતો એટલામા એક દડધરે આવીને ધીમે ધીમે તેના કાનમા કઇ કહ્યુ વિનયસેન ઉદ્વિગ્ન બની અદર આવ્યો શશાક હજુ પણ વિચારમગ્ન હતો તે વિનયસેનને જોઇ શકયો નહિ મહાપ્રતીહારે મમ્રાટ પાસે જઇ ધીમેથી જ કહ્યુ " મહારાજાધિરાજ, નરસિંહદત્ત મહાલયમા આવ્યા છે "

નરસિંહનુ નામ સાભળી શશાંકે એકદમ ચમકી કહ્યુ " શુ બોલ્યો વિનય ? નરસિંહ આવ્યો છે ? ઉત્તમ ! હુ તેની જ રાહ જોઉ છુ તેને અહી લઇ આવ. "

મહાપ્રતીહાર પ્રણામ કરી ચાલ્યો ગયો

તે જતા જ વસુમિત્રે સમ્રાટ પાસે આવી કહ્યુ, " મહારાજ, મહાનાયક નરસિંહદત્તે કદાચિત ચિત્રાદેવીની મૃત્યુ કહાણી સાભળી હશે હમણા તેની ભેટથી આપના મનમા અતિ ત્રાસ થવાનો વિશેષ મભવ છે—"

વસુમિત્રને અટકાવી શશાંકે વચ્ચે જ કહ્યુ. ' નહિ, વસુમિત્ર,

નરસિંહને અહીં જ આવવા દે ચિત્રાનું મરણ તેણે અવશ્ય સાંભળ્યું હોવું જોઇએ ચિત્રાના મૃત્યુનું કારણ અપ્રત્યક્ષ રીતે હું જ છું ભગિનીના મૃત્યુથી હૃદયને થતી ભયંકર યાતનામાં નરસિંહને જે બોલવું હોય તે બોલવા દે તેથી મારા મસ્તક પરનો જડભાર વણો હલકો થશે ”

વસુમિત્ર મૂકપણે પોતાની જગ્યા પર જઈ બેઠો અનંતવર્મા માત્ર ઉઠીને દરવાજા પાસે જઇ ઉભો રહ્યો

થોડા જ વખતમાં નરસિંહદત્તને લઇ વિનયસેન પાછો આવ્યો અદ્યાપિ પણ નરસિંહના શરીર પર બખતર હતું તેના વસ્ત્રોપર ધૂળ પડેલી હતી તેના કેશ અસ્તવ્યસ્ત થયેલા હતા તેને આવતો જોઇ શશાંક ઉઠી ઉભો થયો

નરસિંહ દૂરથી જ એક ગાંડાની માફક પોકારી ઉઠયો “યુવ-રાજ—ચિત્રા—યુવરાજ !—”

પછી મહાલયમાં આવી, સમ્રાટને જોતાં જ નરસિંહ બોલ્યો “ યુવરાજ ! મારી ચિત્રા ! ખરૂં જ કે !

શશાંક તેના તરફ સ્થિર દૃષ્ટિએ જોતા બોલ્યો “ હા, નરસિંહ, ચિત્રા આ જગતમાં નથી ! ”

તદ્દન લોથ પોથ થઇ જઇ નરસિંહે પુછ્યું “ત્યારે યુવરાજ ! ખરૂં જ કે તમે—” નરસિંહ કમર નરમ થઇ જવાથી એકદમ જમીન પર બેસી પડયો !

શશાંકનું મુખકમલ સફેદ પૂણી જેવું બની ગયું હતું તેણે કહ્યું “ હા, નરસિંહ, ચિત્રાના મૃત્યુના કારણરૂપ હું જ છું ! મેં મારા હસ્તે તેને ઠાર મારી નથી, એ જો કે ખરૂં છે, તો પણ તે મારા માટે જ મરણ પામી એ વાતમાં કંઇ અસત્ય નથી ! ”

નરસિંહ ઉઠી ઉભો થયો અને તીવ્ર સ્વરે બોલ્યો “ યુવરાજ શશાંક ! તમારી સામે-તમારા માટે ચિત્રા મરણ પામી અને તમે

કંઈ ન કરતા કેવળ ઉભા રહ્યા ?–તેનુ રક્ષણ કરવા તમે કંઇ જ પ્રયત્ન કર્યો નહિ ?"

"એમ કેમ બને, નરસિંહ ? ચિત્રાને બચાવવા મે મારાથી બનતો સર્વ પ્રયત્ન કર્યો, એ વાતમા ભગવાન ચદ્રમા, આકાશના વાદળા અને ભગીરથનુ અતુલ જળ સાક્ષી છે ! ચિત્રાએ નદીમા કયારે કુદકો માર્યો તે મે જોયુ નહિ, પણ મે પાછુ જોયુ તો ચિત્રા ગચ્ચી પર જણાઈ નહિ ! તેજ ક્ષણે હું પણ ગચ્ચી પરથી એકદમ ગગા પ્રવાહમા કુદી પડયો તેટલામા દુર્ભાગ્યે અત્યાર સુધી પૂર્ણ તેજથી પ્રકાશી રહેલો ચદ્ર એકદમ વાદળા પાછળ ભરાયો, વાદળા તૂટી પડયા–વૃષ્ટિ થવા લાગી, નદીનુ જળ અધિક જ કુદવા લાગ્યુ ! એવી સ્થિતિમા પણ ચિત્રાને શોધતો હુ એક સરખો નદીમા તર્યા કરતો હતો નરસિંહ જ્યા સુધી શરીરમા શક્તિ હતી, જ્યા સુધી હુ શુદ્ધિપર હતો, ત્યા સુધી ચિત્રાને હુ ખોળ્યા જ કરતો હતો પણ હાય ! તે મને મળી નહિ ! નરસિંહ ! ચિત્રાને ભાગીરથીમા અર્પણ કરી હુ મારી મેળે પાછો ફર્યો નથી મારૂ ભાન નષ્ટ થવાથી હુ બેશુદ્ધ થયો, અને પોતાની ભયકર ક્રીડામા મસ્ત બની ગયેલા મોજાએ તેજ સ્થિતિમા મારૂ શરીર કીનારા પર નાખ્યુ ! મહાનાયક અને તેમણે મહત્પ્રયાસે ઉન્નત અવસ્થામા મુકેલા આ સામ્રાજ્યનો મારાપર હક્ક નહોત, તો મે તેજ ક્ષણે ભાગીરથીમા આત્માર્પણ કર્યું હોત ! ખરી રીતે, નરસિંહ હુ જીવતો છતા મૃત્યુપ્રાય થયેલો છુ !

નરસિંહ આવ્યો ત્યારથી સ્વાભાવિક રીતે જ નૃત્યગીત અટકયુ હતુ વસુમિત્રે ઈસારો કરતા જ વાગણના અને ગવૈયા વગેરે ચાલ્યા ગયા હતા ! ચિત્રશાળા તદ્દન શાત નસ્તબ્ધ હતી

કેટલીક ક્ષણે નરસિંહે ધીમેધીમે કહ્યુ "શશાક, રાત્રીના સમયે અતપુરના છેલ્લા ભાગમા ચિત્રાને મળવા તમે ચોરની માફક કેમ ગયા ? દિવસે શુ ચિત્રા તમને ન મળી હોત ?"

સાંભળ નરસિંહ ! ચિત્રાને એક બાજુએ મળી–ફક્ત એકજ વાર મળી આ મુખ લઇ નીકળી જવાનો મારો વિચાર હતો. તે વખતે પાટલીપુત્રના સર્વ નાગરિકો શશાંક મૃત્યુ પામ્યો છે એમજ માનતા હતા ચિત્રાને એક વાર મળી, ખરેખર મરી જવું એવો નિશ્ચય હતો ચિત્રાનું આજે લગ્ન છે, આજે તે મગધની રાજરાજેશ્વરી થવાની છે એવું મે જ્યારે સાંભળ્યું ત્યારે મારી રાજલાલસા, સર્વ ઇચ્છા, સર્વ મોહ એકદમ દુર થઈ ગયા ! નરસિંહ, યુદ્ધમાં જતાં પૂર્વ ' હું પાછો આવ્યા સિવાય રહીશ નહિ આ નગરમાં આ પાટલીપુત્રમાં તારી પાસે આવીશ !' એવા ચિત્રાએ મારી પાસે શપથ લેવડાવ્યા હતા તે શપથ પૂર્ણ કરવા માટે અને જેને–તેને છેવટે એક વખત મળવું એવા વિચારથી હું અંત પુરમાં ગયો હતો. બાલ્યકાળની અને તારૂણ્ય અવસ્થાની સર્વ વાતો, સર્વ શપથ ભૂલી જઇ ચિત્રા જ્યારે માધવની અંકલક્ષ્મી બની ત્યારે મે નિશ્ચય કર્યો કે, તેના જીવનક્રમમાં મારે વ્યર્થ કંટકરૂપ થઇ રહેવું નહિ—તેના સુખમાર્ગમાં શલ્યરૂપ બનવું નહિ ! એકજવાર ચિત્રાને પ્રત્યક્ષ મળવા ખાતર હું અંત પુરમાં ગયો હતો. મનનો આવેશ અટકાવી ન શકાવાથી ચિત્રા એકદમ આત્મ હત્યા કરશે, એવી મને કલ્પના પણ નહતી —"

" માધવની અંકલક્ષ્મી ! શશાંક, તમે મને શું કહો છો ? "
' ખરેખરજ નરસિંહ, મે અસત્ય કહ્યું નથી પાટલીપુત્રમાં આવતાં જ માધવનું લગ્ન ચિત્રા સાથે થવાનું છે તે તે સાંભળ્યું નહતું ? છદ્મ વેષે નગરમાં પ્રવેશ કરી હું લગ્નોત્સવનો ઠાઠમાઠ જોતો હતો તે વખતે મધ્યાન્હકાળ હતો તક્ષદત્તની કન્યા સાથે માધવનું લગ્ન થવાનું છે એ વાત મને રસ્તામાં એક નાગરિકે કહી હતી તે વખતે સર્વ જગત ભ્રમણ કરતું હોય એમ મને લાગ્યું હતું મારા નેત્ર સામે કરોડો તારા નાચવા લાગ્યા હતા ! "

" પરતુ તે વખતે કઇ લગ્ન થયુ નહતુ ! શશાક, તેજ વખતે તમે રાજભુવનમા કેમ ગયા નહિ ? ચિત્રાને તમે તે જ વખતે કેમ મળ્યા નહિ ? "

" તેનુ કારણ કેવળ અદષ્ટ, નરસિહ ! હુ ત્યાજ જતો હતો, પરતુ તે વાત નભળાતા જ શરીરપગના જડ બખતર નીચે જાણે હું દટાઈ જ ગયો, મારા પગની શરીર ઉચકવાની શક્તિ નષ્ટ થઇ ગઇ હોય તેમ લાગ્યુ ! હુ લથડીયા ખાતોખાતો રસ્તા પાસેની એક પુષ્કરણીના કાઠા સુધી જેમ તેમ ગયો અને છેવટે ત્યા પડયો ! હુ દારૂ પી પડયો છુ, એમ સમજી નાગરિકો મારી મશ્કરી કરવા લાગ્યા. ચિત્રાનુ લગ્ન માધવ સાથે થવાનુ ! એજ એક વિચારે મારા મનનુ ભક્ષણ કર્યું હતુ–મારૂં ચિત્ત ભમી ગયુ હતુ ! ધીમેધીમે મારા નેત્ર આગળનુ સર્વ વિશ્વ લુપ્ત થઇ ગયુ ! પછી–પછી જ્યા ત્યા ધનઘોર અધકાર !—"

એટલુ કહી શશાક અટકયો ! કેટલીકવાર સુધી તે સ્તબ્ધ રહી પુન બોલ્યો " જ્યારે હું શુદ્ધિપર આવ્યો ત્યારે દિવસ અસ્ત પામી ગયાને કેટલોએ વખત થઈ ગયો હતો લગ્નોત્સવનો ગડબડાટ પણ ઓછો થયો હતો તે વખતે લગ્ન વિધિ પૂર્ણ થઈ ગયો હતો તે વખતે મે એવો નિશ્ચય કર્યો કે, ચિત્રાને એક વખત મળી આવવુ, તેની અતિમ ભેટ લઇ શપથ પૂર્ણ કરી આ વિશાળ જલપ્રવાહમા પરપોટાની માફક મળી જવુ ! ચિત્રા માટે માધવના માર્ગમા કાટા બનવુ નહિ–તેને સુખરૂપ રાજ કરવા દેવું !—"

" ચિત્રાને તમે મળ્યા હતા ને ? તેણે શુ કહ્યુ ? "

નરસિહના નેત્ર તદ્દન શુષ્ક દેખાતા હતા, તેનો અવાજ મેઘધ્વની પ્રમાણે ગભીર હતો શશાક માત્ર વાયુ પ્રવાહથી કપતા કમલપત્ર પ્રમાણે થરથર ધ્રૂજતો હતો ! તેણે કહ્યુ "નરસિહ, 'યુવરાજ, મને ક્ષમા કરો, મે કઇ સ્વઇચ્છાથી લગ્ન કર્યું નથી,' એમ ચિત્રા મને વારવાર કહેતી હતી છેવટે તે જ્યારે મારા ચરણ પકડવા

આવી ત્યારે મે તેને તેમ કરવા દીધુ નહિ, કારણુ તે કઇ તે વખતે 'મારી ચિત્રા' નહતી–માધવની ધર્મપત્ની હતી, નરસિંહ, તે વખતે ચિત્રા મારી બધુ પત્ની હતી ! ચિત્રાએ વારવાર મારી પાસે ક્ષમાની યાચના કરી, મે તેનો સખ્ત ઉપહાસ કર્યો, તેનો તૂચ્છકાર કર્યો, તેના પર વ્યંગોક્તિના કઠિન પ્રહાર કર્યા, તો પણુ મારા પગ પકડી તે ક્ષમા માગવાનો પ્રયત્ન કરતી હતી પરતુ તે વખતે હું તેને ક્ષમા કરૂ તેથી શુ બનાવવાનુ હતું ? કદી પણુ ન તૂટે એવા શાસ્ત્ર બધથી તે માધવ સાથે જીવન પર્યંતને માટે સજ્જડ બધાઈ ચુકી હતી તે વખતે મારે ચિત્રાને કેવળ સ્પર્શ કરવો તે પણુ પાપ ઠર્યું હોત, લોકાચારનો પ્રચડ શીલાની માફક અભેદ્ય અને કઠિન એવો પડદો અમારા ઉભય વચ્ચે પડયો હતો હવે ચિત્રાને વ્યથીત કરવી નહિ એવો નિશ્ચય કરી તેની રજા–હા, આ જીવનની અતિમ રજા–લઈ હું ત્યાથી જવા નીકળ્યો ત્રણુ ચાર પગલા દૂર ગયો નહિ, તેટલામા નદીના પ્રવાહમા કઇ જડ પદાર્થ પડયો હોય તેવો શબ્દ સભળાયો તેજ વખતે મે પાછા ફરી જોયુ તો શુ ? ચિત્રા ક્યાએ નહતી ! નરસિંહ, ચિત્રાનો વધ મે જ કર્યો ! મને અધમને ઠાર કર ! આ દારૂણુ અસહ્ય યાતનામાથી મને મુક્ત કર ! નરસિંહ તુ મારો બાલમિત્ર છે મિત્રને ઉચિત એવુ તુ આ કર્તવ્ય કર ! આ નિર્બલ હૃદયમા હવે આ ભયકર યાતના સહન કરવાનુ બળ રહ્યુ નથી ! મીયાનમાથી અસિ ખેચી મારા હૃદયમાની યાતનાને ઉડી જવા માર્ગ ખૂલ્લો કરી આપ ! ચિત્રાને ખોળવા છતા પણુ તે મળી નહિ હુ હતભાગી માત્ર અદ્યાપિ જીવુ છુ ! સિંહાસનપર બેસી રાજાનો અભિનય કરૂ છુ ! પણુ હૃદયના દુઃખની જ્વાળા ભયકર !–હાય ! એ યાતના સહન નથી થતી !–મારી સામે પણુ અનત, નિસ્સીમ અસહ્ય યાતના સિવાય મને કઇ જ દેખાતુ નથી ! "

શશાક નમ્ર થઇ જઇ નીચે પડયો ! અનંતે જો તેને સભાળી

લીધો ન હોતતો તે જમીન પર જ અથડાઈ પડયો હોત ! નરસિંહ એક પત્થરના પૂતળાની માફક નિશ્વલ ઉભો હતો. આવી સ્થિતિમા અર્ધી ઘટિકા જતા નરસિંહે હાક પાડી "શશાક—"

"કેમ, નરસિંહ !"

"યુવરાજ તમે હવે મહારાજાધિરાજ છો, તમારા અતુલરાજ્ય વૈભવનો તમે ઉપભોગ લો નરસિંહને માટે હવે સર્વ જગત શૂન્ય બન્યુ છે ! માબાપ વગરની અનાથ બાલિકાને લઇ અસહ્ય સ્થિતિમા મડલ દુર્ગ છોડી તમારા પિતાના આશ્રયમા હું આવ્યો દેવ દિવસ બતાવશે તો મારી બાલક બહેન રાજરાજેશ્વરી થશે, અને પછી તમો બન્નેને લઈ હું મડલ જઈશ, એવી મને આશા હતી પણ હાય ! મારી તે પ્રિય ભગિની તો જતી રહી ! તેના સિવાય આ વિશાળ જગતમા મારૂં કોઇ જ નથી ! મારી તે બહેન, મારા જીવનના સારરૂપ—મારૂ સર્વસ્વ જગતમાથી નાશ પામ્યુ ! હવે મડલ દુર્ગમા આ હતભાગી નરસિંહને સ્થાન નથી ! સિંહદત્તના દુર્ગમા તક્ષદત્તના પુત્રને માટે હવે જગ્યા રહી નથી ! નહિ, હવે મારે મડલ ન જોઇએ ! રાજાધિરાજ, મને હવે રજા આપો, પાટલીપુત્રમા હવે મારાથી રહેવાતુ નથી આ વિસ્તીર્ણ નગર, આ વિશાળ રાજધાની મને ચિત્રમય જણાય છે ! હવે મારાથી અહી રહેવાતુ નથી. શશાક તમારા કાર્યમા મે મારા પ્રાણ અર્પ્યા છે, જ્યારે તમારા પર મહાન સંકટ આવશે, ત્યારે આ નરસિંહને પુન તમે જોશો !"

એટલુ બોલી નરસિંહ ચિત્રશાલામાથી વાયુની લહરી માફક ત્વરાપૂર્વક નીકળી ગયો શશાક અસહાય સ્થિતિમા જમીન પર પડી ગયો

---

## પ્રકરણ ૫ મું

---

### દૈવ ફર્યું !

જુના મંદિરના ભોયરાની ઓરડીમા દર્ભાસનપર બેઠી મહા-સ્થવીર બુદ્ધઘોષ અને સંઘસ્થવીર બંધુગુપ્ત કંઇ મસલત કરતા હતા. દૈવચક્રના અદ્‌ભુત ફેરાથી આ વખતે તે હાર ખાઇ ગયા હતા. જે વખતે બૌદ્ધમત નિષ્કંટક બની બૌદ્ધસામ્રાજ્ય દઢ પાયાપર સ્થાપન થયુ છે, એમ તેમને લાગતુ હતુ, તેજ વખતે બૌદ્ધસંઘ ભયંકર સંકટમા હોઈ બૌદ્ધરાજ્યનો નાશ થવાનો સમય આવ્યો છે, એમ તેમને જણાયું ! જે દિવસે એકાએક શશાંકે દરબારમા ઉપસ્થિત થઇ માધવગુપ્તને સિંહાસન પરથી પદચ્યુત કર્યો તેજ દિવસે માધવગુપ્તને લઇ હંસવેગે પાટલીપુત્રમાથી પોબારા ગણ્યા ! બુદ્ધઘોષ તે વખતે દરબારમા હાઝર હતો, તેણે પણ રાજસભામાથી તત્ક્ષણે રસ્તો પકડયા ! પણ તે નગર છોડીને ગયો નહિ તેની એવી ખાત્રી હતી કે, પાટલીપુત્રમા ઘણા મનુષ્યો બૌદ્ધધર્માનુયાયી છે. તેમના પર અત્યાચાર કરવાનું સાહસ બહુધા શશાંકથી થઈ જ નહિ શકે બંધુગુપ્ત માત્ર તે દિવસે દરબારમા નહતો

માધવગુપ્તના અમલમા હંસવેગની સલાહથી મહાનાયક યશોધવલદેવના સર્વ અધિકાર ધીમે ધીમે ખેચી લેવામા આવ્યા હતા. આથી બંધુગુપ્ત ખુલ્લી રીતે રાજદરબારમા જતો હતો ખરો, પણ યશોધવલની દૃષ્ટિએ પડવાની તેની છાતી ચાલતી ન હતી પરંતુ ભાગ્યચક્ર એકાએક ફરવાથી બંધુગુપ્ત અને બુદ્ધઘોષ પ્રબલ પ્રતાપી રાજમંત્રી થઇ બેઠા હતા તે અચાનક પ્રાણભયથી લપાઇ છુપાઇ દિવસ કાઢતા અપરાધી જેવા થયા ! આ વખતે સ્થાણ્વીશ્વરનો સમ્રાટ

પ્રભાકરવર્ધન એક ભયંકર રોગથી પથારીવશ હોઈ તેનો પાટવી પુત્ર પચનદ દેશમા હુણ આક્રમણને અટકાવવામા પડ્યો હતો

શશાંકનો અભિષેક થયા પછી બીજા દિવસે, બુદ્ધઘોષ અને બન્ધુગુપ્ત નાશી જવા વિષે ભવતિ ન ભવતિ કરતા બેઠા હતા. બોલતા બોલતા બધુગુપ્તે પુછ્યુ "હવે એનો શો ઉપાય ?" "બુદ્ધઘોષે કહ્યું "ભગવાન શાક્યસિંહ એક માત્ર આધારરૂપ છે

"ये धर्मा हेतुप्रभवा हेतुस्तेषां तथागतो—
अवदत् तेषां च यो निरोध एवंवादी महाश्रमणः

બન્ધુગુપ્તે ક્રોધથી કહ્યું "હવે તમારી એ સૂત્રાત્મક વાતો બાજુએ રહેવા દો ! ધર્મની વાતો આ વખતે મને ઠીક નથી લાગતી !

"સંઘસ્થવીર ! તમે આજસુધી એવી જ રીતે ધર્મપરાઙ્મૂખ હતા, અને અદ્યાપિ પણ છો ! હજુ પણ ત્રિરત્નનો આશ્રય લો ! '

બધુગુપ્ત ચિડાઈને બોલ્યો "અરે મહાસ્થવીર, ત્રિરત્નનો આશ્રય તો આજે મે કેટલાએ દિવસથી લીધો છે ! પણ યશોધવલના હસ્તથી ત્રિરત્ન મને બચાવશે કે ?"

"સઘસ્થવીર, ઐહિકનો ત્યાગ કરી તમે એકદમ હવે પારત્રિકનુ ચિંતન કરવા માડો "

બધુગુપ્તે કરૂણ સ્વરે કહ્યું "મહાસ્થવીર, હજુ પણ ઐહિકનો ત્યાગ મારાથી થઇ શકતો નથી ! હવે શો ઉપાય કરવો ?"

"શત્રુસેન ક્યા છે, તે જાણો છો તમે ?"

"એક દિવસ પણ તે હરામખોરનો પત્તો લાગ્યો નથી ! અરે તે રીતુરીને લીધે જ આપણા સર્વનો આવી રીતે કાળ પાસે આવ્યો ! તે જો ન હોત તો મરણ પામેલો શશાંક બચ્યો હોત કે ? કદાચિત શત્રુસેન ગુપ્ત રીતે આપણાપર જ વેર લેવાને ટાપી રહ્યો હશે ! હજુ પણ આપણે આત્મરક્ષણનો કઇ પણ ઉપાય કાઢીએ ચાલો આપણે પાટલીપુત્રમાથી જતા રહીએ—"

બુદ્ધઘોષે માથું હલાવી કહ્યું "સંઘ આવી રીતે ભયંકર સંકટમાં હોય તે વખતે પાટલીપુત્ર છોડી કંઇ પણ જઈશ નહિ!"

"ત્યારે શું, અહીં જ તમે મરશો?"

બુદ્ધઘોષ તુચ્છતાથી બંધુગુપ્ત તરફ તીવ્ર દૃષ્ટિથી જોતો બોલ્યો "મરણથી હું એટલો બ્હીતો નથી, સંઘસ્થવીર!

બન્ધુગુપ્ત દયાજનક સ્વરે બોલ્યો મહાસ્થવીર, આ બંધુગુપ્ત પણ મરણથી બ્હીતો નથી! પણ યશોધવલદેવના હાથનું મૃત્યુ અત્યંત ભયંકર! અત્યંત ભયંકર!"

"ત્યારે તમે નાશી છૂટોને?"

"ક્યાં જાઉં?"

ક્ષણમાત્ર વિચાર કરી બન્ધુઘોષે કહ્યું "મહાબોધિ વિહારમાં જાવ. ત્યાં જીનેન્દ્રબુદ્ધિ છે"

"ઠીક છે" એમ કહી બન્ધુગુપ્ત તરત જ ઉઠયો

"એટલે? હમણાં જ જાવ છો?" બુદ્ધઘોષે આશ્ચર્યથી પુછ્યું.

'હા, આજ ક્ષણે!"

"ઠીક છે, ભગવાન તમારૂં કલ્યાણ કરો!"

બન્ધુગુપ્ત બહાર પડયો અને તે શાંત, નિર્જન મંદિરમાં બુદ્ધઘોષ બેસી રહ્યો

આ પછી અર્ધ ઘટિકા વ્યતિત થઈ હશે મંદિરની બહાર ઘોડાના પગલા સંભળાવા લાગ્યા

તરત જ બુદ્ધઘોષ ઉઠી ઉભો થયો. જોતજોતામાં હરિગુપ્ત, દેશાનંદ અને કેટલાક નગરરક્ષકો એકદમ મંદિરમાં આવ્યા

દેશાનંદે બુદ્ધઘોષ તરફ આગળી કરી કહ્યું "આજ તે મહાસ્થવીર બુદ્ધઘોષ!"

તેજ ક્ષણે બે રક્ષકોએ મહાસ્થવીરનાહસ્ત પકડયા હરિગુપ્તે કહ્યું "મહાસ્થવીર બુધઘોષ, મહારાજાધિરાજની આજ્ઞાથી રાજદ્રોહના આરોપ માટે હું તેમને કેદ કરૂં છું."

બુદ્ધઘોષે કંઈ ઉત્તર આપ્યો નહિ. રક્ષકો તેને હાથ બાંધી બહાર લઈ ગયા

હરિગુપ્તે પુછ્યું "દેશાનંદ, બંધુગુપ્ત ક્યાં છે ?"

"કદાચિત સંઘારામમાં હશે"

સર્વ મંદિરમાંથી બહાર નીકળી સંઘારામ તરફ ગયા

આ પછી કેટલીકવારે ગર્ભગૃહ નીચે આવેલી એક ગુપ્ત ઓરડીમાંથી એક વૃદ્ધ ભિક્ષુ બહાર આવ્યો તેણે ચોતરફ બરોબર નજર કરી જોયું ! કેટલીકવારે સંઘસ્થવીર બન્ધુગુપ્ત પુનઃ મંદિરમાં આવ્યો અને ભોંયરામાં આસન પાથરી બેઠો તે જમીનપર કંઈ રેખાઓ દોરવા લાગ્યો !

લગભગ અર્ધ ઘડીએ તે વૃદ્ધ ભિક્ષુ મંદિર તરફ પુનઃ આવ્યો. પરંતુ ભોંયરાની ઓરડીમાં કોઈ મનુષ્ય છે, એમ જોઈ મંદિરના દ્વાર આગળ જ તે ઉભો રહ્યો ! મંદિરના દ્વારમાં મનુષ્ય છાયા જોઈ બન્ધુગુપ્તનું શરીર કંપી ઉઠ્યું ! તરત જ લેખિની નાખી દઈ ધીમે રહી સાવધપણે તે ઉઠી ઉભો થયો. દ્વાર આગળ ઉભેલા ભિક્ષુના લક્ષમાં તે આવ્યું પણ નહિ !

બન્ધુગુપ્ત મંદિરના દ્વાર પાછળથી એકદમ કુદી બહાર આવ્યો અને તરત જ તેણે વૃદ્ધ ભિક્ષુનું ગળું પકડી પુછ્યું "કોણ છે તું ?"

બન્ધુગુપ્તના સપાટામાંથી છૂટવા તેણે પોતાની સર્વ શક્તિ એકત્ર કરી નિસ્સીમ પ્રયત્ન કર્યો ! તે ખેંચાખેંચીમાં તેના મસ્તકપરનો પટકો નીચે પડયો. તે જોઈ બન્ધુગુપ્તે એકદમ આનંદથી બૂમ પાડી "અરે દુષ્ટ તું તો શત્રુસેન ! આ વખતે તારો પ્રાણ લઉં છું ! છોડવાનો જ નથી !"

ક્ષુધાથી વ્યાકુલ બનેલા વાઘ પ્રમાણે કુદકો મારી સંઘસ્થવીર અશક્ત શત્રુસેનપર એકદમ તૂટી પડયો ! વૃદ્ધ તેજ ક્ષણે જમીનપર પડયો. એટલામાં કેટલેક દૂર અશ્વનો પાદધ્વની સંભળાવા લાગ્યો તે

સંભળાતા જ શત્રુસેનના હાથ પગ ઉતાવળે ઉતાવળે તેનાજ ફેંટાથી બાંધી બંધુગુપ્ત સપાટાબંધ મંદિરમાંથી નાશી પણ ગયો !

બંધુગુપ્ત નાશી ગયા પછી થોડીજવારમાં મહાબલાધ્યક્ષ હરિગુપ્ત પોતાના કેટલાક રક્ષકો સાથે ત્યાં આવ્યા વજ્રાચાર્યને તે સ્થિતિમાં જોઈ તેમને મોટું આશ્ચર્ય લાગ્યું. હાથ પગ છોડી રક્ષકોએ શત્રુસેનને છૂટો કર્યો.

શત્રુસેને કહ્યું- "બંધુગુપ્ત હમણા જ અહીંથી નાશી ગયો !"

"કયાં ?"

"તે હું જાણતો નથી"

"કઇ દિશામાં ગયો તે ?"

"તે પણ હું જોઈ શકયો નથી"

"કેટલા વખતપર તે ગયો ?"

"બે ચાર ક્ષણ પહેલાં !"

બન્ને ત્વરાથી બન્ધુગુપ્તને શોધવા તરત જ નીકળ્યા.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### બોધિવૃક્ષનો નાશ.

સામ્રાજ્યના અધિકારી અને સૈનિકો પાટલીપુત્રની ચોતરફ બંધુગુપ્તને શોધી કાઢવા અપૂર્વ પ્રયત્ન કરવા લાગ્યા, પરંતુ તેમાંના કોઇને તે મળી શકયો નહિ ! એક નાગરિક સંવસ્થવીરને ઓળખતો હોઇ તેણે તેને મહાબોધિના માર્ગે દક્ષિણ તરફ જતા જોયો હતો પરંતુ બંધુગુપ્ત નગર ત્યજી ગયો છે એ વાત તેના મુખથી અધિકારીઓએ બે દિવસ પછી સાંભળી. આ વાત જાણવામાં આવતાં જ

સ્વત સમ્રાટ શશાક, મહાનાયક યશોધવલદેવ, વસુમિત્ર અને અનત-વર્મા પાટલીપુત્રમાથી મહાબોધિ તરફ જવા નીકળ્યા

મધ્યાહ્નકાળ થયો હતો બોધિરૂપ પ્રચડ અશ્વત્થ વૃક્ષની છાયા નીચે વિહાર સ્વામી જીનેન્દ્રબુદ્ધિ અને સઘસ્થવીર બધુગુપ્ત વાતો કરતા બેઠા હતા તેમની સામે જ વજ્રાસન હોઈ તેની પાસે ઉભા રહી બે ભિક્ષુ કેટલાક યાત્રાળુઓ પાસે વજ્રાસનની પૂજા કરાવતા હતા બોધિવૃક્ષની પાછળ આવેલા મહાવિહારમાથી અસખ્ય શખ અને ઘટનો નાદ આવતો હતો, ધૂપનો સુગધ પણ ચોતરફ વ્યાપી રહ્યો હતો

એટલામા એક ભિક્ષુએ દોડી આવી દમભર્યા શ્વાસે કહ્યુ "દેવ, વિષ્ણુ ગયાથી એક સ્વાર કઈ મહત્વની બાતમી લઈને આવ્યો છે તેને અહીજ લઇ આવુ કે ?"

જીનેન્દ્રબુદ્ધિએ મસ્તક હલાવ્યુ ભિક્ષુ ચાલ્યો ગયો અને અલ્પ-કાળમા એક યુદ્ધ વેષધારી પુરૂષ ત્યા આવ્યો તેણે જીનેન્દ્રને પ્રણામ કરી કહ્યુ "દેવ, વાત અતિશય ગુપ્ત છે"

જીનેન્દ્રે કહ્યુ ' આ તો સઘસ્થવીર બધુગુપ્ત છે એમનાથી મહાસઘની કોઇપણ વાત ગુપ્ત રાખવાનુ કારણ નથી તારે જે કહે-વાનુ હોય તે ખુશીથી કહે "

તે પુરૂષે પુન પ્રણામ કરી કહ્યુ "સમ્રાટ અને મહાનાયક યશોધવલદેવ સાથે પુષ્કળ અશ્વારોહી સૈન્ય લઈ મહાબોધિ* તરફ જ આવે છે અમારા ગુપ્તચરે કાલે રાત્રે પ્રવરગિરીની+ તળેટીમા પડેલી છાવણીમા તેમને જોયા, અને તે પણ તરત જ ખબર આપવા નીકળી આવ્યો મને આજે સવારે જ એ વાત મળી અને તે સાથે જ મારતે ઘોડે આપની પાસે આવ્યો છુ આટલા વખતમા મને લાગે છે કે તે લોકો વિષ્ણુપાદગિરી ઉતરી આવ્યા હશે !"

* મહાબોધિ—બુદ્ધગયા

+ પ્રવરગિરી—બરાબર પહાડ

સ્વારના મુખથી આ બાતમી સભળાતા જ બધુગુપ્તના હોશ-કોશ ઉડી ગયા ! તેની તેવી સ્થિતિ જોઈ જીનેન્દ્રે કહ્યું "સઘસ્થવીર ! ગભરાઈ જશો નહિ આપણને બ્હીવાનુ લેશમાત્ર કારણ નથી "

એટલુ કહી જીનેન્દ્ર સ્વારને રજા આપી બધુગુપ્તને સાથે લઇ મહાબોધિ વિહારમા આવ્યો. તે સમયે મહાબોધિ વિહારના ઉપરના માલે જવાના બે દાદર-જીના હોઇ વિહારના બીજા માલ ઉપર ઉભી રહેલી શાક્યસિંહની પાષાણ મૂર્તિનુ પૂજન થતુ હતુ જીનેન્દ્રબુદ્ધિ અને બધુગુપ્ત દક્ષિણ તરફના જીનાદ્વારા બીજા માલપર આવ્યા, અને ત્યાથી તેમણે ગભગૃહમા પ્રવેશ કર્યો ત્યા રક્ત વસ્ત્ર પરિધાન કરી એક ભિક્ષુ ઉપાસના કરતો બેઠો હતો જીનેન્દ્રે તેને બહાર જવા આજ્ઞા કરી ભિક્ષુની ત્યાથી જવાની ઇચ્છા નહતી: પરતુ જીનેન્દ્રની આજ્ઞા ! તેને ઉઠીને જવુ જ પડયુ !

જીનેન્દ્રે ઓરડીના દ્વાર બધ કરી લઇ મદિરનો મહાદિપ બધુગુપ્તને આપી કહ્યુ " આપને એવા સ્થળે લઇ જઇ છુપાવુ છુ કે, તે સ્થળે સો વર્ષસુધી જો આપનો શોધ થશે તોપણ આપ કોઇને એ મળી શકશો નહિ ! વિહારની અતિશય વિસ્તૃત દિવાલમા એક ભોયરૂ છે, તે બોધિવૃક્ષ અને વજ્રાસનની નીચે ગયેલુ છે "

એટલુ કહી જીનેન્દ્રે તે ઓરડીની ભીતે એક ઠેકાણે સ્પર્શ કર્યો તરત જ એક ગુપ્તદ્વાર ઉઘડયુ ! બન્ને તે દ્વારમાથી અંદર ગયા.

પેલો રક્તાબરધારી ભિક્ષુ ઓરડી આગળ ઘૂટણીએ ટેકી દરવાજાને કાન લગાડી તે બન્નેનુ સભાષણ સાભળતો હતો 'ભોયરૂ,' 'બોધિવૃક્ષ અને વજ્રાસનની નીચે ગયુ છે ' એટલા શબ્દો સાભળ્યા પછી તે ભિક્ષુ ઘણીવાર સુધી ત્યા બેસી રહ્યો હતો, પરતુ પછી તેને કઇપણ સભળાયુ નહિ પછી તે લોખડી જીનાદ્વારા મદિરના ઉચ્ચ શીખરપર ચઢી ગયો. કેટલીકવારે તેને એવુ જણાયુ કે, દૂર નૈરજ-નીના કીનારા પાસેના રાજમાર્ગે કૃષ્ણમેઘ પ્રમાણે ઘોડેસ્વાર સૈન્ય

મહાબોધિ વિહારની દિશાએ અત્યન્ત વેગે ધસી આવે છે ! તે ભિક્ષુએ શિખરપરથી નીચે ઉતરી આવી જોયુ તો ગર્ભગૃહનુ દ્વાર ખુલ્લુ હતું અને અંદર ચકલુ પણુ જણાયુ નહિ ! પછી તે બહાર નીકળી રસ્તાપર આવી ઉભો રહ્યો

જીનેન્દ્રબુદ્ધિ ભોયરાના રસ્તે બધુગુપ્તને સાથે લઈ નીચે ઉતર્યો જ્યા રસ્તો પૂર્ણ થતો હતો ત્યા એક નાનુ લોખંડી દ્વાર હતુ જીનેન્દ્રે તે ઉઘાડવાની યુક્તિ બધુગુપ્તને બતલાવી કહ્યુ "આપ અહી નિશ્ચતીથી દબાઇ રહો. મહાબોધિવિહારના સ્વામી સિવાય અન્ય કોઇને આ ભોયરાની ગંધ પણુ નથી ! જો દુર્દૈવશાત વિહારમા ભોયરૂ હોવાની બાતમી કોઇને મળી હોય અને તે દ્વારા તે શત્રુને પણુ સમજાય તો પણુ ભય રાખવાનુ કારણુ નથી ખુશીથી આ દ્વાર ઉઘાડી આગળ જજો. એટલે બસ ! આ રસ્તો નૈરંજનના સામા તીર સુધી ગયો છે તે ઠેકાણેથી નાનો જંગલી રસ્તો પકડી આપ મહેલાઇથી કુકકુટપાદગિરી × જઈ શકશો ! "

એમ કહી ઉપર આવી જીનેન્દ્રે તે ગુપ્તદ્વાર બંધ કરી ગર્ભગૃહમાથી બહાર આવી જોયુ તો જ્યા ત્યાં શૂન્ય ! તે વિહારમાથી બહાર આવી બોદ્ધિવૃક્ષ નીચે બેઠો

આશરે અર્ધો ઘટિકામાજ હજાર બારસો અશ્વારોહીઓએ આવી મહાબોધિ વિહાર અને સંઘરામ પર ઘેરો નાખ્યો. સમ્રાટ શશાક અને યશોધવલદેવ એમણે વિહાર સ્વામી જીનેન્દ્રને બન્ધુગુપ્ત વિષે પુછ્યુ

જીનેન્દ્રે કહ્યુ "સંઘસ્થવીર બધુગુપ્ત હમણા તો અહીં નથી જ. એટલુ જ નહિ પણુ આજે પુષ્કળ દિવસમા તે મને મળ્યા પણુ નથી !"

તેના આ ભાષણુપર શશાક વિશ્વાસ રાખે એ શક્ય જ ન હતુ ! ચોતરફ બધુગુપ્તની ખોળ થવા લાગી, પણુ ક્યાઇ કોઇને પણુ

× કુકુકટપાદગિરી-ગુરપ પહાડ

તેનો પત્તો લાગ્યો નહિ! યશોધવલદેવની આજ્ઞાથી સંઘારામનો એક એક ભિક્ષુ આવી બોધિવૃક્ષ નીચેના વજ્રાસનનો સ્પર્શ કરી શપથ લઇ કહેવા લાગ્યો કે, "આજે બંધુગુપ્તને બીલકુલ જોયો નથી!" સર્વ ભિક્ષુઓએ મનમાં લેશ માત્ર ન અચકાતાં અસત્ય શપથ લીધા માત્ર એક ભિક્ષુએ તેવા શપથ ન લીધા! તે ભિક્ષુ તે ઉપર વર્ણવેલો રક્તામ્બર ધારી ભિક્ષુ હતો

યશોધવલદેવે બંધુગુપ્તની માહિતી પુછતાં તે ભિક્ષુએ કહ્યું "બંધુગુપ્ત ક્યાંછે તે હું જાણતો નથી, પરંતુ તે ક્યા રસ્તે ગયો છે તેટલું માત્ર મેં સાંભળ્યું છે"

યશોધવલે આતુરતાથી પુછ્યું "ક્યા રસ્તે?"

"ભોયરાને રસ્તે!"

"ભોયરું ક્યાં છે?"

"વજ્રાસન અને બોધિવૃક્ષ નીચે!"

ક્રોધ અને ક્ષોભથી જીનેન્દ્રબુદ્ધિનો ચહેરો લાલચોળ બની ગયો! મહાકષ્ટથી ક્રોધને દબાવી તેણે સમ્રાટને કહ્યું "મહારાજાધિરાજ બોધિવૃક્ષની નીચે ભોયરું છેજ નહિ!"

શશાંકે કહ્યું "છે કે નહિ, પ્રત્યક્ષ જોઇશું એટલે આપો આપ સમજાશે!"

શરીરે કંપારી આવ્યા જેવું કરી જીનેન્દ્રે કહ્યું "સર્વ નાશ, મહારાજ! બોધિવૃક્ષ પર આપ હાથ નાખવાનું કહો છો?"

"કેમ? તેમ કરીશું તો શું થશે?"

"સૃષ્ટીના પ્રારંભથી બુદ્ધ મંડળ આ વૃક્ષ નીચે સમ્યક્સંબુદ્ધ થયું છે, તેનું કંઈ પણ અનિષ્ટ આપના હાથે થશે તો આપનું કલ્યાણ થશે નહિ મહારાજાધિરાજ!"

"નહિ કલ્યાણ થાય તો અકલ્યાણ થશે, બીજું શું?"

સમ્રાટે કેટલાક સૈનિકોને બોધિવૃક્ષ કાપી નાખવા આજ્ઞા કરી. ભિક્ષુ મોટેથી પોકાર કરતો રહ્યો અને તે અશ્વત્થવૃક્ષની શાખા,

ઉપશાખાઓ સપાટા બંધ તૂટવા લાગી ! કેટલીકવારે વૃક્ષનુ તળીયુ પણુ મૂળ સાથે ઉખડી આવ્યુ ! વજ્રાસનની જડ અને પ્રચંડ શીલા પણુ જગ્યાથી છૂટી પડીગઈ ! તેજ ક્ષણે જમીનમા એક લાંબો માર્ગ જણાવા લાગ્યો સંધ્યાસમયના અરસામા ભોયરાની છેવટે આવેલુ લોખંડી દ્વાર જે વખતે તોડી નાખવામા આવ્યુ, તે વખતે બંધુગુપ્ત તે સ્થળેથી ઘણે દૂર, આકાશ સાથે સ્પર્ધા કરનાર ત્રણ શીખરના કુક્કુટપાદગિરી પાસે જઇ પહોચ્યો હતો !

શશાંક અને યશોધવલદેવ નિરાશ થઇ પાટલીપુત્રમા પાછા આવ્યા !

---

આ વાત બન્યા પછી ચાલીસ વર્ષે કેટલાક કુપથગામી ભિક્ષુઓએ એક ધર્મનિષ્ટ ચિની ભિક્ષુને એવુ કહ્યુ હતુ કે “ કેવળ દ્વેષથી પ્રેરાઈ મહારાજ શશાંકે બોધિવૃક્ષને સમૂળ ઉખેડી નાખ્યુ તેથી તેજ વખતે ચીરાઇ જઇ તે નરકમા સદેહે ચાલ્યો ગયો હતો ! પણુ છેવટે અશોકના વંશજ પૂર્ણવર્માની મહાન ભક્તિ અને તેજના પ્રતાપે કેવળ એક રાત્રીમા મહાબોધી વૃક્ષ પૂર્વ પ્રમાણે જેવુને તેવુ ઉભુ થઇ ગયુ હતુ ! ” ટુકડે ટુકડા થઇ સમૂળ છૂટુ પડેલુ વૃક્ષ એક રાત્રીમા સાઠ હાથ ઉંચુ કેવી રીતે તૈયાર થયુ, તેનુ વર્ણન આ કથામા કરવાની આવશ્યકતા નથી ! પરંતુ તે સરળ ધર્મનિષ્ઠ ચિની પરિવ્રાજકે તદન વિશ્વાસ પૂર્વક એ સર્વ કહાણી પોતાના પ્રવાસવૃત્તમા લખી રાખી છે !

---

## પ્રકરણ ૭ મું.

### વેરની વસુલાત !

બંધુગુપ્તને શોધી કાઢવા પુષ્કળ પ્રયત્ન થયા પણ તે મળ્યો નહિ ! મહાદંડ નાયક રવિગુપ્તે સંઘસ્થવીર બુદ્ધઘોષનો ન્યાય કરી રાજ-

દ્રોહના અપરાધપરથી તેને પ્રાણદંડની શિક્ષા કરી ન્યાયના સમયે બુદ્ધઘોષે બેશકરાઈથી કહ્યું "જે બૌદ્ધ ધર્માવલંબી નથી, તેને લોકો રાજા તરીકે કદીપણ સ્વીકારશે નહિ! અને તેને પદચ્યુત કરવામાં કે તેની હત્યા કરવામાં લેશમાત્ર પાપ નહોતાં મહાન પૂન્ય જ છે! પ્રભાકરવર્ધન જ દેશનો ખરો રાજા છે, પ્રજાનો તે એકલો જ પ્રતિપાલક અને સ્વામી છે, તેથી મારાપર રાજદ્રોહનો આરોપ સિદ્ધ થવો સુતરામ શક્ય નથી!"

પરંતુ ગંગાદ્વાર સામે આવેલું સફેદ રેતીનું મેદાન તરત જ બુદ્ધઘોષના છૂટા પડેલા મસ્તકના રક્તથી લાલ બની ગયું! આટલાં વર્ષે છેવટે ઉત્તર પ્રદેશના બૌદ્ધસંઘનો કોઇપણ યોગ્ય એવો નેતા રહ્યો નહિ!

એકાદ હડકાયા શિઆળ પ્રમાણે મગધમાંથી હડધૂત થયેલો બંધુગુપ્ત છેવટે પાટલીપુત્રમાં પાછો આવ્યો રાજસેવકો મગધમાં જ્યાં ત્યાં તેને શોધ્યા જ કરતા હતા તેથી બંધુગુપ્તે મનમાં વિચાર કર્યો કે, આવા સમયે ખૂદ રાજધાનીમાં જ અધિક સુરક્ષિત રીતે રહી શકાશે અને કેટલોક વખત શાન્તિમાં કાઢી શકાશે! એ વિચારથી બંધુગુપ્તે પાટલીપુત્રમાં પ્રવેશ કરી પેલા જુના જીર્ણ મંદિરના ભોયરાની ઓરડીમાં નિવાસ કર્યો! તે અંધારી ઓરડીમાં દિવસે તે દબાઇ રહેતો, અને રાત પડતાં જ ઉદર પોષણાર્થે એકાદ વન પશુ પ્રમાણે બહાર નીકળતો, પણ સદા સર્વદા યશોધવલની છાયા જાણે કે તેને તદ્દન વળગેલી જ રહેતી હોય તેમ લાગતું હતું!

જે જીર્ણમંદિર સામે ભિક્ષુ જીનાનંદ ઉર્ફે વસુમિત્ર અને તરલા મળ્યાં હતાં, તેની પાસે જ એક દિવસે સંધ્યા સમય પૂર્વે બે ઘોડેસ્વાર ફરતા હતા તે સ્વાર ધીમેધીમે ઘોડા ચલાવતા તે મંદિર તરફ જ આવતા હોઇ, તેઓ એક બીજા સાથે હલકા સ્વરે વાતો કરતા હતા મંદિર તરફથી એક માણસ તે બન્ને તરફ જતો

હતો, પરંતુ અશ્વારોહીયોને જોતા જ તે નજીકની ઝાડીમાં છુપાઇ બેઠો

એક સ્વારે બોલતા બોલતા બીજાને કહ્યું "આર્ય, કેમે કરતા બંધુગુપ્તનો પત્તો જ લાગતો નથી! હવે કરવું પણ શું?"

બીજા સ્વારે પ્રત્યુત્તર આપતા કહ્યું "વત્સ, કીર્તિધવલના ખૂનનો સંપૂર્ણ બદલો મળ્યા સિવાય મારૂ મરણ થવું શક્ય જ નથી! કોઇ પણ ઠેકાણે, કોઇપણ રીતે એક દિવસ હું બંધુગુપ્તને પકડીશ જ પકડીશ, એવી મારા મનને પાકી ખાત્રી લાગે છે"

તેટલામા પગરસ્તા પાસેના એક ઝાડ આગળ સહજ સળવળાટ થયો! તે જોતા જ સમ્રાટે એકદમ બૂમ પાડી "કોણ? કોણ છે?"

પરંતુ કોઇએ કંઈ જ ઉત્તર આપ્યો નહિ! સમ્રાટ, યશોધવલદેવ વનવીચ લતા અને જાળામા ઘોડા ચલાવવા લાગ્યા તે થોડે દૂર ગયા નહિ, તેટલામા જ એક માણસ જીર્ણમંદિર તરફ અતિશય વેગથી દોડતો જણાયો તે જોઈ તે બન્ને પણ તેની પાછળ પડયા અને એક ક્ષણમા શશાંકે તેની પાસે જઇ તેનો ફેંટો પકડી ખેંચ્યો. પરંતુ તેણે ફેંટો જેમનો તેમ ફેંકી દઇ દોડવા માડ્યું! તેનો ફેંટો દૂર થતા જ તેનું મસ્તક કેશ રહિત જણાયું અને તે વિષે તેને આશ્ચર્ય પણ થયું

આ પ્રકાર યશોધવલની દષ્ટિએ પણ પડયો હતો તેમણે બૂમ પાડી કહ્યું "શશાંક એ અવશ્ય કોઇ બૌદ્ધ ભિક્ષુ હોવો જોઇએ. પૂંઠ છોડીશ નહિ!" એટલું બોલી તેમણે પણ ઘોડો ફેંકયો!

તે માણસ પણ તીવ્ર વેગથી જીર્ણ દેવળ તરફ દોડે જતો હતો. મંદિરના દ્વાર આગળ જ યશોધવલે તેને પકડી અત્યંત ત્વરાપૂર્વક તેના શરીરપરનું વસ્ત્ર ખેંચી પટક્યું તેથી તેનું સમતોલ અવ્યવસ્થિત થતા તે નીચે પડયો!

પડતા પડતા યશોધવલને તેણે અત્યંત દયાજનક વાણીથી

કહ્યું "યશોધવલ, મને મારશો નહિ, મારશો નહિ! ક્ષમા કરો! મારૂં રક્ષણ કરો!"

પોતાને ભિક્ષુ ઓળખે છે જાણી યશોધવલને અત્યંત આશ્ચર્ય લાગ્યુ તે તેના મુખ તરફ જોઇ જ રહ્યા થોડીવારે તેમણે પુછ્યુ "તુ કોણ છે? હુ યશોધવલ જ છુ એમ તે શા ઉપરથી જાણ્યુ?"

તે ભિક્ષુએ કઇ જ ઉત્તર આપ્યો નહિ

મહાનાયકે શશાંકને કહ્યુ "વત્સ, આ માણુસ કોણ છે, તે તુ બરોબર જો તો હુ તો એને કંઈ ઓળખતો નથી પણ એ મને ઓળખે છે હમણા જ એણે મારૂં નામ દીધુ હતુ"

સમ્રાટે તેની પાસે આવી સૂક્ષ્મતાથી તેનુ અવલોકન કર્યું ક્ષણ-માત્રમા રોમાચ ઉભા થઈ ગયા! એકદમ તેને યાદ આવ્યુ કે, મેઘનદના પ્રવાહમા, ભગવા વસ્ત્ર ધારણ કરી શર ફેકનારી એજ વ્યક્તિ હતી! શસ્ત્રાસ્ત્રોના ખણખણાટ, રણોન્મત્ત સૈનિકોની ભયકર ગર્જના, એ સર્વમાથી પણ આ વ્યક્તિએ કર્કશ સ્વરે ઉચ્ચારેલા, પોતાને ઠાર મારવા વિષેના શબ્દ તે વખતે સ્પષ્ટ સભળાયા હતા! —આ વ્યક્તિ અન્ય કોઈ નહિ—પ્રત્યક્ષ બૌધ સઘનો બોધિસત્વવાદી સઘસ્થવીર બધુગુપ્ત હતો!

સમ્રાટે અસ્ફુટ સ્વરે એકદમ કહ્યુ "ભયાનક—આ—આ બધુ-ગુપ્તજ" શશાંકના મુખના આ શબ્દ સાભળતા જ ક્ષણમાત્રમા વૃદ્ધ મહાનાયકના શરીરમા વિલક્ષણ પરીવર્તન થઈ ગયુ! એક નિમિષમા એસી—પચ્યાસી વર્ષના વૃદ્ધમા પચીસીમા પ્રવર્તતા યુવકનુ બળ ઉત્પન્ન થઇ વિલક્ષણ સ્ફુરણ ઉદ્ભવ્યુ એકના એક પુત્રના ક્રૂર વધના વેરની વસુલાત લેવાની ઇચ્છા વૃદ્ધના મન અને શરીરના પ્રત્યેકઅણુમા વ્યાપી ગઇ અને વૃદ્ધત્વ ક્યાનુ ક્યા જતુ રહ્યુ! વૃદ્ધાવસ્થાથી મહાનાયકનુ નમી ગયેલુ શરીર એકદમ ઉચુ ટટાર બન્યુ! તેમણે

કર્કશ સ્વરે કહ્યું "વત્સ, આ વખતે-આ વખતે-આ વખતે—" એક પત્થરના પૂતળાની માફક શશાંક નિશ્ચલ ઉભો હતો તેના તરફ જોઈ હાથ જોડી બંધુગુપ્તે અત્યંત કરૂણ સ્વરે કહ્યું "સમ્રાટ, શશાંક મહારાજ ક્ષમા, મને ક્ષમા-કરો-મારૂં રક્ષણ કરો-મને મારશો નહિ ! મને મારવાનો જ જો તમારો નિશ્ચય હોય તો, માત્ર યશોધવલના હાથમાંથી મને છોડાવો અને બુદ્ધઘોષની માફક ચાંડાલના હાથમાં મુકો, પણ હિંસ્ર પશુ પ્રમાણે હાલહવાલકરી ઠાર મારશો નહિ—સમ્રાટ-મહારાજ ! મારૂં રક્ષણ કરો !"

પાગલની માફક ખડખડ હસી બંધુગુપ્ત તરફ તીવ્ર દૃષ્ટિથી જોઇ યશોધવલદેવે કહ્યું ' બંધુગુપ્ત, તેં જ્યારે અત્યંત ક્રૂરતાથી મારા કીર્તિધવલનો વધ કર્યો ત્યારે કેટલી દયા બતાવી હતી ?"

બંધુગુપ્તે ધ્રુજતા ધ્રુજતા કહ્યું "ત્યારે યશોધવલ, તે સર્વ જાણ્યુંછે?"

યશોધવલે ભેદક સ્વરે કહ્યું "હા, બંધુગુપ્ત, પ્રત્યેક અક્ષર મારા જાણવામાં છે ! મારો પુત્ર મર્માંતિક ઘા લાગવાથી જ્યારે પડ્યો હતો ત્યારે, બંધુગુપ્ત, તેં તેનાપર કેટલી દયા કરી હતી ?"

બંધુગુપ્ત કાલાવાલા કરી બોલ્યો, "યશોધવલ, તે વખતે હું બુદ્ધિપર નહતો ! મારા અંગમાં પિશાચનો સંચાર થયોહતો ! હું-હું યશોધવલ-"

યશોધવલે વચ્ચે જ ગંભીર સ્વરે કહ્યું "શરીરમાંથી અતિશય રક્તસ્ત્રાવ થવાથી તીવ્ર તૃષાથી મારા પુત્રે તરફડીયા મારતાં જ્યારે પાણી પાણીનો પોકાર કર્યો ત્યારે નરપિશાચ, તેં શું કર્યું હતું તે તને યાદ છે કે ?"

"યાદ છે, યશોધવલ, મને તે સારી રીતે યાદ છે ! કીર્તિધવલના ગરમ ગરમ રક્તથી મારૂં સર્વ શરીર તરબોળ બનાવી હું તે વખતે એક પિશાચની માફક ઉન્મત્ત થઇ નાચતો હતો ! પણ યશોધવલ તું મને ક્ષમા કર ! ધવલ ધવલવંશને કલંકિત ન કર ! યશોધવલ, મારા સર્વ અપરાધની ક્ષમા કર !"

" મારો કીર્તિધવલ કોઇ દુષ્ટે છુપાઇ રહી તીર માર્યાથી ઘાયલ થઇ પડયો હતો ! પણ બંધુગુપ્ત, એટલુ રક્ત તે શી રીતે મેળવ્યુ હતુ તે કહીશ ?"

બંધુગુપ્તે થરથર ધ્રૂજતા કહ્યુ " મહાનાયક, મે કીર્તિધવલના હાથપગની રક્તવાહિનીઓ તોડી નાખી હતી તે રક્તથી દેવી મંદિરનુ પટાંગણુ ભરાઇ ગયુ હતુ ! તે દેખાવ અદ્યાપિ મારી દૃષ્ટિ આગળ તગ્વરે છે ! ક્ષમા કર-મહાનાયક, મને ક્ષમા કર ! "

" કીર્તિધવલની ક્રૂર હત્યાના વેરની વસુલાત માટે તો આ યશોધવલ અદ્યાપિ જીવેછે ! તેના ખૂનીના-તારા રક્તથી જો હું જમીન પલાળી ન નાખુ તો તેનો સ્વર્ગમા તરફડતો આત્મા તૃપ્ત થાય નહિ ! મારા પીતૃ તૃષાતુર છે, તે મને શાપ આપશે ! ચાંડાળ, બંધુગુપ્ત, અધમ, તે જે રીતે મારા પુત્રનો વધ કર્યો છે તેજ રીતે તારે પણ આજે મરવુ જોઈએ ! "

અત્યાર સુધી સ્તબ્ધ બની ઉભો રહેલો શશાંક હવે સહજ આગળ આવ્યો તેણે ઘૂંટણીએ પડી હાથ જોડી મહાનાયકને કહ્યુ " પિતા તુલ્ય—'

સવ વનને કપાવી નાખતા મહાનાયકે કર્કશ સ્વરે કહ્યુ " વત્સ શશાંક, તુ અહીંથી ચાલ્યો જા ! આ યશોધવલ ખરેખરો પિશાચ બન્યો છે ! મારા કીર્તિધવલના ખૂનીનુ રક્ત પ્રાશન કરવાની ઇચ્છાથી હું આ વખતે તદ્દન ગાંડો બની ગયો છુ ! આ વખતે હુ કોઇનુ કંઇપણુ સાંભળીશ નહિ ! વિશેષ શુ ? મારા પ્રિય મિત્ર મહાસેનગુપ્તના પુત્રની-મને કીર્તિધવલ પ્રમાણે જ પ્રિય એવા સમ્રાટ શશાંકની-વિનંતિ પણ આ વખતે નકામી જશે ! જા, વત્સ, આ વખતે તુ અહીંથી ચાલ્યો જા-હું હવે તદ્દન આંધળો બન્યો છુ—'

મનમા ચાલતા ખળભળાટને જેમ તેમ કરી અટકાવી ગદ્ગદ કંઠે શશાંક પુનઃ બોલ્યો " ભટ્ટારક, ધૈર્ય ધારો—"

પરંતુ શશાંકનું આ વાક્ય પૂર્ણ થતા પૂર્વેજ યશોધવલદેવે પ્રચંડ બલથી ડાબા હાથથી સમ્રાટને પાછળ ધકેલ્યા અને જમણા હસ્તે સરરર તલવાર ખેચી કાઢી !

શશાંક બન્ને હસ્તથી આંખો દાબી દઇ ત્યાંથી ખસી ગયો

આ પછી સુમારે એક ઘડીએ વસુમિત્ર અને હરિગુપ્ત શશાંકની આજ્ઞાથી તે જીર્ણ મંદિર પાસે આવ્યા તેમણે આવી જોયું તો, મંદિરનું સર્વ પટાંગણ રક્તથી ભરાઇ ગયું છે, વજ્રાસન બુદ્ધ મૂર્તિરૂપ સામે સંઘસ્થવિર બંધુગુપ્તનું પ્રેત અસ્તવ્યસ્ત પડેલું હોઇ રક્તથી તરબોળ બનેલી ભીષણ મૂર્તિ, વીવૃદ્ધ યશોધવલ પાગલ પ્રમાણે નૃત્ય કરી રહ્યા છે ! એવો ભયંકર દેખાવ દૃષ્ટિએ પડયો ?

આ દેખાવ જોઇ વસુમિત્ર અને હરિગુપ્ત દિંગ્મૂઢ જ બની ગયા ! અંતે મહાકષ્ટ પૂર્વક યશોધવલને રથમા નાખી તે રાજભૂવન તરફ ચાલ્યા ગયા

---

## પ્રકરણ ૮ મું.

---

### નરસિંહનું બંડ !

પાટલીપુત્રના સિંહાસનપરથી પદચ્યૂત થયો ત્યારથી મહાકુમાર માધવગુપ્ત ક્યાં રહ્યો હતો તે પાટલી પુત્રમા કોઇપણ જાણતું નહતુ. કોઇ કોઈ કહેતા કે, તે હસવેગની સાથે નાશી જઇ સ્થાણ્વીશ્વરના રાજમાં કોઇપણ જગ્યાએ રહ્યો છે, પરંતુ માધવગુપ્ત વિષેની સત્ય હકીકત કોઇના જાણવામા નહતી ! શશાંકે પોતાના લઘુબંધુને શોધવા ચોતરફ દૂત મોકલ્યા હતા, પરંતુ તેમાથી એકને પણ તેની ખબર મળી ન હતી !

બન્ધુગુપ્તને યમઆધીન કરી કીર્તિધવલના ખૂનનું વેર લીધા

પછી યશોધવલદેવ એકદમ અત્યંત જરા ગ્રસ્ત બની ગયા! એક દિવસના સમયમાં તેમની સર્વ શક્તિ નષ્ટ થઇ ગઈ! એટલે સુધી કે ઉઠીને ઉભા થવાનું પણ સામર્થ્ય રહ્યું નહિ! પોતાનું આ લોકનું કાર્ય પૂર્ણ થયેલું હોઇ હવે મૃત્યુ દૂર નથી એમ જોઇ શ્રેષ્ઠિ કન્યા યુથિકા અને અનંતવર્માની બહેન ગંગાદેવી એમના લગ્ન જલદી કરી નાખવા યશોધવલદેવે સમ્રાટને સૂચવ્યું થોડા જ દિવસમાં એક શુભ મુહુર્તપર વસુમિત્ર સાથે યુથિકાના, માધવવર્મા સાથે ગંગાદેવીના અને વીરેન્દ્ર સાથે તરલાના લગ્ન કરવામાં આવ્યા શશાંકે લતિકાના લગ્ન વિષે મહાનાયકની સલાહ માગી પરંતુ તેમણે તે પ્રશ્નનો કંઇ જ ઉત્તર આપ્યો નહિ

લગ્નોત્સવ પૂર્ણ થયો હતો એક દિવસે રાત્રે સમ્રાટ ગંગાદ્વારના સામેના ઘાટપર બેઠા હતા દૂર દ્વાર પાસે મહાપ્રતીહાર વિનયસેન અને મહાનાયક અનંતવર્મા હસ્તમાં નગ્ન અસિ લઇ ઉભા હતા તે બન્ને કદીપણ સમ્રાટને છોડી એકક્ષણ સુદ્ધાં દૂર જતા નહતા ભાગીરથીના પ્રશાંત જલ પ્રવાહપર શાંત, શુભ્ર, મધુર ચંદ્ર જ્યોત્સના જાણે મૂર્છા પામી પડેલી હોય તેમ લાગતું હતું સમ્રાટ એકાગ્ર ચિત્તે તે સુંદર દૃશ્ય જોઇ રહ્યા હતા આ વખતે શશાંકના અંતઃકરણમાં હજારો વિચાર લહરી ઉછળતી હતી ભાગીરથીના વિશાલ જલ પ્રવાહ નીચે લાખો અભ્રકકણથી ભરાયલી તરબોળ રેતીના ક્યા વિવક્ષિત સ્થાને ચિત્રા દબાઇ રહી હશે! હવે માત્ર એક વખત તેનું દર્શન થશે–તો તો–પણ–હાય! ચિત્રાનું ધોળા શંખ જેવું બની ગયેલું હાડપીંજર નદીના આંતર ભાગમાં એકાદ એકાંત શાંત પ્રદેશમાં લીલીછમ લીલથી લપેટાઇ પડી રહ્યું હશે, અને પોતે માત્ર મણીમુક્તાથી ભરેલા સુવર્ણ સિંહાસન પર, બહુ મલ્ય આવરણ વસ્ત્રથી આચ્છાદિત બનેલી એવી અત્યંત કોમલ સુખ શય્યાપર પડી કાલ ક્રમણ કરે છે! હા, તેજ એ ચિત્રા!–પુષ્પ વૃક્ષપરથી પુષ્પ લેતા કોમલ અંગુલીને કાંટો લાગતા જેને અમર્યાદ યાતના થતી, જેનું સર્વાંગ પ્રસ્વેદમય થતું,

તેજ એ ચિત્રા ! તેણે જે વખતે નદીમાં ઝંપલાવ્યું, તે વખતે તેને કેટલી વેદના થઈ હશે ! તેના તરવાના કાર્યમાં કુશળ એવા હસ્ત જે સમયે દારૂણ માનસિક વ્યથાના કારણે શક્તિ હીન બની નિશ્ચલ થયા હશે, તે વખતે કેવી અનંતયાતનામાં તેણે મૃત્યુને આલિંગન આપ્યું હશે ! ઘેરી રાખેલા જલપ્રવાહ પ્રમાણે સર્વ બંધનોને તોડી શશાંકના નેત્રમાંથી અશ્રુધારા ખળખળ વહેવા લાગી ! ચંદ્રકિરણમાં સ્નાન કરતું જગત તેના દષ્ટિપથમાંથી ક્યાંનું ક્યાં જતું રહ્યું !

તેટલામાં એક દંડધરે દોડી આવી સમ્રાટને પ્રણામ કરી કહ્યું "દેવ, ઉત્તર માલવામાંથી મહારાજ દેવગુપ્તે એક દૂત મોકલ્યો છે. તે મહારાજાધિરાજનું હમણાં જ દર્શન કરવા ઈચ્છે છે !"

દુ:ખી દીલે સમ્રાટે કહ્યું "ઠીકછે, તેને અહીં જ લઇ આવ!"

દંડધર પ્રણામ કરી ત્યાંથી ચાલ્યો ગયો અને થોડા જ વખતમાં એક બખતર યુક્ત પુરૂષ સહ તે પુનઃ આવ્યો સમ્રાટને નમ્રતાથી પ્રણામ કરી તે ઉભો રહ્યો

"શી ખબર છે ?"

"મહારાજાધિરાજ, માલવાથી મહારાજ દેવગુપ્તે મને અહીં મોકલ્યો છે રાત દિવસ દોડતે ઘોડે પ્રવાસ કરી બે મહીને હું પાટલીપુત્રમાં આવી પહોંચ્યો છું"

"શી ખબર લઇને આવ્યો છું ?"

"વાત ઘણી મહત્વની અને તેવીજ રીતે તે અતિશય ગુપ્ત પણ છે"

"ખુશીથી કહે ! જે મંડળ અહીં છે, તે સર્વ સામ્રાજ્યનું હિત ચિંતક છે. એ સર્વ સામ્રાજ્યના અત્યંત વિશ્વાસુ અધિકારી છે"

"મહારાજ દેવગુપ્તે મહારાજાધિરાજના ચરણમાં મને એવું કહેવા આજ્ઞા કરી છે કે, બે મહીનાપર ઠાણેશ્વર નગરમાં વિષમજ્વરથી મહારાજ પ્રભાકરવર્ધનનો કાળ થયો છે !"

અનંતવર્માએ આશ્ચર્ય પામી પુછ્યું “ શું કહ્યું ? ”

“ વિષમજ્વરથી બે મહિના પર મહારાજ પ્રભાકરવર્ધન ઠાણેશ્વરમાં મૃત્યુ પામ્યા છે ! ”

શશાંકે કંઈક આશ્ચર્ય પામી પુછ્યું “ પણ એ બાતમી મને જણાવવા માટે દેવગુપ્તે ખાસ દૂત મોકલ્યો તેનું શું કારણ ? ઠાણેશ્વર તરફથી યોગ્ય વખતે દૂત આવ્યો જ હોત !”

“ દૂતે હાથ જોડી કહ્યું “ મહારાજાધિરાજ, બીજું પણ કેટલુંક કહેવાનું છે મહારાજ, પ્રભાકરવર્ધનના મૃત્યુ સમયે મહાકુમાર રાજ્યવર્ધન હૂણદેશ તરફ યુદ્ધમાં ગયો હતો નગરહાર અને પુરૂષપુર ઓળંગી તે ગાંધારના ડુંગરાળ પ્રદેશમાં પેઠો હતો પરંતુ તે અદ્યપિ પાછો આવ્યો નથી ! ”

શશાંકે પુછ્યું “ ત્યારે શું, હર્ષે પોતાના વડીલબંધુનું સિંહાસન દબાવ્યું ? ”

‘ ના, મહારાજાધિરાજ ! મહાદેવી યશોમતીએ પતિ સાથે ચિતારોહણ કર્યું છે અને રાજ્યવર્ધન હજુસુધી પાછા આવેલા ન હોવાથી હર્ષવર્ધન શોકથી મૃતપ્રાય બન્યો છે એટલે સમ્રાટ સમુદ્રગુપ્તના નષ્ટ થએલા સામ્રાજ્યનો ઉદ્ધાર કરવાને ઉત્તમ સંધી છે કાન્યકુબ્જપર હલ્લો કરી તે ઠાણેશ્વર તરફ વધતા જાય છે, અને પૂંઠ સંભાળવા માટે આપે પ્રતિષ્ઠાન સર કરવો, એવી મહારાજે આપને આગ્રહપૂર્વક વિનંતિ કરી છે. ”

શશાંકે કંઇક તીવ્ર સ્વરે કહ્યું “ દૂત, તારો માલવરાજ કંઇ ગાંડો તો નથી થયો ને ? સ્વર્ગસ્થ થયેલો પ્રભાકરવર્ધન એ સમ્રાટ દામોદર ગુપ્તની પુત્રીનો પુત્ર છે, ને વાત એ ભૂલી ગયો છે કે ? મગધ સામ્રાજ્ય સાથે ઠાણેશ્વરના રાજાને પ્રત્યક્ષ કોઈ જાતની તકરાર નથી એમ તારા મહારાજને કહેજે અસહાય સ્થિતિમાં સત્રુપર હલ્લો કરવો તે પણ ક્ષાત્રધર્મ વિરૂદ્ધ છે—વળી તે મારા

ભાઈનો પુત્ર છે ! દૂત, તુ જલદી જઈને મહારાજ દેવગુપ્તને માલવા તરફ પાછા ફરવા કહે અન્યાયી કાર્યથી સમુદ્રગુપ્તના નષ્ટ થયેલા સામ્રાજ્યનો ઉદ્ધાર કદી પણ શકય નથી ! ”

દૂતે હસ્ત જોડી કહ્યું “ મહારાજાધિરાજ ! ઠાણેશ્વરનો રાજા આ સામ્રાજ્યનો કટ્ટો શત્રુ છે યજ્ઞવર્માના વધની વાત, અવન્તી-વર્માના બંડની વાત અને ખૂદ પાટલીપુત્રમા ઠાણેશ્વરના સૈન્યે ઉદ્ધતાઈથી જે અત્યત ભયકર અત્યાચાર કર્યો હતો તે વાતનુ એ આપને સ્મરણ કરાવવા મહારાજ દેવગુપ્તે મને ખાસ કહ્યુ છે ”

“ તારા મહારાજાને-કહેજે, શશાકને સર્વ વાતનુ સ્મરણ છે પરતુ અન્યાયથી તે કદી પણ કોઈની સાથે શત્રુત્વ કરશે નહિ ! ”

“ મહારાજાધિરાજ—”

“ તારે જે કહેવુ હોય તે ભય ન રાખતા કહે—”

“ આપ સમ્રાટ મહાસેનગુપ્તના પુત્ર-સમ્રાટ સમુદ્રગુપ્ત, ચદ્રગુપ્ત અને કુમારગુપ્તના વશજ છો ! ગુપ્તકાલનુ પૂર્વ ગૌરવ ચિરકાળ આપના અતકરણમા જાગૃત રહેવુ ઉચિત છે સામ્રાજ્ય અસહાય સ્થિતિમા હતુ તે વખતે એજ વિશ્વાસઘાતી શત્રુએ નવીન રાજ કેવી રીતે સ્થાપ્યુ તે કોણ નથી જાણતુ ! ”

તેટલામા મહાબલાધ્યક્ષ હરિગુપ્ત ઉતાવળા ઉતાવળા રગદ્વાર-માથી અદર આવી દડધરને પુછવા લાગ્યા “ મહારાજાધિરાજ કયા છે ? ”

દડધરે આખના ઇસારાથી શશાકનુ દર્શન કરાવ્યુ

માલવરાજનો દૂત, અનતવર્મા અને શશાક એ ત્રણે જણ હરિગુપ્તની ક્ષુબ્ધ થયેલી મુખચર્યા તરફ આશ્ચર્યથી જોવા લાગ્યા તે પાસે આવી કંઈ કહે તે પહેલા જ સમ્રાટે પુછ્યુ “ મહાનાયક, શુ છે ? ”

હરિગુપ્તે હસ્ત જોડી ગભરાયલા સ્વરે કહ્યુ " મહારાજાધિરાજ ! મહાન અનર્થ થયો છે ! "

" એવુ શુ થયુ છે "?

"ચરણાદ્રિદુર્ગના સર્વ સૈનિકોએ બળવો કર્યાની વાત આવીછે '

શશાંકે આશ્ચર્યથી પુછ્યુ " એટલે ? પુન અવતીવર્મા આવ્યો કે શુ ? " માલવદૂતે વચ્ચે જ કહ્યુ " મહારાજાધિરાજ, મૌખરિરાજ અવતીવર્મા તો પ્રતિષ્ઠાનના કિલ્લામા છે "

શશાંકે જરા તીવ્ર સ્વરે કહ્યુ " દૂત, મૌખરિરાજ અનતવર્મા આ મારી પાસે ઉભા છે

હરિગુપ્તે કહ્યુ " મહારાજાધિરાજ, દૂતના અપરાધ બદલ તેને ક્ષમા કરો હાલમા વારાણસી ભુક્તિનુ સર્વે સૈન્ય બડ કરી ચરણાદ્રિદુર્ગના લશ્કરને આવી મળ્યુ છે એ બન્ને સૈન્યો નરસિંહ નામના એક પાયદળ સૈનિકને પોતાનો સેનાપતિ બનાવી પ્રતિષ્ઠાન પર આક્રમણ કરવા ઉપડી ગયા છે ! "

શશાંકે આશ્ચર્યથી પુછ્યુ " નરસિહ ! એ નરસિહ કોણ ભલા ? "

" તે હુ જાણતો નથી તોપણ હું ખાત્રીથી કહુ છુ કે એ નરસિહ કઈ મહાનાયક નરસિહદત્ત નથી કારણ, તક્ષદત્તનો પુત્ર સામ્રાજ્ય વિરૂદ્ધ કદીપણ બડ કરે નહિ ! "

" એ સમાચાર કોણ લાવ્યુ ? " શશાંકે પુછ્યુ

" બડખોર સૈન્યે એક ઘોડેસ્વારને પોતાના વકીલ તરીકે સમ્રાટ પાસે મોકલ્યો છે "

" ત્યારે તેને અહી લઇ આવવાને કોઇને કહો વૃદ્ધ મહાનાયક આ વખતે કયા છે ? "

" યશોધવલદેવ નગરમા નથી પરતુ મહારાજાધિરાજ, ગગા દ્વાર જેવુ ખુલ્લુ સ્થળ રાજકીય ચર્ચા અને મત્રણા માટે યોગ્ય નથી ! "

શશાંકે હાસ્ય કરી કહ્યુ " તેમા શી હરકત છે, મહાનાયક ? પિતાજીના વખતમા તો ગગાદ્વારે કેટલીએ મંત્રણા થયેલી છે ! "

એક દડધરને બોલાવી તે વકીલને શોધી લાવવા આજ્ઞા કરી હરિગુપ્ત પગથીયા પર બેઠા

સમ્રાટે અનતવર્માને પુછ્યુ " અનત, એ નરસિહ કોણ હશે ભલા ? તુ કઈ તર્ક કરી શકે છે ? "

" કઇ સમજાતુ નથી, મહારાજ ! "

શશાંકે ક્ષણવાર વિચાર કરી પુન પુછ્યુ " પણ પૂર્વે કદી તે એનુ નામ સાભળ્યુ હતુ કે ? "

એટલામા માધવવર્મા, વીરેન્દ્રસિહ, દડધર અને બખતરધારી સૈનિક એટલા ગગાદ્વારમાથી અદર આવ્યા સૈનિકે સમ્રાટ અને અન્ય મુખ્ય જનોને યોગ્ય રીતે પ્રણામ કરી કહ્યુ " મહારાજાધિરાજ, અમે ' બળવાખોર ' છીએ એમ મહાબલાધ્યક્ષે આપને કહ્યુ છે, પરતુ અમે તેવા નથી ! શકરનદના તટે અને મેઘનદની પેલી તરફ જેમણે આપના હાથ નીચે યુદ્ધ શિક્ષણ મેળવ્યુ છે, તેઓ કદી પણ બડખોર થશે નહિ ! વારાણસી ભુક્તિના સર્વ સૈન્યે સમતટ બગ અને કામરૂપના યુદ્ધમા મહાનાયક યશોધવલદેવ અને આપના હાથ નીચે શત્રુનો રક્તપાત કર્યો છે તેઓ મહાનાયક નરસિહદત્તને ભૂલી જાય એ તદન અસભવિત છે ! તેમની જ આજ્ઞાથી વિશ્વાસઘાતી સેનાપતિને કેદ કરી ચરણાદ્રિદુર્ગનુ તેમણે શત્રુના સજ્જડ સપાટામાથી રક્ષણ કર્યું છે—'

અનતવર્માએ વચ્ચેજ પુછ્યુ " શુ ? શુ કહ્યું તે ? "

સૈનિકે આવેશથી કહ્યુ " મહાનાયક નરસિહદત્તની આજ્ઞાથી અમે, મહાકુમાર માધવગુપ્ત અને અવતીવર્મા તરફથી રૂશવત લઈ નિમકહરામ બનેલા સેનાપતિને કેદ કરી ચરણાદ્રિદુર્ગ અમારા તાબામા લીધો છે દેવ, તેમની જ આજ્ઞાથી વીસ હજાર અશ્વારોહી સૈન્ય પ્રતિષ્ઠાન તરફ ગયુ છે મહારાજાધિરાજ, આપને યાદ છે કે

નહિ, તે હું જાણતો નથી. આપની સમક્ષ એક દિવસે બધુગુપ્તની તલવાર મે આ મસ્તકપર ઝીલી હતી હજુ પણ તેનો ઘા અહીં છે—આ જુઓ ! " એમ કહી તે નૈનિકે શિરસ્ત્રાણ કાઢી પોતાના મસ્તકપર થયેલા ઘાનો ખાડો સમ્રાટને બતાવ્યો. તત્કાળ અનતવર્માએ દોડી જઈ તેને દૃઢ આલિગન આપી ગળગળા સ્વરે કહ્યું ' ઓળખ્યો, તને મે ઓળખ્યો ! તુ તેજ ગૌડનાવિક ! "

તલવાર ઉચી કરી અભિવાદન કરી નાવિકે કહ્યું " મહારાજાધિરાજ, અમે આપના જુના વિશ્વાસુ સેવક છીએ, અમે બળવાખોર નથી ! તક્ષદત્તના પુત્રના હાથ નીચે અમે યુદ્ધ વ્યવસાય કર્યો છે અમે નરસિહદત્તને ઓળખીએ છીએ તેમણે આપને એમ કહેવા કહ્યુ છે કે, સમ્રાટ જો પોતાના સૈન્ય સાથે આવે તો પોતે ઠાણેશ્વર તરફ જાય. નહિ તો—"

અનતવર્માએ વચ્ચે જ પુછ્યુ " નહિ તો શુ ? "

" નહિ તો જ્યાસુધી એક પણ ગૌડસૈનિક જીવતો હશે ત્યાસુધી નરસિહદત્ત એકલો હર્ષ અને રાજ્યવર્ધન સાથે યુદ્ધ કરશે ! "

શશાકે ગદ્ગદિત થઈ કહ્યું " ઠીક છે, તુ આગળ જા અમે પાછળ આવીએ છીએ માલવદૂત, દેવગુપ્તને મારો એવો સદેશ કહેજે કે નરસિહદત્તના રક્ષણ માટે આગળ જઉ છુ અન્યાયી યુદ્ધ કરવા હુ તત્પર નથી માભળો, મર્વજન માભળો, ' આપના સકટના સમયે હુ પુન આપને દર્શન દઇશ, ' એમ નરસિહદત્ત જતી વખતે મને કહી ગયો હતો. હવે અવશ્ય આપણા ઉપર કઈ પણ સકટ છે, નહિ તો નરસિહ પોતે થઇને પ્રકટ થયો નહોત આજેને આજે હુ સૈન્ય લઇને નીકળીશ વસુમિત્ર, અનન્તવર્મા અને માધવવર્મા મારી સાથે આવશે. વીરેન્દ્ર, મહાનાયકને અગ, બગ અને ગૌડસેના લઈ તરત જ નીકળી આવવા કહો અનત, અને હુ કાલે સવારેજ નીકળીશુ. નગરનુ સર્વ અશ્વારોહી સૈન્ય મારી સાથે આવશે ! "

———•———

## પ્રકરણ ૯ મું.

### પ્રતિષ્ઠાનનું યુદ્ધ.

જે સ્થળે કાલિંદીનુ કાળુ પાણી ભાગીરથીના જલપ્રવાહમા આવી મળ્યુ છે તે ઠેકાણે પ્રાચીન સમયે પ્રતિષ્ઠાનનો કિલ્લો હતો હજુ પણ કદી કદી ગ્રીષ્મઋતુમા ભાગીરથી તટે પ્રચડ એવો પ્રતિષ્ઠાનદુર્ગનો ભાગ્યો તૂટયો ભાગ દૃષ્ટિએ પડે છે પ્રયાગનો વર્તમાન કિલ્લો ગગા અને યમુનાના સગમના ખૂણાપર બાધવામા આવ્યો છે, પરતુ ચૌદમા શતકની પૂર્વે આ સ્થળે બીલકુલ કિલ્લો ન હતો તે વખતે ભાગીરથીના બીજા તટપર ગગા અને સરસ્વતીના સગમપર કિલ્લો બધાયલો હતો આ દુર્ગ અતિ પ્રાચીન હોઇ તદ્દન સ્મરણાતીત કાલથી અતર્વેદી (યમુના અને ગગા વચ્ચેનો દુઆબ) ના સરક્ષણનુ એક માત્ર સાધન મનાતો હતો પ્રાચીન ગુપ્તરાજવશના કાલમા ગગા અને યમુનાના સગમપર એક નાનો કિલ્લો બાધવામા આવ્યો હતો, પરતુ તે વખતે પણ પ્રતિષ્ઠાનનો જ કિલ્લો મધ્ય પ્રદેશમા મુખ્ય કિલ્લો હતો

ચૌદમા શતક પૂર્વે એક માર્ગશીર્ષ મહિનાના પ્રારભમા સૈન્યનો એક ભાગ પ્રતિષ્ઠાનદુર્ગને ઘેરીને પડયો હતો દુર્ગની ત્રણે બાજુ વિશાળ છાવણી હોઇ તેની વચ્ચે મધ્યમા ઉચા એવા તબૂપર સુવર્ણનિર્મિત ગરુડધ્વજ હમણા જ ઉદય પામેલા સૂર્યકિરણમા અગ્નિ સમાન ઝળકતો હતો ! છાવણીમાના સર્વોપરી તબૂ સામે એક કાષ્ઠાસન પર એક યુવાન પુરુષ બેઠો હતો તેની સામે કેટલાક સૈનિકોથી ઘેરાયલા બે તરુણ ઉભા હતા છાવણીની ચોતરફના મેદાનમા હજારો સૈનિકો દુર્ગપર આક્રમણ કરવા જવાની તૈયારી કરી રહ્યા હતા

આસનસ્થ તરૂણ પુરૂષે કહ્યું " માધવ, તુ મહાસેનગુપ્તનો પુત્ર, દામોદરગુપ્તનો પૌત્ર ! તે પ્રભાકરવર્ધનની સત્તા કેમ સ્વીકારી તેનુ રહસ્ય મને સમજાતુ નથી ! જો તારી કઈ ભૂલ થઇ હોય તો હજુ પણ તે સુધારવાને માર્ગ છે, હજુ સમય વહી ગયો નથી શશાક ઉદાર છે, તેમનુ હૃદય વિશાલ છે હુ ખાત્રીથી કહુ છુ કે તેમના તરફથી લેશ માત્ર ભય નથી માધવ, શશાક અહીંજ આવે છે, પણ હુ તેમને મળીશ નહિ આજે ને આજે જ આ કિલ્લો હુ કબજે કરીશ, નહિ તો સધ્યાકાળ પૂર્વે તનુદત્ત અને તક્ષદત્તના વશને આ જગતમાથી લુપ્ત કરી દઈશ ! માધવ, તુ સમુદ્રગુપ્તનો વશજ છુ, પૂર્વનો દ્વેષ ભૂલી જઇ સમુદ્રગુપ્તનો ગરૂડધ્વજ લઇ રણક્ષેત્રપર અગ્રસ્થાને ઉભો રહે—સધ્યાકાળ પહેલા આ કિલ્લાના તટપર ચદ્રાકિત નિશાનને બદલે ગરૂડધ્વજ ઉગાડ ! એવુ કાર્ય જો તારા હાથે થશે તો માધવ, મગધ પ્રજા તારા સર્વ અપરાધ પળમાત્રમા ભૂલી જશે !"

પરતુ સૈનિકોથી ઘેરાયલા તે યુવકે કઇજ ઉત્તર આપ્યો નહિ ત્યારે કેટલીકવારે તે તરૂણે પુન કહ્યુ " માધવ, અદ્યાપિ પણ તારા મોહનો નાશ થયો નથી. એમ છે ત્યારે તું મગધ સૈન્યમા કેદી બનીને જ રહે હુજ પ્રતિષ્ઠાનદુર્ગપર ધસી જાઉ છુ અને સૂર્ય અસ્ત પામે તે પહેલા ગરૂડધ્વજ ફરકાવુ છુ ! અરે, એને લઇ જાવ અહીંથી !"

સૈનિકો તે બન્ને તરૂણને ત્યાથી બીજી બાજુએ લઇ ગયા

તેને લઈ ગયા પછી તે તરૂણ અધિકારી પોતાના આસનપરથી ઉઠયો. તેણે પોતાનુ બખતર લાવવા હુકમ કર્યો બખતર આવ્યા પછી તે પહેરતા પહેરતા તેણે કહ્યુ " સર્વ સેનાપતિઓને અહીં બોલાવી લાવો "

તેજ વખતે એક સૈનિકે ત્યા આવી પ્રણામ કરી કહ્યુ " ચરણાદ્રિ દુર્ગ તરફથી કઇક સમાચાર લઇ એક સ્વાર આવ્યો છે."

શિરસ્રાણ હાથમા લઇ તરૂણે કહ્યુ " તેની અહીં જ લઇ આવ "

તરત જ એક બખ્તરયુક્ત સૈનિક ત્યાં આવ્યો તે સૈનિકે અભિવાદન કરી કહ્યું "હું પરમદિવસે સાંજે ચરણાદ્રિદુર્ગથી નીકળ્યો હતો તે વખતે સમ્રાટને વારાણસીથી આવેલા મેં જોયા હતા,—કાલે સવારે તે ત્યાંથી નીકળી ચુક્યા હશે અને આજે બપોરે કે સાંજે અહીં આવી પહોંચશે "

શિરસ્ત્રાણ મસ્તકપર મુકી તે તરુણે કહ્યું "ઠીક ! તું જઇને વિશ્રાંતિ લે "

સૈનિક પ્રણામ કરી ચાલ્યો ગયો

કેટલીકવારે બખતરયુક્ત બે સવાર સેનાપતિ ત્યાં આવી તે તરુણને પ્રણામ કરી ઉભા રહ્યા તલવાર ઉંચી કરી તેણે પણ વળતું અભિવાદન આપી તેમાંથી એકને સંબોધી કહ્યું ' સૂરનાથ, ચરણાદ્રિદુર્ગથી હમણાં જ એક સ્વાર આવ્યોછે પરમ દિવસે સંધ્યાકાળે સમ્રાટ ચરણાદ્રિ આવી પહોંચેલા હોઇ આજે બપોરે અહીં આવશે એમ તેણે કહ્યું છે

સૂરનાથે કહ્યું "અતિ ઉત્તમ ! મહારાજ ! સમ્રાટ આવ્યા પછી યુદ્ધ સિવાય સહેલાઇથી કિલ્લો સર થઇ જશે !"

તરુણે મસ્તક હલાવી કહ્યું "છટ્, છટ્ ! એમ કદી બને નહિ સૂરનાથ ! આજેને આજે કિલ્લો તો લેવો જ જોઇએ મારી ઇચ્છા છે કે સમ્રાટે એક અતિથીની માફક પ્રવેશ કરવો જોઇએ "

સૂરનાથ આશ્ચર્યચકિત થઇ તે તરુણના મુખ તરફ જોઇ જ રહ્યો પછી તે તરુણે સર્વ સેનાપતિને ઉદ્દેશી કહ્યું "સેનાપતિઓ, આજે બપોરે સમ્રાટ આપણી છાવણીમાં આવી પહોંચશે, એવા સમાચાર હમણાં જ એક દૂતે મને કહ્યા છે એ વાત સાંભળી મેં ઠરાવ્યું છે કે, આજેને આજે પ્રતિષ્ઠાન કિલ્લો લેવો જ જોઇએ ગમે તેવો ઉપાય યોજી કિલ્લો આપણે મેળવવો જ જોઇએ ! સમુદ્રગુપ્તનો વંશજ આવીને સમુદ્રગુપ્તના દુર્ગમાં પ્રવેશ કરે તેમાં કોઇ પણ કટક વેરી

શકે નહિ, એવી વ્યવસ્થા કરવી જોઇએ ! વીર પુત્રો ! હુ તક્ષદત્તનો પુત્ર છુ–આ તલવારના શપથ લઈ હું કહુ છુ કે, આજે સાયકાળ પૂર્વે પ્રતિષ્ઠાનદુર્ગમા સમ્રાટનો પ્રવેશ કરાવવા હુ રસ્તો ખૂલ્લો કરી આવીશ મારી સાથે આવવા કોણ તૈયાર છે ? ”

મેડો કઠમાથી “ હુ આવીશ ! ” એવો એકજ ધ્વની થયો !

કોલાહલ અટકયા પછી નરસિહે પુન કહ્યુ “ કેવળ ‘ હુ ’ આવીશ ” એટલા શબ્દ ઉચ્ચારવાથી આ વખતે ચાલે તેમ નથી ! પ્રથમ સૂર્યાસ્ત પૂર્વે કિલ્લો સર કરવો, નહિ તો ખાઇમા તટની નીચે ચિરકાળને માટે વિશ્રાતી લેવી, એ સિવાય બીજો માર્ગ નથી, તે લક્ષમા રાખો ! આજે જે શૂરપુત્રો મારી સાથે આવવા તૈયાર હોય તેમણે તલવારને સ્પર્શ કરી ‘ આજે હું વિજય મેળવ્યા વિના પાછો ફરીશ નહિ ’ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ છે ”

એક બે વૃદ્ધ સૈનિકો નરસિહ તરફ આવતા હતા તેમને પાછા ફરવા હાથથી જ સંકેત કરી નરસિંહે કહ્યુ “ બધુઓ, અપરાધને માટે ક્ષમા કરો, સલાહ મસલત માટે સમય નથી, વિચાર કરવાને માટે ક્ષણનો પણ અવકાશ નથી ! યુદ્ધ વ્યવસાયમા જેના મસ્તક પરના કેશ કાળાના ધોળા બન્યા છે, તેમની પાસે ક્ષમાની ભિક્ષા માગી હુ તેમને કહુ છુ કે, આજે હુ પ્રાચીન રણનીતિની વિરૂદ્ધ મહાનાયક યશોધવલદેવના ઉપદેશ પ્રમાણે ચાલવાનો છુ પ્રતિષ્ઠાનનો કિલ્લો ભયંકર છે, જીતવાને માટે અશકય વાત છે, તેના પર લશ્કરની પૂર્ણ તૈયારી છે, એ સર્વ હુ સારી રીતે જાણુ છુ પરતુ આજે સધ્યા સમય પર્યંત એ દુર્જય કિલ્લો તાબે થવો જ જોઇએ ! સમ્રાટ આવે છે. તેમના માટે કિલ્લાના દ્વાર ખૂલ્લા કરવા જ જોઈએ રણવીરો, આજનુ યુદ્ધ રણનીતિની વિરૂદ્ધ છે ! આજના યુદ્ધમાથી પાછા આવવાની લેશમાત્ર આશા નથી ! આજના યુદ્ધમા પરાજય નથી ! બોલો, મારી સાથે કોણકોણ આવશે ? ”

નિમિષ માત્રમા સો સવાસો તલવારો મીયાનમાથી બહાર નીકળી, વૃદ્ધ પ્રૌઢ અને તરૂણ સર્વએ પોતપોતાની તલવારને સ્પર્શ કરી " આજે કિલ્લો તાબે થવો જ જોઇએ, આજના યુદ્ધમાથી વિજય મેળવ્યા વિના પાછા ફરીશુ નહિ ! " એવા શપથ લીધા

પ્રતિષ્ઠાનનો કિલ્લો કદીપણ તાબે થવો શકય નથી, તે ખરેખર પૂર્ણ દુર્જય છે, એવી તેની અનેક શતકથી આર્યાવર્તમા ખ્યાતિ હતી કિલ્લાની ચોતરફ ઘણીપહોળી એવી ખાઇઓ હોઈ તે હમેશ જળથી પરીપૂર્ણ રહેતીહતી એક પછી એક એ પ્રમાણે કિલ્લાને ત્રણકોટ હતા, એટલુ જ નહિ પણ તે પર્વતની માફક ઉચાહતા સાહિત્યથી પરીપૂર્ણ એવા કિલ્લાના તટપર ખૂલ્લી રીતે ચઢી જવુ એ વાત સર્વથા અશક્ય હતી આ વાત સારી રીતે લક્ષમા હોવાથી, દુર્ગનું રક્ષણ કરનાર ઠાણેશ્વરી સૈન્ય રાત્રે માત્ર કાળજીપૂર્વક જાગૃત રહેતુ હતુ પરતુ દિવસે તે ખુશીથી આરામ લેતુ હતુ ! અત્યાર સુધી જેટલી વખત પ્રતિષ્ઠાનનો કિલ્લો શત્રુના તાબામા ગયો હતો તેટલી વખત કિલ્લામા ધાન્યધુન્ય અને પીવાનુ પાણી ખૂટી પડવાથી અદરનુ સૈન્ય શત્રુના હસ્તમા ગયુ હતુ, એમજ ઈતિહાસ કહે છે કેવળ બળથી કોઇએ કદી પણ પ્રતિષ્ઠાન મેળવ્યો નહતો !

આજે દિવસનો પહેલો પ્રહર વ્યતિત થયો નહિ એટલામા જ મગધસેનાને કિલ્લા પર હલ્લો કરવાની તૈયારી કરતી જોઇ ઠાણેશ્વરના સેનાપતિને અતિ આશ્ચર્ય થયુ. રાત્રીના જાગરણને લીધે થાકી ગયેલા સૈનિકોને તેણે કિલ્લાના રક્ષણનુ કામ સોપ્યુ બે પ્રહર દિવસ ગયો નહિ, તેટલામાજ મગધ સૈન્યે કિલ્લાપર આક્રમણ કર્યું ઠાણેશ્વરના સેનાપતીને તેમનો આ ઉદ્યોગ તદ્દન અભિષ્ટ મલક લાગતો હોવાથી તેણે કિલ્લાના રક્ષણાર્થે સ્વાભાવિક રીતેજ વિશેષ પ્રયત્ન કર્યા નહિ. જોતજોતામાં વાસ અને લાકડાની તૈયાર કરેલી હજારો નીસરણીઓ તટપર લાગી અને તે પરથી હજારો સૈનિક તટપર ચઢવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પરતુ કડકડતુ તેલ, ખળખળતુ સીસુ અને

પત્થરની એક સરખી વૃષ્ટિ થવાથી સૈનિકો પટોપટ ખાઇમા પડવા લાગ્યા આ યોગથી બાકીનુ સર્વ સૈન્ય પાછુ હઠયુ કીંવા આગળ જવાનો પ્રયત્ન છોડી દેવામા આવ્યો એવુ કઇ બન્યુ નહિ ! એક વખત બે વખત, ત્રણ વખત મગધસેના સીડીઓપર ચડી, પાછી ફરી અને કિલ્લાની ખાઇ શબથી ભરાઇગઇ ! એવી સ્થિતિ પ્રાપ્ત થવા છતા પણ મગધસેનાએ જ્યારે ચોથી વખતે કિલ્લાપર હલ્લો કર્યો ત્યારે માત્ર ઠાણેશ્વરનો સેનાપતિ આશ્ચર્યમા ડુબી ગયો ! આ ચોથા હલ્લામા પણ સેંકડો મગધવીરો કાળવશ થયા પરતુ ઉપર ચઢવાનો પ્રયત્ન અસ્ખલિત ચાલુ રહ્યો કેટલીકવારે તટના માથાપર જ વન-ઘોર યુદ્ધનો આરભ થયો ઉપર ઉદાર બનેલા મગધ સૈનિકોથી હારખાતુ ઠાણેશ્વરનુ સૈન્ય ધીમેધીમે પાછુ હઠવા લાગ્યુ

આ કલ્પનાતિત વિલક્ષણ સકટ જોઇ ઠાણેશ્વરનો સેનાપતિ સૈન્યને મોખરે આવી આવેશથી યુદ્ધ કરવા લાગ્યો હવે મગધસેના પાછી પડવા લાગી

તે જોઇ ઝળહળતા બખતરથી વેષ્ટિત થયેલો એક ઉચો મજ-બૂત વીર હાથમા ગરૂડધ્વજ લઇ એકજ કુદકે શત્રુ સૈન્યમા આવી ઉભો તેણે ઉચ્ચ ધનગભીર સ્વરે કહ્યુ "આજે સમુદ્રગુપ્તના દુર્ગમા સમુદ્રગુપ્તના વશજ પ્રવેશ કરશે ! આ વખતે પાછો કોણ ફરશે ?"

તેના તે શબ્દની વિલક્ષણ અસર થઇ મગધ સૈન્ય પાછુ જો-સમા આવ્યુ આકાશમાથી પડતા તારકની ગતીથી ગરૂડધ્વજ સર્વની આગળ દોડવા લાગ્યો ! પહેલો કોટ જોત જોતમા તાબે થયો !

હવે મગધ સૈન્યે બીજા તટ—કોટપર પણ આક્રમણ કર્યુ ત્યા હજારો સૈનિકો ઠાર થયા, તો પણ બીલકુલ ન હઠતા મગધ સૈન્ય તટપર ચઢી જવા પ્રયત્ન કરવા લાગ્યુ પરતુ તે કેટલીકવારે

કંઇક નિરાશ થવાના પ્રસંગમાં છે એમ જોઇ, પેલો બખ્તર ધારી વીર હાથમાં ગરૂડધ્વજ લઇ એક સીડીપર અતિશય ત્વરાથી ચઢી જઇ તટના શીખરે પહોચ્યો !

ત્રીજા પ્રહરના પ્રખર સૂર્યકિરણમાં તે બખતર ધારી દૃઢ વીર-પુત્ર અને તેના હાથમાં સુવર્ણનો ગરૂડધ્વજ ઉડતો જોઇ મગધ સૈન્યે પ્રચંડ જયધ્વની કર્યો ! કાણેશ્વરનું સૈન્ય ભયથી ક્ષણવાર પાછું હટ્યું એ એકક્ષણની સંધી જોઇ હજારો મગધ સૈનિકો કિલ્લાના તટપર ચઢી ગયા અને બીજો તટ પણ સત્વરે હાથમાં આવ્યો

કિલ્લો સત્વરે શત્રુના હાથમાં જશે જાણી ક્રોધ અને ક્ષોભથી કાણેશ્વરનો સેનાપતિ પ્રાણની દરકાર ન રાખતા શૌર્યની પરાકાષ્ઠા બતાવવા લાગ્યો, અને ત્યાં મગધ સૈન્ય વારંવાર હાર ખાવા લાગ્યું સૈન્યનું ધૈર્ય ખુટી ગયેલું જોઇ મગધવીર નેતાઓ હવે શું કરવું તે નક્કી નહિ થવાથી મસ્તક અવનત કરી વિચાર કરતા ઉભા રહ્યા મગધ સૈન્યમાં ખરા વિજય પ્રસંગે ભયનો પ્રાદુર્ભાવ થયો ! ત્રીજો તટ તાબે નહિ થાય તો પૂર્વનો સર્વ શ્રમ અને સૈન્યની હાની પણ વ્યર્થ જવાનો ભય ઉત્પન્ન થયો !

આ સ્થિતિ જોઇ પેલો બખતર ધારી વીર વેગથી એકલો જ આગળ થઇ ગરૂડધ્વજસહ સપાટાબંધ નીસરણી ચઢવા લાગ્યો તેના પર ઉપરથી પત્થરનો મારો એક સરખો ચાલતો હતો, પણ તેમાથી એકે તેને વાગ્યો નહિ !

કેટલીકવારે તે વીર તટપર જઇ ઉભો રહ્યો, અને તેણે મોટેથી જયધ્વની કર્યો તે સાભળી લજ્જાથી અવનત મુખ કરી ઉભા રહેલા સેનાપતિઓ પોતપોતાના પથક લઇ તટ શીખરે ચઢવા દોડવા લાગ્યા તટપરનું સૈન્ય આ મુઠભર શત્રુના ચૂરેચૂરા કરવા અપૂર્વ બળ વાપરવા લાગ્યું !

તેટલામા દુર્ગની બહાર હજારો સૈનિકોએ સમ્રાટ શશાંક નરે-

દ્રગ્રુમના નામનો જયજયકાર કર્યો ! પળવારમા મગધ સૈન્યમા વિલક્ષણ ચૈતન્યનો સચાર થયો ! તટનો રસ્તો ખૂલ્લો હોઇ તટના માથા પર યુદ્ધ મચી રહ્યુ છે, એમ તેમને જણાયુ તે સૈન્ય પણ જયધ્વની કરી તટપર ચઢવા લાગ્યુ !

સધ્યાકાળ પૂર્વે થોડા સમયે પ્રતિષ્ઠાનનો કિલ્લો તાબે થયો !

કિલ્લાના પૂર્વ તોરણમા ઉભો રહી બખતર ધારી વીર શિરસ્ત્રાણ ઉતારી પાડી સહજ વિશ્રાતિ લેતો હતો એટલામા એક સૈનિકે તેની પાસે આવી પ્રણામ કરી કહ્યુ " મહાનાયક, સમ્રાટ દુર્ગમા આવે છે "

મહાનાયકે અત્યત આશ્ચર્યચકિત થઇ પુછયુ ' સમ્રાટ આવ્યા ? ક્યારે આવ્યા તે ?"

" જે વખતે છાવણીમા સૈન્યે મોટો જયજયકાર કર્યો તેજ વખતે મહારાજાધિરાજ આવી પહોચ્યા હતા "

થોડીવાર વિચાર મગ્ન થઇ તે બખતરધારી વીરે કહ્યુ " ઠીક છે, કિલ્લાના દ્વાર ઉઘેડવા કહે !"

તે વખતે સધ્યાસમય થયો હતો અધકાર પણ પ્રસરવા લાગ્યો હતો. શીતળતાનુ નિવારણ થાય તે માટે સૈનિકોએ જ્યા ત્યા તાપણીઓ કરી હતી

મહાનાયકે પોતાની પાસે ઉભા રહેલા સેનાપતિને કહ્યુ " સૂરનાથ, તમે આ ગરૂડધ્વજ પકડો હુ હમણા આવુ છુ "

એમ કહી સૂરનાથના હાથમા ગરૂડધ્વજ મુકી મહાનાયક અધકારમા અદૃશ્ય થયો !

કેટલીકવારે સમ્રાટ શશાકે ઠાઠમાઠથી પ્રતિષ્ઠાન દુર્ગમા પ્રવેશ કર્યો ત્યા આવતા વેતજ નરસિહદત્તનો શોધ કરવા માડયો હતો, પરતુ જેના એક શબ્દથી દસ હજાર મગધ વીરોએ આત્માર્પણ કર્યું, હતુ જેણે કેવળ પોતાના અતુલપરાક્રમના પ્રતાપે જ પ્રતિષ્ઠાન

જેવો અભેદ, દુર્જયદુર્ગ આટલા અલ્પ કાળમા તાબે કર્યો હતો, તે વીર વીરમણી કિલ્લામા કે છાવણીમા કોઇ પણ સ્થાને દૃષ્ટિએ પડયો નહિ !

બીજા તટના તોરણમા ઉભા રહી શશાંકે ગળગળા સ્વરે કહ્યુ "અનન્ત—"

"કેમ, મહારાજાધિરાજ ?"

"તેજ ભલા તે, અનન્ત !"

"કોણ ?"

"નરસિંહ—મારો નરસિંહ ! ચીત્રાને લીધે તે આ હતભાગીને દર્શન નહિ આપે !"

---

## પ્રકરણ ૧૦ મું.

---

### દ્વંદ્વ યુદ્ધ.

પ્રતિષ્ઠાન આવ્યા પછી શશાંકને એવા સમાચાર મળ્યા કે, પિતાના મરણની વાત સાભળી રાજ્યવર્ધન ગાંધારથી પાછો ફર્યો છે, દેવગુપ્તે કાન્યકુબ્જ લીધેલુ હોઈ યુદ્ધમા મૌખરિ રાજપુત્ર ગ્રહવર્મા સ્વર્ગવાસી થયો છે ! તેની રાણી, પ્રભાકરવર્ધનની પુત્રી રાજ્યશ્રી ઉદ્ધત વર્તનને લીધે કારાગૃહમા પડેલી હોઈ દેવગુપ્ત કાન્યકુબ્જ લઇ થાણેશ્વર તરફ વધતો જાય છે ! દેવગુપ્તે સમ્રાટ શશાંકને કુરૂક્ષેત્ર તરફ સૈન્યસહ આવવા આગ્રહપૂર્વક વિનતિ કરી હતી

પ્રતિષ્ઠાનના કિલ્લામા મુકામ નાખી શશાંક નરસિંહદત્તને ખોળવા લાગ્યો પરતુ પુષ્કળ શોધ કરવા છતા કયાએ તેનુ દર્શન થયુ નહિ ! એટલામા એવી ખબર આવી પહોચી કે હિમાલયની તળેટીમા ગંગા તટે દેવગુપ્તનો પરાજય થતા તે માલવા તરફ નાશી ગયો છે,

અને આપણા પર ચઢી આવવા રાજ્યવર્ધન ઝપાટામાબંધ આગળ આવે છે ! આથી પ્રતિષ્ઠાન છોડી શશાંક પોતાના સૈન્યસહ કાન્ય કુબ્જ તરફ જવા નીકળ્યો

કાન્યકુબ્જ આવી પહોચ્યા પછી શશાંકને ઠાણેશ્વરનુ સૈન્ય પુષ્કળ દૂર હોવાની ખબર મળી ત્યારે નગર અને કિલ્લો પોતાના નામમા લઇ કાન્યકુબ્જ નગરની પશ્ચિમે ગગા કીનારે પ્રાચીન વરાહ ક્ષેત્રમા શશાંકે પોતાની છાવણી નાખી આજ ઠેકાણે નારાયણે વરાહાવતાર લીધો હતો, એવી આખ્યાયિકા ચાલતી આવી છે

આ વરાહક્ષેત્ર અતિ પ્રાચીન તીર્થ હોઈ કુરુક્ષેત્ર જેવુ એ પણ એક અતિ જુનુ રણાગણ છે સ્મરણ પૂર્વના કાળથી મધ્ય દેશના રાજાઓના ભાગ્યનો નિર્ણય આજ સ્થળે થતો આવ્યો છે, ઈ સ ની બારમી સદીમા જ્યારે આર્યાવર્તના રાજાઓનો ભાગ્ય રવિ હમેશને માટે અસ્ત પામ્યો હતો ત્યારે પણ આજ વરાહ ક્ષેત્રમા મહમ્મદ–બિન–સામને સપાટો લગાવવાનો જયચદ્રે પ્રયત્ન કર્યો હતો

આ વરાહક્ષેત્રમા મુકામ હતો તેજ વખતે સમ્રાટને ખબર મળી કે, રાજ્યવર્ધને પોતાની ગતી એકદમ ફેરવેલી હોઇ તે માલવા તરફ ધમતો જાય છે, દેવગુપ્તનો પરાજય થઇ તે માર્યો પણ ગયો છે, રાજ્યવર્ધન કાન્યકુબ્જપર હલ્લો કરવા આવે છે !

દેવગુપ્તના મૃત્યુની વાત સાભળી શશાંકને અતિ દુખ થયુ, પરતુ તેણે વરાહક્ષેત્રમાથી પોતાનો પડાવ ઉઠાવ્યો નહિ તેટલામા મગધથી એવી વાત આવી કે, યશોધવલદેવ માદગીથી પથારી વશ હોઈ, ગૌડ અને બગમાથી સેના લઇ વિદ્યાધરનદ બનતી ત્વરાથી આવે છે શશાંકના દૂત રાજ્યવર્ધનની હીલચાલોના પણ વારવાર સમાચાર લાવવા લાગ્યા

રાજ્યવર્ધન મથુરામા આવ્યા પછી સમ્રાટે તેના તરફ પોતાનો વકીલ મોકલ્યો. પરતુ તેનુ ત્યા અપમાન થયુ. તે પાછો આવી

કહેવા લાગ્યો "પાટલીપુત્રમા જ આવી શશાકને હુ મળીશ, એમ ઠાણેશ્વરના રાજાએ આપને કહેવડાવ્યુ છે!"

અનતવર્મા અને માધવવર્માએ જણાવ્યુ કે યમુના તટે જ રાજ્યવર્ધનને અટકાવી રાખવો પણ શશાકને એ સલાહ પસદ પડી નહિ છેવટે રાજ્યવર્ધન સ્વસૈન્યસહ વરાહ ક્ષેત્રમા આવી પહોચ્યો, તો પણ શશા કે તેના પર હલ્લો કર્યો નહિ! મહાધર્માધ્યક્ષ નારાયણશર્માને પોતાના વકીલ તરીકે સમ્રાટે ઠાણેશ્વર સૈન્યમા મોકલ્યા સ્વર્ગવાસી મહાદેવી મહાસેનગુપ્તના શ્રાદ્ધનિમિત્ત નારાયણશર્મા, મહાકુમાર માધવગુપ્ત સાથે ઠાણેશ્વર ગયા હતા, તે વાચકને યાદ હશે જ તે વખતે રાજ્યવર્ધન સાથે તેમનો ઉત્કૃષ્ટ પરિચય થયેલો હતો, તે અને તેનો બધુ હર્ષ એ બન્ને તેમની સાથે અત્યત પ્રેમાળ અત કરણથી વર્ત્યા હતા

સમ્રાટ શશાકે, નારાયણશર્મા દ્વારા રાજ્યવર્ધનને કહેવડાવ્યુ કે, 'મારી અનુમતિ ન લેતા જ દેવગુપ્તે કાન્યકુબ્જપર હલ્લો કર્યો હતો. તે પ્રમાણે જ મહાનાયક નરસિહદત્તે પણ મારી ઇચ્છા વિરુદ્ધ જ પ્રતિષ્ઠાનનો કિલ્લો સ્વસત્તામા લીધો હતો ઠાણેશ્વરના સેનાપતિએ માધવગુપ્ત સાથે મળી જઇ વારાણસીભુક્તિ પોતાના તાબામા લેવા પ્રયત્ન કર્યો, તેથી ના છૂટકે મારે સૈન્ય લઇને આવવુ પડયુ હતુ ઠાણેશ્વરનો રાજા મારા આપ્તમાનો હોઇ તેની સાથે ખૂલ્લી રીતે યુદ્ધ તટો કરવાની મારી લેશ પણ ઇચ્છા નથી આદિત્યવર્ધન અને પ્રભાકરવર્ધનના વખતે બન્ને રાજ્યમા જે પ્રેમ સબધ હતો તે હજી પણ અચળ રહે એવી મારી ઇચ્છા છે તો પણ ઠાણેશ્વર અને મગધની નિયત થયેલી સીમા સ્પષ્ટ બનાવવા માટે આપ મને મુલાકાત આપશો, એવી આશા છે એ હદ નક્કી થયેલી નહિ હોવાથી ત્યા જે અનેક નાના નાના રાજ અને સસ્થાનો છે, તે ક્યારે બળવો કરશે તે નક્કી નથી સમજાતુ માટે ઉભય રાજની હદ એક વખત હમેશને માટે નિયત થશે એટલે ભવિષ્યમા વાદનુ કારણ જ રહેશે નહિ દેવગુપ્તને પ્રાણનાશના રૂપે અકલ્પિત રીતે કાન્યકુબ્જપર હલ્લો કર્યા બદલ પ્રાયશ્ચિત મળ્યુ છે! તે વિષે ઠાણેશ્વરાધિપતિ સાથે મારે કઇ વાદ કરવાનો નથી!"

એ ઘડી પછી નારાયણશર્મા પાછા આવ્યા અને પોતાની વકીલાત વ્યર્થ ગયાનુ જણાવ્યુ ! અતિશય ઉદ્ધતાઇથી રાજ્યવર્ધને સમ્રાટની વિનતીનો અનાદર કર્યો હતો, પરતુ રાજ મર્યાદાના રક્ષણ ખાતર છાવણીના મધ્ય ભાગે ભાગીરથી કીનારે તેણે માત્ર સમ્રાટની મુલાકાત લેવાનુ સ્વીકાર્યું હતુ

સમેટ થવો અશક્ય છે, એમ જોઈ શશાક યુદ્ધની તૈયારી કરવા લાગ્યો કાન્યકુબ્જ નગર અને દુર્ગ હલ્લા માટે તૈયાર થઇ શત્રુની રાહ જોવા લાગ્યા વિદ્યાધરનદ અદ્યાપિ ઘણે દૂર હતો

બીજે દિવસે મધ્યાહ્ન સમયે છાવણીના મધ્ય ભાગે આવેલા મેદાનમા બે રાજછત્ર ઉભા કરવામા આવ્યા ઉભય પક્ષના સૈન્ય યુદ્ધ માટે સજ્જ થઇ ઉભા રહ્યા એકજ વખતે શશાક અને રાજ્યવર્ધન પોતપોતાની છાવણીમાથી બહાર નીકળ્યા શશાક સાથે માધવવર્મા અનત અને પાચ શરીર રક્ષક હતા ત્યારે રાજ્યવર્ધન સાથે બે અમાત્ય અને પાચ સૈનિક હતા

ઉભય નૃપતીઓએ પોતપોતાના છત્ર નીચે ઉભા રહી એક બીજાને યોગ્ય રીતે અભિવાદન કર્યા પછી શશાકે આગળ આવી કહ્યું " મહારાજ, મારા સાભળવામા આવ્યુ છે કે, આપે યુદ્ધ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો છે એ કાર્યમા વિઘ્ન કરવુ તે ક્ષાત્ર ધર્મ વિરૂદ્ધ છે પરતુ એ વિષે આપને એક વિનતી કરવાની છે તે વકીલદ્વારા કરી હોત તો વ્યર્થ ગઈ હોત રાજ કારણ પરત્વે આપની સાથે મારે તકરાર છે, તે માટે હજારો સૈનિકના પ્રાણ લેવાથી આપને કે મને શો લાભ છે ? આપ શસ્ત્રાસ્ત્રવિદ્યામા પારગત છો, મે પણ યુદ્ધવ્યવસાય જીવનમા વ્યતીત કર્યુ છે માટે મારી વિનતી છે કે, ઢાલ લીધા સિવાય આપણે કેવળ તલવારથી યુદ્ધ કરવુ જો આ યુદ્ધમા મારો પરાભવ થશે તો બીલકુલ લઢાઇ ન કરતા 'સમ્રાટ' પદવીનો ત્યાગ કરી હુ ચાલ્યો જઈશ પરતુ જો આપ પરાજય પામો તો

આપે મારી માફક રાજ્ય છોડવાની જરૂર નથી માત્ર આપે યમુના અથવા ચબલ નદીની પૂર્વ તરફના તટપર કદી પણ પગ મુકવો નહિ એટલેથી જો વાદનો નિર્ણય થતો નહોય તો ઉભય પક્ષના સૈન્યના બાહુબલની પરીક્ષા થવા દેવાને કઇ હરકત નથી ! ”

શશાકનુ આ ભાષણ સાભળી રાજ્યવર્ધને નીચુ મુખ કરી કેટલીકવાર વિચાર કર્યા પછી અમાત્યોની સલાહ પુછી તેમના સકેત ચિહ્ન પરથી તેઓ આ પ્રસ્તાવ અમાન્ય કરવા આગ્રહ કરતા હતા, એમ સ્પષ્ટ જણાતુ હતુ પરતુ રાજ્યવર્ધન ખરી યુવાવસ્થામા હોઇ સ્વભાવે તીવ્ર અને સાહસિક હતો તેને અમાત્યોની સલાહ બીલકુલ પસદ પડી નહિ

કેટલીકવારે તેણે સમ્રાટને ઉદ્દેશી કહ્યુ “ મહારાજ, આપ સાચા ક્ષત્રીય હોઈ મને યુદ્ધ માટે વિનતી કરો છો, એટલે આપની એ વિનતી અમાન્ય થવી સર્વથા અશકય છે યુદ્ધનો સમય અને સ્થાન મને કહો, દ્વદ્વ યુદ્ધ માટે મારી પૂર્ણ તૈયારી છે ! ”

શશાકે કિંચિત વિચાર કરી કહ્યુ “ કાલે પ્રાત કાળે સૂર્યોદય પૂર્વે ગગા તટે આપણે મળીશુ—”

“ રાજ્યવર્ધને સતોષ પામી કહ્યુ, “ ઠીક છે, શસ્ત્રમા ફક્ત તલવાર જ લેવી ને ? ”

“ હા, ઢાલબાલ લેવાની નથી ”

“ સાથે કેટલા અનુચર રાખવા ? ”

“ બે, મારી સાથે માધવવર્મા અને અનતવર્મા આવશે ”

“ અને મારી સાથે ભડી અને કુશ્વરગુપ્ત આવશે ”

પછી એક બીજાની રજા લઇ શશાક અને રાજ્યવર્ધન પોતપોતાની છાવણીમા પાછા ગયા

પાછા આવતા અનતવર્માએ કહ્યુ “ મહારાજ આપે આ શુ કર્યું ? ”

" કેમ અનત, મેં શુ કર્યું ? "

" આ દ્વદ્વ યુદ્ધ મહાગજે કેમ ઠરાવ્યુ ? "

ખિન્ન હાસ્ય કરી સમ્રાટે પુછ્યુ " કેમ ભલા ? "

" કલીયુગમા કોઈએ કદી દ્વદ્વ યુદ્ધ કર્યુ છે ? "

" તેમા નુકશાન શુ છે ? "

" આપ શુ કહો છો તે માગા લક્ષમા જ કઈ આવતુ નથી, મહાગજ ! "

" એમા ન સમજવા જેવુ છે પણ શુ, અનત ? "

" મહારાજ, એ દ્વદ્વમા જો આપ જખમી થયા—"

શશાકે વચ્ચે જ કહ્યુ " ફકત જખમી જ નહિ, પણ હુ જો આ યુદ્ધમા પડીશ, તો પણ તેથી વિશેષ શુ થવાનુ છે ? "

અગપર કપારી આવ્યા જેવુ કરી અનતે કહ્યુ " સર્વ નાશ, મહાગજ ! તેમ થાય તો શત્રૂએ છિન્નભિન્ન કરેલુ મગધ પુન કદી મસ્તક ઉચુ કરશે કે ?

એક દીર્ઘનિશ્વાસ નાખી શશાકે કહ્યુ " અનત ! મરવુ એજ ઇચ્છા છે મૃત્યુને આધીન થવા માટે જ હુ એકલો રાજ્યવર્ધન સાથે યુદ્ધ કરવાનો છુ "

" આપણે યુદ્ધ કરવાની કઈ જરૂર નથી ચાલો, આપણે પાટલીપુત્ર જઇએ ગજયવર્ધનને કાન્યકુબ્જ અને પ્રતિષ્ઠાન ખુશીથી લેવાદો !"

" તેમ હુ કરી શકતો નથી, અનત ! કોઇપણુ તેમ કરતા મને અટકાવેછે, એમ મને લાગેછે મને બીકણ સમજી રાજ્યવર્ધન જો સલાહ કરવા તૈયાર થયો હોત, તોપણ મે મારૂ સર્વ રાજ્ય તેને આપી દીધુ હોત હુ એકલો જાત ! મારે નથી સ્ત્રી કે નથી પુત્ર ! મારે ગજ લઇને શુ કરવુ છે ! માધવ રાજનુ રક્ષણ કર-

વાને તદ્દન અસમર્થ છે મગધ જેવા વિશાલ સામ્રાજ્યનુ રક્ષણ તેના હસ્તે થાય એ કદી સભવિત નથી ”

“ પણ આપને સામ્રાજ્યની શી જરૂર છે ? માધવને મગધ રાજ આપી આપે વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરવો ”

“ અનત, હુ મશ્કરી કરતો નથી ! હુ હાલે મરીશ ! મારા મરણ પછી તમે સર્વ સ્વદેશમા જઈ માધવને સિહાસનપર બેસાડજો.”

“ ઠીક છે, તેમજ થશે ! તો પણ જે પ્રમાણે અમે બગ-માથી પાછા સ્વદેશ ગયા હતા તેજ પ્રમાણે આ વખતે પણ જઇશુ !”

“ આમ જો અનત, હું જો મરૂ તો મરતી વખતે—”

“ આપની છાતી પર તેનુ નામ લખુ ? ”

“ અનત, ભલતા જ વખતે એવી મશ્કરી કરીશ નહિ !–તે વખતે–નરસિહને એક વખત બોલાવી લાવ—”

“ પણ મને તે તે વખતે કયા મળશે ? ”

સમ્રાટે એક નિશ્વાસ નાખી કહ્યુ ‘ નરસિહ નજીકમા છે, અનત ! મને દર્શન નહિ આપવા માટે જ તે છુપાઇ રહ્યો છે ! ”

“ મહારાજ, આપ મૃત્યુ પામ્યા પછી નરસિહને બોલાવવા માટે આ યજ્ઞવર્માનો પુત્ર જીવતો રહેશે જ નહિ ! ”

* * *

બીજે દિવસે ઉપ કાળે ભાગીરથી કાંઠે એક પક્ષ તરફથી શશાક, માધવ અને અનતવર્મા અને બીજા પક્ષ તરફથી રાજ્યવર્ધન, ભડી અને ઈશ્વરગુપ્ત આવી ઉભા હાથમા ફક્ત એક તલવાર લઇ શશાક અને રાજ્યવર્ધન દ્વદ્વ યુદ્ધ કરવા લાગ્યા

શશાક તલવારથી માત્ર પોતાનુ રક્ષણ કરતો હતો તે તલ-વારનો રાજ્યવર્ધનની તલવારને એક વખત પણ સ્પર્શ થયો નહિ !

જોતજોતામા શશાક બે ત્રણ સ્થળે ઘાયલ થયો, તેના વસ્ત્ર રક્તસ્રાવથી લાલ બની ગયા. તો પણ તેણે રાજ્યવર્ધનના શરીરને

સ્પર્શ કર્યો નહિ ! એટલામા એકાએક શશાકની તલવાર રાજ્યવર્ધ-નની તલવારપરથી છટકી નીકળી જઈ રાજ્યવર્ધનના ગળાપર પડી ! એકદમ રાજ્યવર્ધનનુ ગળુ કપાઈ ગયુ ! આ આઘાતથી તોલની સમાનતા જતી રહેવાથી શશાક નીચે પડયો અને તે સાથે રાજ્ય-વર્ધનનુ પ્રાણહીન શરીર પણ ધૂલિમા પડયુ !

રાજ્યવર્ધનના મૃત્યુ સમાચાર સભળાતા ઠાણેશ્વરનુ સૈન્ય નાશી છુટયુ ! ભડી આ અશુભ સમાચાર લઈ ઠાણેશ્વર ગયો.

શશાક પણ આગળ ન જતા કાન્યકુબ્જમા જ પાછો ગયો.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### મૃત્યુ શય્યાપર !

સૂર્ય નારાયણે અસ્તાચળે જવાની તૈયારીમા–પશ્ચિમાકાશમા વિન્ધ્યપર્વતના વક્ષઃસ્થલનો આશ્રય લીધો હતો દૂર પર્વતના અને વૃક્ષોના અગ્રસ્થાન અસ્તાચળે જતા સૂર્યના મ્લાન અને તાપ શૂન્ય કિરણોથી સુવર્ણના રગ સમા રગાયલા જણાતા હતા ! રોહિતાશ્વ પર્વતના શૃગપર એક સ્વચ્છ વાદળુ લાલ રગથી વિભૂષિત થયેલુ જણાતુ હતુ પર્વતની તળેટીમા માત્ર તે વખતે અ-ધકાર પ્રસરેલો હતો એવા સમયે દુર્ગના પૂર્વ તોરણમા એક સૈનિક કોઇની અત્યત આતુરતાથી ગહ જોતો હોય તેમ લાગતુ હતુ

હમણા કેટલાક વર્ષથી રોહિતાશ્વદુર્ગમા કેટલુએ પરિવર્તન થઈ ગયુ હતુ ! વૃદ્ધ અમાત્ય વિધુસેન અને ધનસુખ સોનીના પ્રય-ત્નથી કિલ્લાના તૂટેલા, નાશ થવાની સ્થિતિમા આવેલા તટની દુર-સ્તી થઇ હતી, ચોતરફની ખાઇ સાફ કરવામા આવેલી હતી પૂર્વે જે કિલ્લામા ચકલુ પણ આવતુ નહિ તે કિલ્લો હવે મનુષ્યોથી

ભરાઇ ગયેલો હતો ! પ્રત્યેક તોરણુમા સશસ્ત્ર અને હમેશ સજ્જ રહેતા સૈનિકો યોગ્ય પ્રકારે દુર્ગદ્વારનુ રક્ષણુ કરતા હતા કિલ્લામા પુષ્કળ લોકોનો કલસ્વર સભળાતો હતો દુર્ગાધિપતિનો જુનો મહેલ હવે પૂર્વની માફક જગલી વૃક્ષલતાઓથી ગુચવાઇ ગયેલો નહતો

કેટલાક દિવસપર રોહિતાશ્વદુર્ગાધિપતિ મહાનાયક યશોધવલદેવ માદગીમાપડી પાટલીપુત્રથી પોતાના કિલ્લામા આવ્યા હતા અને મહાનાયકનો આજાર અસાધ્ય હોઇ તે તેમાથી બચેતેવી બીલકુલઆશા ન હતી કહોકે મૃત્યુપૂર્વે જન્મભૂમિનુ દર્શન કરવાના આશયથી તે રોહિતાશ્વ આવ્યા હતા

પાટલીપુત્રથી સમ્રાટ તરફ દૂત મોકલવામા આવ્યો હતો વૃદ્ધ મહાનાયકનો વ્યાધી જો કે વિશેષ સ્વરૂપનો નહતો, તોપણુ મૃત્યુકાળ હવે નિકટમા છે, એમ તેમને સ્પષ્ટ રીતે સમજાયુ હતુ તેમણે દૂતને કહી રાખ્યુ હતુકે, યુદ્ધમા જો જય થાય તો પોતાનો સદેશ કહેવો, નહિ તો કહેવો નહિ મૃત્યુપૂર્વે રોહિતાશ્વદુર્ગ અને લતિકા સબધી સમ્રાટ સાથે કઇક વાત કરવી, એવી ઇચ્છા આ વખતે મહાનાયકના મનમા અતિશય તીવ્રપણે ઉત્પન્ન થઈ હતી વિદ્યાધરનદ સહ વીરેન્દ્રસિહ મધ્યદેશ તરફ નીકળી ગયો હતો, પરતુ મહાનાયકના બોલાવવાથી તે પણુ રોહિતાશ્વ આવ્યો હતો દુર્ગના તોરણુમા એક સૈનિક સાય કાળે કોઈની રાહ જોતો બેઠો હતો એમ પ્રથમ કહ્યુ છે, તે વીરેન્દ્રસિહ જ હતો !

રાજ્યવર્ધનના મૃત્યુપછી, મહાનાયકના માદગીના સમાચાર સાભળી શશાક પાછો ફર્યો હતો કાન્યકુબ્જમા વસુમિત્રને અને પ્રતિષ્ઠાનમા વિદ્યાધરનદને રાખી તે અતિશય ત્વરાથી અશ્વપર બેસી મગધ તરફ આવતો હતો ઠાણેશ્વરમા રાજ્યવર્ધનના મૃત્યુ સમાચાર પહોચ્યા હતા ત્યાનુ સિહાસન ખાલી હતુ અમાત્ય અને સેનાપતિએ હર્ષને અદ્યાપિ ગાદી પર બેસાડયો નહતો ઠાણેશ્વરની

આવી ગોચનીય સ્થિતિ હતી તો પણ શશાંકે દાણેશ્વરપર સ્વારી કરી નહિ! મગધદપગના પ્રદેશના રક્ષણનો બરાબર બંદોબસ્ત કરી, પિતૃતુલ્ય મહાનાયકની મૃત્યુ શય્યાપર ભેટ લેવા તે ઉતાવળથી ચાલ્યો આવતો હતો જે દિવસે સાયકાળે વીરેન્દ્રસિંહ તેની રાહ જોતો તોરણમા બેઠો હતો તે જ દિવસે સમ્રાટ કિલ્લામા આવવાનો હતો વીસ દિવસમા બસો કોસનો પ્રવાસ કરી આગલા દિવસે શશાંક શોણ તટપર આવી પહોચ્યો હતો

સધ્યાસમય થઇ ગયો, પણ સમ્રાટનુ આગમન થયુ નહિ, એમ જાણી યશોધવલદેવે વીરેન્દ્રને બોલાવવા મોકલ્યુ વીરેન્દ્રસિંહ મહાનાયકના શયનગૃહમા આવી દ્વાર પાસે ઉભો રહ્યો ઓરડીમા એક પલગપર યશોધવલ સૂતા હતા તેમના મસ્તક પાસે લતિકાદેવી અને પગ આગળ તરલા બેઠી હતી મહાનાયક આ વખતે તદ્દન વિહ્વળ થઇ પડયા હતા બોલવાની શક્તિપણ નહિ જેવી બની ગઇ હતી જે વખતે વીરેન્દ્રસિંહ ઓરડીમા આવ્યો તે વખતે યશોધવલ તદ્રીમા પડયા હતા કેટલીકવારે તેમણે નેત્ર સહજ ઉઘાડયા પછી લતિકાએ કાનઆગળ મુખ રાખી મોટેથીકહ્યુ "દાદા, વિરેન્દ્ર આવ્યાછે"

મહાનાયકે ધીમે રહી અતિશય ક્ષીણ સ્વરમા લતિકાને કંઈ કહ્યુ દૂર ઉભેલો વીરેન્દ્ર તેમાનુ કઇ સાભળી શકયો નહિ તે જોઇ લતિકા બોલી " મહારાજ આવ્યા કે નહિ એમ પુછે છે"

" ના હજુ મહારાજ આવ્યા નથી! હુ કિલ્લાના તોરણમાં તેમની જ રાહ જોતો બેઠો હતો " વીરેન્દ્રે જવાબ આપ્યો

યશોધવલદેવે અસ્પષ્ઠ સ્વરે પુન કંઈ કહ્યુ તે બરાબર સાભળી લઇ લતિકા બોલી " જાપિલના રસ્તે સો મસાલચી મોકલવા કહે છે!"

તે સાભળી વીરેન્દ્રસિંહ પ્રણામ કરી ચાલ્યો ગયો. કેટલીક વારે હાથમા મશાલો લઇ સો સૈનિકો જાપિલ નગરના દૂરસમદી

રસ્તા તરફ જવા લાગ્યા રાત્રી પડી ગઈ ઉંચે કિલ્લાના માથાપર પ્રચંડ અગ્નિકુંડ ધડધડ બળવા લાગ્યો ! ડુંગરના મેદાનપરના પ્રત્યેક ગામમાં સેંકડો દીપક પ્રકટયા જાપિલનગરના ફરસબંદી રસ્તાપરથી સેંકડો ઘોડાના પગલાં સંભળાવા લાગ્યા

જોત જોતામાં મશાલવાળા તોરણ તરફ ઝડપથી આવવા લાગ્યા તે જોઈ કિલ્લાપરનું સૈન્ય તોરણમાં અને પટાંગણમાં હાર-બંધ ગોઠવાઈ ગયું સમ્રાટ દુર્ગ તરફ આવે છે એ વાત સ્વત વીરેન્દ્રસિંહે જઈ મહાનાયકને કહી થોડાજ વખતમાં સમ્રાટ શશાંક કિલ્લામાં આવી પહોંચ્યો

વીરેન્દ્રસિંહ તરફથી મહાનાયકની સ્થિતિના સમાચાર મળતાં જ શશાંક તેવોને તેવો યશોધવલ પાસે આવ્યો સમ્રાટનું દર્શન થતાં જ અનંત માર્ગે જવા તત્પર થયેલો આત્મા તેજસ્વી બન્યો ! મૃત્યુશ-ય્યાપર પડેલા વૃદ્ધના અંગમાં એકાએક નવીન જ બળનો સંચાર થયો !

સમ્રાટને જોતાજ એકદમ મહાનાયક બેઠા થયા તેમના ચરણમાં મસ્તક નમાવી ચરણરજ ધારણ કરી શશાંક એક બાજુએ બેઠો મહાનાયકે ક્ષીણ સ્વરે કહ્યું "બેટા, રાહ જોઈ આજે સાત આઠ દિવસથી મહામુશ્કેલીએ જેમ તેમ કરી પ્રાણને અટકાવી હું જીવતો રહ્યો છું પરંતુ હવે કંઈ બહુવાર હું રહેવાનો નથી ! હું તો જાઉં છું, પણ મારી પાછળ આ લતિકા રહી છે શક્ય હોયતો વિચાર કરી રોહિતાશ્વમાં જ તેના નિવાસની વ્યવસ્થા કર—"

એમ કહી ઉશીકા નીચેથી એક રત્ન ખચિત સુવર્ણવલય બહાર કાઢી યશોધવલે કહ્યું "લતિકાનું લગ્ન થાય તો તે વખતે આ તેને ભેટ આપજે આ વલય તે તેની દાદીનો તેને ઉપહાર છે અનેક પેઢીથી રોહિતાશ્વદુર્ગાધિપતિની સ્ત્રીઓ આ વલ-યનો ઉપયોગ કરતી આવી છે ઘણા વર્ષ પૂર્વે ચંદ્રગુપ્તે જે વખતે શકરાજાને મથુરામાથી કાઢી મુકયો, તે વખતે ધવલવંશીના રોહિતાશ્વ-

દુર્ગના પહેલા કિલ્લેદારે શકરાજાના હાથમાથી એ ખેચી લીધા હતા, એવી દતકથા આ વલય વિષે મે સાભળી છે"

પરતુ વાચાનાશ્રમથી મહાનાયક તદ્દન થાકીજઈ બીછાના પર પડયા તે રત્ન ખચિત વલય હસ્તમા લઇ શશાક ત્યા જ બેસી રહ્યો. કેટલીક વારે સહજ દૂધ પી યશોધવલ ધીમે ધીમે બોલવા લાગ્યા "વત્સ હુ તો જાઉં છુ જ, આ બાલિકા માત્ર પાછળ રહી, તેના તરફ જો જો એનો વશ પણ લુપ્ત થાય તો વીરેન્દ્રને રોહિતાશ્વનો અધિકાર આપજે આ વખતે તેના સિવાય અન્ય કોઇ પણ આ કિલ્લાનુ રક્ષણ કરી શકશે નહિ હુ જાઉં છુ હવે! તુ માત્ર સાવધ રહેજે! તારો માર્ગ નિષ્કટક બનાવી હુ જઇ શકતો નથી તેનુજ આ વખતે મને વિશેષ દુ ખ થાય છે! બહારના શત્રુથી તુ બ્હીશ નહિ ગૃહ કલહથી, ગૃહ તોફાનથી જ જો મગધ વ્યાપી નહિ જાય તો બાહ્ય શત્રુ તારો વાળ પણ વાકો નહિ કરી શકે! હવે આર્યાવર્તમા હર્ષ એજ તારો મહાન શત્રુ છે કામરૂપના રાજા સિવાય અન્ય કોઇ પણ તારા વિરૂદ્ધ તે પક્ષને જઇ મળશે નહિ રાજ્યવર્ધન મૃત્યુ પામ્યોછે પણ પ્રભાકરનો બીજો પુત્ર કઇ સ્વસ્થ રહેશે નહિ પોતાના બધુના મૃત્યુના વેરનો બદલો લેવા તે આવશે એમ ખાત્રીથી માની લે ગૌડ અને બગની સીમાપરના પ્રદેશની યોગ્ય વ્યસ્થા રાખજે જો કદી તુ પ્રચડ સકટની સૂક્ષ્મ જાળમા સપડાઇશ, તો આર્યાવર્તમા તને કોઈ તરફથી સહાય મળવાની નથી એવા વખતે દક્ષિણ તરફ જગદ્વિજયી ચાલુક્યરાજા મગલેશ તરફ સહાય માટે તુ વાતાપીપુર વકીલને મોકલજે!"

મહાનાયક પુન શ્રમિત થઇ પડયા ઘણીવારે તે બોલ્યા "પુત્ર, તુ થાકયો છુ, હવે વસ્ત્ર બદલવા જા મને હમણા સહજ ઠીક લાગે છે કાલે સવારે પુન એક વખત મને મળજે."

મહાનાયકને વદન કરી શશાક વીરેન્દ્ર સાથે ધીમે ધીમે ત્યાથી નીકળી ગયો

# પ્રકરણ ૧૨ મુ.

## પ્રેમ યાચના

બે પ્રહર ગત્રી વહી ગઇ હતી કૃષ્ણપક્ષનો ચદ્ર ઉદય પામી પર્વતની પીઠ પરનો અધકાગ ધીમે ધીમે નષ્ટ થતો જતો હતો ભોજન વીગેરે આટોપી લઇ સમ્રાટ શશાક કિલ્લાના તટ પર આમ તેમ ફેરા મારતો હતો આખો દિવસ ઘોડા પગ પ્રવાસ કરી આવવાથી તે તદ્દન થાકી ગયો હતો, પરતુ બિછાનાપર પડવા છતા આજે તેને નિદ્રા જ આવતી નહતી।

પુષ્કળ વખત પથારી પર પડી કહાડયા પછી શશાક મહેલની બહાર આવ્યો અને સ્વચ્છ ચદ્ર પ્રકાશથી શુભ્ર બનેલા કિલ્લાના પ્રશસ્ત તટ પર આમ તેમ ફરવા લાગ્યો તે વખતે રોહિતાશ્વદુર્ગના મનુષ્યો નિદ્રાસુખમા લીન થઇ ગયેલા હતા તોરણુના દીપક સિવાયના અન્ય સર્વ દીપને ઓલવી નાખવામા આવ્યા હતા દૂર પર્વત પગના મેદાનમા આવેલા ગામમા સમ્રાટના આગમન નિમિત્ત ઉત્સવ ચાલતો હતો ગ્રામ્ય જનોના ગ્રામ્યગીતના કોલાહલથી વચ્ચે વચ્ચે દુર્ગની ગભીગ નિસ્તબ્ધતાનો ભગ થતો હતો સમ્રાટને મહેલ બહાર નીકળેલ જોઇ એક શરીગ રક્ષક તેની પાછળ પાછળ આવતો હતો, પરતુ શશાકે તેને ન આવવા ઇસારો કર્યાથી તે તટની તળેટીમા અધકારમા અટકી ગયો

શશાક તટ પરથી તોરણુ તરફ આવતો હતો, તેટલામા કોઇ માણુસના પગલા સાભળી તે જ્યા નો ત્યા ઉભો રહ્યો તેણે પાછા ફરી જોયુ તો કેટલેક દૂર ચદ્રકીરણુમા સફેદ વસ્ત્ર યુક્ત એક સ્ત્રી ઉભેલી જણાઇ સમ્રાટ વિસ્મયતાથી સ્તબ્ધ બની ઉભો રહ્યો. તેણે પોતાની કમરે તલવાર છે કે નહિ તે તપાસી જોયુ આ

વખતે કોઇ પણ ઉપાયે સમ્રાટનુ ખૂન કરવાના બૌદ્ધ મતના અ-સ્ખલિત પ્રયત્ન ચાલતા હતા આ કારણથી કદી કદી રાજપક્ષીય પુરૂષોને સ્ત્રીઓ પર શસ્ત્ર ઉંચકવાની પણ જરૂર પડતી હતી

સમ્રાટે ધીમેથી પુછ્યુ "કોણ છે ?"

"મહારાજ, હુ તરલા છુ !"

શશાંકે એકવાર તે સ્ત્રી તરફ જોયુ ખેચેલી તલવાર મીયાનમા નાખી તેણે હસતા હસતા કહ્યુ "તરલા, આટલી રાત્રે કયા આ-શયથી તુ મારી પાસે આવી છુ ?"

તરલા પણ સહજ હસીને બોલી "મહારાજ, જો આપ મને અભય આપો તો કહુ"

"કહે, તને અભય વચન છે, તરલા !"

"મહારાજ, હુ પ્રેમ કાર્ય માટે આ વખતે બહાર આવી છુ !"

શશાંકે કંઇક આશ્ચર્ય અને કંઇક ઉદ્વેગથી કહ્યુ "સત્યાનાશ ! ત્યારે વીરેન્દ્ર તને ગમતો નથી એમ લાગે છે, તરલા ?"

તરલાએ હાસ્ય કરી કહ્યુ "તે તો જુની વાત છે, મહારાજ ! દેશ તેવો વેષ ! હમણાની રીતી પ્રમાણે પરોપકારાર્થે એકાદ રસિક શ્યામસુદર હાથમા રાખવો જોઇએ !"

"મારે કબુલ કરવુ જોઇએ કે તરલા, હુ જો કે પ્રબળ શત્રુ સામે અનેક યુદ્ધમા વીજયી થયો હોઇશ, પણ વાક્‌યુદ્ધમા તારી પાસે મને જયમળે તેવુ વીરત્વ કંઇ મારામા નથી, તે હુ કબુલ કરૂ છુ ! તરલા, તુ શુ કહે છે તે કંઇ મારા લક્ષમા આવતુ નથી !"

"મહારાજ ! જેના ઉદરમા ક્ષુધાએ ખળભળાટ મચાવ્યો હોય છે, પણ જેને શિકાર કરતા શરમ આવે છે, તેને માટે કદી કદી જરૂર પડે છે !"

શશાંકે હસીને પુછ્યુ "પણ તે જેનો શિકાર કર્યો છે તે કંઇ પણ કહેતો નથી તને ?"

" મહારાજ ! તેમની તો હવે ભગાર તાબા પીતળમા જ ગણુના કરવા જેવી છે કહોને !"

" ત્યારે તું હવે કોના પર લક્ષ રાખી બહાર નીકળી છુ ?"

" આપના પર !

" મારા પર ? મારા માટે તુ આવી છુ ?"

" હા, મહારાજ !"

" તરલા આ તુ શુ બોલે છે ?"

" મહારાજ !—"

" તરલા, મને લાગે છે કે, તુ ભ્રમિત બની છુ ! " શશાંકે ખિન્નપણે કહ્યુ .

તરલા દઢ સ્વરે બોલી " નહિ મહારાજ ! હુ બીલકુલ ભ્રમમા નથી, મે કઇ પણુ ભૂલ કરેલી નથી !—ખરેખર હુ આપનુ જ નિશાન તાકીને બહાર આવી છુ ,". '

" તરલા, તું કહે છે શુ ?"

તરલા ક્ષણુ વાર ચૂપ રહી, પછી તે બોલી " હું એમ કહુ છુ કે એક અનાથ પ્રાણી કેવળ આપના માટે મગ્ણુ દ્વારમા પડયુ છે, મહારાજ !"

શશાંક પણુ કટલીક વાર સુધી વિચારમા રહ્યો પછી તેણે ઉંચુ મસ્તક કરી પુછયુ " તરલા, તું સર્વ ભૂલી ગઈ કે ?"

" ના મહારાજ ! હું કેમ ભૂલુ ?"

" ત્યારે પછી ?"

શશાંક તરફ તીવ્ર દષ્ટિ કરી તરલાએ કહ્યુ ' હુ પણુ શુ કહું મહારાજ ? કોને માટે કોણુ કેવી રીતે મરે છે, તે કોઈ કદી નિશ્ચિત પણે કહી શકે ખરૂ ?"

" પણ માણુસે શક્ય અશક્યતા વિષે કંઇ જ વિચાર કરવા ન જોઇએ ?"

તરલાએ નીચુ મુખ કરી કહ્યુ " મહારાજ, આપની સામે બોલવાને પણ શરમ આવે છે, પરતુ ભગવાન કામદેવના સામ્રાજ્યમા શક્ય—અશક્ય જેવુ કંઇ જ નથી ! અને અમારી-જે અમે આપના જ અન્નથી પોષાયા છીએ, તે સર્વની સદા સર્વદા એવી ઇચ્છા છે કે, રાજભૂવનમા પુન પટ્ટ મહાદેવી ઉપસ્થિત થાય, અને અમે તેની સેવા કરી ધન્યધન્ય બનીયે !"

એક દીર્ઘ નિશ્વાસ નાખી શશાંકે કહ્યુ " અશક્ય ! નદ્દન અસભવનીય વાત, તરલા !"

" મહારાજ, ત્યારે પછી શુ ?—"

" શું તરલા ?"

સમ્રાટના મુખ તરફ સ્થિર દૃષ્ટિથી જોતા તરલાએ પુછયુ " ત્યારે પછી શુ મહારાજ, એવી સ્થિતિમા જ સર્વ જીવન પૂર્ણ કરવાનો વચાર છે ? મહારાજ, મહારાજ, જરા વિચાર કરો ! આપના આયુષ્યના ત્રણ ભાગ તો હજુ બાકી છે ! મહારાજ, માણસે—"

શશાંકે વચ્ચે જ કહ્યુ " તરલા, સર્વ વાતનો વિચાર કરીને જ મે મારા મનનો નિશ્ચય કાયમ કરી દીધો છે !"

" મહારાજ–વિચાર કરો ! આપના આ વિશાલ સામ્રાજ્યની શી સ્થિતિ ? આપની પાછળ તેનો સ્વામી કોણ ?"

" કેમ વારૂ તરલા ? માધવનો પુત્ર !"

" હારી મહારાજ આપની આગળ ! પણ એક નિરપરાધ અનાથ અબળાનુ તો આપ રક્ષણ કરો !"

" કોણ છે તે ? હુ તેનુ રક્ષણ કેવી રીતે કરૂં ?"

' તેને કોઇ જાતનો આધાર નથી આપને પણ વિશ્વાસ નથી ત્યારે તે સબધી કંઈ પણ વાત હુ કરીશ નહિ મહારાજ, આપને એકજ વિનતી છે ”

“ શી ? ”

“ કૃપા કરી તેને આપે એક વખત મળવુ— '

“ ક્યા છે તે ? ”

“ અહી જ ! ”

શશાકે આશ્ચર્યથી પુછ્યુ “ શુ કહે છ તરલા ? આ રાહિનાશ્વદુર્ગમા ?”

હા, મહારાજ ! આ રોહિતાશ્વદુર્ગમા, એટલુજ નહિ પણ આ તટની છાયામા તે ઉભી છે !”

“ એમ કહી તરલા આગળ જવા લાગી એક સ્વપ્નસ્થ મનુષ્યની માફક શશાકપણ તેની પાછળ પાછળ જવા લાગ્યો કિલ્લાના તટની છાયામા બીજી એક સ્ત્રી તટને ટેકી ઉભી રહી હતી સમ્રાટને જોતા જ તેણે લજ્જાથી મુખ નીચુ વાલ્યુ

શશાક તદ્દન તેની સમીપમા ગયો તેના વદનપરની રૂપરેખા દૃષ્ટિએ પડતા જ તેના અગે કપ છૂટયો તે બોલ્યો “ છટ્ ! તરલા! અશક્ય વાત !—લતિકા ! ”

“ હા, મહારાજ ! લતિકા ! ”

તરલાએ આગળ થઈ ગભરાઇ ગયેલી લતિકાના કાનમા ધીમેથી કઇ કહ્યુ પછી સમ્રાટ તરફ વળી તેણે કહ્યુ “ મહારાજ, આપે જે મને કહ્યુ તે મે લતિકાને કહ્યુ, પરતુ એ આપની સાથે બે શબ્દ બોલવા ઇચ્છા રાખે છે હુ હમણા જાઉ છુ અહીંથી ! ”

તરલા અધકારમા અદશ્ય થઈ ગઇ

શશાકે કપિત સ્વરે પુછ્યુ “ તુ મને શુ પુછવાની છે, લતિ ?”

લતિકાના મુખમાંથી શબ્દ નીકળ્યા નહિ! નીચુ મુખ કરી તે નિસ્તબ્ધપણે ઉભી હતી!

"તુ શુ કહેવાની છે? કહે, લતિકા, કહે!" સમ્રાટે અત્યંત મૃદુ સ્વરે કહ્યું

તોપણ લતિકા તરફથી ઉત્તર મળ્યો નહિ!

શશાંકે ખિન્ન હાસ્ય કરી કહ્યું "તારાથી જ્યારે બોલાતુ નથી ત્યારે તરલાને બોલાવી લાવુ કે, લતિ? જઉ હુ?–બોલાવી લાવુ તેને?"

નીચે જોતી લતિકા તદ્દન અસ્ફુટ સ્વરે બોલી "ના—મહારાજ!"

"મને તે કેમ બોલાવ્યો?"

લતિકા કઈ જ બોલી નહી!

શશાંક વિશેષ નિકટમાં ગયો તે બોલ્યો "લતિકા, તારો પ્રેમ માગ પર સ્થિર થયો છે એમ મે સાભળ્યુ છે, તે ખરૂ છે કે?"

તોપણ ઉત્તર ન મળ્યો

"લતિકા, તુ સર્વ વાત જાણે છે! તારો પ્રેમ મારા પર દૃઢ થયો હશે એ વાત જો કે ખરી હશે, તો પણ હુ તને પુછુ છુ કે જાણી જોઈને તે તેમ કેમ બનવા દીધુ, લતિકા? ધવલવંશની સર્વ આશા હવે માત્ર તારા ઉપર છે! મહાનાયકે હમણા જ મને આજ્ઞા કરી છે કે, તારૂ લગ્ન કરી આ રોહિતાશ્વદુર્ગની તને સ્વામીની બનાવવી! તારા પુત્ર, પૌત્ર 'ધવલ' નામ ધારણ કરી જાપિલ ગામના મહાનાયકની કીર્તિનુ રક્ષણ કરશે! લતિ, લતિકા, તુ હજુ બાલિકા છે! અવિચાર અને ચચલત્વના આવેશમા તારા હસ્તે જો એકાદ ભૂલ થઈ હોય તો તે સુધારવાને હજુ પણ ઉપાય છે અદ્યાપિ સમય ગયો નથી!"

લતિકાએ દૃઢ સ્વરે ઉત્તર આપ્યો "અશક્ય, તદ્દન અશક્ય, મહારાજ !"

લતિકાના આ ઉત્તરથી શશાંક આશ્ચર્યચકિત થયો ! તેણે પૂછ્યું 'શું કહ્યું તે લતિકા ?"

"અશક્ય—તદ્દન અસંભવિત વાત !"

"સાંભળ લતિકા, સાંભળ ! મારા માટે ચિત્રાએ પ્રાણ ત્યજ્યા, એ વાત સર્વ જીવનમાં હું કદી પણ ભૂલવાનો નથી ! એ મહાપાતકનું પ્રાયશ્ચિત લેવામાં જ મારૂં જીવન હું પૂર્ણ કરીશ ! હું હતભાગી મારા જીવનની સહચારિણી કવી રીતે બનાવું, લતિકા ?"

લતિકાએ અવનત મુખ ઉંચું કર્યું, ચંદ્ર પ્રમાણે શુભ્ર એ ! તેના મુખ મંડલપર મંદ કિરણ પડ્યું લતિકા દેવીના બન્ને નેત્ર તેજ-પુંજ હતા અને પાંપણો અશ્રુથી ભીની થયેલી જણાઈ તેણે ભદ્ર પણ દૃઢ સ્વરે કહ્યું "મહારાજ, મહારાજ ! હું વ્યભીચારિણી કેવી રીતે થઉં ! ધવલ વંશમાં તો એ વાત તદ્દન અસંભવનીય છે !'

"તારા કથનનો અર્થ હું સમજ્યો નહિ, લતિ !'

"હું તો પ્રથમથી જ એકને વરી ચુકી છું"

"કોને ?"

"આપને, મહારાજ, આપને !"

"મને ? મને લતિકા ? ક્યારે ?" સમ્રાટે અત્યંત આશ્ચર્ય પામી પુછ્યું

"તેજ દીવસે-જે દિવસે તે રીસાઈ-તેજ દિવસે ! ઉદ્યાનની વાત આપના લક્ષમાં છે કે મહારાજ ?"

"છટ, લતિકા ! તે વાત તદ્દન ભૂલી જા !"

"અશક્ય—તદ્દન અશક્ય છે મહારાજ !"

" લતિકા બાલ્યાવસ્થાની એવી વાત શું કોઇ તેમને તેમ હૃદય સાથે દૃઢ કરી બેસે છે ? એ વાત ભૂલી જા તારૂં કર્તવ્ય કર ! લતિકા, મારૂં સાંભળ, યોગ્ય વર સાથે લગ્ન કર ! કાળના પ્રવાહ સાથે ધીમે ધીમે તું તે ભૂલી જઈશ અને અવશ્ય સુખી થઇશ ! "

લતિકાએ અવનત મુખે કહ્યું " મને વ્યભિચારિણી થવાનો ઉપદેશ આપ કેમ કરો છો, મહારાજ ?

" તારા મનની ઇચ્છા પ્રમાણે બનવું સર્વથા અશક્ય છે ! લતિકા, હું મર્મયાતનાની જ્વાલાથી બળી મરૂં છું !–મને તેનું–ચિત્રાનું વિસ્મરણ ત્રીકાલે થવું શક્ય નથી ! મને તું ક્ષમા કર લતિકા ! તું કહે છે તે તદ્દન અસંભવિત છે–આ જન્મમાં તો તે મારે માટે અશક્ય છે ! ભ્રમથી–ચૂકથી જો તે તારા હૃદયમાં મને સ્થાન આપ્યું હોય તો તે ભૂલી જા ! તારા સ્મૃતિ પટપરથી મારૂં નામ ભૂસી નાખ ! મન કઠોર કરી લતિકા, એ કર્તવ્ય કરવા સિદ્ધ થા હું જાણું છું કે લતિકા, તારા મનને હું વિલક્ષણ કષ્ટ આપી રહ્યો છું, પણ તે માટે મને ક્ષમા કર તારા ઉચ્ચ પ્રેમની, આદરની હું ઉપેક્ષા કરૂં છું, તે માટે તું મને ક્ષમા કર ! લતિકા, હું અત્યંત દુર્ભાગી છું ! શત્રુમેને એક વખત મને એ વાત કહી હતી, પરંતુ મેં તેના પર વિશ્વાસ રાખ્યો નહિ હાય ! આ માનવ જીવન મધુમય નથી–અતિશય વિષપૂર્ણ, કટુ છે ! લતિકા હજુ સમય ગયો નથી–હજુ પણ મને કમનશીબને ભૂલી જા, અને તારા યોગ્ય કર્તવ્યને આધિન થા ! અસંભવનીય—"

' મારે માટે પણ અસંભવનીય છે, મહારાજ ? "

એકાએક તે રાજરાજેશ્વર, સમગ્ર આર્યાવર્તનો ચક્રવર્તી મહારાજાધિરાજ શશાંક નરેન્દ્રગુપ્ત લતિકા દેવીના ચરણમાં ઘૂંટણીએ પડ્યો અને અત્યંત કરુણ સ્વરે બોલ્યો, " ક્ષમા કર–લતિકા, મને

ક્ષમા કર ! હુ વયમા તારા કરતા મોટો છુ, પણ તારા પાદ પકડી તારી ક્ષમા માગુ છુ હાય ! અસહ્ય યાતના ! ભયંકર જ્વાલા ! ચિત્રા–ચિત્રા ! ”

સમ્રાટનો કંઠ ભરાઇ આવ્યો ! લતિકાદેવીના ચક્ષુમાથી અશ્રુ પ્રવાહ ખળખળ વહેવા લાગ્યો તે શશાકનો હસ્ત પકડી બોલી ‘ છટ્, મહારાજ ! જેણે આપના ચરણમા જીવન અર્પ્યું છે, તેના હસ્તે એવુ પાપ થવા ન દેશો ! મે તો આ ચરણ પર મારૂ મન અને જીવન અર્પણ કર્યું છે મારા માટે અન્ય ગતી જ નથી ! પદ્દ મહાદેવી થવાની મારી લેશ માત્ર ઇચ્છા નથી ! સિંહાસન, રાજ-મુકુટનો પણ, મને તલ માત્ર લોભ નથી ! આપના પ્રેમ કે અનુરાગની પણ આશા નથી ! આપના રાજભૂવનમા સેંકડો દાસી છે, તેમાની જ એક બની આપના ચરણની સેવા કરવાનો અધિકાર પ્રાપ્ત કરી શકુ એજ આશા, એજ ઇચ્છા અને એજ પ્રાર્થના છે આ જગતમા મારી પાસેથી એ અધિકાર લઇ લેવાનુ એક પણ પ્રાણીમા સામર્થ્ય નથી, રાજ રાજેશ્વર મગધ ચક્રવર્તીને પણ નથી ! ”

“ તેમ બનવુ શક્ય નથી ! લતિકા—અસભવનીય—અસભવનીય ! એ વાત તુ વીસરી જા ! લતિકા, મને ક્ષમા કર !–”

એટલુ કહી લતિકાદેવીનો હસ્ત છોડી મગધેશ્વર અત્યત ત્વરાથી ચાલ્યો ગયો ! જ્યા સુધી શશાકની મૂર્તિ દેખાતી હતી ત્યા સુધી સ્થિર દૃષ્ટિએ લતિકા તેના તરફ જોઇ રહી પછી ધીમે ધીમે દીર્ઘનિ–શ્વાસ નાખી તે બોલી “ ક્યા જશો, હૃદયેશ્વર, મને છોડીને આપ ક્યા જશો ? આપ જો નરકમાં જશો તો ત્યા પણ હુ આપની સાથે જ આવીશ હુ તો આપના જીવનની સહચારિણી છુ ! ”

ઉપ કાલે રોહિતાશ્વ દુર્ગાધિપતિ મહાનાયક યશોધવલદેવનો કાલ થયો, તેમની દહનક્રીયા પૂર્ણ કરી સમ્રાટે પાછા આવી જોયુ તો જણાયુ કે, લતિકાનો પત્તો નથી દુર્ગ સ્વામી નીચા વલય પણ ઘૂમ થયા છે !

હર્ષવર્ધને કાન્યકુબ્જપર હલ્લો કર્યાની બાતમી લઈ આજ વખતે પ્રતિષ્ઠાનથી એક દૂત આવ્યો હતો !

---

## પ્રકરણ ૧૩ મુ.

---

### પાટલીપુત્રને શાપ !

લતિકાદેવીનુ ક્યાએ દર્શન થયુ નહિ ! છેવટે ઉદ્‌વિગ્ન હૃદયે શશાક પાટલીપુત્રમા પાછો આવ્યો. વૃદ્ધ બનેલા અમાત્ય વિધુસેને રોહિતાશ્વદુર્ગનુ રક્ષણ કાર્ય વીરેન્દ્રને આપવા આગ્રહ પુર્વક વિનતી કરવાથી સમ્રાટે યશોધવલ દેવના તે વિશ્વાસુ સેવકને રોહિતાશ્વદુર્ગની કિલ્લેદારી આપી આ પ્રમાણે સેકડો વર્ષ પછી રોહિતાશ્વદુર્ગ જાપિલ ગ્રામના ધવલવશના મહાનાયકના અધિકારમાથી દૂર થઈ ધવલવશ નષ્ટ થયો ! તે જોઇ સામ્રાજ્યની પ્રજાને અતિશય દુ ખ થયુ, વીરેન્દ્રસિહ જ્યા સુધી જીવ્યો હતો ત્યા સુધી યશોધવલદેવની યશસ્વી તલવાર મહાનાયકના સિહાસન પર રાખી, તે એક સામાન્ય સેવક પ્રમાણે નજીકમા ઉભો રહ્યો હતો. તે જો કે હવે દુર્ગાધિપતિ થયો હતો, તોપણ ધવલવશીય દુર્ગાધિપતિના સિહાસન પર તે કદી પણ બેઠો નહિ વધુસેન અને ધનસુખને કિલ્લાના રક્ષણ માટે રાખી વીરેન્દ્રસિહ સમ્રાટ સાથે પાટલીપુત્રમા પાછો આવ્યો.

હર્ષે કાન્યકુબ્જપર હલ્લો કર્યો છે એવી વાત સભળાતા જ સમ્રાટની આજ્ઞાની રાહ ન જોતા સામ્રાજ્યના વૃદ્ધ સેનાપતિ હરીગુપ્ત પોતાના સૈન્યસહ પશ્ચિમ તરફ ચાલ્યા ગયા હતા પાટનગરમા આવ્યા પછી શશાક સ્વત ચરણાદ્રિ તરફ જવાની તૈયારી કરવા લાગ્યો, પરતુ મહાધર્માધિકારી નાગાયણશર્મા પાટનગર છોડીને ન જવા આગ્રહયુક્ત વિનતી કરતા હતા માધવવર્મા, અનતવર્મા અને વિરેન્દ્રસિહ યુદ્ધમા ભાગ લેવાને અત્યત અધીરા બન્યા હતા તેથી હવે શુ કરવુ ને વિષે શશાકથી કઇ નિશ્ચય જ થતો નહતો

રોહિતાશ્વદુર્ગથી પાછો આવ્યા પછી સમ્રાટ એકાએક નિર્બળ બની ગયો ! હમેશ તે કોઈપણ વિચારમા નિમગ્ન રહેતો અને સ્વપ્નમય મનુષ્ય પ્રમાણે વાતો કરતો ! શશાકની આવી સ્થિતિ જોઇ માધવવર્મા અને અનતને અતિશય ચિતા થવા લાગી. ઠાણેશ્વરના સૈન્યને એક વખત પરાજય મળ્યો હતો ખરો પરતુ હર્ષવર્ધનની સત્તાનો પ્રભાવ અદ્યાપિ પણ જ્યા ત્યા વ્યાપેલો હતો ! પ્રાચીન ગુપ્ત કુલના લોપ પામેલા ગૌરવની પુન સ્થાપના કરવી હોય તો હર્ષવર્ધનને નષ્ટભ્રષ્ટ કરવાની અતિ આવશ્યકતા છે એમ સામ્રાજ્યના આબાલ વૃદ્ધ સર્વ માનતા હતા નવીન સમ્રાટના નેતૃત્વ નીચે વારવાર જય મળવાથી સામ્રાજ્યનુ સૈન્ય અત્યત ઉત્સાહથી નવીન સ્વારી માટે તત્પર થવા લાગ્યુ હતુ સમુદ્રગુપ્તના વશજ સમુદ્રગુપ્તનુ સામ્રાજ્ય પોતાની સત્તા નીચે લીધા સિવાય નહિજ રહે, એવી પાટલીપુત્રની રકથી રાય સુધીની સર્વ પ્રજાની ખાત્રી થઇ ચુકી હતી જય અને પરાજય, યશ અને અપયશના અતિમ પગથીયા પર સામ્રાજ્ય હોવા છતા સમ્રાટને કિકર્તવ્ય મઢ બનેલો જોઈ ગુપ્ત રાજકુલ હિતચતકોને મોટી ફીકર થવા લાગી !

ભાગ્યનિયતાના અદષ્ય હસ્તે ફરતું અદષ્ટ ચક્ર કયા અદષ્ટ માર્ગે જશે તે અખિલ ભૂવન નિર્માણ કરનારા ચક્રધર સિવાય બીજા

કોઈને કેવી રીતે સમજાય ! ગુપ્ત સામ્રાજ્યના સેનાપતિ જે વખતે નવીન સ્વારી માટે અધીરા બની ગયા હતા તે વખતે ગુપ્ત સામ્રાજ્યનુ અદષ્ટ ચક્ર તદ્દન જુદે જ માર્ગે ફેરવવામા આવતુ હતુ ! તે માર્ગે જવાથી પણ કાર્ય સિદ્ધ થવા જેવુ હતુ. વારવાર પ્રચડ આઘાત થઈ નવીન સમ્રાટનુ કોમલ હૃદય જો ચૈતન્યથી પુર્ણ હોત, જો કોમળ વયમા આઘાત પર આઘાત થઈ શશાકનુ હૃદય દુર્બળ થયુ નહોત, તો કદાચિત ઇતિહાસકારોને આર્યાવર્તનો ઇતિહાસ જુદી જ રીતે લખવો પડયો હોત ! હજારો નવીન નવીન ભયકર કટક અને સકટો આવવા છતા શશાક નરેદ્રગુપ્તના પુર્વજોની વૈભવ અને સત્તાપણ કદાચિત તેને પુન પ્રાપ્ત થયા હોત ! પરતુ વિધિની લિપિ અન્યથા થવી શકય નથી ! સર્વતોપરી આશ્ચર્યકારક પૌરૂષકાર પણ તેનુ ખડન કરી શકતો નથી ! આ વિષય સબધી તત્વવેત્તા પડિતોમા એકમત થઇ શકશે પરતુ અદષ્ટદેવી આગળ તે તદ્દન સપુર્ણ સત્ય છે !

નવીન સમ્રાટ જે વખતે કાર્ણેશ્વરના રાજા સાથે યુદ્ધ કરવાની તૈયારી કરતો હતો તે વખતે વૃદ્ધ અનુભવી મહાધર્માધિકારી તેને રાજધાનીમા જ રહેવાને અતિશય આગ્રહ કરતા હતા, સામ્રાજ્યના શસ્ત્રાસ્ત્રધારી વીર જે વખતે તેને તરત જ રણાગણમા ઉતરવાની સલાહ આપતા હતા, તે વખતે પુર્ણિમા પુર્ણ શશાકનો ગ્રાસ કરવા, પૃથ્વી પરથી પ્રાચીન ગુપ્ત સામ્રાજ્યનુ છેવટનુ ચિહ્ન લુછી નાખવા માટે આર્યાવર્તના ઇશાન ખૂણામા એક નાનુ કાળુ—અતિ કાળુ વાદળુ ઉદય પામ્યુ હતુ !

ભગદત્તવશીય કામરૂપના રાજા અને ગુપ્તવશીય સમ્રાટ એ ઉભય વચ્ચે ચિરકાળથી શત્રુત્વ ચાલી આવ્યુ હતુ લૌહિત્ય તીરપર કામરૂપના રાજા સુસ્થિતવર્માનો મહાસેનગુપ્તે પરાભવ કર્યો હતો

મહાવીર યજ્ઞવર્માએ પોતાના સ્કંધપર સુસ્થિતવર્માની તીક્ષ્ણ ફરસીનો જબરજસ્ત આઘાત લઇ સમ્રાટના પ્રાણનુ રક્ષણ કર્યું હતુ શશાંકનંદના કંઠે કેવળ દૈવની સહાય નહિ હોવાથી જ કુમાર ભાસ્કરવર્માનો શશાંકના હસ્તે પરાજય થયો હતો. ત્યાર પછી જે સંધિ થઇ હતી તે અદ્યાપિ સુધી સ્થિર રહી હતી પણ રાજવર્ધનના મૃત્યુ પછી બન્ધુના મરણનો બદલો લેવાની અને આર્યાવર્તમાથી શશાંકની સત્તા નષ્ટ કરી નાખવાની હર્ષવર્ધને જ્યારે પ્રતિજ્ઞા લીધી ત્યારે આ તક ઉત્તમ છે, એમ સમજી કામરૂપના રાજાએ પોતાના ચિરકાલિન શત્રુ સામે એકદમ યુધ પોકાર્યું શશાંક પાટલીપુત્રમા હતો તે વખતે તેને એવી ખબર મળી કે, કામરૂપની સેના શકરનંદ ઓળગી બગદેશ તરફ ધસતી આવે છે કામરૂપના રાજાના આ ઉઘડ શત્રુત્વના સમાચાર મળતા જ સમ્રાટનો મોહ સહજ દૂર થયો સૂતેલો સિંહ ગર્જના કરી ઉઠયો ! સકટને તદન સમીપમા આવેલુ જોઇ શશાંકની તદ્રી દૂર થઇ તે સાવધ થયો ! વીરેન્દ્રસિંહ અને માધવવર્માને ભાસ્કરવર્મા સામે મોકલી પોતે અનંતવર્માસહ કાન્યકુબ્જ જવાનુ ઠરાવ્યુ અને નૌબલાધ્યક્ષ રામગુપ્ત અને મહાધર્માધિકારી નારાયણશર્માને પાટલીપુત્ર તથા મગધનુ રક્ષણ કરવા કહ્યું

આજ સમયે ભાગ્યનિયતાના અદષ્ટ હસ્તે ફરનારા અદષ્ટ ચક્રે ક્ષણવાર પોતાનો હમેશનો યોજિત માર્ગ છોડયો, અને તેથી પાટલીપુત્રનુ રક્ષણ કરવાનુ અનાવશ્યક થયુ ! યુદ્ધાર્થે પ્રયાણ કરતા પહેલા એક દિવસ ચિત્રાદેવીના ઉદ્યાનમા બેસી શશાંક કાન્યકુબ્જ અને પ્રતિષ્ઠાન તરફથી આવેલા દૂતોના સમાચાર સાભળતો હતો શશાંક ચિત્રાદેવીની વેદીપર બેઠો હતો હાથમા એક લાબો ભાલો લઈ અનંતવર્મા તેની પાછળ ઉભો હતો અને કાન્યકુબ્જનો દૂત કિલ્લામા વસુમિત્રની કેવી દશા થઈ છે થાય તેનુ વર્ણન કરતો હતો.

દૂતે કહ્યું "મહારાજાધિરાજ ! કાણેશ્વરના અસખ્ય પદાતીઓએ નગરને ઘેરો ઘાલેલો હોઈ મહાનાયક વસુમિત્ર પોતાના સૈન્યસહ નગરમા ઘેરાઇ ગયો છે કિલ્લામા અનાજપાણીની અછત નથી પરતુ સામ્રાજ્યનુ સૈન્ય તરત જ મહાનાયકને સહાય આપવા નહિ નીકળે તો કિલ્લાનુ રક્ષણ થવુ મુસ્કેલ છે ! કાન્યકુબ્જની પ્રજા મહા નિમકહરામ છે ! દ્રવ્યલાલસાથી તે કિલ્લાના દ્વાર ગમે ત્યારે ઉઘાડશે ! ખૂલ્લી રીતે બળવો કરવાનુ સાહસ તેમનાથી થતુ નથી, પરતુ જો બળવાનો સમય આવશે તો નગરના રક્ષણનુ કાર્ય અશકય જ થઈ પડશે! દરરોજ કાણેશ્વરના અસખ્ય સૈનિકો નગરના કોટના ભિન્ન ભિન્ન ભાગ પર હલ્લા કરે છે અને પુરાઇ રહેલા માહાનાયકની શક્તિનો હમેશ ક્ષય થતો જાય છે પરતુ શત્રુનુ બલ લેશ માત્ર ઓછુ થતુ નથી !"

"શશાકે પુછ્યુ "વિદ્યાધરનદ કયા છે ?'

"તે પણ પ્રષ્ઠિાનના કિલ્લામા પુરાયા છે !"

"હરિગુપ્ત કયા સુધી પહોચ્યા છે ?"

' મહારાજાધિરાજ, તેમનુ ઘોડદળ સૈન્ય ચરણાદ્રિની આગળ ગયુ છે "

શશાકે આવેશથી કહ્યુ "અનત, ચાલ, આપણે કાલે જ અહીંથી સૈન્ય સહ નીકળીએ ! માધવ અને વીરેન્દ્ર જો કે ભાસ્કરવર્માને પરાજય આપી શકયા નથી, તોપણ તે તેને આગળ આવવા દે તેમ નથી એ વાત નક્કી છે ! એટલા વખતમા જો આપણે હર્ષવર્ધનનો પરાભવ કરી શકીશુ નહિ તો પછી માત્ર સામ્રાજ્યની કઠિન સ્થિતિ છે !"

અનતે કહ્યું "મહારાજ, આજ્ઞા થાય તો હુ હમણા પણ નીકળવાને તૈયાર છુ "

શશાંકે પુછ્યું “ દૂત, વિદ્યાધરનંદ પ્રતિષ્ઠાનમાં કેવી રીતે ઘેરાઇ પડયો ?”

“ મહારાજ ! બૌદ્ધ આચાર્યોની ઉશ્કેરણીને લીધે મધ્યદેશના સર્વ લોકોએ બળવો કર્યો છે બૌદ્ધાચાર્યો તેમને એક સરખા ભણાવી ગયા છે કે, ‘ જે રાજા બૌદ્ધ ન હોય, તે રાજાજ્ઞા લોકોએ પાળવી તે બીલકુલ યોગ્ય નથી ! ”

એટલામા એક વૃક્ષવાટિકા પાછળથી એક માણસ વેગપૂર્વક દોડી આવી એકદમ સમ્રાટપર તૂટી પડયો ! ક્ષણમાત્રમા બીજા ઝાડ પાછળથી મહાપ્રતીહાર વિનયસેને આવી પોતાના શરીરથી સમ્રાટનુ શરીર ઢાકી દીધુ ! નિમિષ માત્રમા તે ખુનીની તલવાર મહાપ્રતીહારના હૃદયમા પ્રવેશી ચુકી ! વિનયસેન સમ્રાટના ચરણમા પડયો ! અનતવર્મા તે ખુનીનો વધ કરવા જતો હતો પણ તેને તેમ ન કરવા દેતા સમ્રાટ વિનયસેનને થયેલા ઘા ની શુશ્રૂષા કરવા લાગ્યો તે તીક્ષ્ણધારી તલવારે વૃદ્ધ મહાપ્રતીહારનો હતપિંડ ચીરી નાખ્યો હતો ! શશાકને જણાયુ કે, અદ્યાપિપણ વિનયસેનના શરીરમા કઇક ચૈતન્યતા છે

અલ્પ સમય પછી વિનયસેને નેત્ર ઉઘાડયા તે જોઇ શશાકે કરૂણ સ્વરે તેને બોલાવ્યો “વિનય—”

“ ક્ષીણ સ્વરે મહાપ્રતીહાર બોલ્યો “ મહારાજ—”

“ વિનય, તે આ કેવુ સાહસ કર્યું ?” શશાકનુ ગળું ભરાઈ આવ્યુ

“ મહારાજ,–તૃ–તૃષા–તૃ–તૃષા ! ”

અનંતે પાણી લાવી મરણદ્વારે પડેલા મહાપ્રતીહારના મુખમા મુકયુ તેથી કઇક ઠીક લાગતા વિનયસેન બોલ્યો “ મહારાજ, બૌદ્ધોનુ કપટ !—ભયકરે દગો—બે મહીના—થી આપનુ ખુન—

કરવાના સતત પ્રયત્ન-કરે છે-પાણી-પાણી ! આજ બે મહીના-બે મહીનાથી આ-મારા લોધે-તે કંઇ-કરી શક્યા-ન-નહિ. હા-હા-ખુની બુદ્ધ શ્રી ! મ-મહારાજ ! પાણી-પાણી !—"

અને તે વિનયસેનના મુખમા પુન થોડુ પાણી મુકયુ આ વખતે તેની છાતીના ઘામાથી પ્રચંડ રક્તસ્રાવ થતો હોઇ ચોતરફની જમીન ભીની થઇ ગઇ હતી ! સમયના વહેવા સાથે વૃદ્ધ વિનયની શક્તિ નષ્ટ થતી જતી હતી મહાકષ્ટે સર્વ શક્તિ એકત્ર કરી તે બોલ્યો "મહારાજ-શશાંક ! હજુ પણ સંકટ દૂર થયા નથી ! હમણાને હમણા પાટલીપુત્ર ત્યજી જાવ ! સર્વ બૌ-બૌદ્ધ શશા-"

આ વાક્ય પૂર્ણ થતા પૂર્વેજ વિનયસેનના મુખમાથી રક્ત વમન થયુ અને તે સ્વામિભક્ત વૃદ્ધ મહાપ્રતીહારનુ મસ્તક સમ્રાટના ચરણમા લટકવા લાગ્યુ શશાંકના નેત્ર અશ્રુવારિથી ભરાઇ ગયા હતા તે કેટલીક વારે ગદ્‌ગદ કંઠે બોલ્યો ' અનંત આજે જ—"

" શુ મહારાજ ? "

" આજે જ પાટલીપુત્ર છોડી—"

" કેમ-કેમ મહારાજ ? "

શશાંકે આવેશથી કહ્યુ "ચિત્રા, પિતાજી, લલ્લ, વૃદ્ધ મહાનાયક અને છેવટે વિનયસેન ! આજે જ પાટલીપુત્રનો ત્યાગ ! બસ, મારો નિશ્ચય થયો ! રામગુપ્તને જઇને કહે, પંદર દિવસમા સર્વ નાગરિકો પાટલીપુત્ર ત્યજી જાય, તેવી વ્યવસ્થા કરો ! શિઆળ, કુતરા, કાગડા, અને ગીધ સિવાય એક પણ પ્રાણી પાટલીપુત્રમા રહેવુ ન જોઇએ ! હુ પાટલીપુત્રને શાપ આપુ છુ કે, આજથી એક હજાર વર્ષ સુધી પાટલીપુત્રમા જે કોઇ રહેવા આવશે તેનો નિર્વંશ

જશે, શિઆળ અને કુતરા તેના શરીરને ફાડી ખાશે, તેને પિંડ આપવા પણ કોઈ નહિ રહે ! વિનયની યોગ્ય રીતે દહન ક્રિયા કરો '

તે ક્ષણે જ સમ્રાટ શશાંક પાટલીપુત્ર–નગરમાંથી નીકળી ગયો ! એક પખવાડીયામાં તે વિશાલ નગરમાં એક પણ માનવ પ્રાણી રહ્યું નહિ ! શશાંકના શાપ ભયથી એક હજાર વર્ષમાં પાટલીપુત્ર શહેરમાં કોઈએ પણ નિવાસ કર્યો નથી !

---

## પ્રકરણ ૧૪ મું

---

### આત્મબલિદાન

" શું કહ્યું ? "

" સત્ય જ કહું છું મહારાજ ! બંગદેશમાં અને પ્રતિષ્ઠાનમાં તેને તલવાર ચલાવતો મેં જોયો છે, તેના અદ્‌ભુત પરાક્રમની પરાકાષ્ટા મેં જોઈ છે ! નરસિંહદત્ત સિવાય એવું અત્યંત આશ્ચર્યકારક અસાધારણ અદ્‌ભૂત પરાક્રમ અને વીર્ય કોણ બતાવી શકે,

" મહારાજ ! "

" શું ? સત્ય કહે છે તું ? "

" સંપૂર્ણ સત્ય ! તેમાંનો પ્રત્યેક પ્રત્યેક અક્ષર સત્ય છે ! વીસ વર્ષ સુધી આ હસ્તમાં મેં ગરૂડધ્વજ ધારણ કરેલો છે મહારાજ, શંકરતટે અને પ્રતિષ્ઠાનમાં જેમણે નરસિંહને યુદ્ધ કરતો જોયો છે, તેમને તેનું કદી પણ વિસ્મરણ થાય, એ સંભવિત છે કે ? મહારાજ ! આ હસ્તમાં ગરૂડધ્વજ લઈ પ્રતિષ્ઠાનદુર્ગના કોટપર હું ચઢયો, હજારો ગૌડવીરોના શબ પગ નીચે દબાવી, મનુષ્યોના તપ્ત

રક્તથી સર્વ શરીરને રંગી જેની પાછળ હું જતો હતો, તેને એક બે વર્ષમા હું કેવી રીતે ભૂલી જઉં ? મહારાજ હું મંડલદુર્ગનો સૈનિક—હું તક્ષદત્તનો સેવક છુ. મારો નરસિંહ નાનો હતો, ત્યારે આ હાથે તેને આ ખભા પર રમાડયો છે ! તેના પિતા અને તેના હાથ નીચે હું અનેક યુદ્ધમા ઉતરેલો છુ હાય ! છેવટે આજ અભાગી હસ્તે તક્ષદત્તના પુત્રનુ શબ મે ચિતાપર મુકી અગ્નીને આધીન કર્યું, મહારાજ ! ”

“ હાય ! ત્યારે મારો નરસિંહ આ જગતમા નથી ! ”

“ નથી, મહારાજ ! નથી ! નરસિંહના જીવન દરમીયાન કાન્યકુબ્જ શત્રુના હસ્તમા પડે એ કદી પણ શક્ય નહતુ ! જ્યા સુધી તક્ષદત્તનો પુત્ર જીવતો હતો ત્યાસુધી ઠાણેશ્વરની એક માખી પણ કાન્યકુબ્જ શહેરમા પ્રવેશ કરી શકી નહતી ! મહારાજ ! નરસિંહદત્ત વીર પુત્ર હતો, વીર કુલમા તેનો જન્મ થયો હતો તક્ષદત્ત વંશજોએ સામ્રાટની સેવામા જ પોતાના તન અર્પણ કર્યા છે તનુદન્તના પુત્રે એક વીરને શોભે તેવી રીતે કાળને દઢ આલિંગન આપ્યુ ! અગણુાલીત કાળથી તનુદતના વંશજોએ સમ્રાટની સેવામાજ પોતાના તન અર્પણ કર્યા છે તનુદત્તના છેવટના વંશજે, મંડલના અંતિમ અધિપતિએ પોતાના કુલનુ એ ગૌરવ લુપ્ત થવા દીધુ નથી ! અને મહારાજ ! નરસિંહને મૃત્યુ પામેલો જોઈ આ હતભાગી વૃદ્ધ આપને ખબર આપવા આવ્યો છે ! હાય રણુનીતિ અત્યંત કઠોર છે ! જે વખતે મૃત્યુ પ્રાપ્ત થાય એવી મારી ઇચ્છા હતી તેજ વખતે રણુનીતિએ રણુક્ષેત્રનો ત્યાગ કરી મને મગધના આ ભયાનક સ્મશાનમા આવવાની જરૂર પાડી ! ”

“ શુ થયુ, તે મને પુનઃ કહે ”

“ ફરી કહું ? ઠીક છે—કહું છુ સાભળો મહારાજ ! પ્રતિષ્ઠાનનો કિલ્લો જ્યારે પડયો ત્યારે આપ કિલ્લાના તોરણુમા આવ્યા હતા.

મહારાજ, આ વૃદ્ધ સૈનિકની કઠોર ભાષા તરફ આપ લક્ષ આપશો નહિ—જે વખતે આપ નગરના તોરણમા આવી પહોચ્યા હતા, તે વખતે પ્રતિષ્ઠાનનો ત્રીજો કોટ સત્તામા આવ્યો નહતો તે વખતે, ' સમુદ્રગુપ્તના વંશજ સમુદ્રગુપ્તના કિલ્લામા પ્રવેશ કરશે જ,' એમ કહી તે એક કુદકે તટપર ચઢી ગયો ! મૃત્યુને આહ્વાન કરતો તે વીર આગળ ધસ્યો ! તેણે એમ કેમ કર્યું તે આપ જાણો કે, તે જાણે ! પરંતુ મહારાજ, તે પ્રસંગે કાળ તેનાથી બ્હીધો, અને પ્રતિષ્ઠાનનો કિલ્લો તેજ વખતે તાબામા આવ્યો. મહારાજ, સમુદ્રગુપ્તના વંશજે, આખરે—સમુદ્રગુપ્તના દુર્ગમા પ્રવેશ કર્યો, પણ જેણે કિલ્લાના બંધદ્વાર આપને માટે ખૂલ્લા કરાવ્યા, તે વીરનું આપ દર્શન કરી શકયા કે ? ચિત્રા—મહારાજ ! ચિત્રા તેને અત્યંત પ્રિય હતી, તેનાપર જ નરસિંહનું જીવન હતું ચિત્રાને લીધેજ તેણે પોતાનું મુખ આપને બતાવ્યું નહિ તેણે ભિષ્મ પ્રતિજ્ઞા કરી હતી સર્વ જીવનમા કદીપણ સમ્રાટને મુખ બતલાવવું નહિ એજ કારણને લીધે, મહારાજ, આપ રાજરાજેશ્વર હોવા છતા પણ આપ તેને જોઈ શકયા નહિ ! નરસિંહ કંઈ નાસી છૂટયો નહતો તે આપની પાસે જ હતો ! નાસી જવાનો વિચાર તનુદત્તના વંશજને સ્વપ્ને પણ કદી આવ્યો નથી ! પ્રત્યેક યુદ્ધમા નરસિંહ આપની પાસે જ રહેતો, પ્રત્યેક રણાંગણમા તે આપની પીઠ સાચવતો, પરંતુ આપને માત્ર તે કદી દેખાયો નથી ! "

" વીરશ્રેષ્ઠ ! હું તે સારી રીતે જાણું છું—હું તે ક્ષણવાર ભૂલ્યો નથી ! વીરા ! તું મનુષ્ય જ છે—નિષ્ઠુર નથી, મને યાતનાની એવી દારૂણ જ્વાળામા બાળીશ નહિ—દયાકર, દયાકર ! નરસિંહ અને ચિત્રા મને હમેશા બાળે છે તેમા તું ઘીની વૃષ્ટી કરી મારી જ્વાળાને વધારીશ નહિ ! નરસિંહ આ જગતમા નથી—મારા

માટે તેણે પોતાના પ્રાણની આહુતિ આપી–એજ માગ હૃદયને અસહ્ય થયુ છે! ઠીક છે–તુ સર્વ હકીકત કહે! છેવટ સુધી ે તે નહિ સાભળુ તો મને શાત મૃત્યુ મળવુ પણ અશકય છે!"

"સાભળો ત્યારે મહારાજ! આ વૃદ્ધનો અપગાધ જોશોનહિ મને સ્ત્રી નથી–પુત્ર નથી અને કદીપણ નહતા! આજ હસ્તે તક્ષદત્તના પુત્ર અને પુત્રનુ મે લાલન પાલન કર્યું, અને આ હસ્તે મે નરસિંહને ચિતાપર પણ મુકયો! હું પણ ભયકર જ્વાલામા બળુ છુ મહાગજ! તનુદત્તના નિર્વંશમા આપ કાગ્ણભૂત છો! આપના માટે ચિત્રા મરી અને આપના માટે જ નગસિહેપણ પ્રાણ આપ્યા! આપ જો પરમેશ્વર નહોત તો ર્વ વિશ્વ ે આપનુ રક્ષણ કરવા એકત્ર થયુ હોત તોપણ આ વૃદ્ધના હસ્તે તે આપનુ રક્ષણ કરી શકયુ નહોત!"

"સૈનિક—"

"પણ મહારાજ! આપ અવધ્ય છો! આપ મારા પ્રત્યક્ષ પ્રભુ છો! કારણ આપ સમુદ્રગુપ્તના વશજ છો! સાભળો આગળ મહારાજ! લાચ ૯૯ કાન્યકુબ્જના નાગરિકોએ જ્યારે બળવો કર્યો ત્યારે મહા-નાયક વસુમિત્રને નગર છોડીને જવાની ફરજ પડી સર્વ સૈન્યે ચુપ-કીથી નીચુ મુખ કરી સેનાપતિની આજ્ઞા માન્ય કરી કિલ્લો છોડી તે પ્રતિષ્ઠાનના માર્ગે નીકળ્યો ફક્ત બે હજાર સૈનિકોએ મહાનાયકની આજ્ઞા સ્વીકારી નહિ! એક સામાન્ય પદાતી તેમનો નેતા થયો મહારાજ! બે હજાર સૈનિકો બળવાખોર બન્યા! તેમણે કેવુ બડ કર્યું તે જાણો છો આપ; મહારાજ? સેનાપતિની આજ્ઞાનુ ઉલઘન કરી કિ-લ્લાનુ રક્ષણ કરવાનો તેમણે નિશ્ચય કર્યો તેમના માટે કાન્યકુબ્જ દુર્ગના શીખર પર ગરૂડધ્વજ તે વખતે પણ ગર્વથી ટટાર ઉભો હતો આ બડ તદ્દન નવી રીતનુ ખરૂ કે નહિ મહારાજ? આપના

રાજમા એક વખત એવુ જ એક બડ થયુ હતુ તે આપ ભૂલી શકશો કે? તે વખતે પણ એક સામાન્ય પદાતીએ 'બળવાખોર' બની આપને માટે સામ્રાજ્યના સિંહદ્વારનુ રક્ષણ કર્યુ હતુ ! મહારાજ તક્ષદત્તના પુત્ર સિવાય એવુ અતુલ સાહસ અને પરાક્રમયુક્ત કાર્ય કોણ કરે? નરસિહ સિવાય એવુ વિલક્ષણ ધૈર્ય કોનામા સભવિત હોય? મહારાજ ! સામ્રાજ્યના હજારો સૈનિક પ્રતિષ્ઠાન તરફ ચાલ્યા ગયા, પરતુ બે હજાર ગૌડ અને મગધવીરો આપને માટે પ્રાણ વિસર્જન કરવા તત્પર બની કાન્યકુબ્જના પત્થરી કારાગૃહમા બેસી રહ્યા ! બે હજાર વીર એક લાખ સૈનિકો સામે કયા સુધી ટકી શકે? પરતુ જ્યા સુધી તેમના તનુમા પ્રાણ હતા ત્યા સુધી કાન્યકુબ્જ દુર્ગના શીખરપર ગરૂડધ્વજ ગર્વપૂર્વક ઉડી રહ્યો હતો ! તોફાનથી ક્ષુબ્ધ થયેલા સમુદ્રના પ્રચડ મોજા પ્રમાણે ઠાણેશ્વરના એકલાખ સૈનિકો જે વખતે વારવાર કિલ્લાના તટપર હૂમલા લાવવા લાગ્યા, તે વખતે મુઠભર વીર મહારાજ, આપના માટે હસતા મુખે મૃત્યુને આલિગન આપતા હતા ! કાન્યકુબ્જના ગગાદ્વારમા, તોરણના સેકડો ભગ્નદ્વારોનુ રક્ષણ કરતા, તક્ષદત્તનો પુત્ર ચિત્રાનો શોક વીસરી ગયો, છેવટે તેને શાતિ મળી ! મહારાજ, તેની જ આજ્ઞાથી કાન્યકુબ્જની યુદ્ધવાર્તા કહેવા હુ અહીં આવ્યો છુ ગગાતીરે ગરૂડધ્વજ વક્ષસ્થલપર ધારણ કરી આપના નામનુ સ્મરણ કરતા કરતા નરસિહદત્ત સ્વર્ગ માર્ગે ચાલ્યો ગયો તે પછી તે બે હજાર સૈનિકોમાથી જેઓ જીવતા રહ્યા હતા, તેઓ હસ્તમા તલવારો પકડી સમુદ્ર જેવા વિશાલ ઠાણેશ્વરી લશ્કરમા હાસ્ય કરતા કુદી પડ્યા ! મહારાજ ! તે સાચા રણવીર ! તે પ્રાતસ્મરણીય વીર ! હાય ! પણ તેમાનો એકે જીવતો નથી !"

ચરણાદ્રિદુર્ગની તળેળીમા એક પત્થર પર બેસી શશાક એક વૃદ્ધસૈનિકના મુખથી કાન્યકુબ્જદુર્ગની પતનકથા સાભળતો હતો,

અનતવર્મા પત્થરની માફક તેની પાછળ ઉભો હતો કેટલેક દૂર હજારો સૈનિ- ગતબ્ધ બની નરસિહદત્તના અદ્ભુત પરાક્રમનુ કવિત સાભળતા હતા। તે વીરકથા પૂર્ણ થતા જ સમ્રાટ સમીપમા છે એ વાત ભૂલી જઇ સર્વ વારવાર જયધ્વની કરવા લાગ્યા। તે વૃદ્ધ સૈનિક મૂર્ચ્છા પામી નીચે પડયો વજ્રઘાત થયો હોય તેમ નિશ્ચલ બની સમ્રાટ તે શીલા પર બેસી ગયો।

કેટલીવારે અનતવર્માએ ધીમે ધીમે પુછ્યુ "નરવીર! મહાનાયક નરસિહદત્તનુ શરીર કાન્યકુબ્જમા પડતુ જ મુકીને તુ અહી આવ્યો છે કે?"

'ના, મહારાજ! મે નરસિહને અગ્નિ આપ્યા પછી કાન્ય-કુબ્જ છોડયુ છે તે વખતે પણ યુદ્ધ ચાલવાનુ હતુ, વસુમિત્ર નગર છોડી ગયા પછી કાણેશ્વરના લશ્કરે કોટ તાબે કર્યા હતા પરતુ નરસિંહે તેમને દુર્ગમા આવવા દીધા નહતા। મહાનાયક નર સિંહની ચિતાનો અગ્નિ શાત થયો ત્યારે જ રહેલા વીરો કિલ્લાના દ્વાર ખૂલ્લા કરી શત્રુના અગણિત સૈન્યપર તૂટી પડયા હતા।"

તે વીરની કહાણી સાભળી શશાક શુદ્ધિપર આવ્યો। તેણે તે વૃદ્ધ સૈનિકને પુછ્યુ "મિત્ર, તે નરસિહની આજ્ઞાનુ પાલન કર્યું છે, તારૂ કાર્ય પુર્ણ થયુ તુ હવે કયા જઇશ? શુ કરીશ?"

તે સૈનિક બોલ્યો "હા, મહારાજ! મારૂ સર્વકામ થઇ ગયુ છે! આ જન્મમા હવે મને કોઇ જાતની ઇચ્છા રહી નથી, કોઇ જાતનો હેતુ પણ રહ્યો નથી। હવે એકદમ હુ મૃત્યુની શોધમા બહાર પડીશ।"

શશાકે ખિન્નતાથી હસીને કહ્યુ "સૈનિક! તે માટે તારે કઇ દૂર જવાનુ નથી તુ મારી પાસે રહીશ તો પ્રત્યેક ક્ષણે મૃત્યુનુ દર્શન થયા કરશે।"

" આપ હવે કયા જશો, મહારાજ "

" હું હવે તરત જ પ્રતિષ્ઠાન જવા નીકળીશ "

અનતના ખભા ઉપર ભાર નાખી શશાંક કિલ્લાપર ચઢવા લાગ્યો તે વૃદ્ધ સૈનિક પણ તેમની પાછળ પાછળ ચાલ્યો.

---

## પ્રકરણ ૨૫ મું

---

### સહાય પ્રાર્થના.

સમ્રાટની આજ્ઞાથી પ્રાચીન પાટલીપુત્ર નગર જનશૂન્ય બન્યુ અને મગધ સામ્રાજ્યની રાજધાની કર્ણસુવર્ણ નામક નગરમા લઇ જવામાં આવી નદીથી ઘેરાયલા પ્રદેશ પર કર્ણસુવર્ણનગર વસેલુ હોઇ તે સ્થળ સ્વભાવત જ સુરક્ષિત હતુ અદ્યાપિ પણ ઉત્તર રાઢ પ્રદેશમા પ્રાચીન કર્ણસુવર્ણ નગરનો વિસ્તીર્ણ એવો ભાગ્યો તૂટયો ભાગ દૃષ્ટિએ પડે છે નારાયણશર્મા અને રામગુપ્ત કર્ણસુવર્ણમા આની નવીન નગરની રચનામા રોકાયા પાટલીપુત્રના જુના અને નવા ભવ્ય મકાનો અને મહાલયો તૂટી પડી નષ્ટ થવા લાગ્યા !

પાટલીપુત્ર છોડયા પછી શશાંક અતિશય ત્વરાથી પશ્ચિમ તરફ જવા લાગ્યો તે ચરણાદ્રિદુર્ગમા હતો તે વખતે હર્ષવર્ધને કાન્યકુબ્જ લીધાની અને તે માટે નરસિંહે પ્રાણ આપ્યાની વાત તેને કેવી રીતે મળી, તે ગત પ્રકરણમા કહેલુ છેજ હરિગુપ્તે આગળ જઇ પ્રતિષ્ઠાન દુર્ગ પર પડેલો ઘેરો ઉઠાવ્યો, પરતુ તે અને વિદ્યાધરનદ એકત્ર થવા છતા તેઓ કાન્યકુબ્જ જઈ શકયા નહિ પૂર્વ તરફ બ્રહ્મપુત્ર અથવા લૌહિત્ય તીરપર વીરેંદ્રસિંહ અને માધવવર્મા ભાસ્કરવર્માને અટકાવી રાખવામા સારી રીતે

ફાવ્યા હતા પ્રતિષ્ઠાનદુર્ગમા આવ્યા પછી શશાંક પોતે જ સેનાપતિ બન્યો યુદ્ધની ધમાધમી સર્વત્ર શરૂ થઇ ! મહિના પર મહિના અને વર્ષ પર વર્ષ જવા લાગ્યા, પરંતુ યુદ્ધનો અંત આવ્યો નહિ ! હર્ષવર્ધનની પ્રતિજ્ઞા પૂર્ણ થઇ નહિ તે રાજ્યવર્ધનના મૃત્યુનું વેર પણ લઇ શક્યો નહિ, કે શશાંકને સામ્રાજ્ય પદપરથી દૂર પણ કરી શકાયો નહિ ! યુદ્ધનો આરંભ થયા પછી પાંચ છ વર્ષે રણનિપૂણ મહાબલાધ્યક્ષ હરિગુપ્ત મૃત્યુ પામ્યા અને અનંતવર્માની તેના સ્થાને યોજના થઈ, કેટલાક દિવસે કર્ણસુવર્ણ નગરમા વૃદ્ધ મહા ધર્માધ્યક્ષ નારાયણશર્મા પણ પરલોકવાસી થયા એક પછી એક જુના રાજ્યાધિકારીની જગ્યાઓએ નવીન નવીન માણસો આવવા લાગ્યા.

કોઇપણ ઉપાયે શશાંકને પરાજિત કરવાનું અશક્ય થવાથી હર્ષવર્ધને છેવટે એક નવી જ યુક્તિ શોધી કાઢી રાષ્ટ્રનીતિના કુટિલ માર્ગે જવાની હર્ષવર્ધનને ટેવ જ હતી શશાંક સાથે યુદ્ધ શરૂ થતા પૂર્વે જ તેણે કામરૂપના રાજા સાથે સંધી કરી, એજ એક વાત આ વિધાન સિદ્ધ કરવાને બસ છે 'હર્ષચરિત' ના કર્તા મહાકવિ બાણ ભટે પોતાના ગ્રંથમા કામરૂપના રાજાના વકીલ હંસવેગનું હર્ષની છાવણીમા થયેલા આવાગમનનું જે વર્ણન કર્યું છે તે જોતા કામરૂ-રૂપના રાજાએ પોતે થઇને હર્ષ પાસે સહાય માગી હતી એમ જણાય છે આ પૂર્વે શશાંક સાથે સ્થાણેશ્વરના રાજાનું યુદ્ધ ચાલતુ હતુ, પરંતુ હર્ષચરિતમા કામરૂપના રાજા સુપ્રતિષ્ઠિતવર્મા અથવા તેના નાના બંધુ ભાસ્કરવર્માને શશાંક સાથે તકરાર હોવાનો આભાસ પણ જણાઇ આવતો નથી ! તે વખતે હર્ષવર્ધનની સત્તા કામરૂપના રાજાની સીમા પર્યંત પહોચેલી ન હતી. આ કારણથી કામરૂપના રાજાએ પણ સ્થાણેશ્વર પાસે તહની વિનતી કેવી રીતે કરી તે અદ્યાપિ પણ ઇતિહાસકારો બરાબર સમજી શકતા નથી ! તે માટે માત્ર એવુ અનુમાન

નીકળે છે કે,–કરી શકાય છે કે, રાષ્ટ્રનીતિ કુશળ એવા હર્ષવર્ધનના ચપળ દાવપેચનુ એ પરિણામ હોવુ જોઇએ

કોઇ પણ ઉપાયે યુદ્ધનો અત આવતો નથી જોઇ હર્ષવર્ધને છેવટે માધવગુપ્તને પાટલીપુત્ર મોકલ્યો અને તેજ મગધનો ખરો રાજા છે એમ ચોતરફ જાહેર કર્યુ બુદ્ધઘોષ અને બન્ધુગુપ્તના મૃત્યુ પછી મહાબોધિવિહારના સ્થવીર જીનેન્દ્રબુદ્ધિ પાસેજ ઉત્તર પ્રદેશના બૌદ્ધસઘનુ નેતૃત્વ આવ્યુ હતુ તેની ઉશ્કેરણીથી ગૌડ, મગધ બગ અને ગઢની બૌદ્ધધર્માવલબી પ્રજાએ બળવો કર્યો શશાક આ વખતે મહાન સકટમા સપડાયો મગધના રક્ષણ માટે વીરેદ્રસિહને રોહિતાશ્વ દુર્ગમા અને વસુમિત્રને ગૌડમા મોકલવાની જરૂર પડી આ તક મળતા જ કામરૂપના રાજના બધુ કુમાર ભાસ્કર વર્માએ બગ દેશનો કેટલોક ભાગ જીતી લીધો આજ વખતે પ્રતિષ્ઠાનમા વિદ્યાધરનદ અને કર્ણસુવર્ણમા રામગુપ્ત શશાકના અત્યત વિશ્વાસુ સહચર મરણ પામવાથી શશાક પાસેથી સામ્રાજ્યના વિશ્વાસુ, હિતચિંતક અને એક હૃદયી મનુષ્યો જ નષ્ટ થયા ! નવીન અધિકારી સહેલાઇથી દુશ્મનને મળી જવા લાગ્યા, કારણ હર્ષવર્ધન મુક્ત હસ્તે તેમના પર સુવર્ણનો વરસાદ વરસાવતો હતો ! શશાંકે નિરૂપાય બની માધવવર્માને કર્ણસૂર્વણ પાછા આવવાની આજ્ઞા કરી, અને તે પોતે પ્રતિષ્ઠાનમા જઇ રહ્યો સમ્રાટ ઘણા દિવસથી રાજધાનીમા નહિ હોવાથી મગધમા જ્યા ત્યા ભયકર અધેર વ્યાપી રહ્યુ બૌદ્ધસઘના આગેવાનોની સહાયથી માધવગુપ્તે રોહિતાશ્વ, મડલ, પાટલીપુત્ર અને ચપાઇત્યાદિ કેટલાકમુખ્ય કિલા સિવાય મગધ અને તીરભુક્તિના સર્વ મુખ્ય ગામ અને શહેર કબજે કર્યા માધવવર્મા કર્ણસુવર્ણમા આવ્યા પછી ભાસ્કરવર્માએ સર્વ બગદેશ પોતાના હાથમા લઇ લીધો આ ઘોર સકટ પ્રસગે નરસિહનુ પગલે પગલે સમ્રાટને સ્મરણ થવા લાગ્યુ ! યશોધવલદેવ, હૃષિકેશશર્મા, નારાયણશર્મા,

હરિગુપ્ત, વિનયસેન વગેરે અત્યંત વિશ્વાસુ, સામ્રાજ્યના હિતેચ્છુઓ શશાંકને વારંવાર યાદ આવવા લાગ્યા

વર્ષોના વર્ષોથી યુદ્ધ સતત ચાલવાથી ખજાનો ખાલી થઇ ગયો માધવગુપ્તે જે પ્રદેશ જીતી લીધા હતા તે પ્રદેશોમાથી એક પાઈ પણ સ્વાભાવિક રીતે આવતી અટકી ગઈ આવી સ્થિતિમા સમ્રાટને રાજધાનીમા પાછા આવવાની જરૂર જ પડી સમ્રાટની આજ્ઞાથી રોહિતાશ્વદુર્ગના રક્ષણનો ભાર વિધુસેનના બે ભત્રિજાને સોંપી વીરેન્દ્રસિંહ પ્રતિષ્ઠાન ચાલ્યો આવ્યો અનંતવર્માને પ્રતિષ્ઠાનમા રાખી પોતે કર્ણસુવર્ણ આવવુ, એવી સમ્રાટની ઇચ્છા હતી પરંતુ નવીન મહાબલાધ્યક્ષ સમ્રાટને છોડી કોઇ પણ સ્થળે રહેવા તૈયાર થયો નહિ !

શશાંક કર્ણસુવર્ણમા આવ્યો, અને માધવવર્મા ભાસ્કરવર્મા સામે યુદ્ધ માટે ગયો એક વર્ષના અવકાશમા બંગદેશ પુનઃ સમ્રાટની સત્તામા આવ્યો ભાસ્કરવર્મા શંકરના બીજા તટે પાછો ચાલ્યો ગયો અનંતવર્મા અને વસુમિત્રે મગધ અને તીરભુક્તિના બળવો શાંત કરી નાખ્યો માધવગુપ્ત કાન્યકુબ્જ નાસી ગયો સામ્રાજ્યનો કારોબાર પુનઃ વ્યવસ્થિત થયો રાજનુ ઉત્પન્ન પણ આવવા લાગ્યુ આ બાજુ ઠાણેશ્વરમા પણ યુદ્ધ માટે નવીન સૈન્યની ભરતી થવા લાગી સમ્રાટ તેના પર થોડા જ વખતમા ચઢી આવશે, એવી બાતમી તેને બૌદ્ધાચાર્યદ્વારા મળી હતી

આજ વખતે જીનેન્દ્રબુદ્ધિના કૌશલ્યથી વારાણુશી, ચરણાદ્રિ અને પ્રતિષ્ઠાનના પ્રદેશની પ્રજાએ એકદમ બળવો કર્યો ! ઠાણેશ્વરના સૈન્યે વિરેન્દ્રસિંહને પ્રતિષ્ઠાનના કિલ્લામા ઘેરી રાખી શ્રાવસ્તી, વારાણુસી, ચરણાદ્રિ અને પ્રતિષ્ઠાન પ્રદેશ હસ્તગત કર્યા, ત્યારે નિરૂપાયે શશાંક અને અનંતવર્માએ રાજધાની છોડી ભાસ્કરવર્માનો

પરાજય કરી માધવવર્મા કોશલદેશ જીતવા ગયો હતો. તેણે કલિંગ, કોશલ, ઓડ્ર અને કોંગદમંડલ એટલા પ્રદેશ જીતી લઇ પાછા આવી જોયું તો સમ્રાટ અને મહાબલાધ્યક્ષ પ્રતિષ્ઠાન ગયેલા જણાયા સંધી સાધી ભાસ્કરવર્માએ પુન બંગદેશમા સ્વસત્તા સ્થાપન કરી હતી અને વસુમિત્ર રાજધાની છોડી તેનાપર આક્રમણ કરવા ગયા હતા વૃદ્ધ થયેલ મહાદંડનાયક રવિગુપ્તની યોજના શહેરના રક્ષણ માટે થઇ હતી

માધવવર્મા યુદ્ધમા જય મેળવી ત્વરાથી રાજધાની તરફ આવતો હતો, તેનુ સૈન્ય પણ ધીમે ધીમે પાછુ આવતુ હતુ તે જે દિવસે કર્ણસુવર્ણમા આવ્યો, તે દિવસે ફક્ત પાચ હજાર સૈનિકો કિલ્લાનુ રક્ષણ કરતા હતા

માધવને જોતા જ વૃદ્ધ મહાદંડનાયકને અતિશય આનંદ થયો, અને તેના હાથમા રાજધાની સોપી તે નિશ્ચિત બન્યા. રાજધાનીમા આટલુ થોડુ સૈન્ય જોઇ માધવવર્માને અત્યંત આશ્ચર્ય થયુ તેણે તરત જ પોતાના સૈન્યને કર્ણસુવર્ણ આવવા એક દૂત દ્વારા જણાવ્યુ.

સમ્રાટે રાજધાની છોડી કે તરત જ મગધ અને તીરભુક્તિમા બંડ થયા હતા ! વારાણસી અને શ્રાવસ્તી હસ્તગત કર્યા પછી તીરભુક્તિ હાથમાથી ગયુ અને મગધના બૌદ્ધ ધર્મીય લોકોએ રોહિતાશ્વ અને મંડલ પર ઘેરો નાખ્યો છે એવા સમાચાર શશાંકને મળ્યા મહા-કષ્ટથી ચરણાદ્રિ અને પ્રતિષ્ઠાન પરગણાના તોફાન તોડી પાડી તેણે વીરેન્દ્રસિંહને રોહિતાશ્વ તરફ મોકલી દીધો મગધ ગૌડ અને બંગદે-શમા સ્થાણ્વીશ્વરપર આક્રમણ કરવા જે સૈન્ય એકત્ર થયુ હતુ, તેને મગધ અને તીરભુક્તિમા બળવો તોડવા મોકલવાની જરૂર પડવાથી હર્ષવર્ધન તદ્દન નિશ્ચિત બન્યો

આ પ્રમાણે પ્રચંડ સંકટોએ ચોતરફથી શશાંકને ઘેરી લીધો હતો, તેવા સમયમાં એક દિવસે તેને વજ્રાચાર્ય શત્રુસેન અને તેના ભવિષ્યનું સ્મરણ થયું શશાંક બાલ્યાવસ્થામાં હતો તે વખતે ગંગા-તીરે વૃદ્ધ વજ્રાચાર્યે જે વાતો કહી હતી તેમાંની ઘણીનો પ્રત્યક્ષ અનુભવ થયો હતો એટલે બાકીની સત્ય જ થશે, એમ શશાંકને લાગ્યું આ વિચાર મનમાં આવતાં જ વજ્રાચાર્યના દર્શનની પ્રબળ ઇચ્છા જન્મ પામી બંધુગુપ્તના મૃત્યુ પછી વજ્રાચાર્ય શત્રુસેન શશાંકને બીલકુલ મળ્યો નહતો. શશાંકે તેને કપોતિક મહાવિહારનો અધિકાર લેવા કહ્યું હતું, પરંતુ શત્રુસેને જ તે સ્વીકાર્યો ન હતો

આ પ્રમાણે શશાંક શત્રુસેનના દર્શન માટે આતુર બની ગયો હતો તેવામાં જ એક દિવસે પ્રાતઃકાળે શત્રુસેન એક વૃક્ષ શાખા પર બેસી પ્રતિષ્ઠાનના કિલ્લામાં આવી પહોંચ્યો ! શશાંક તે વખતે કાન્યકુબ્જ જવાની તૈયારી કરતો હતો દુર્ગના તોરણમાં વૃદ્ધ વજ્રાચાર્યને જોઇ શશાંકને આશ્ચર્ય થયું

સમ્રાટે પુછ્યું "આપ ક્યારે આવ્યા ? મે આજે કેટલાએ દિવસોથી આપને શોધવા ચોતરફ દૂત મોકલ્યા છે ! "

વજ્રાચાર્યે હસીને કહ્યું "મહારાજ ! આપે મારૂં સ્મરણ કર્યું તેથી તો હું આવ્યો છું "

" આપે કેવી રીતે જાણ્યું ? "

" ગણિતની સહાયથી, મહારાજ ! આપ આ યુદ્ધ યાત્રા હમણાં બંધ રાખો તો ઠીક આપ કાન્યકુબ્જ જઇ શકશો નહિ, કારણ આપને હવે અલ્પકાળમાં પૂર્વ તરફ જવું પડશે "

" આપ શું કહો છો તે મને બીલકુલ સમજાતું નથી ! "

" મહારાજ ! હું જે બોલું છું તે હમેશ મને પણ સમજાય છે એમ કંઇ નથી હોતું ! પછી આપને ન સમજાય તો તેમાં વિશેષ નવલ નથી ! "

શશાંકે ખેદ પામી કહ્યું " હમણા હું ઘોર સંકટમા પડયો છુ તેથી જ આજે કેટલાક દિવસથી અહર્નિશ તમારૂ સ્મરણ કરૂ છુ "

" મહારાજ ! બહારના શત્રુ આપને કદી પણ પરાજય આપી શકશે નહિ ! સામસામેના યુદ્ધમાં આપનો પરાભવ કરવ હર્ષવર્ધન કદીપણ સમર્થ થશે નહિ "

" પરતુ હું પણ હર્ષવર્ધનને હરાવી શક્તો નથી ! "

વજ્રાચાર્ય હાથમાની વૃક્ષશાખા નીચે નાખી પ્રતિષ્ઠાનદુર્ગના ફરસબદી પટાગણપર બેઠો તે પોતાના વસ્ત્રમાથી એક ચાકનો કટકો કાઢી પત્થર પર આકડા લખવા લાગ્યો

કેટલીકવારે વજ્રાચાર્યે કહ્યુ " મહારાજ આપના હસ્તે હર્ષ-વર્ધનનો પણ પરાજય નહિ થાય ભારતવર્ષમા હર્ષને પગ નીચે કચડી નાખે એવી એકજ વ્યક્તિ છે તે વ્યક્તિ દક્ષિણ દેશનો અધીશ્વર ચાલુક્યરાજ પુલકેશી જ છે !

વજ્રાચાર્યના મુખના આ શબ્દ સાભળી, મૃત્યુ શય્યા પર મહાનાયક યશોધવલદેવે સકટ સમયે ચાલુક્યરાજ મગલેશ પાસે સહાય માગજે, એમ કહ્યું હતુ, તેનુ શશાકને સ્મરણ થયુ. આ વખતે મગલેશ મરણ પામેલો હોઇ, બીજો પુલકેશી દક્ષિણ દેશનો અધીશ્વર થયો હતો શશાકે તતક્ષણે ચાલુક્યરાજ તરફ વકીલ મોકલવાનો નિશ્ચય કર્યો

એટલામા વજ્રાચાર્યે શશાકને એકદમ કહ્યું " મહારાજ હું પોતે વાતાપીપુર જવા તૈયાર છુ "

સમ્રાટે આશ્ચર્યચકિત થઇ પુછ્યુ " દેવ, આપ અતર્યામી છો કે શુ ? "

વજ્રાચાર્યે હસીને કહ્યું ' મહારાજ, આ જગતમા કોઈ પણ અતર્યામી નથી ! ભાષા જે પ્રમાણે માણસના મનના ભાવ પ્રકટ કરે છે તે પ્રમાણે વદનચર્યા પણ હૃદયના ભાવ સ્પષ્ટ કરે છે !"

" ત્યારે આપ પોતે દક્ષિણ દેશ તરફ જવા તત્પર છો ? "

" હા-છુ. "

" ક્યારે જશો ? "

' આજે જ ! "

તેજ દિવસે સાયકાળે વજ્રાચાર્ય શત્રુસેન સમ્રાટ શશાંક નરેંદ્રગુપ્તનો વકીલ બની દક્ષિણ તરફ જવા નીકળ્યો !

---

## પ્રકરણ ૧૬ મું.

### કર્ણસુવર્ણનું પતન.

એક દિવસે મધ્યાકાળે માધવવર્મા અને રવિગુપ્ત ભોજન કરી લઇ કર્ણસુવર્ણના નવીન મહેલની અગાશી પર વિશ્રાતિ લેતા હતા એટલામા એક દ્વારપાલે આવી કોશલથી હમણા કેટલાક સૈનિક આવ્યા છે અને તેઓ મહાનાયક માધવવર્માને મળવા ઇચ્છે છે, એમ કહ્યું

માધવવર્માએ સહજ કટાળી કહ્યું " તેઓ શુ સવાર સુધી ધીરજ રાખી શકે તેમ નથી ? "

'અમે ઘણી રીતે સમજાવ્યા, પણ તેઓ કેમે કરતા સમજતા નથી ! તેઓ કહે છે કે આપની પાસે ઘણુ મહત્વનુ કામ છે ! "

" તેમને અહીજ લઇ આવ ! " એમ કહી માધવવર્મા પુન શય્યાપર પડયો દ્વારપાલ તરત જ ગયો અને પળવારમા એક પ્રૌઢ વયના સૈનિકને લઇ અદર આવ્યો

સૈનિકે માધવવર્માને અભિવદન કરી કહ્યું " પ્રભુ, અતિશય મહત્વની વાત છે "

તે સૈનિક નજરે પડતા જ માધવવર્મા એકદમ ઉભો થઇ બોલ્યો. ' નવીન, શી વાત છે ? '

તે સૈનિક બીજો કોઇ નહોઈ બગદેશના માછીનો નાયક, વાચકનો પરિચિત નવીનદાસ જ હતો !

નવીને કહ્યું " પ્રભુ, અમારૂ સર્વ સૈન્ય હજુ પણ તામ્રલિપ્તિ આવી પહોચ્યુ નથી હુ મારૂ દરિઆઇ સૈન્ય લઈ હમણા જ ચાલ્યો આવ્યો છુ રસ્તામા, ભાગીરથી તટપર મને જણાયુ છે કે, કોઇએ મોટી છાવણી નાખેલી છે પશ્ચિમતટના ગામ ઉજ્જડ થયેલા હોઇ નદી કીનારે એક પણ નૌકા નથી આપને એમાની કઇ જ ખબર નથી ? "

" છટ—બીલકુલ નહિ ! " માધવવર્મા આશ્ચર્યથી બોલ્યો " પ્રભુ, ત્યારે તો રાજધાનીપર હલ્લો કરવા શત્રુ સૈન્ય આવ્યુ હોવુ જોઇએ એમ લાગે છે "

" નવીન, તુ હમણા જ જા અને નગરના દરવાજા બદોબસ્ત પૂર્વક બધ કરી સૈનિકોને યુદ્ધ માટે તૈયાર થવા સૂચના કર "

નવીનદાસ તેને પ્રણામ કરી ચાલ્યો ગયો જોતજોતામા નગરમા વારવાર શખધ્વની થવા લાગ્યા. નગરના કોટપર સેકડો મશાલો બળવા લાગી !

આ તરફ માધવે સર્વ સમાચાર રવિગુપ્તને કહ્યા તેમણે હસીને કહ્યુ " મારાથી તમારૂ કઇ કાર્ય થઇ શકે તેમ છે કે ? "

માધવે સહજ વિચાર કરી કહ્યુ " હા છે ! "

" શુ ? "

" આપે પાંચ હજાર નગર રક્ષકોને લઇ નગરનું રક્ષણ કરવું. મારૂં જે સૈન્ય રાજધાની તરફ આવ્યું છે તે લઈ નદીકીનારે શત્રુને અટકાવી રાખવાનો હું પ્રયત્ન કરૂં છું ત્યાં સુધીમાં આપ તોરણનો બરોબર બંદોબસ્ત કરી લેશો. "

" ઠીક છે, તમે પાછા ક્યારે આવશો ? "

" હું ગમે તે સ્થિતિમાં હોઇશ તો પણ સવાર સુધીમાં તો નગરમાં અવશ્ય આવીશ જ. "

રવિગુપ્ત અને માધવવર્મા તરત જ રાજભૂવનમાંથી બહાર આવ્યા.

ભાસ્કરવર્માએ પુનઃ બંગદેશમાં તોફાન શરૂ કર્યું છે, એમ સાંભળી વસુમિત્ર ઘણું ખરૂં સૈન્ય લઇ તેના પર આક્રમણ કરવા નીકળી ગયો હતો. વસુમિત્રને સ્વપ્ને પણ કલ્પના નહતી કે, પોતાને પાછળ કાઢી ભાસ્કરવર્મા કર્ણસુવર્ણ પર ચઢાઇ કરવાનું સાહસ કરશે ! નગરના રક્ષણ માટે પાંચ હજાર પદાતિ રાખી તે અત્યંત ત્વરાથી બંગદેશ તરફ જવા નીકળ્યો હતો. તે વખતે બંગદેશના બળવાખોરોની મદદથી સપાટાબંધ બંગ અને વાલવલભી ઓળંગી જઈ કુમાર ભાસ્કરવર્મા ભાગીરથી કીનારે આવી પણ પહોચ્યો ! વસુમિત્રે મેઘનદના તટે આવી જોયું તો બંગદેશમાં શત્રુનો પત્તો ન હોઈ કામરૂપના રાજાનું સર્વ સૈન્ય પોતાની પાછળ રસ્તો અટકાવી ઉભું છે, એમ જણાયું. તત્કાળ વસુમિત્ર યુદ્ધમાટે તૈયાર થયો. યુદ્ધના આગલા દિવસે તેને એવી ખબર મળી કે સ્વતઃ ભાસ્કર-વર્માએ પંદર હજાર ઘોડેસ્વાર સૈન્યસહ કર્ણસુવર્ણપર હલ્લો કર્યો છે.

જે દિવસે કુમાર ભાસ્કરવર્માએ હલ્લો કર્યો તે દિવસે વસુ-મિત્રના સૈન્યમાંથી પાંચ હજાર પદાતિ અને માધવવર્માની સેનામાંથી એક હજાર અશ્વારોહી અને બસો દરીઆઇ સૈનિકો જ

નદી કીનારે યુદ્ધાર્થે તૈયાર હતા અશ્વારોહી સૈન્ય લઈ માધવવર્મા નદી કાઠે અધકારમા શત્રુ સૈન્યને આગળ વધતુ અટકાવવા માટે તૈયાર થયો હતો નવીનદાસ પોતાના બસો મચ્છીમાર લઇ રવિગુપ્ત સાથે નગર રક્ષણનુ કામ કરવામા મગ્ન થઇ ગયો હતો. પણ અતે મધ્યરાત્રી સુધી શત્રુ સૈન્યનુ કોઇપણ ઠેકાણે દર્શન નહિ થવાથી માધવવર્મા પાછો નગરમાં આવ્યો દૈવયોગ વિચિત્ર હતો

માધવવર્માએ રાજધાનીમા પગ મુકયો તેજ વખતે ચોતરફથી નગરપર અચાનક હલ્લો થયો ભાસ્કરવર્માએ ઘણે દૂર પોતાના સૈન્ય સહ નદી ઉતરી અને અકલ્પિત રીતે કર્ણ સુવર્ણપર હલ્લો કર્યો હતો !

આખી રાત યુદ્ધ ચાલ્યુ પણ નગર સર થયુ નહિ ! સવારે ઉભય પક્ષના સૈન્ય થાકી જવાથી યુદ્ધ બધ રાખી વિશ્રાતિ લેવા લાગ્યા આ અવકાશ મળતા જ માધવવર્મા રવિગુપ્ત સાથે આગળને વિચાર કરવા લાગ્યો પ્રથમત વસુમિત્રને આ વાતની ખબર આપવાની આવશ્યકતા છે એમ નક્કી થયુ તે પ્રમાણે જ મડલ અથવા રોહિતાશ્વ કિલ્લા તરફ મદદ માટે દૂત મોકલવાની તેટલી જ આવશ્યકતા જણાઇ કારણ, સમ્રાટ તે વખતે પ્રતિષ્ઠાનના કિલ્લામા હતા—એટલે તે તરફ દૂત મોકલવામા કઇ અર્થ નહતો. માધવવર્માની આજ્ઞાથી નવીનદાસ પોતે વસુમિત્ર તરફ જવા નીકળ્યો બીજા એક સેનાપતિએ પોતે થઇ મડલ દૂર્ગ તરફ જવાનુ કાર્ય માગી લીધુ

બીજા દિવસે એક પ્રહર પૂર્ણ થયા પછી કામરૂપના સૈન્યે પુનઃ નગરપર હૂમલો કર્યો. એક પ્રહર કરતા પણ થોડો વધુ વખત લઢાઇ ચાલી હતી પરતુ માધવવર્મા અને રવિગુપ્તે પ્રત્યેક વખત શત્રુસૈન્યને હરાવી પાછુ વાળ્યુ હતુ !

હવે ભાસ્કરવર્માના સૈન્યે નગરની ચોતરફ છાવણી નાખી કર્ણસૂવર્ણને યથાશાસ્ત્ર ઘેર્યું ! ભાસ્કરવર્માનુ સૈન્ય પ્રત્યેક દિવસે બે ત્રણ

વખત હલ્લા કરતુ હતુ, પરતુ માધવવર્મા અને રવિગુપ્ત તેમને દરેક વખત હાંકી કાઢતા હતા !

આ સ્થિતિમા લગભગ એક મહિનો વહી ગયો પરતુ વસુમિત્રની છાવણીમાથી કે મ ડલદુર્ગમાથી દૂત કઈ આવ્યો નહિ ! બહારની મદદની આશા ઉપર સર્વ સૈન્ય ઉત્સાહમા હતુ ! જોકે કામરૂપનુ સૈન્ય વારવાર હાર પામતુ હતુ, તોપણ તેના બળનો નાશ થયો ન હતો કે તેનુ ધૈર્ય પણ ખૂટયુ નહતુ ! આ સ્થિતિ જોઈ માધવવર્મા અને રવિગુપ્ત મહાન ચિંતામા પડયા શત્રુસૈન્ય સાથે સતત લઢાઇ ચાલુ રહેવાથી નગરના સૈન્યની શક્તિ પ્રત્યેક ક્ષણે ઘટતી જતી હતી અને આ તરફ શત્રુની છાવણીમા દરરોજ નવીન સૈન્યની ભરતી થતી જતી હતી ! તે પ્રમાણે જ કર્ણસૂવર્ણનો કોટ જો કે નવીન બધાયલો હતો, તો પણ તે પાટલીપુત્ર કે મ ડલ જેવો મજબુત સુરક્ષિત નહતો. શત્રુના વારવાર હલ્લા થતા હોવાથી ઠેકાણે ઠેકાણે કોટમા ભાગ તૂટ થઈ હતી ચોતરફ ઘેરો પડેલો હોવાથી કોટની દુરસ્તી કરવામા માધવવર્માને અતિશય કષ્ટ પડતુ હતુ

કહ્લ'ગ સૈન્યનો દુષ્કાળ પડતો ચાલ્યો હવે નગર રક્ષણનુ કાર્ય શક્ય નથી એમ માધવવર્માને સ્પષ્ટ જણાયુ છેવટે તેણે પોતાની પત્ની ગ ગાદેવી તરફ મહાન યુક્તિથી એક દૂતદ્વારા એક પત્ર મોકલ્યો

પત્ર આ પ્રમાણે હતો —

" હુ તો જાઉ છુ ! કર્ણસૂવર્ણ નગરમા ભાસ્કરવર્માએ અમને પુરી દીધા છે ! અમારા સૈન્યનુ બળ પ્રત્યેક ક્ષણે ઘટતુ જાય છે; હવે બહુ દિવસ અમારાથી ટકી શકાશે એમ લાગતુ નથી સમ્રાટ પ્રતિષ્ઠાનમા છે અને વસુમિત્રનો પત્તો નથી મ ડલ અને રોહિતાશ્વ દુર્ગ તરફ મદદ માટે દૂત મોકલ્યા હતા પણ, તે આ ક્ષણ સુધી પાછા

આવ્યા નથી, એટલે મૃત્યુ સિવાય અમારા માટે બીજો માર્ગ નથી ગગા, તુ ગર્ભવતી છે, તને જો પુત્ર થાય તો તે મોટો થાય ત્યારે તેને કહે જે કે, જીવનપર્યંત તુ શશાકેશ્વર અને કામરૂપની સામે યુદ્ધ જ કરજે, કદીપણ હર્ષવર્ધનની સત્તા કબૂલ કરીશ નહિ અનત સમ્રાટ સાથે પ્રતિષ્ઠાનમા છે તે જો કદાચ મળે તો તેને કહેજે કે, માધવ નરસિંહની માફક જ મરણ પામ્યો છે ! ઠીક ત્યારે, હવે હુ તારી રજા લઉ છુ !"

* * * *

આ પછી એક મહીને વસુમિત્રે મેઘનાદના તીરપર પોતાનીછાવણી પડી હતી તે વખતે છાવણીમા "ભાસ્કરવર્માએ કર્ણસુવર્ણ લીધુ, પરતુ નગરરક્ષક સૈનિકમાથી એક પણ સૈનિક શરણે ગયો નથી !" એવી બાતમી સાભળી દૂર આવેલા રોહિતાશ્વમા અને તેથી પણ દૂર રહેલા પ્રતિષ્ઠાનમા કર્ણસુવર્ણના પતન સમાચાર પહોચ્યા નરસિંહદત્ત પ્રમાણે જ માધવવર્માએ પણ પોતાના કાર્ય માટે પ્રાણ આપ્યા છે, એવી શશાકની ખાત્રી થઈ !

પ્રતિષ્ઠાન છોડીને સમ્રાટ મગધ તરફ પાછો ફર્યો અને વસુમિત્ર પણ ધીમેધીમે ગૌડમા આવી પહોચ્યો



# પ્રકરણ ૧૭ મું.

## અનંત પડયો.

શશાંક મગધમાં પાછો આવ્યો શોણ તટે વીરેંદ્ર અને મંડલમાં વસુમિત્ર તેને આવી મળ્યા ભાસ્કરવર્મા, માધવગુપ્ત અને હર્ષવર્ધન એકત્ર થઇ તેમને અટકાવવા પ્રયત્ન કરવા લાગ્યા પરંતુ મંડલદુર્ગની સામે તેમનું સૈન્ય વારંવાર પરાજય પામવા લાગ્યું. માધવગુપ્ત તીરભુક્તિ નગર નાશી ગયો અને ભાસ્કરવર્મા કર્ણસુવર્ણનો આશ્રય લઈ બેઠો ત્યારે શશાંકે કર્ણસુવર્ણ પર ઘેરો નાખવા વિચાર કર્યો.

માધવવર્મા અને રવિગુપ્ત જે વખતે કર્ણસુવર્ણ નગરમાં ઘેરાઇ ગયા હતા તે વખતે એક તરૂણ સેનાપતિ પોતે થઇને દૂત બની મંડલ અગર રોહિતાશ્વદુર્ગ તરફ મહાય માગવા નગરમાથી નીકળ્યો હતો, તે ગત પ્રકરણમાં પ્રિય વાચકો જાણી શકયા છે જ આ તરૂણ સેનાપતિ હમણા શશાંકનો અત્યંત પ્રિય મિત્ર બની બેઠો હતો કર્ણસુવર્ણપરના આક્રમણમા આ તરૂણ સેનાપતિને સમ્રાટે પોતાના અગરક્ષકોના નેતાની જગ્યોએ નીમ્યો હતો

આ તરૂણ સેનાપતિનું નામ રમાપતિ હતું યુદ્ધ સમયે રમાપતિ એક ક્ષણ પણ સમ્રાટને છોડી કઇએ જતો નહતો અને મહાબલાધ્યક્ષ અનંતવર્માની માફક પોતાના પ્રાણ સંકટમા નાખી સમ્રાટનું ગમે તેવું વિકટ કાર્ય પાર પાડવાનો પ્રયત્ન કરતો રમાપતિની ગણના અત્યંત સુંદર પુરૂષમા થઇ શકે તેવી હતી, તેનો રંગ અતિશય ગૌર હોઈ તેની કાંતિ લિંબૂ જેવી હતી તેનો બાધો સુડોલ અને પ્રમાણબદ્ધ હતો કઠોરતાનું લેશમાત્ર ચિહ્ન તેની સુંદર શરીર

ચાટીમાં કંઇએ જણાતું ન હતું રમાપતિના લાંબા, મૃદુ, સુવાળા કાળા ભ્રમર જેવા વિપૂલ કેશ હમેશ પીઠપર છૂટા વહેતા હતા એ સુંદર કેશપર ભિન્ન ભિન્ન રંગથી રંગાયલો પટકો બાંધતો ત્યારે તેના તરફ જોતા સમ્રાટના શરીર રક્ષકના અધિનાયકને બદલે તે પાટલીપુત્રના વારંગના મહાલયમાં જતો આવતો કોઈ મોજીલો હોય એમ જ લાગતું હતું!

મંડલદુર્ગમાંથી કર્ણસુવર્ણ તરફ આવતા શશાંક ગંગાના કિનારા પરથી જતો રસ્તો છોડી દઇ જંગલનો ડુંગરી રસ્તો પકડ્યો હતો. ત્યારે વસુમિત્ર અને વીરેન્દ્ર ગંગાતટના રસ્તે કર્ણસુવર્ણ તરફ જતા હતા શશાંકનો આશય એ હતો કે, પોતે અને અનંતવર્માએ દક્ષિણ તરફથી કર્ણસુવર્ણ પર હલ્લો કરવો અને તેજ વખતે વીરેન્દ્ર અને વસુમિત્રે ઉત્તર તરફથી નગરપર ધસી આવવું મંડલમાંથી નીકળ્યા પછી એક મહિને સમ્રાટ જંગલનો વિકટ રસ્તો છોડી તામ્ર-લિપ્તિબંદર પાસે આવી પહોચ્યો.

સર્વ ઘોડદળ સૈન્ય મોખરે ચાલતું હોઇ મધ્યમાં સ્વત સમ્રાટ અને તેનું શરીરરક્ષક સૈન્ય હતું તેની પાછળ પદાતી સૈન્ય હતું શીયાળાના અંતે–વસંતના પ્રારંભમાં એક દિવસે સંધ્યાસમયે તામ્ર-લિપ્તિનગર પાસે સમ્રાટની છાવણી પડી ઘોડદળ સૈન્યે તે વખતે દસ ગાઉ આગળ મુકામ નાખ્યો હતો અને પદાતીઓએ પાછળ પાંચ ગાઉ પર પડાવ રાખ્યો હતો

મધ્યરાત્રી સુધી રમાપતિ અને અનંતવર્મા સાથે ભિન્ન ભિન્ન વિષયપર વાતો કરી સમ્રાટ પોતાના તંબુમાં નિદ્રસ્ત થયો હતો સવારે ઉઠીને ઉત્તર તરફ જવાનું હતું શરીરરક્ષક પણ નિદ્રા સુખ અનુભવતા હોઇ ઠેકાણે ઠેકાણે એકાદ બે પહેરાવાળા માત્ર જાગતા હતા એકાએક ત્રણપ્રહર રાત્રે પુષ્કળ ઘોડાના ડાબલાનો

શબ્દ સભળાવાથી પહેરગવાળાઓને આશ્ચર્ય થવા લાગ્યુ તેઓ શખ ફુકે તે પહેલા જ સમ્રાટની છાવણી પર ચોતરફથી એકદમ હુમલો થયો !

કેટલાક વખતથી સમ્રાટના શરીરરક્ષણ માટે એક હજાર વાડેરવાર રાખવામા આવતા હતા એ સર્વ શસ્ત્રાસ્ત્ર વિદ્યામા સુશિક્ષિત, બળવાન અને યુદ્ધ કાર્યના અનુભવી વીરપુરુષ હતા યુદ્ધમા કઇપણ અપૂર્વ પરાક્રમ કે સાહસ દર્શાવી આપ્યા સિવાય કોઈને સમ્રાટના શરીર રક્ષક સૈન્યમા દાખલ થવાનુ માન મળતુ નહતુ આ વખતે તદ્દન અકલ્પિત રીતે એકદમ હલ્લો થવા છતા સમ્રાટના શરીરરક્ષક ડર્યા નહિ, હવે શુ કરવુ એવા વિચારમા અકળાયા પણ નહિ ! તેઓ પોતાના બીછાના પાસે જ શસ્ત્રાસ્ત્રો રાખી સૂતા હતા શખ ધ્વની થતા જ સમ્રાટના સરક્ષણાર્થે સર્વ તત્પર થઇ ગયા

સમ્રાટના તબુમા તેમની શય્યાપાસે રમાપતિ અને અનતવર્મા વિશ્રાતિ લેતા પડ્યા હતા અગપર બખતર ચઢાવી તેમણે બહાર આવી જોયુ તો લઢાઈ હાથોહાથપર આવી ગયેલી જણાઈ શત્રુના અસખ્ય, અગણિત સૈનિકો અધકારમા છાવણીપર તૂટી પડેલ હોઇ શરીરરક્ષકો અપૂર્વ પ્રયત્ન કરતા હોવા છતા શત્રુ સૈન્ય પાછુ હઠાવી શકાતુ ન હતુ !

સમ્રાટ દૃષ્ટિએ પડતા જ શરીરરક્ષકોએ એક જયઘોષ કર્યો અને ક્ષણવાર શત્રુનુ સૈન્ય પાછુ હઠયુ, પરતુ બીજી જ ક્ષણે શત્રુ પક્ષના હજારો સૈનિકો સર્વ હરકતો દૂર કરી છાવણીમા પેસી ગયા ! સમ્રાટના અગરક્ષકો પાછા હઠવા લાગ્યા

પોતાના તબૂ આગળ શશાક, અનતવર્મા અને રમાપતિ અતુલ શૌર્યથી ધૂમતા હતા. તે વખતે ચોતરફથી શત્રુ શિબિરમા

પેસી ગયો હતો શરીરરક્ષકો પાછા હઠતા હઠતા સમ્રાટના તંબુ સુધી આવી પહોચ્યા એટલામા રાત્રિના તે ભયકર અધકારનો ભેદ કરી શત્રુના સો સવાસો સૈનિકોએ એકદમ સમ્રાટપર હુમલો કર્યો ' એક બખતરયુક્ત ઉંચા શરીરનો સૈનિક તેમનો નેતા હતો તે ઉચા સૈનિકે સમ્રાટ સામે નિશાન તાકી પોતાનો ભાલો જોરથી ફેંક્યો પળવારમા વિદ્યુતની માફક રમાપતિ જો સમ્રાટની આગળ ન આવ્યો હોત તો તે ભાલો છાતી ભેદી પાર પણ નીકળી ગયો હોત ' રમાપતિનો ખભો ચીરી ભાલો બહાર નીકળી ગયો. રમાપતિ મૂર્છિત થઇ સમ્રાટના ચરણમા પડયો એટલામા, કેવળ અર્ધી પળના અવકાશમા અનતવર્માએ તે ઉચા સૈનિકપર પોતાની તલવાર ચલાવી તલવારના આઘાતથી તેના મસ્તકપરનુ શિરસ્રાણ નીચે ઉડી પડ્યુ અને તેનો ચહેરો સ્પષ્ટ જણાયો તરત જ અનતવર્માએ ઉત્સાહ અને આનદની એક બૂમ પાડી !

શશાકે પુછ્યુ "એવુ શુ છે ?"

અનતવર્માએ તે ઉચા સૈનિકના મસ્તકપર નેમ રાખી તલવાર ઉચકી કહ્યુ "ચદ્રેશ્વર, મહારાજ !"

'ચદ્રેશ્વર કોણ, અનત ?'

એટલામા ચદ્રેશ્વરની પાછળથી એક પાતળા શરીરના પણ બખતરથી વષ્ટિત એવા સૈનિકે શશાક પર દૃષ્ટિ સ્થિર કરી જોરથી શર ફેંક્યો સમ્રાટ કે અનતવર્મા એ બેમાથી કોઇએ તેને જોયો ન હતો બખતર છેદી તે શર સમ્રાટની છાતીમા પેસી ગયો !

તે પ્રચડ આઘાતથી શશાક લગભગ મૂર્છિત સ્થિતિમા આવી પડયો, પરતુ તેટલામા સર્વ શક્તિ એકત્ર કરી તેણે સમતોલ સભાળી છાતીમાથી શર ખેચી કાઢી દૂર ફેંકી દીધો

આજ વખતે ચંદ્રેશ્વરનું મસ્તક લઇ આવી અનંત બોલ્યો "ચંદ્રેશ્વરે જ મારા પિતાને મારી નાખ્યા હતા, મહારાજ!"

પરંતુ અનંતનું આ વાક્ય શશાંકના કાને પડ્યું નહિ કારણ અત્યંત શૂરાવેશમાં તે પેલા સૈનિકને ઠાર કરવા દોડી ગયો હતો સમ્રાટે તલવારથી બળપૂર્વક તેના ખભા પર આઘાત કર્યો, પણ તેટલામાં તે રણાંગણ છોડી નાશી ગયો!

ચોતરફથી અસંખ્ય સૈનિકોએ સમ્રાટના શિબિરમાં પ્રવેશ કરી દીધો હતો બચ્યા ગાઢ્યા શરીરરક્ષકો અદ્ભુત પરાક્રમ બતાવી એક પછી એક સમરક્ષેત્રમાં વિશ્રાંતિ લેવા લાગ્યા હવે મૃત્યુ ટાળવું શક્ય નથી, એમ જણાતાં અનંતવર્મા અને શશાંકે આત્મરક્ષણ તરફ લક્ષ આપવાનું જ છોડી દીધું!

એટલામાં પેલો પાતળો સૈનિક પાછળથી બોલી ઉઠ્યો "રત્નેશ્વર, જો શશાંક તારી સામે જ છે! થા આગળ!"

બીજો એક ઉંચો સૈનિક સમ્રાટ તરફ દોડી આવી બોલ્યો 'માધવ, ભય પામવાનું કંઇ કારણ નથી! તું પણ આવ!"

એટલામાં પાછળથી એક સૈનિકે બરાબર લક્ષ આપી શશાંકપર તલવાર ખેંચી તે જોઇ અનંતવર્માએ પળવારમાં દોડી આવી તે આઘાત પોતાના જમણા હસ્તપર ઝીલ્યો! તેજ ક્ષણે તેનો હસ્ત તૂટી પડ્યો' હસ્તમાં તલવાર લઇ રત્નેશ્વર શશાંક સામે આવ્યો ઉભયમાં તલવારનું યુદ્ધ શરુ થયું તેટલામાં બીજા એક સૈનિકે શશાંકના મસ્તિષ્કપર તલવાર ઉંચકી તરત જ અનંતવર્મા સમ્રાટની પાછળ આવી ઉભો! ડાબા હસ્તમાં તલવાર લઇ તે યુદ્ધ કૌશલ્ય બતાવતો હતો. તોપણ ડાબા હસ્તથી તે જોઇએ તેવી રીતે ઘા ચૂકવી શક્યો નહિ! છેવટે તેના ખભા પર સખત રીતે તલવાર પડવાથી મૌખરીવીર

પુગવ મહાનાયક અનતવર્માનો પ્રાણશૂન્ય દેહ સમ્રાટના ચરણ કમળમા પડયો !

શશાક જે વખતે રત્નેશ્વર સામે પોતાની તલવાર ફેરવતો હતો તે વખતે અનતવર્મા અને બીજો એક શરીર રક્ષક એમ બે જણ પીઠસાચવવામા હતો અનતવર્મા પડતા જ તે રક્ષક પણ પડયો આ ઉત્તમ સધી જોઈ પેલા દુર્બળ માધવગુપ્તે પાછળથી શશાકના મસ્તકપર તલવારનો ઘા કર્યો ! શરના આઘાતથી એક સરખો રક્તસ્રાવ થવાથી શશાક પ્રથમથી જ નિ શક્ત બન્યો હતો માધવગુપ્તનો આ બળપૂર્વક આઘાત થતા જ શશાક જમીન પર પડ્યો. !

મગધ સમ્રાટ શશાકને પડેલો જોઇ શત્રુસૈન્યે મહાન જય ધ્વની કર્યો ! સમ્રાટ અને મહાબલાધ્યક્ષને યુદ્ધમા પડેલા જોઈ રહ્યા સહ્યા શરીર રક્ષકો ચોતરફ નાસી છૂટવા લાગ્યા યુદ્ધ પૂર્ણ થયુ ! માધવગુપ્તના સૈન્યે સમ્રાટની છાવણી લૂટવાની તથા તેને આગ લગાડવાની શરૂઆત કરી

તેટલામા ઘાયલ થયેલો રમાપતિ શુદ્ધિપર આવ્યો, અને ધીમે ધીમે ભૂમિ શય્યાપરથી ઉઠીને શશાક પાસે ગયો અનતનુ મસ્તક જુદુ પડયુ છે, પરતુ શશાકના શરીરમા માત્ર સહજ બેશુદ્ધી છે, એમ રમાપતિને જણાયુ તરત જ તેણે પોતાના શરીર પરનુ બખતર દૂર કર્યું અને સમ્રાટના શરીર પરનુ પણ કાઢી ફેકી દીધુ પછી શશાકનુ શરીર પોતાના ખભાપર નાખી રમાપતિ અધકારમા ધીમે ધીમે અદૃશ્ય થઇ ગયો

માધવગુપ્તનુ સૈન્ય આ વખતે છાવણી લૂટવામાં લીન થઇ ગયુ હતું.—રમાપતિને કોઇએ પણ જોયો નહિ !

# પ્રકરણ ૧૮ મું.

## અનંતમાર્ગનો પ્રવાસી!

ચોતરફ દૂર-ઘણે દૂર સુધી રેતીનુ મેદાન જ જણાતુ હતુ! દૂર સમુદ્રની નીલ રેખાનો સહજ ભાસ થતો હતો! અસ્ફુટ મેઘ ગર્જનાની માફક એક સરખો ગભીર ધ્વની કર્ણમા ઘૂચાતો હતો! રાત્રી પૂર્ણ થઈ અરૂણોદય થયો હતો ઉષાના શુભ્ર પ્રકાશથી પૂર્વદિશા ઉજ્વલિત બની હતી

આ રેતીના મેદાનપર એક ઘાયલવીર પોઢયો હતો અને તેની પાસે એક ઉગતી વયનો યુવક વચ્ચે વચ્ચે તેનુ નામ દઇ હાકો મારતો હતો તે કદી કદી તે ઘાયલવીરના ચહેરા તરફ જોઇ તેના વક્ષ સ્થલ પર પડી એક અબળાની માફક રૂદન કરતો હતો!

' સમ્રાટ, મહારાજ! શશાંક! ઉઠો, અરે એકવાર ઉઠો! એકવાર તો મારી સાથે બોલો! "

તે ઘાયલ થયેલા વીરમા હજુ ચૈતન્ય હોય તેમ જણાતુ હતુ કારણ તેના વક્ષસ્થલના ધબકારા હજુ બંધ પડયા નહતા!

તે તરૂણે પુન હાક મારી "શશાંક મહારાજ—"

સમ્રાટ તરફથી કંઈજ ઉત્તર ન મળેલો જોઇ પુન તે તેના વક્ષસ્થલપર પડી રડતો રડતો બોલ્યો "ત્યારે શશાંકરાજ! પુન નહિ જ ઉઠો કે આપ? કેવલ એકવાર, એકવાર નહિ બોલો કે મારી સાથે? જુઓ, હૃદયેશ્વર, એકવાર નેત્ર ઉઘાડી જુઓ હુ સૈનિક નથી! હુ રમાપતિ પણ નથી! નાથ, આપની દાસી લતિકા જ છુ આજે આપણા લગ્નની પહેલી રાત્રી છે ને?"

એટલુ કહી તે તરૂણ, કહો કે તે તરૂણી સમ્રાટ પાસે જમીનપર પડી મોટેથી રડવા લાગી

કેટલીકવાર સૂર્યોદય થયો. સૂર્ય કિરણ કંઇક તીવ્ર થયા પછી શશાંક ધીમે ધીમે શુદ્ધિપર આવ્યો પણ લતિકાદેવીના લક્ષમાં તે આવ્યું નહિ તે અદ્યાપિ તેની પગ પડી રડતી હતી

સમ્રાટ શશાંક હમણાં પૂર્ણ શુદ્ધિમાં આવ્યો હતો. લતિકાના મસ્તક પર હાથ મુકી અત્યંત ક્ષીણ સ્વરે તે બોલ્યો " અનંત–"

લતિકાના આનંદની સીમા રહી નહિ ! તે તરત જ ઉઠી અને બોલી " શું મહારાજ ? "

શશાંકે જેમ તેમ કરી કિંચિત માથું ઉચું કરી પુછ્યું " તું કોણ છે ? "

લતિકાદેવી આનંદથી બોલી " અરે પ્રભુ ! ત્યારે તો મહારાજ શુદ્ધિ પર આવ્યા ! તદ્દન શુદ્ધિપર આવ્યા ખરા ! યૂવરાજ, નહિ, ભૂલી, મહારાજ ! શશાંકરાજ, હું લતિકા–'

શું કહ્યું ? "

" હું લતિકા જ છું, મહારાજ ! રમાપતિ ન હોઈ હું ખરે-ખર લતિકા છું આપે મારા પ્રેમનો અસ્વીકાર કર્યો તે દિવસથી જ, મહારાજ, મે મારા માતૃગૃહનો ત્યાગ કર્યો છે હું બાળપણમાંથી ઉછરી જે ઘરમાં મોટી થઇ તે ઘર મારે એકદમ છોડવું પડયું, પણ નાથ, આપનો ત્યાગ એક ક્ષણ પણ સહન થાય તેમ નહતો એટલે ત્યારથી એક ક્ષણ પણ હું આપનાથી દૂર રહી નથી. પુરૂષવેષ લઇ સ્ત્રીને માટે અતિશય સાહસપૂર્ણ અને લગભગ અશક્ય એવા કામ મે કેવળ પ્રેમના બળપર કર્યા છે ! આપનો એક ક્ષણ પણ વિયોગ ન થાય તે માટે હું મારો પ્રવેશ ખાનગી સૈન્યમાં કરાવી લઇ આપની સમક્ષ રમાપતિ બની રહી. "

શશાંકે ગભરાઇ જઇ કહ્યું ' શું કહ્યું તે લતિ ? તું લતિકા કે રમાપતિ ? મને તો કંઇ જ સમજ પડતી નથી ! અનંત કયાં છે."

લતિકા કંઈ જ બોલી નહિ તે મસ્તક અવનત કરી ઉભી રહી

" રમાપતિ—લતિ ! અનત ક્યા છે ? "

" અનત સ્વર્ગમા છે, મહારાજ ! "

શશાકે નેત્ર વિસ્તૃત કર્યા ક્ષણવાર અટકી ગદ્ગદ સ્વરે તે બોલ્યો " શુ ? અનત પણ મને ત્યજી ગયો ? અનત–હાય !–નરસિંહજી–ચિત્રા ! યુદ્ધનુ–શુ થયુ ? "

લતિકા કરૂણ સ્વરે બોલી " મહારાજાધિરાજ ! યુદ્ધ પૂર્ણ થયુ છે "

" શુ થયુ ? "

" યુદ્ધ પૂર્ણ થયુ ! માધવને જય મળ્યો ! "

' માધવને જય મળ્યો ' એ લતિકાના મુખના શબ્દ સાભળતા જ તે ઘાયલ, નિ શક્ત થયેલો વીર રેતીના મેદાનમા એકદમ ઉઠી બેઠો થયો ! દિપક અતકાળે એકદમ પ્રજ્વલિત થયો !

શશાક તીવ્ર સ્વરે બોલ્યો " શુ માધવને જય મળ્યો ? અશક્ય–તદ્દન અસભવનીય ! યશોધવલદેવ ગયા, નરસિહ ગયો, માધવ ગયો, અનત ગયો માટે શુ થયુ ? હજી શશાક જીવે છે, વીરેન્દ્ર છે, વસુમિત્ર છે ! મગધના પ્રાચીન સામ્રાજ્યનુ પુર્વ ગૌરવ હુ પુન પ્રાપ્ત કરીશ ! પણ–પણ તુ કોણ છે ? તુ રમાપતિને નહિ–નહિ–તુ રમાપતિ નથી–તુ–તુ લતિકા ? લતિ, લતિકે, તુ આટલા દિવસ ક્યા હતી ? ના, તુ લતિકા નથી–તુ રમાપતિ ! તને તો મે આટલા દિવસ ઓળખ્યો નહિ ! "

" મહારાજ, હૃદયેશ્વર, સ્વામિન, હુ લતિકા જ છુ હમેશ આપનુ દર્શન થઈ શકે તેથી પુરૂષ વેષ લઇ મે રમાપતિ નામ ધારણ કર્યુ હતુ ? "

શશાકે પુન એકવાર લતિકા તરફ જોયુ અને કહ્યુ " હા, લતિકા, લતિ,–ચિત્રા ! અસભવ ! "

લતિકા અત્યંત કરૂણ સ્વરે બોલી "હવે 'અસંભવ' એમ બોલશો નહિ, નાથ ! આપની આશાથી, આપના દર્શનની અભિલાષાથી, એક દિવસ, એકક્ષણવાર પણ આપનો લાભ થવાની આશામા, ધર્મપર, લજ્જાપર પાણી છોડી સ્ત્રીઓને અશક્ય એવુ કાર્ય પણ મે કર્યું, મહારાજ ! એક દિવસ, એકક્ષણ પણ મારી આ છેવટની વિનતી પૂર્ણ કરો નાથ, હૃદયેશ્વર હુ સારી રીતે જાણુછુ કે, આપ ચિત્રામયછો પણ હું શુ કરૂ ? હુ તો તદ્દન આપની છુ, હું શરણાગતછુ મારૂ આપના સિવાય, નાથ, કોઇપણ નથી, કઈ પણ નથી ! હુ અનાથ છુ ! મહારાજ, આ દીનની છેવટની પ્રાર્થના આપ પૂર્ણ નહિ કરો ? આપ તો ચિત્રાના જ છો ! પણ આપ કેવળ એકવાર, એકજવાર કહો કે, મારા દેહનો એક કણ, ચરણ અંગુલીનો અગ્રભાગ, લતિ તારો છે—ખરે જ તારો છે !, એમ આપ કહેશો, તેટલાથી પણ મારૂ શુન્ય હૃદય પરિપૂર્ણ થશે ! મહારાજ ! હવે મારા પ્રેમનો તીરસ્કાર ન કરો—"

" લતિ ! કેમ, કોને ખબર ! પણ મને આજે એવુ લાગે છે કે, આજ મારા જીવનનો છેલ્લો દિવસ છે ! કાલે હુ કંઇ સૂર્ય પ્રકાશ જોઈશ નહિ ! આ જીવનની સીમાપર હુ આવી પહોચ્યો છુ લતિકા તારા પર મારો પ્રેમ છે તારા મનને અનંત યાતના આપી મે પણ અતિશય કલેશ ભોગવ્યો છે ! હવે કોઇના પણ મનને વ્યથા કરીશ નહિ !"

" લતિ, લતિકા ! પણ બરાબર વિચાર કર, સ્થિર થા, શાંત થા—ચિતાશય્યાપર પડેલા પ્રાણહીન દેહ—પ્રેતનો અધિકાર મળવાથી તુ ખરેખર સંતુષ્ટ થઈશકે ? "

" મહારાજ, મારૂ દૈવ જ એવુ છે કે આ લતિકાની આપના સિવાય ગતી નથી, એ વાત હજુ પણ આપના લક્ષમા આવતી નથી ! જો મારે માટે બીજી ગતી હોત તો, આ ધવલવંશની

કુમારી, મહાનાયક યશોધવલની પૌત્રી, પોતાનુ પિતૃગૃહ છોડી ને એકલી આવી હોત કે ? હૃદયેશ્વર, નાથ, આજ જો આપની ચિતાશય્યાનો દિવસ હશે તો આપની ચિતાશય્યાપર એક બાજુએ આ લતિકાની પણ જગ્યા થશે ! તેજ મારી પહેલી શય્યા છે, એ આપ લક્ષમા રાખજો. "

"લતિ ! આજે તને આપવા જેવુ મારી પાસે કઇ નથી ! કહે, લતિ, કહે, હુ શુ કરૂ ?"

" હૃદયેશ્વર. કહો, આપ મારા છો ને ?"

" લતિ ! આ શરીરમા મારૂ પોતાનુ જો કઇ હોય તો તે તારૂ જ છે, એમ સમજ !"

" નહિ, તેમ નહિ, હૃદયનાથ ! હુ જાણુ છુ આપ ચિત્રાના છો. બીજો કોઇના પણ નથી ! પરતુ આજે જીવનના અતિમ દિવસે ચિત્રાની વિશાળ સત્તામાથી એક કણ, કેવળ એક કણજ પોતાનો કહી મને દાન કરો બીજુ કઈજ મારે જોઇતુ નથી, મહારાજ !"

"તે આપવાનો પણ અધિકાર મને છે કે નહિ તે હુ જાણતો નથી લતિ ! જો હોય તો તે કણ હુ તને આપુ છુ"

" મહારાજ ! આપ રાજરાજેશ્વર છો આ દીન અનાથ ભીખારીણી સાથે વાગ્યુદ્ધ કરવુ આપને માટે યોગ્ય નથી નાથ ! ચિત્રાની સત્તાનો તે ચિત્રાનો જ છે તેમાથી કેવળ એક કણ આપી મને તૃપ્ત કરો. મહારાજ ! ચિત્રાનો આત્મા સ્વર્ગમા તેથી લેશ માત્ર અસતુષ્ટ નહિ થાય ! "

"લતિ, ક્ષણે ક્ષણે હુ નિ શક્ત થતો જાઉ છુ ચિત્રાની સત્તામાથી એક કણ મે તને આપ્યો ! થયુ હવે ! હવે તારા પ્રેમને તરછોડીશ નહિ આજ કોઇના પણ મનને દુખી કરીશ નહિ મારા અધિકાર બહારનુ કાર્ય મે કર્યું હશે તો તેથી ચિત્રા મારા પર

રીસાશે, પણ તે બહુવાર રિસાઇ રહેશે નહિ તેની પાસે જ જાઉં છું, લતિ ! ”

લતિકા દેવીએ પોતાના વસ્ત્રમાંથી રત્નવલય બહાર કાઢયાં અને તે શશાંકના હસ્તમાં મુકયાં

શશાંકે પુછયું ‘ એ શું, લતિ ? ”

“ હૃદયેશ્વર, એ મારી દાદીનાં વલય છે સાંભળે છે ને આપને ’

‘ સાંભળે છે, લાવ તે આમ ! તારા હસ્તમાં પહેરાવું છું ”

શશાંકે પોતાના કંપિત હસ્તે વલય લતિકા દેવીના હસ્તમાં આરોપ્યાં તેણે કહ્યું “ આજે મોટા આનંદનો દિવસ છે, લતિ ! આજે પિતાજી, માતાજી, લલ્લ, યશોધવલદેવ, નરસિંહ માધવ, અનંત એ સર્વને હું મળીશ ! વિનયસેન પણ ત્યાં જ છે ! લતિકે, કોઇ જાણે મને એમજ કહે છે કે, તું પણ મારી સાથે જ ત્યાં આવીશ ”

“ હૃદયનાથ આજે આપણો લગ્નોત્સવ છે ! આજે આપ જ્યાં જશો ત્યાં આપની છાયા પ્રમાણે હું પણ આપની સાથે જ આવીશ આપને છોડીને એક ક્ષણ પણ કેવી રીતે રહી શકું, મહારાજ ? ’

“ લતિ, આપણે કયાં છીએ ? ”

“ તામ્રલિપ્તી પાસે સમુદ્ર કાંઠે ! ”

“ મારો અનંત કયાં છે ? ”

“ અનંતધામમાં–મહારાજ ! ”

“ એકજ વાર જો નરસિંહ મને મળ્યો હોત ! તેણે મને એક વખત દર્શન આપ્યું હોત, તો–મેં તેને સમજાવીને કહ્યું હોત કે મારો દોષ નહતો, ચિત્રાનો પણ નહતો !–સર્વ દોષ અદૃષ્ટનો ! લતિ ! તરસ–ભારે તરસ—”

ચોતરફ વિશાળ રેતી પથરાઇ રહેલી હતી ક્ષણે ક્ષણે આકાશમા ઉંચે ચઢતા સૂર્યનારાયણના પ્રખર તીરણથી રેતી એક સરખી તપતી જતી હતી રક્તસ્રાવ ચાલતો હોવાથી શશાક તદ્દન નિ શક્ત અને ચૈતન્ય હીન થયો હતો. દિવસ જેમ જેમ ચઢતો ગયો તેમ તેમ તેની તૃષા પણ અધિકાધિક તીવ્ર થતી ચાલી તેણે અટકતા અટકતા કહ્યુ " લતિ ! પાણી ! અતિ–તરસ

સમુદ્ર કીનારે રેતીના મેદાનમા સમુદ્રના ખારા પાણી પાસે મીઠુ પાણી મળવુ હમેશ કઠિન હોય છે શશાકને તૃષાથી તરફડતો જોઇ લતિકાદેવીને અતિશય ચિતા થવા લાગી છેવટે કઇક નિશ્ચય કરી તેણે અત્યત મૃદુ સ્વરે શશાકને કહ્યુ

" નાથ, અહી સહજ પડી રહેજો ! કોઈ પણ સ્થળેથી હુ પાણી લઇ આવુ છુ "

" જા જા, લ લઇ આવ ! "

લતિકા મીઠા પાણીની શોધમા રેતીની ટેકરી ઓળગી ગઇ શશાક તસે વાલુકામા તદ્રામય બની શીતલ સુદર જળનુ સ્વપ્ન જોવા લાગ્યો એટલામા એકાએક તેને યુદ્ધનુ સ્મરણ થઇ આવ્યુ અનતવમાં અનતધામમા ગયો અને પોતે ઘાયલ થઇ પડયો છે સૈન્યને દોરનારો કોઈ નાયક બચ્યો નથી રાત્રીની તક સાધી દુશ્મને છાવણીપર હલ્લો કરી ઘણાખરા અગ રક્ષકોને હણી નાખ્યા છે ઘોડદળ કે પાયદળ સેનાપતિના અભાવે છિન્નભિન્ન થતુ જાય છે અને હવે પોતે દૂર રહેશે તો જરૂર પરાજય પ્રાપ્ત થશે

આવો વિચાર આવતા જ શશાક ઉઠવાનો પ્રયત્ન કરવા લાગ્યો પરિણામે એકદમ ઘામાથી લોહીનો પ્રવાહ વહેવા લાગ્યો. ક્ષણમા પરમેશ્વર, પરમ ભટ્ટારક, પરમ વૈષ્ણવ, પરમ માહેશ્વર મહારાજાધિરાજ શશાક નરેન્દ્રગુપ્તનો મૃતદેહ ઢળી પડયો.

બે ઘડીમા જ લતિકા ભીના વસ્ત્રે દોડી આવી પણ દુરથી શશાંકને પડેલો જોઈ તેને ભાસ થયો કે અતિશય શ્રમના કારણે ગાઢ નિદ્રા આવી હશે પરંતુ કેટલીક ક્ષણે પાસે આવી તેણે જોયુ તો સમ્રાટનુ શરીર હીમ સમ શીતલ બનેલુ હોઇ હૃદયના ધબકારા બંધ પડેલા જણાયા ! હાય ! સમ્રાટે સ્વર્ગ તરફ પ્રયાણ કરી દીધુ હતુ !

સમ્રાટના તેજહીન વદન તરફ જોઇ લતિકા ડુસ્કા ભરતી બોલીઃ "હૃદયેશ્વર, અંતે એકલા જ ચાલ્યા ગયાને ? દાસીની રાહ પણ ન જોઇ ? મહાકષ્ટે આ મીઠુ જળ લઇ આવી પણ હાય ! કોને માટે એ હુ લઇ આવી ? "

આટલુ બોલી લતિકા પણ રેતી પર ભીનુ વસ્ત્ર પાથરીને શશાંકના દેહ પાસે સુતી !

કાળનુ વહન થતા સંધ્યા સમયે સૂર્યનારાયણ અસ્તાચલે જતા પૂર્વે એક વૃદ્ધ વૃક્ષ શાખા પર બેસી સમુદ્રકાંઠે આવી પહોચ્યો તેના મુખ પરથી તે કોઇની શોધમા હોય તેમ લાગતુ હતુ કેટલીકવારે દૂરથી શશાંક અને લતિકાના દેહ દૃષ્ટિએ પડતા તે આનંદમા પોકારી ઉઠયોઃ "મહારાજ, આપનો હેતુ સફલ થયો છે ! ચાલુક્યરાજ આવે છે નર્મદાતટે હર્ષવર્ધનને સખત હાર મળી છે ! ઉઠો, ઉઠો હવે ! "

પરંતુ કંઇ જ ઉત્તર મળ્યો નહિ. નજીક આવી ચૈતન્યહીન દેહ જણાતા ખેદ પૂર્વક તે બોલ્યોઃ "શુ જોઉ છુ ?" બંધુગુપ્ત ! ખરે, તારૂ ભવિષ્ય કથન આશ્ચર્યકારક જ કહેવાય. ભાગ્યચક્ર લેશમાત્ર ચલિત નથી બનતુ–ન બન્યુ ! અનંતના આ તટે ઉભો રહી, સ્થવિરવીર, તારા આશ્ચર્યપ્રદ ભવિષ્ય કથન સામર્થ્યની પૂર્ણ પ્રતીતિ પામેલો આ શત્રુસેન તને વંદન કરે છે."

ભગવાન સહસ્ર રશ્મિ અદૃશ્ય થવાની તૈયારીમા હતા સાયંકાળના વાયુથી મહાસાગરનો પ્રશાન્ત વક્ષ પ્રદેશ ક્ષુબ્ધ થવા લાગ્યો હતો એકાએક એક પ્રચંડ મોજાએ કૂદકો મારી આકાશવાસી વૃદ્ધ સૂર્યનો ગ્રાસ કરી લીધો અને બીજી જ ક્ષણે સમુદ્રમા ભળી ગયો !

અખિલ જગત અધકારમા ગારત થઇ ગયુ !



અજાફી, શાક, જાત જાતનાં પકવાનો બનાવવાની
રીત દર્શાવનારૂં પુસ્તક

હરેક કુટુંબમા અવશ્ય રાખવા લાયક—નાની બાળા-
ઓએ અભ્યાસ કરવા લાયક

# પાકશાસ્ત્ર અથવા

# પકવાન પોથી.


લેખક અને પ્રકાશક —

ગં૦ સ્વ૦લલિતાગોરી શામરાવ,
ગં૦ સ્વ૦ વિમલાગૌરી મગનલાલ.


એમા ૩૦૦ થી વધુ તરેહ તરેહના ખાવાના પકવાનો બનાવવાના જુદા જુદા પ્રકારો દર્શાવવામા આવ્યા છે જેવાકે —

જાત જાતના શાકો, ભજીયા, કચોરી, કસાર,
પાપડ, મુઠીયા, ગાઠીયા, દાળ, ભાત,
ઘારી, પુરી, તવાઇપુરી, ચીવડો વગેરે

કિમ્મત રૂ. ૩–૦–૦; સોનેરી ગીલ્ટનું
પુઠું. રૂ. ૩ાા

મળવાનું ઠેકાણું,

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,**

કાલબાદેવી રોડ, મુંબાઇ.

## Opinion of

**Rao Bahadur Govindbhai Hathibhai Desai.**
B A LL B,

The Judge Varishta Court,

Baroda State.

Baroda, 24-4-23

Two Hindu Ladies, Ben Vimla and Lalita gaor, have prepared and published an excellent book on Cookery ( પાકશાસ્ત્ર ) They have taken great personal trouble and undergone great expenditure in this venture The book is nicely printed and supplies a long felt want for our households and schools I am sure it will be of great use to our girls in the study of Cookery The book indeed deserves a liberal patronage and encouragement"

# THE MODERN REVIEW.

**December 1923.**

PAK-SASTRA (પાક શાસ્ત્ર). *By G S Lalita-Gavri Samrao, and G S Vimala Gavri Maganlal of Nadiad. Printed at the Union Press Bombay Cloth cover, pp 285 Price Rs 3-0-0 (1923)*

This book is written by two Hindu ladies and thus a guarantee of the fact that whatever is stated there, comes from the most intelligent quarters and that the writers them selves being so to speak in the line of chefs, the recipes given are the result of their personal experience The book is necessarily confined to vegetable preparations, but the number and variety given are so large as to bewilder one Sweets, chutnies, pickles, sherbets and other toothsome viands have not been neglected Weights and measures are carefully given and prescribed and hints on cleanliness and its preservation in the kitchen and the materials to be used therein have not been passed over We think, the book is likely to prove greatly useful and popular.

પ્રજામિત્ર અને પારસી, તા૦ ૪ થી ઑગસ્ટ, ૧૯૨૩

"ઘર ઉપયોગી રસોઇ કરવાને લગતા અત્યાર સુધીમા જે પુસ્તકો બહાર પડયા છે તે ગણત્રીનાજ છે અને તેમા હાલમા બે હિન્દુ બેહનોએ એક નવા ઉપયોગી પુસ્તકનો કરેલો વધારો ઘણો આવકારદાયકજ લેખાશે. ગગાસ્વરૂપ બેહેન લલિતાગોરી શામરાવ તથા મુબઈના જાણીતા બુકસેલર્સ મેસર્સ એન એમ ત્રિપાઠીની કપનીના ભાગ્યા મી૦ ઝવેરભાઇ પડયાના ભત્રીજી ગગાસ્વરૂપ બેહેન વિમળાગોરી મગનલાલ તરફથી પાકશાસ્ત્ર અથવા પકવાન પોથી નામનુ પુસ્તક બહાર પાડવામા આવ્યુ છે જેમા ત્રણસો જુદી જુદી જાતની વાણીઓ તે પકાવવાની સમજ સાથે ઘણી સરસ રીતે આપવામાં આવી છે આ વાણીઓ બનાવવા માટેની સાદી અને સેહેજમા સમજ પડે એવી સુચનાઓ આપવામા આવી છે, જેથી રાધણકળાના હુન્નરથી વાકેફગારને નવી ઘણી વાણીઓ બનાવવવાની સમજ પડશે, જ્યારે એ હુન્નરથી બીનવાકેફ આસામી પણ આ ચોપડીમા આપેલી સુચનાઓ અનુસાર ચાલીને પોતાનુ રોજીદુ ખાણુ પોતાને હાથે પકાવી લઇ શકશે હીંદુ જેવી અનફળશાક આહારી મોટી કોમમા અનફળશાકની તરેહવાર વાણીઓ બનાવવાનુ શીક્ષણ આપનારા આવા એક પુસ્તકની ખરેજ ખુટ હતી તે પુરી પાડવા માટે કરતાઓને ધન્યવાદ આપી શકાશે અનફળશાક આહારના ફાયદા હાલમા ભાષણો તથા પુસ્તકોરૂપે જાહેર પ્રજા સનમુખ દાખલા દલીલો સાથે છુટથી રજુ કરવામા આવે છે, જેને પ્રતાપે હીંદુ સીવાય બીજી કોમોના આસામીઓની પણ મોટી સખ્યા એ ખોરાકી લેવા તરફ ઢળેલો છે, જેઓની એવી વલણને તરેહવાર સ્વાદીષ્ટ વાણીઓથી લલચાવનાર આ પુસ્તક મકમ બનાવવામા સારો હીસ્સો આપી શકશે.

વાણીઓની ચુંટણી પુસ્તકમા એવી તો સરસ રીતે ગોઠવામા આવી છે કે જેઓને દાતના ચશતાનો બુરો રોગ લાગુ પડયો હોય તેઓને તેમજ તદન સાદા અને સુતરા ખોરાક ઉપર ગુજરાન કર નારા બને વરગોને તે ઉપયોગી થઇ પડશે કેટલીક વાણીઓ તો એવી છે કે જે બીજી પકવાન પોથીઓમા નજરે પડતી નથી અને ઘરસસાર ચલાવનારાઓને તે ઘણી કામની થઇ પડે તેવી છે આ પોથીમા જે અસખ્ય વાણીઓનુ તરેહ તરેહ પ્રકારનુ મીનુ આપવામા આવ્યુ છે તે જોતા માત્ર રૂ ૩ ની કીમત ઘણી આકરી લેખાશે નહી વળી સોનેરી ગીલીટ કરેલી પુઠાવાળી ચોપડીની કીંમત રૂ ૩-૮-૦ રાખવામા આવી છે જે દેખાવમા ઘણી શોભાયમાન નજરે પડે છે હીંદુઓ સેવાયની બીજી કોમના-જેમકે પારસી અને મોહમેદન ભાઇઓ-જેઓ એકના એક ખાણાથી કંટાળ્યા હોયે તેઓને પાકશાસ્ત્રમા આપવામા આવેલા મીનુની અજમાએસ લેવા ભલામણ કરી શકાશે કે જેથી "વેરાયટી" તરીકે એક નવીન જ પ્રકારની વાણી બનાવવાનુ ઘણુ સુગમ થઇ પડશે આવી પકવાન પોથીઓ આપણી કન્યાશાળાઓમા પણ દાખલ કરવાની ઘણી જરૂર છે અને રાધણકળાની તાલીમ માટે તે કન્યાઓને ઉપ-યોગી થઈ પડશે આ પુસ્તકમા વાણીઓ બનાવવાની સમજ કેવી ખુલ્લી ભાષામા આપવામા આવી છે તે દરશાવવા માટે તેમાથી "ઘઉંની રોટલી" અને "પાકા કેળાના ભજીયા" કેવી રીતે બનાવવા તેનુ આપવામા આવેલુ વરણન અમો હેઠળ ઉતારીયે છીએ —

રોટલી ઘઉંની—લોટ શેર ૧, ઘી શેર ૦।=, અને ચોખાનો લોટ શેર ૦।=

લોટ બાધવાની રીત, દાળ સીજતી હોય તે વખત લોટ બાધીને ભીજવવો નીચે પ્રમાણે —

લોટને ખૂબ [illegible] હાથથી કુપવો, અને તે ઉપર પાણીનો છટકાવ દઈ ઢાંકી મુકવો રોટલી કરતી વખત બાંધેલા લોટને હાથથી [illegible] નરમ કઠણ હોય તો તેને બરોબર રીતે કરવો પછી જેવડી [illegible] કરવી હોય તે પ્રમાણે લુવો લઈ સાફ ચકલાણ પાટલા ઉપર વણવી, અટામણ ચોખાના લોટનુ લેવુ, તે રોટલી જાડા તવા ઉપર સેકવી, અને તેને એક વખત જરા ગરમ થાય એટલે ફેરવવી બીજી બાજુ ચુમકી પડે એટલે આચ કાઢી બાર [illegible] હોય તે ઉપર નાખવી ફુલી જાય એટલે ઉતારી લઈ ચમચા [illegible] ઘી ચોપડી દેવુ

પાકા કેળાના ભજીયા—ચણાનો લોટ શેર ૧, કેળા શેર ૧, લુણ તોલા ૧, ખારો તોલા ૦।, હીંગ વાલ ૬, તેલ શેર ૦॥, મેથી સેકેલી તોલો ૦॥, લાલ મરચા નગ ૪ નો ભુકો

ચણાના લોટમા લુણ તથા ખારો તથા હીંગ તથા સેકેલી મેથી તથા લાલ મરચાનો ભુકો નાખી ખીરુ કરવુ કેળાના ગોળ ચગદા કરી વેસણમા લપેટી ઉપર પ્રમાણે તળી લેવા

વળી ન્હાના પુસ્તકમા દુધ, ખાંડ, માખણ જેવા રોજીંદા ઉપયોગના પદાર્થો ભેળસેળ વગરના હોયાની ખાત્રી કેમ કરવી તેની માહિતી પણ આપવામા આવી છે શરૂઆતમા જુદી જુદી વાનીઓની અનુક્રમણિકા આપવામા આવી છે જે ઉપરથી જે વાની પકાવવાની હોય તે કયા પાના ઉપર આવી છે તે ઝટ જોઈ શકાય છે"

---

"બુદ્ધિપ્રકાશ", ફેબ્રુઆરી ૧૯૨૩

"રસોઈ કરતા શિખવાને અને જુદી જુદી જાતની વાનીઓ તૈયાર કરવાને આ પાકશાસ્ત્રનુ પુસ્તક ઉપયોગી માહિતી પૂરી પાડે છે, રસોઈમા વિવિધતા અને નવીનતા આણવા માટે આવુ પુસ્તક ખરેખર એક મિત્રની ગરજ સારે છે પોતાના જ્ઞાન અને આવડનો લાભ, ઉપર મુજબ એક પુસ્તક તૈયાર કરી, અન્ય બહેનોને આપવા બદલ અને લેખક બહેનોને ધન્યવાદ ઘટે છે"

જામે જમશેદ, તા૦ ૧૮ મી આગસ્ટ ૧૯૨૩

"એ હીંદુ બાઇઓએ આ પાકશાસ્ત્ર યાને પકવાનપોથીનુ નાનકડુ પુસ્તક રચીને બાહેર પાડયુ છે પુસ્તક પોણીત્રણસો સફાનુ છે અને કપડાના સુશોભીત પુઠામા બાંધેલુ છે મોટા હરફે સારા કાગળ ઉપર છાપેલુ છે જેઓ માસ, માછલી અને ઇંડાનો ખોરાક લેતા ન હોય, તેઓ માટે આ પુસ્તક ઉપયોગી છે તેમા અન્નફળ, શાકની તરેહવાર વાનીઓ બનાવવાની રીત સહેલી શાદી ભાષામા આપી છે આ પુસ્તક ખસુસ કરીને હીંદુ કુટુંબોને બરનુ છે, કારણ કે હીંદુ ઘરોમા પકાવવામા આવતી વાનીઓ બનાવવાની રીત તેમા આપી છે પણ જે પારસી કુટુંબો માસનો ખોરાક લેતા ન હોય, અને માસ, માછલી વગર દરરોજ સવારે "શુ રાંધવુ-શુ ખાવુ" ની મુંઝવણ થતી હોય તેઓને આ પુસ્તક ઉપયોગી થઈ પડવુ જોઈએ ત્રણસોથી વધુ વાનીઓ બનાવવાની રીત એમા આપેલી છે દરરોજ ખપના તરેહવાર પકવાનો, જાત જાતની મીઠાઇ, ચટણી અચાર, મુરબા, મસાલા વગેરે બનાવવાની રીત આ પુસ્તકમા આપી છે. વળી શીયાળાની મોસમમા ખાવાના તરેહવાર જાતના શક્તીના પાકો બનાવવાની રીત પણ એમા આપી છે માસનો ખોરાક લેનારા પારસી કુટુંબો પણ એકની એક વાનીઓથી કંટાળી ગયા હોય અને વાર તહેવારે કાંઇક નવી વાનીઓ બનાવવાની હોસ રાખતા હોય, તેઓને આ પુસ્તકમાથી ઘણુંક નવુ જાણવાનુ અને શીખવાનુ મળશે—તેથી દાંતના ચશટાનુ અભાગ્યુ દરદ દૂરે કરી શકાશે"

## પુરસદ, સપ્ટેમ્બર—ઑક્ટોબર, ૧૯૨૩

"અન્ન ફળ શાકના ખોરાકપર ગુજારો કરનારા વેજીટેર્યનોને માટે ગગાસ્વરૂપ લલિતાગૌરી શામરાવ તથા ગગાસ્વરૂપ વિમલાગૌરી મગનલાલે અન્ન ફળ શાકની તરેહવાર વાનીઓ કેવી રીતે પકાવવી તે શિખાડવાને ઉપલા નામ હેઠળ ૩૨૦ સફાનુ એક કીમતી પુસ્તક બાહેર પાડ્યુ છે જે વેજીટેર્યનોની એક ઘણી અગત્યની ખુટ પુરી પાડે છે તરેહ તરેહના ખોરાકના પદાર્થોમા કુદરતી રીતેજ અનેક તરાહના સ્વાદ ભરેલા રસો રહેલા છે, અને તેમને જો સારી રીતે પકાવેલા હોય છે તો તે ઘણાજ સ્વાદિષ્ટ બને છે આ પકવાન પોથીમા અકેક એવી વાણી આપેલી છે કે જેના નામો વટીક અદ્યાપિ હુ જાણતો ન હતો આગલા કાળમા સ્ત્રી પુરૂષો સ્વાદિષ્ટ રસોઇકળા ઉત્તમ પ્રકારે જાણતા હતા, પરતુ હાલમા તો એ શિક્ષણમા બહુજ ખામી જોવામા આવે છે ઘરના માણસોની ખાવા પીવાની વ્યવસ્થા કરવાનો મુખ્ય આધાર સ્ત્રીઓ ઉપર રહેલો છે, પણ તેમા હાલ ઘણી ન્યુનતા જોઈ શકાય છે જેમ ઘણી વિદ્યાવાળા પુરૂષને માનપ્રતિષ્ઠા મળે છે અને તેજ તેનુ ભુષણ થાએ છે તેમ સ્ત્રીઓને જો સારી રસોઇ કરતા આવડે છે તો તેમની પ્રતિષ્ઠા વધે છે મર્દોએ આણેલા ખોરાકી પદાર્થો સારી રીતે પકાવીને જમાડવા એ તો સ્ત્રીઓનુ મુખ્ય કર્તવ્ય ગણાય છે, અને જો એ આર્ટમા એક સ્ત્રી પછાત હોય તો તેના ભણતરની ત્યાજ પરીક્ષા થઇ જાય છે, આપણી પારસી કોમની કોલેજમા કેળવણી લેતી છોકરીઓમાના મોટા ભાગને આજે ઈંડુ ચાલવતા આવડતુ નથી, અને તેથી તેવીઓને માટે આવી પકવાન પોથીઓની ખરેખર બહુ જરૂર છે

આ પુસ્તકમા કેટલોક માલમસાલો ભરાયો છે તે આ માગ્નીકના ગયા અંક સાથે વેહેચવામા આવેલાં હેડબીલથી જોવાયુ હશે, અને એ પુસ્તકની એક કાયમની જાહેર ખબર જે આજના અંકથી ચાલુ કરવામા આવી છે તે ઉપર જીભના બટાકાના શોખીનોનુ ખાસ ધ્યાન ખેચવામા આવે છે કુટુંબના બાનુઓના ગાઇડન્સ સારૂ આ પુસ્તકની એકેક નકલ ઘરેઘર મોજુદ હોવી ઘટે"

---

સ્ત્રીબોધ, સપ્ટેમ્બર ૧૯૨૩.

"લગભગ ત્રણસો સફાનુ આ સુદર પુસ્તક ગ૦ સ્વ૦ લલિતાગૌરી શામરાવ તથા ગ૦ સ્વ૦ વિમલાગૌરી મગનલાલે રચીને બાહેર પાડયુ છે તે હીદુ કુટુંબોને તેમજ માસનો ખોરાક તજી દઇને અન્નફળ શાકાહારી બનેલા પારસી કુટુંબોને ઘણુ ઉપયોગી થઇ પડવુ જોઇએ આ પકવાન પોથીને ત્રણ ભાગમા વહેચી નાખીને દરરોજના ખોરાકની તેમજ મીઠાઇ મીષ્ટાનોના તરેહવાર વાનીઓ બનાવવાની રીતો તેમા આપી છે ખોરાકીની ચીજોમા થતી નુકશાનકારક ભેળ કહાડવાના થોડાક નુસકા પણ આપ્યા છે અને દુધ, ખાંડ, માખણ, મધ, વગેરે ચીજોમા કાઇ ભેળ કરી હોય તો તે પરખી કહાડવાની સહેલી રીત સમજાવી છે જુદી જુદી વાની પકાવવાની રીત પણ સહેલી સરળ ભાષામા આપી છે હિંદુ કુટુંબો માટે આવા એક પુસ્તકની જે મોટી ખોટ હતી, તે આ પુસ્તકના બાનુકર્તાઓએ દુર કરી આપી છે પુસ્તક સફાઇદાર કાગળ ઉપર છાપીને સુદર પુઠામા બાંધેલુ છે સ્કુલમા અભ્યાસ કરતી બાળકીઓને ઇનામ આપવા માટે આવા પુસ્તકો ઘણા ઉપયોગી થઇ પડવા જોઇએ"

મુંબઈ સમાચાર, તા૦ ૬ ઠી અક્ટોબર, ૧૯૨૩

' ગુજરાતી સાહિત્યની વીવીધ શાખાઓમાં અપુર્ણતા કેટલી છે, તેનો કાંઈક ખ્યાલ હાલમાં ગંગાસ્વરૂપ લક્ષ્મીબેન ગોદી શામરાવ અને ગંગાસ્વરૂપ વિમલાગૌરી મગનલાલ તરફથી રચાએલા અને બહાર પડેલા 'પાકશાસ્ત્ર' યાને 'પકવાન પોથી' નામના પુસ્તકપરથી જણાય છે દુનીઆમાં અનેક કળાએ છે, તેમાં રસોઇની યાને પાકશાસ્ત્રની કળા એ ઘણીજ ઉપયોગી અને અગત્યની કળા છે કમનશીબે જ્યારે અંગ્રેજી અને ઈતર સાહીત્યમાં રસોઇના સબંધમાં યાને પાકશાસ્ત્રના સબંધમાં અનેક પુસ્તકો છે ત્યારે ગુજરાતી સાહીત્યમાં તો હજી હવે આ પુસ્તકથી પહેલજ થાય છે. આ પહેલ એ ખરેજ ઘણીજ ઉપયોગી દીશામાં છે અને તે માટે ખરેજ આ બાનુ કરતાઓને ગુજરાતી આલમ જરૂર ધન્યવાદ આપશે આ પુસ્તકમાં અન્નફલ તથા શાકની વીવીધ બનાવટો, તેમ તે બનાવવાની વીવીધ રીતીઓ ઘણીજ સાદી અને સરળ રીતે સમજાવવામાં આવી છે, કે જેથી તે પુસ્તક વ્યવહારૂ ઉપયોગી થઇ પડે મીષ્ટાન, ચટણીઓ, રાઈતાઓ, અથાણાઓ, વીવીધતાઓ અને તે બનાવવાની રીતોઓથી ઘણી પાકટ ઉમરની સ્ત્રીઓ પણ પુરેપુરી જાણકાર નથી હોતી. આ પુસ્તક ખરેખર તેઓ માટે તેમજ સામાન્ય રીતે ગુજરાતી આલમને ઘણુંજ ઉપયોગી અને લાભકર્તા થઇ પડશે એ બાબતમાં શંકાને જરા માત્ર સ્થાન નથી "

## કયસરે હીન્દ, તા૦ ૫ મી ઑગસ્ટ ૧૯૨૩

" આ પુસ્તક બે હીંદુ બાઇઓ ગ૦ સ્વ૦ લલિતાગૌરી સામરાવ અને ગ૦ સ્વ૦ વિમલાગૌરી મગનલાલ તરફથી રચીને પ્રકટ કરવામા આવ્યુ છે લેખકો પોતાના દીબાચામા જણાવે છે કે —

જેમ પુરૂષોને વીદ્યા આવડવી આવશકય છે તેમ સ્ત્રીઓને સારી રસોઇ કરતા આવડવી જરૂરની છે જેમ પુષ્કળ વિદ્યા વાળા પુરૂષને માન પ્રતિષ્ઠા મળે છે, અને તે તેનુ ભુષણ છે, તેમ સ્ત્રીઓને સારી રસોઇ કરતા આવડે છે, તો તેની પ્રતિષ્ઠા વધે છે પુરૂષોએ ઘરમા આણેલ પદાર્થો સારી રીતે તૈયાર કરી જમાડવા એ સ્ત્રીઓનુ કર્તવ્ય છે, સારો ને સ્વચ્છ ખોરાક ખાવાને આવવાથી પ્રકૃતિ નીરોગી રહે છે અને મન સતુષ્ટ થાય છે સારી રસોઇ કરનાર સ્ત્રી કુટુબમા સર્વને વહાલી થઇ પડે છે. માટે હમેશા પોતાની પુત્રીઓને રસોઇ કરતા શીખવવી તે ઘણીજ જરૂરની છે અને દરરોજના અભ્યાસથી તેને કંટાળો તેમજ મુઝવણ રહેતી નથી '

લેખકોના ઉપલા વીચારો સાથ આપણે ખુશીથી મલતા થઈશુ. રાંધણકળાનુ જ્ઞાન દરેક ઘર ધણીયાણી માટે અતી ઉપયોગનુ છે આ પુસ્તકમા તરેહવાર જાતની દેશી વાનીઓ તથા મીઠાઇઓ બનાવવાની રીત ટુકમા પણ સ્પષ્ટ સમજાવી છે દરેક વાણીમા કેટલો માલ મસાલો જોઇએ તેનુ કોષ્ટક શરૂઆતમા આપવામા આવ્યુ છે સઘળી વાણીઓ અલબતા વેજીટેરીયન છે, છતા પુસ્તક પારસીઓને પણ ઉપયોગી થઇ પડે એવુ છે "

## ગુણસુંદરી અને સ્ત્રી હીતોપદેશ, નવેમ્બર ૧૯૨૩.

" આપણામા કહેવત છે, ' સુરતનુ જમણ અને કાશીનુ મરણ ' ગુજરાત અને તેમાયે ખાસ કરીને સુરતે રસોઇ કળાની ખીલવણી માટે નામના મેળવી છે, છતા ગુજરાતી ભાષામા પાકશાસ્ત્ર ઉપર ઘણું ઓછુ સાહિત્ય પ્રકટ થયલુ જોવામાં આવે છે. એ નવાઇ જેવુ લાગે છે આપણા સમાજમા દરેક સ્ત્રીને રસોઇ બનાવતા આવડવી જોઇએ, કેમકે કુટુબની અન્નપૂર્ણા તરીકે કુટુબના ભરણપોષણનો ભાર સ્ત્રીવર્ગને માથેજ હોય છે જે સ્ત્રીને રસોઇ બનાવતા બરોબર નથી આવડતી, તે આપણા સમાજમા હાસીને પાત્ર થાય છે, અને સામાન્ય અનુભવની વાત છે કે, જૂદી જૂદી જાતની વાનીઓ બનાવવાને માટે અનુભવી સ્ત્રીઓને પણ બીજાનો સલાહ લેવી પડે છે, તો શીખાઉની તો વાતજ શી કરવી ? એ દૃષ્ટિએ જોતા આ પુસ્તક બહુ ભારે ખોટ પુરી પાડે છે, અને તે બહુ ઉપયોગી લાગે છે દરેક સ્ત્રીના પુસ્તકાલયમા જ નહિ પણ દરેક રસોડામા એ પુસ્તક રાખવાની જરૂર છે એમા ઘણી વાનીઓ બન'વવાનો રીત આપેલી છે, અને તોલ માપ વગેરે પણ દર્શાવ્યા છે એટલે સમજવામા મુશ્કેલી પડે એમ નથી પુસ્તકના છેવટના ભાગમા ચૂર્ણો વિગેરે બનાવવાની રીત આપી છે આ પુસ્તક પ્રકટ કરવાને માટે લેખીકાઓને ધન્યવાદ ઘટે છે, "

જ્ઞાનવર્ધક અને માસિક મિત્ર-નવેમ્બર ૧૯૨૩.

# પાકશાસ્ત્ર અને પકવાન પોથી.

કિમ્મત રૂ. ૩-૦-૦ વી પી તથા પોસ્ટેજ જુદુ.

ઉપલા નામનુ નવુ પુસ્તક તેના રચનાર ગ. સ્વ લલિતાગૌરી શામરાવ અને ગ સ્વ. વિમલાગૌરી મગનલાલ નામની બે બહેનો તરફથી પ્રગટ થયલુ મળ્યુ છે, આ બે બહેનોએ ઉપલુ પુસ્તક પોતાના અનુભવને અભ્યાસે બહાર પાડી પોતાની બ્હેનોને કાંઇક નાતે નવુ શીખવાડીયુ છે-જણાવ્યુ છે યા બતાવ્યુ છે, તો તેનો પુરતો લાભ દરેક ઉમરે આવતી સ્રીઓએ લઇ પોતાનુ માન ગૃહસંસારમા દિપાવવુ જોઇએ છે આ પુસ્તકમા સેકડો રીતિઓ ને વાનીઓ છે કે તેનો અભ્યાસ ને ઓળખ કરે તો પોતે ડાહી કરી ને નવુ જાણીને શીખી શકે

આ પુસ્તક હિંદુ બ્હેનોએ પહેલુજ પ્રગટ કરેલુ ધારી શકાય અને આવા ઉપયોગી શિક્ષણની જરૂર આજ કાલ અનેકોએ વિચારી દરેક કુટુંબમ. આ પુસ્તકની એક નકલ ખાસ કરીને માતા થનારી સ્રીના અભ્યાસ માટે રાખવી જોઇએ આપણે જાણીએ છીએ કે સ્રીવર્ગ

સ્કુલમા વિદ્યાનોજ અભ્યાસ કરે છે, ને એવા સ્થળોએ કાઇ રાધણુ કરવાનુ શિક્ષણુ ખાસ અપાતુજ નથી, તો સ્ત્રીવર્ગને આવુ ઉમદા શિક્ષણુ ઘર સિવાય ક્યા મળી શકે ? આપણે જાણીએ છીએ કે "પુરૂષવર્ગ પોતાની પ્રતિષ્ઠા વિદ્યા અભ્યાસથી વધારી, પોતે દિપાયમાન થઇ શકે છે," તો "સ્ત્રીવર્ગ પોતાની લાયકાત રાધણુ-કળાથી દેખાડી શકે," એ તો દુનીયાનો નિયમ છે પણુ આજકાલ આપણે એથી ઉલટુજ દેખીએ છીએ. તે એજ કે અમુક કુટુમ્બોમા આજકાલ સઘળો કારભાર માણુસોથીજ ચાલે છે ને ખાવા પીવામા સુઘડતા ને સ્વચ્છતા મુદ્દલે દેખાતી નથી. ખરાબ, વાસી કે થંડુ ને કસ્વાદનુ પકાવેલુ મનને રૂચતુ નથી અને તે ધીમે ધીમે રોગનુ મૂળ થઇ પડે છે. તો સ્ત્રીઓ આવુ ઉમદા શિક્ષણુ લઇ પોતાના કુટુમ્બમા જાતે સ્વચ્છતાથી પકાવે–આવો અભ્યાસ માતા પોતે કરે ને પોતાની દીકરીને અને વહુને શીખવે તો કુટુમ્બમા બહુ રીતે ને કામે ઉપયોગી નીવડે ને પોતાના કર્તવ્યમા પણુ પ્રવિણુ થાય જો આવી રીતિઓ દરેક ગરીબ કે શ્રીમત વર્ગમા બહુ મોટા પ્રમાણે દાખલ થયલી હોય તો તે કુટુમ્બ સુખી ને સતોષી કહેવાઇ શકાય એમા શકા જેવું કાઇએ નથી ઉમરે આવતી છોકરીઓ પોતે પાકશાસ્ત્રનો અભ્યાસ પોતાને મળતી ફુરસુદે કરતી રહે તો થોડા વખતમા તે પોતાના કુટુમ્બમા

અમોએ જણાવ્યુ તેમ એક ઉપયોગી ને કુશળતા ધરાવનારી સ્ત્રી થઇ પડે પણ તે કયારે ? કે પુસ્તો ને ખરો અભ્યાસ કરી જાતે ખાત્રી કરે, ને કુટુમ્બના માણસોને સતોષ આપે ત્યારેજ ઉપલા પુસ્તકમા એકડો ચીજો રજુ કરેલી છે તે દરેક કુટુમ્બોમા ઉપયોગી નિવડે તેવી છે, ને ૩૨૫ પેજો એવી બાબ દોના થયલા છે સારા કાગળો ને પાકા પુઠા સાથે કિમત રૂ ૩-૦-૦ રાખેલી છે એ પુસ્તક કાલબાદેવીપર મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કપનીની દુકાનેથી મળશે.

---

નવરાસ, નવેમ્બર ૧૯૨૩

'બેહેનો ગગાસ્વરૂપ લલિતાગૌરી શામરાવ તથા ગગાસ્વરૂપ વિમલાગૌરી મગનલાલે અન્નફળ શાકની તરેહવાર વાનીઓ કેવી રીતે પકાવવી, તે અન્નફળ શાકના જ ખોરાકપર ગુજારો કરનાર વેજીટેરીયનો—જેઓમા મારી જાણ પ્રમાણે પારસી બાનુએ તથા ગ્રહસ્થોનો હાલમા ઘણો વધારો થતો જાય છે—માટે પકવાનપોથી અથવા પાકશાસ્ત્રના નામથી ૨૮૫ સફાનુ એક અતિ કિમતી પુસ્તક બાહેર પાડયુ છે કે જે મારા વિચાર પ્રમાણે વેજીટેર્યનોને માટે ઘણુ જ ઉપયોગી હોવા સાથે ગોયા તેમની એક ઘણી અગત્યની ખોટ પુરી પાડે છે અનેક તરેહના અન્નફળ શાકના ખોરાકો જો સારી રીતે પકાવેલા હોય છે, તો તે ખાનારને ઘણાજ સ્વા

દ્રિષ્ટ લાગવા સાથે સ્વાદ ભરેલા રસો ચાખવાને મળે છે અને એક મારા ઇષ્ટ મિત્રને મે એ ઉપલી મારીપર આવેલી ચોપડી ભેટ આપતા તેમનાં કુશલ મોહોરદારને તે એટલી બધી ગમી ગઇ છે કે તેઓ તેમાથી દરરોજ નવી નવી વાણીઓ પકાવીને ખાય છે અને તેમના જણાવ્યા પ્રમાણે તેમને આગળ અન્નફળ શાકના ખોરાક પાછળ જેટલો ખર્ચ થતો હતો તેના કરતા તેમને ઘણો ઓછો ખર્ચ બેસે છે ઘેરના માણસોની ખાવા પિવાની વ્યવસ્થા કરવાનો મુખ્ય આધાર સ્ત્રીઓની રસોઇ પકાવવાની કુશળતા ઉપર રહેલો છે, પણ તેમા હાલ ઘણી ન્યુનતા જોઇ શકાય છે આગલા વખતમા સ્ત્રી પુરૂષો સ્વાદિષ્ટ રસોઇ કરવા ઉત્તમ પ્રકારે જાણતા હતા, પણ હાલમા દરેક કોમની સ્ત્રીઓમા એ પ્રકારના શિક્ષણમા બહુજ ખામી જોવામા આવે છે, પણ જેમ એક ઘણી વિદ્યાવાલા પુરૂષને માન પ્રતિષ્ઠા મળેછે અને તેજ તેનુ ભૂષણુ થાય છે, તેમ સ્ત્રીઓને જો સારી રસોઇ કરતા આવડે છે, તો તેથી તેમના માન પ્રતિષ્ઠામા પણ ઘણો વધારો થાય છે. મરદોએ ખરિદી આણેલા ખોરાકી પદાર્થો સારી રીતે પકાવીને તેમને જમાડવા, એ તો એક સ્ત્રીનો ધંધોજ છે પણજો ઉપલા આર્ટમાએક સ્ત્રી કાચી યા પછાતપરેલી જણાય તો તેનામા સમાયલા ભંડોલની ત્યાજ પરીક્ષા થઇ જાય છે પારસી કોમની કોલેજમા તાલિમ મેળવતી છોડીઓમાના ઘણા મોટા ભાગને આજે એક ઇંડુબી કરતા આવડતું નથી, એમ હુ હિમતથી કહી શકુ છુ અને તેથી તેવીઓને માટે ઉપલાના

જેવી પકવાન પોથીઓની વિશેષ જરૂર હુ જોઉં છુ. મારા વિચાર પ્રમાણે આપણા કુટુબના બાનુઓના 'ગાઇડન્સ' માટે ઉપલા પુસ્તકની એકેક નકલ ઘેરઘેર અવશ્ય મોજુદ હોવી જોઇએ. "

---

## યુગધર્મ જે૦ ૧૯૯૯.

" આ ઉપયોગી પુસ્તકની પ્રસ્તાવનામા રસોઇની વ્યવસ્થા, પાક સસ્કાર, ઘર ઉપયોગી પદાર્થો, જેવા કે.—દૂધ, ખાડ, મધ, આટો વગેરેની પરીક્ષા કરવાની રીત પણ બતાવેલી છે. પુસ્તક મોટુ છે અને તેમાં અનેક પ્રકારની વાનીઓ બનાવવાની વિગતો આપેલી "

---

## ભારતીય જ્યોતિષ ચંદ્રોદય ભાદ્રપદ ૧૯૭૯.

" ઇશ્વરકૃત સૃષ્ટિમાં સર્વ પ્રાણીઓના જીવનનો મુખ્યતર આધાર તેમને માટે નિર્માણ કરેલા આહાર કરવા યોગ્ય પદાર્થોપર અવલબીને રહેલો છે અને તેમા પણ મનુષ્યના આહારની રસિકતા અથવા વિશિષ્ટતા હમેશાં ઉંચા પ્રકારની પ્રભુએ ઘડેલી છે હવે એ આહાર કે જેનાપર મનુષ્યના પ્રચલિત વ્યવસાયના આધારરૂપ શરિરમાં રહેલી રસાદિ સાત

ધાતુઓનો આધાર રહેલો હોય છે તેમા જો કોઇપણ પ્રકારે વિકૃતિ થાય તો મનુષ્યોની તે ધાતુઓ પણ વિકાર પામે અને તેથી મનુષ્યની પ્રકૃતી પણ વિકાર પામતા મનુષ્ય વિવિધ પ્રકારના રોગોથી પીડીત થાય એમા આશ્ચર્ય નથી

આથી આહાર હંમેશા નિયમિત તથા વિવિધ પ્રકારની વસ્તુઓના સંમિશ્રણથી યુક્ત અને રૂચિકર હોવો જોઇએ કે જેથી મનુષ્ય પોતાના શારીરિક સામર્થ્યની સિદ્ધિ મેળવી શકે.

આ સર્વ જોતાં ગ. સ્વ. બ્હેન લલિતાગોરી તથા ગ સ્વ બ્હેન વિમલાગોરીએ બનાવેલુ 'પાકશાસ્ત્ર' નુ પુસ્તક આહારની વિવિધ પ્રકારની ચાલુ અથવા સામાયિક વાનીઓ બનાવવા માટે અત્યત ઉપયોગી છે એમ કહ્યા સિવાય ચાલતુ નથી જો કે પ્રકૃતિની વિરૂદ્ધતાના હેતુથી વસ્તુ માનામા કોઇ કોઇ વસ્તુની વિશેષતા અથવા ન્યુનતા કોઇને જોવ મા આવે એ સ્વાભાવિક છે છતા પણ એમા આવેલી પ્રક્રિયા જોતા એ પુસ્તક ઉત્તમ જ ગણી શકાય અને વેજી-ટેબલ પારસીઓ, યુરોપીઅનો અને મુસલમાનો વિગેરે તમામ પ્રજાને ઘણુ ઉપયોગી નીવડશે જ—અને તમામ કોમની સ્ત્રીઓ આ પુસ્તકથી ઘણી સતોષ પામશે જ

આ પાકશાસ્ત્રના પુસ્તકમા લગભગ ૨૮૫ વસ્તુઓ બના વવાનો સમાવેશ કરવામા આવ્યો છે જેમા ચાલુ ખોરાકીની

વસ્તુઓ જેવી કે વિવિધ જાતના ભાત, રોટલી, શાક વિગેરે તેમજ ચટણી, મુરબ્બાઓ, પાકો, તથા વિવિધ પ્રકારની મીઠાઇઓ વિગેરે આપવામાં આવ્યુ છે સાથે ઘરઉપયોગી રસોઇ કળા, પાક સસ્કાર, ઘર ઉપયોગી પદાર્થોની પરીક્ષા તથા ખોરાક સબધી કેટલીક ટુકી સૂચનાઓ પણ આપવામા આવેલી છે કે જે ઉપયોગી થઇ પડે તેવી છે. રસોઇની કળામા અનભિજ્ઞ એવી પ્રથમ ગૃહિણીને આ પુસ્તક ઘણુજ ઉપયોગી થઇ પડે એમ માનવામા અતિશયોક્તિ નથી અને તેથી ગુજરાતની ગૃહિણીઓ પાકકળામા કુશળ છે એવી સાર્વજનીક માન્યતાની સત્યતાને આ પુસ્તક દ્રઢતર રીતે પુરવાર કરે તો તેમા કાઇ નવાઇ નથી

અન્તમા જણાવવુ જોઇએ કે આ બને બેનોએ પોતાના સમયનો સદુપયોગ કરી ગુજરાતની ગૃહિણીઓની સેવા અર્થે આ જે પુસ્તક બહાર પાડયુ છે તે તેમનો પ્રયત્ન સ્તુત્ય છે અને ઇચ્છી શકીએ કે આવી જાતની સેવા કરવા અન્ય બહેનો પણ તત્પર થઇ સમયનો સદુપયોગ કરી જીવનનુ સાફલ્ય કરે ”